શ્રી શંખેશ્વર-પાર્શ્વનાથ સ્વામિને નમ

# પંચપરમેષ્ઠિનમસ્કાર મહામંત્ર

યાને

# જૈનધર્મનું સ્વરૂપ

સંયોજક અને સંપાદક
પન્યાસજી મહારાજ શ્રીચરણવિજયજી ગણિવર

પ્રકાશક
ગાંધી ચીમનલાલ નાથાલાલ માણસાવાળા
તથા છોટાલાલ લલ્લુભાઈ આખ. નારદીવાળા

વી૦ સં૦ ૨૪૬૦, વિ૦ સં૦ ૧૯૯૦ ઈસ્વી ૧૯૩૪
ત્રીજી આવૃત્તિ ૩૦૦૦

કિંમત
મહાભાગ્યશાળી આત્મા આ પુસ્તક સંપૂર્ણ વાંચે

## પ્રકાશકનુ નિવેદન

સાહિત્યના ક્ષેત્રના રક્ષકો, અર્થકરો અને અભ્યાસીઓ પ્રત્યે નમ્રતાપૂર્વક જણાવવાનુ કે, પંચપરમેષ્ઠિમહામંત્ર યાને જૈનધર્મનુંસ્વરૂપ, વીરનિર્વાણ સંવત ૨૪૭૮ વિ ૨૦૦૮ની સાલમા, પાટણ કેસરબાઈ જ્ઞાનમંદિરના સંચાલક, શ્રેષ્ઠિવર્ય નગીનદાસ કર્મચંદ સંઘવી તરફથી છપાએલુ, એકહજાર નકલો ખપીજવાથી અને અમારી જેવા બાળજીવોને સમજાય તેવી ભાષા હોવાનાકારણે, માગણીઓ ચાલુરહેવાથી, જેઠેના પૃષ્ઠોઉપર જણાવેલા ઉદાર સદ્ગૃહસ્થોની દ્રવ્યસહાય મળવાથી, આ બીજી આવૃત્તિ છપાવી બહાર પાડવા ભાગ્યશાળી થયા છીએ

પહેલી આવૃત્તિમા અશુદ્ધિઓ ઘણી હતી તે બધી સુધારવા શક્ય પ્રયાસ થયો છે તેમજ કેટલીક શ્રદ્ધેય આકર્ષક સામગ્રી, નવી પણ દાખલ કરવામા આવી છે તેથી પહેલાના પુસ્તકના સ્વરૂપમા થોડી ઉજ્વળતા અને રોચકતા વધવાથી, શ્રીવીતરાગશાસનના દેવ-ગુરુ-ધર્મની સામગ્રીના આરાધક આત્માઓને, પુસ્તક ગમવાસાથે ઉપકારક પણ થશે, એમ અમારૂ માનવુ છે

વાચકમહાશયોને સમજવા માટે—

ક્ષુધાલાગીહોય તોજ જમવાબેસનાર અને જમતા એઠું નહીંમુકનાર, આરોગ્યને પોષણ આપવા સાથે બુદ્ધિમાન ગણાય છે

ઔષધને અધુરૂ મુકનાર રાગ મુક્ત થતો નથી, અને દવાના પૈસા બરબાદ કરે છે મુસાફરી પુરી કર્યા વિના પાછો ફરનાર, પૈસા અને સમયને બરબાદ કરી, ઇચ્છેલા સ્થાનને જોઈ

શકયો નહી અને મૂર્ખ ગણાય છે

ચણવા શરૂ કરેલુ મુકામ અધુરૂ મુકીને–અમેરિકા, ઇંગ્લેન્ડ, રસિયા, ફરવા જનારના પૈસાની બરબાદી થવા સાથે આબરૂનુ પણ લીલામ ગણાય છે

એજપ્રમાણે શરૂકરેલુ પુસ્તક અધુરૂ મુકનાર, તત્ત્વ નિચોડ પામતો નથી અને સરસ્વતીદેવીના આશીર્વાદ મેલવી શકતો નથી અધુરા પુસ્તકો વાચનારા, સેકડો પુસ્તકો અધુરા રાખતા હોવાથી, કયારેપણ એકવિષયનાપણ જાણકાર થતા નથી

તેથી આપ સર્વવાચક મહાનુભાવોને અતિનમ્રપ્રાર્થના એજછેકે, પહેલા પાનાથી છેવટ સુધી સપૂર્ણ વાચશો તો, શ્રીજૈન ધર્મનુ, દેવ–ગુરુ–ધર્મનુ, દેવ કેવા જોઇએ, ગુરુ કેવા જોઇએ, ધર્મ કેવો હોય, આ બધુ બહુ ટુકાણમા પણ સમજવા મળશે

જેમ સપનુ ઝેર ભયકર છે સર્પને જોઇને પણ ભય લાગે છે ઘરમા સર્પ આવેલો ખમાયનહી સર્પ કરડે તો મરણ નીપજે છે સર્પને દેખનાર, બીજાઓને પણ સાવધાન બનાવે છે સર્પ કરડેલા માણસના ઝેરને ઉતરાવવા દૂર પણ જવુ પડે છે ટુકાણમા સર્પનુ દર્શન, ઘરમા પધરામણી કે સપનો દશ, માણસમાત્રને અતિભયકારક અને દુખદાયક હોવાથી અતિઅનિષ્ટ છે

તેમ આ સસાર પણ મહાભયકર છે હિંસાદિ ૧૮ પાપોના પરિવારભૂત સેકડો હજારો, પાપોના કરડીયા કે ખાણના જેવો છે પરતુ જગતને સસારનો જરાપણ ભય નથી, સર્પને ઘરમાથી કાઢ્યા વગર ચેન પડતુ નથી જ્યારે પાપો ઘરમા ઉભરાય તોજ આનદ વધે છે સર્પ કરડે તો માન

એકજ મરણ થાય છે સર્પ કયારેકજ અને કોઈકને જ કરડે છે, બધાને નહી જ જ્યારે સર્પ કરતા અનેક ગુણા ઝેરવાળા પાપો, પ્રાણીમાત્રની પાછળ પડ્યા છે એકજવાર નહી પરંતુ બારમાસ જીવના પુણ્યધનને ચૂસી રહેલા છે આ પાપોએ એકજ મરણ નહીં પરન્તુ અનન્તા મરણો અપાવ્યા છે અને નરકગતિ અને પશુગતિમા લઈ જઈ અનન્તા દુખો અપાવ્યાં છે પ્રાણીમાત્રને સર્પનો કે સર્પ જેવા દુખ અને મરણ દાયક સાધનો નો ભય લાગે છે પાપોનો જરાપણ ભય લાગતો નથી માટે જ અનન્તા મરણો થયા છે અને હજી કેટલીવાર જન્મો અને મરણો થશે, તેનો આંક જાણવા મળ્યો નથી જ, અને આપણા આત્મને એ આકડો જાણવા ઈચ્છા પણ પ્રકટી નથી

આપ સર્વને વિશ્વાસ હોય કે ન હોય, તમને સાચી વાત લાગે કે ન લાગે, પરન્તુ આપણે બધા લોહી-માસ-વિષ્ટા પેશાબની ખાણ જેવા, દુર્ગન્ધની ખાડી સમાન, અને ચુનાની ભઠ્ઠી જેવા, માતાના ઉદરમા=પેટમા, તે પણ ઊંધા મસ્તકે (પગ ઊંચા અને માથુ નીચુ) અનન્તીવાર જઈ આવ્યા છીએ, મહીનાઓ અને વર્ષો સુધી વસવાટ કરી આવ્યા છીએ

પછી જન્મીને હજારોવાર રોગ, શોક, વિયોગ અને પછી મરણ, આવા દુખવા પણ અનન્તીવાર ભોગવીને આવ્યા છીએ અને હજી પણ રાગ-દ્વેષ-વિષયો-કષાયો અને વાસનાઓને સમજાય નહી અને ત્યાગ કરવા ઈચ્છા થાયનહી તો, હજીપણ રોગ-શોક-વિયોગ-જન્મ-મરણનો આકડો અચોક્કસ જ છે

આપણા આત્માને ઉપરના મહાભયકર સર્પોમાથી

બચવામાટે, જૈનશાસનનો વસવાટ ઘણીજ સલામતીવાળો છે. આહી આવેલ આત્મા બીજુ કશુંજ ન કરી શકે, પરન્તુ માત્ર **નમસ્કારમહામન્ત્રને** સમજવા લક્ષ આપે, બરાબર સમજે, અને હમેશ જેટલો બચે તેટલો ટાઈમ, **શ્રીનમસ્કારમહામન્ત્રના** જાપમા ખર્ચે, નિદ્રામાથી જાગીને, પથારીમાથી પગ મુકતા, જમ્યા પહેલા, બહાર જવા પહેલા, વાહનમા બેસતા, ઉતરતા, કોઈ કાર્યનો પ્રારભ કર્યા પહેલા, ભયમા, રોગમા, આપત્તિમા, વેપારનો પ્રારભ કરતા, કોઈને ધન ધીરતા, ભાગીદારી કરતા, સુઈ જતા, ઔષધનું સેવન કર્યા પહેલા, બને તો સાત નવકાર ગણવાની, છેવટ એક તો જરૂર ગણવાની ટેવ હસે તો, શીવકુમાર અને શ્રીમતીની માફક મોટા ભયમાથી પણ બચી શકાશે

પચપરમેષ્ઠિનમસ્કારમહામન્ત્રનો જાપ, આ ચાલુ ભવના બધા દુખોથી બચાવી, પાપોની ઓળખાણ કરાવી, પાપો પ્રત્યે અણગમો ઉપજાવે છે પાપો છોડાવે છે દેવ–ગુરુ–ધર્મને ઓળખાવે છે અને સુદર્શનારાજકુમારી જેવાની માફક આત્માને ઉત્તરોત્તર આરાધક બનાવે છે માટે તમો બીજુ કશુ ન કરી શકો તો પણ, નમસ્કારમહામન્ત્રના જાપમા સાવધાન થવા આ પુસ્તકને જરૂર વાચશો

સૌ પ્રથમ અમારૂ **નિવેદન** વાચો, પછી **પ્રસ્તાવના** પુરી વાચો, પછી **વિષયદર્શન** વાચો, પછી શુદ્ધિપત્રકવડે પુસ્તકની અશુદ્ધિ મીટાવવા **શુદ્ધિપત્રકપૂર્ણ** વાચો આ વિષયો પણ આ પુસ્તક વાચવા તમને મદદગાર થશે પૂર્ણ વાચવા પ્રેરણા આપશે. માટે ટાઈટલ પેજથી યાવત્ પ્રશસ્તિ સુધીના

બધા વિષયો સંપૂર્ણ વાચશો

આ પુસ્તક ફરીને છપાવવા અમને જે જે મહાભાગ્ય-શાળી મહાશયોનો સહકાર મળ્યો છે તેમનો ઉપકાર માનવા પૂર્વક તેમના શુભારકનામો અનુમોદનાનો લાભ સમજી નીચે જણાવ્યા છે

શ્રી જૈનશાસનના સાત ક્ષેત્રોમા, બારે માસ દાનની નીક ચાલુજ રાખનાર, ક્ષેત્રના રક્ષપાલોને=મુનિરાજોને ઘેર પધારેલા જોઈ આનંદ પામનાર, ઘણીવાર દાન લેવા આવનારને તેમની કલ્પ નાથી પણ વધારે આપી આનન્દ પામનાર, પરમશ્રદ્ધાલુ દાનવીર **શેઠ શ્રી માણેકલાલ ચુનીલાલ જે પી** આ પુસ્તકની બીજી આવૃત્તિના પ્રકાશનમા મોખરે આવ્યા છે

૧૦૦૦ શેઠશ્રી જેઠાલાલ ચુનીલાલ ધીવાળા તથા શ્રાવિકા હીરાબેન જેઠાલાલના પુત્ર ચંદ્રકાન્તભાઈ તરફથી હા૦ ભાઈ અમરતલાલ જેઠાલાલ

૫૦૦ શેઠશ્રી. જીવતલાલ પ્રતાપશીભાઈ સંઘવી રાવ સાહેબ

૫૦૦ શેઠશ્રી ગુલાબચંદ ગફલભાઈ હળવદવાળા હાલ ઘાટકોપર

૭૫૦ શેઠશ્રી શાંતિલાલ ખેતસીભાઈ જામનગરવાળા ટ્રષ્ટ તરફથી હા૦ **ટ્રષ્ટીમંડળ**

૧૦૦૦ શ્રી લાલબાગ જૈન જ્ઞાનખાતુ હા૦ ટ્રષ્ટીમંડળ

૧૦૦૦ સંઘવી દેવકરણ મુળજી જૈન ઉપાશ્રય જ્ઞાનખાતુ મલાડ મુબઈ—૬૪

૧૦૦૦ ગાંધી નાથાલાલ મુળચંદ મોઢેરાવાળા હા૦ તેમના સુપુત્રો

૫૦૦ એક મહાભાગ્યશાળી ગૃહસ્થ. મલાડ–વેષ્ટ

૨૦૧ શેઠ મણીલાલ ભુરાભાઈ શ્રી ઝુવાડા હાલ મલાડ
૧૦૦ લાલબાગની શ્રાવિકા બહેનો મારફત જ્ઞાનખાતાના
૧૦૦ શાહ મણીલાલ જીવાભાઈ કાપડીઆ જુનાડીસા આસેડાવાળા હાલ મુબઈ
૧૦૦ શાહ અમરતલાલ પ્રેમચદ મોઢેરાવાળા હાલ મુબઈ
૧૦૧ શાહ પ્રેમજીભાઈ ખીયજી કચ્છવાળા હાલ મલાડ નેમાણી ચાલ
૧૦૧ એક મહાભાગ્યશાળી સદ્દગૃહસ્થ
૮૦૦ શ્રાવિકા શ્રીમતી મૂલીબાઈ નેમચદભાઈ મોરવાડાવાળા હા૦ ચીમનલાલ નાથાલાલ ગાંધી

આ પુસ્તક છપાવવા ઉપર મુજબ મહાનુભવોનો સહકાર મળ્યો હોવાથી, તે બધાજ ભાગ્યશાળી મહાશયોનો આભાર માનીએ છીએ

હવે આ પુસ્તક ભેટ લેનાર મહાભાગ્યશાળી આત્માઓ સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકા નીચેની અમારી પ્રાર્થના જરૂર વાચી અમલમા મુકો

આ પુસ્તક લગભગ ૧૦ માણુસ વાચી શકે તેવા માણુસોએ, અથવા ભેટ–લેનાર, મહાનુભાવ પોતે, દરસાલ ૧ વાર દશ વર્ષ સુધી વાચે, તેવા માણુસોએ જ આ પુસ્તક ભેટ લેવુ વ્યાજબી ગણાય

આ પુસ્તકને પ્રથમ કોરા, **ચીકણા** કાગળનુ **પુઠુ ચડાવી** આપપોતે વાચી કુટુબના વાચી શકે તેવા દરેકને વાચવા આગ્રહ કરવો **પાડોશીને, મિત્રોને, સગાઓને, નોકરને** આ પુસ્તક વાચવા પ્રેરણા કરશો

શ્રદ્ધા ન હોય, સમય ન હોય, ગરજ ન હોય, તેવા મહાભાગ્યશાળી પુરુષોએ આ પુસ્તક શા માટે લેવુ ? તમારા ત્યા જગ્યા રોકાશે, પુસ્તકની આશાતના થશે તો જ્ઞાનાવર્ણીય કર્મ બધાશે, માટે ખાસ વાચવાના રશિયા માટે જ આ પુસ્તક ઉપયોગી છે,

નિવેદક—ચીમનલાલ નાથાલાલ ગાધી તથા
છોટાલાલ લલ્લુભાઈ આખડ



સ્વર્ગવાસી થયા હતા

નેમચંદભાઈ પરિવાર સહિત પાટડી (વીરમગામ પાસે) રહેવા ગયા હતા તેથી તેમના અવસાન પછી પત્ની-પુત્ર કેટલોક વખત પાટડીમા રહી, પછી સમી (રાધનપુર પાસે) રહેવા આવ્યા હતા સુણીબાઈ ઘણા જ ભદ્રિક આત્મા હતા દાન-શીલ-તપશ્ચર્યામાં ઘણી લાગણીવાળા હતા

તેમનો બધો પરિવાર પહેલાથી જ પરલોક જવાથી, માત્ર માતા-પુત્ર બેજ સમી રહેતા હતા પાટડીમા ધર્મના નસ્કાર સિંચાયા અને ઉત્તરોત્તર વૃદ્ધિને પામવાથી, પુત્રને ચારિત્ર લેવાની ઇચ્છા થઈ દીક્ષા લેવાના ચોક્કસ પરિણામ થયા. પરન્તુ માતાને ફક્ત એક જ પુત્ર છે, પુત્રી પણ નથી તેથી માતા ચિત્તની પ્રસન્નતા પૂર્વક રજા આપે તો જ લેવી

માતા ધર્મરુચિ હતા, ભદ્રિક હતા, ઉદાર હતા તેથી ઘણા જ આનંદપૂર્વક પોતાના ઘર આગણે શક્તિ અનુસાર મહોત્સવ કરી, પુત્રને ખૂબ અનુમોદનાપૂર્વક **સમીમા** દીક્ષા અપાવી. પુત્રની દીક્ષા પછી, શ્રાવિકા સુણીમાનો શ્રાવિકાચાર ખૂબ વિકાસ પામ્યો હતો, તેમણે જીદગીમા ઘણી નાની મોટી તપશ્ચર્યા કરી હતી, તે નીચે મુજબ છે

૧, માસક્ષમણ કર્યું હતુ ૨, એકવર્ષીતપ કર્યો ૩, વીશ ઉપવાસનો સીંહાસન તપ કર્યો (જેમા પાચ ઉપવાસ-૧ બેસણું આ પ્રમાણે ચાર વખત પાચ પાચ ઉપવાસ કરી પૂર્ણ થાય છે) ૪, એક શાલમા છ અઠ્ઠાઈ (આઠ આઠ ઉપવાસ ક્યાં) ૫, સમવસરણ તપ ઉપવાસ ૬૪ (ચાર ઉપવાસ ૧ બેસણું ચારવાર કરી ૧૬ ઉપવાસ, ચાર વર્ષ કરવાથી ૬૪ ઉપવાસ

*

## એક મહાભાગ્યશાળી દંપતીનું ટૂંક જીવન વર્ણન

ગુજરાત દેશના બનાસકાંઠામાં મોરવાડા નામનું નાનું ગામ છે આ ગામની ૬૦ વર્ષ પહેલા ઘણી જ સારી આબાદી હતી, તે વખતે જૈનોના ૫૦-૬૦ ઘરો હતા હાલતો કાળનો ખૂબ જ આચકો લાગવાથી લગભગ ૨૦ ઘરો છે ગગનચુંબી મનોહર બે જિનાલય છે ગામના મધ્ય દેરાસરમાં ૭મા સુપાર્શ્વનાથસ્વામી વિગેરે ૧૧ પ્રાચીન પ્રતિમાજીબિરાજમાન છે બીજું વરખડીના નામથી પ્રસિદ્ધ દેરાસરમા ત્રણમાળનું ધાબા ધાટનું પણ ઘણું જ ઊંચુ અને સુંદર છે બને જિનાલયો દશદશ માઈલ દુરથી દેખાય છે ઘણા સુંદર દર્શન કરવા યોગ્ય છે

આ મોરવાડા ગામમા (ગુજરાત કાઠીયાવાડમા હમણા પણ લગભગ એક હજાર ઘરની વસતિ છે તે પૈકીના) સંઘવી કુટુંબના છ ઘર હતા તેમા નેમચંદ સંઘવી નામના સુશ્રાવક વસતા હતા નેમચંદભાઈ તે કાળના મનુષ્યોમા અક્કલ અને વિદ્યામા મોખરે ગણાયા હતા

પ્રાય આવાત ૧૯૬૦ આસપાસની ગણાય આકાળમા સાધુ-સાધ્વીઓની અતિઅલ્પ સંખ્યા હોવાથી, લગભગ આ પ્રદેશમા ઓછા આગમનના કારણે શ્રાવકવર્ગમાં ધાર્મિકજ્ઞાન અતિઅલ્પ અને બહુ થોડા માણસોમા જ દેખાતું નેમચંદભાઈનું દેશના માણસોની દૃષ્ટિએ ધાર્મિકજ્ઞાન સારુ હતુ

**નેમચંદભાઈના ધર્મપત્નીનુ નામ શ્રાવિકા સુલીબાઇ** હતુ જેઓ છેલ્લી જીંદગીમા સુલીમાના નામથી જ ઓળખાતા હતા નેમચંદભાઈ ભાગ્યની પ્રતિકૂલતાના કારણે, નાનીવયથી જ અતિવર્ષ રોગના હુમલા ચાલુ રહેવાથી, ૪૩ વર્ષની મધ્યવયમા

જુનાડીસા–આસેડાથી નીકળેલા આબુગિરિના સ ઘમાં પાદચાર, એકાશણુ, યાત્રા કરી દાનબુદ્ધિ પણ શક્તિ અનુસાર ખૂબ હતી લેવાની ભાવના નહી, આપવાની ભાવના વધારે હતી

આ પ્રમાણે ભાગ્યશાળી આત્માનુ જીવન ચરિત્ર લખ્યુ છે.

**પ્રશ્ન**—ગુરુપુરુષોના જીવનચરિત્ર લખાય તેતો વ્યાજબી છે પર તુ સ સારી માતા પતાના જીવનચરિત્ર લખી શકાય ખરા ?

**ઉત્તર**—લોકપ્રકાશના બનાવનાર ઉપાધ્યાયજી મહારાજ **શ્રીવિનયવિજયજીગણિવર** સાહેબે લોકપ્રકાશના પ્રત્યેક સગ ની સમાપ્તિમા માતા પિતાને યાદ કર્યા છે આ પ્રમાણે **હીરસૌભાગ્યના** કર્તા **દેવવિમલગણિવરે** પણ પ્રત્યેક સર્ગની સમાપ્તિમા માતા પિતાને યાદ કરવામા આવ્યા છે

અમે પણ તેમનુ જીવનચરિત્ર લખ્યુ નથી માત્ર તેમની, આરાધના જ લખી છે, તેનુ કારણ, માતા પિતા અપ્રતિકાર્ય છે મારા માટે માતાપિતાનો ઉપકાર ન ભૂલાય તેવો છે સેવા કરવાના સમયે માતા પિતાના ઉપકારની સમજણ હતી જ નહી મા અને બાપ કેટલા ઉપકારી છે ? આવી વિચારણા પણ તે વખતે આવી નથી માતા પિતાના ઉપકારોને જીવ જો વિચારે તો, આખી જીદગી પગચ પી કરે તોપણ, બદલો વાળવો અશક્ય જ છે આ જગતના બીજા બીજા ઉપકાર કરનારા સર્વને એક બાજુ રાખીએ, અને એક બાજુ માતા પિતાના ઉપકારોને રખાયતો, માબાપ તરફનુ છાબડુ જ જોર દાર રહે છે

કોઈ મહાપુરુષ ફરમાવી ગયા છે કે

૧૯ બેસણા) ૯, ૧૩ કાઠીયાના ૧૩ અઠ્ઠમ ૭, ગિરિરાજમા સાતછઠ્ઠ અને બે અઠ્ઠમ ૮, અગ્યાર ગણધરના ૧૧ છઠ્ઠા ૯, છુટી છુટી બીજી પાચ અઠાઈઓ ૧૦, એકવાર સોળ ઉપવાસ ૧૧, દશ ઉપવાસ એકવાર ૧૨, છ છ ઉપવાસ છ વખત થયા ૧૩, એકવાર સિદ્ધિતપ, (૩૬ ઉપવાસ આઠ બેસણા) ૧૪, એકવાર સાત ઉપવાસ ઉપર ક્ષીરનુ એકાશણું ૧૫, પાચ ઉપવાસ ૧ વાર, ૧૬, ચાર ઉપવાસ ૧ ૧૭, વીશસ્થાનકની ઓળી ચાર (કુલ-ઉ૦ ૮૪) ૧૮, વર્ધમાન તપની ઓળી ૧૮ ૧૯, નવપદની ઓળી ઘણા વર્ષ સુધી (પ્રાય દશઓળી કરતા હતા તેમને સખ્યા યાદન હતી) ૨૦, રોહિણી તપ ૭ વર્ષ–૭ માસ (લગભગ ૨૦૦ ઉપવાસ) ૨૧, પોષ દશમ ૩૦–૪૦ વર્ષ

આ ઉપરાત–માસમા બે ચૌદશ ઉપવાસ, બે આઠમ આબીલ અને (જીવ્યા ત્યા સુધી) ઉતિથિ અને વદી ૧૦ બારે માસ એકાશણા કરતા હતા, ઉકાળુ પાણી બારે માસ ૩૪ વર્ષથી લગભગ પીતા હતા

તેમની ટેક જોરદાર હતી આબીલ કે એકાશણાની તિથિ હોય સગવડના અભાવે પણ તે તપ–બધ ન રહે માદગીમા પણ તિથિ સચવાતી હતી

ગિરિરાજમા ચારવાર ચોમાસા કર્યા નવાણું એકવાર કરી બેવાર પોતાના ગામથી પાલીતણા સુધી એકાશણું અને પગે ચાલી સઘમા છરી પાળતા યાત્રા કરી

પાટણથી કચ્છ, ભદ્રેશ્વર, અબડાસો, કાઠી, વાગડ, મોરબી, વાકાનેર, રાજકોટ, જામનગર, ગિરનારના સઘમા ચાર માસ સુધી એકાશણા, પાદ મુસાફરી યાત્રા કરી

# પંચપરમેષ્ઠિનમસ્કારમહામંત્રનો વિષયાનુક્રમ

व्यूढो गर्भ प्रसवसमये सोढमत्युग्रशूलं ।
पथ्याहारैः स्नपनविधिभिः स्तन्यपानप्रयत्नै ।
विष्टामुत्रप्रभृतिमलिनै कष्टमासाद्य भूरि ।
त्रात पुत्र कथमपि यया, स्तूयते सैव माता ॥

અર્થ—નવમાસ ગર્ભધારણ કર્યો પ્રસવસમયે અત્યુગ્ર વેદના ભોગવી, જન્મ્યા પછી હમેશ સ્નાન સ્તપાન બાલક માફુનપડેમાટે, પોતે ખાવાની કાળજી રાખવી તે પથ્યાહાર, ઝાડા વિગેરેથી ખરાબ કરેલા, વસ્ત્રોનુ ક્ષાલન, ઝાડા પેશાબની શુદ્ધિ કરવી, મુસાફરીમા ઉપાડીને ચાલવુ, ગરીબી હોય, પતિની ગેરહાજરી હોયતો મજુરીકરી બાળકોને ઉચ્છેરવા ઘરમા આવેલી સારી વસ્તુ પોતે ન ખાઈ બાળકોને આપવી કેટલાક કજીઆળા બાળકો આખીરાત રોવાથી માતાની ઉંઘ બગડાવે તોપણુ, બાળકો માટેની માતાની સહન શીલતા અવર્ણનીય જ છે

હુ પોતે માતાની ઉદારતાથી ચારિત્ર લેઈ શકયો છુ પિતાના ગુણો યાદ કરૂ તો અતિ આનદ જ થાય છે પરન્તુ તેઓ તો ઘણી વેલી વયમા પરલોક પ્રયાણુ કરી ગયા હતા એટલે તેમની સેવા થઈ નથી, જૈનધર્મ પણુ સમજાવી શકયો નથી પરન્તુ તેમના ગુણો જરૂર યાદ આવે છે પિતાશ્રીની આરાધના મારા બાલ્યકાલની હશે, તે મને ધ્યાનમા જ નથી. અને માતુશ્રીની આરાધનાઓ સાક્ષાત અનુભવેલી, તેમના મુખથી લખી લીધેલી, અનુમોદનીય હોઈ જણાવી છે

પૃષ્ઠ

# विश्ववंद्य महर्षि आचार्य कुंथुसागरजीका अमरजीवन

परमपूज्य चारित्रचक्रवर्ति आचार्य शांतिसागर महाराजके अनेक प्रभावक शिष्योंमें आचार्य कुंथुसागरजी अलौकिक तेजको प्रकट कर गये, इसमें कोई संदेह नहीं। आचार्यश्रीको अपने इस शिष्यसे विशिष्ट प्रभावनाकी आशा थी। मामूली पढे लिखे एक साधारण कृषि व्यवसायमें व्यस्त पुरुष अपने अध्यवसाय, लगन व सतत परिश्रमसे अल्पकालमें इतने महान् पुरुष साबित हुआ यह आश्चर्य उत्पन्न किये विना नहीं रह सकता है। आचार्यश्रीने आपको मुनिदीक्षाके बाद कुंथुसागर नामाभिधान किया। शायद इसमें भी कोई गूढ सन्निवेश हो। तीर्थंकर परंपरामें भी शांतिनाथके बाद कुंथुनाथका ही तीर्थ आया था। परंतु दैवचक्र तो दैवतन्त्रसे दरेशित साधु संतोंके प्रति भी अपना प्रभाव दिखाये विना नहीं छोडता है। कुछ ही समयके लिए क्यों न हो इस महापुरुषने अपने सुयोग्य गुरुके सुयोग्य शिष्यत्वको सिद्ध किया। इसमें कोई संदेह नहीं है।

विश्वोद्धार—आपके हृदयमें विश्वोद्धारकी भावना कूट कूटकर भरी हुई थी। आप इस वीतराग शासनको विश्वधर्म सिद्ध करदेना चाहते थे। यही कारण है कि आपने कुछ ही समयमें अपने पुण्यविहारसे जनसाधारणकी दृष्टि इस ओर आकर्षित कर लिया था। सर्व साधारणका अनुराग जैनधर्मके

પૃષ્ઠ

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

**પ્ર૦**—પુસ્તક બનાવવાની પાછલ પ્રયોજન શું હોય છે

ઉ૦—પૂર્વના મહાપુરુષોએ રચેલા અનેક ગ્રન્થોમા, પુસ્તક રચનાના અનાન્તર અને પરપર, વક્તા અને શ્રોતાને લક્ષમા રાખી, બે પ્રયોજન બતાવ્યા છે ગ્રન્થકારને **તત્કાળપ્રયોજન,** ભવ્યજીવોને=અર્થીઆત્માઓને જૈનશાસનના તત્ત્વો સમજવા રૂપ ઉપકાર થાય છે અને તેના સ્વાધ્યાય અને ઉપકારના ફલ સ્વરૂપ **પર પરપ્રયોજન,** અ૯પભવોમા મોક્ષપ્રાપ્તિ થવાની આશા બધાય છે

તથા ગ્રન્થના વાચનાર અને સમજીને તત્ત્વ નિચોડ મેળવનાર, આત્માઓને **તત્કાળપ્રયોજન,** તત્ત્વની સમજણ મળે છે અને **પરંપરપ્રયોજન,** તત્ત્વ નિચોડ પામીને હેયનો ત્યાગ અને ઉપાદેયનો આદર, ક્રમસર વધતા વધતા પ્રા તે સર્વસ્વ ત્યાગથી અપવર્ગ પ્રાપ્તિની આશા

**પ્ર૦—ગ્રન્થો બનાવવા કે ઉપદેશ આપવો** આ બાબત કોઈપણ એટલે ગમે તે=બધા જ કરી શકે કે, અમુક જ ગ્રન્થો બનાવી શકે? યા ઉપદેશ આપી શકે? આવી કાઈ વ્યવસ્થા ખરી?

ઉ૦—અજ્ઞાની આત્માઓ દ્વારા ઉપદેશ અપાય, ભાષણો અપાય, અથવા લેખો લખાય કે પુસ્તકો બનાવાય આબધામા એક પાક્ષિક નુકસાન જ થાય છે=પાપ લાગે છે, કર્મ બધાય છે

**તથાચ સાક્ષી—अन्नाणी वक्खाण करेइ तस्स होइ पावकलं ॥**

**અર્થ**—અજ્ઞાની મનુષ્ય વ્યાખ્યાન કરે કે, ઉપલક્ષણથી ગ્રન્થ બનાવે, તેનુ ફળ પાપ છે

પ્ર૦—અમે અજ્ઞાનીની વાત કરતા જ નથી અજ્ઞાની વ્યાખ્યાન=ભાષણ કરી શકે જ નહી, પછી ગ્રંથ બનાવવાની વાત જ શી? અમે તો જાણકાર હોય, નદીનાઓ સુધી હજારો માણસો વચ્ચે વ્યાખ્યાન આપી શકતા હોય, લોકોની સભાઓ ભરાતી હોય, તાળીઓના ગડગડાટ થતા હોય, આવા વિદ્વાનો વ્યાખ્યાન કરે કે પુસ્તક રચના કરે, તો લોકઉપકાર થાય, અને પ્રાન્તે મોક્ષપણ પામે, આવાત બરાબર ખરીને?

ઉ૦—નાના કે મોટા લખાણથી કે ભાષણથી, વાચ નારને કે સાભળનારને, હિંસાદિ પાપો, બધ કરવા ઈચ્છા થાય, તથા ક્રોધાદિ-કુટેવો અને વિષયની વાસનાઓ ઉપર કાબુલા વવા ભાવના જાગે, છેવટે પાપો, કુટેવો અને વાસનાઓ પ્રત્યે સૂગ પણ થાય, નફરત થાય, ધૃણા થાય, આવા ભાષણો કરનાર કે પુસ્તકો લખનાર, સ્વપરનુ હિત કરનારા જરૂર થાય છે

પરતુ જમાનાના નામે, દેશકાળના નામે, લોકોને પસદ પડે તેવું બોલાય કે લખાય, જેમકે માચ્છલાને મારી નાખવા તેને મત્સ્ય ઉદ્યોગ, દેડકાનો ઉદ્યોગ, સર્પો,વાનરાઓ પકડવાનો ઉદ્યોગ, તથા મરઘા-બતકાની ઉચ્છેરપાલન કેવળ તેમના નાશની જ વાત હોવા છતા, મરઘા પાલન, મરઘા ઉચ્છેર, આવી વાતોના ભાષણો કરીને, છાપાઓમા લેખો આપીને કે આણ્વિ વિજ્ઞાન જેવા પુસ્તકો લખીને, લોકનેવા કે આત્મકલ્યાણ સમજતા હોય, તેવાઓ સ્વ અને પર બન્નેને પાપના ખાડામા પાડનારા જ છે

પ્ર૦—ત્યારે આજે દુનિયામા ચાલી રહેલી સેવાની-લાઈનો, જેમકે-શહેર[illegible]ઈ,નગરરક્ષાપાલિકા, ગ્રામપ

આ બધા લોક સેવાના ક્ષેત્રો છે અને ઘણા ધ ધાધારી, ખૂબ વ્યવસાયી માણસો પણ, કેવળ સેવાનાજ ધ્યેયથી, પોતાના અ ગ-તકામો અગાડીને પણ, ટાઈમનો લોગ આપે છે, પાઈ પગાર પણ લેતા નથી સારૂ કરવા છતા અનેકોને અણગમતુ લાગી જવાથી, ખૂન સુધીના હુમલાના ભયો કે ભાગીદાર થવાની આગાહી હોય છે, છતા લાભ ન થાય, આ ગળે ન ઉતરે તેવી વાત છે

ઉ૦-આ બધાનુ મૂલ રાજા ગણાય છે 'યથા રાજા તથા પ્રજા" જો રામચન્દ્રમહારાજકે યુધિષ્ઠિરમહારાજ જેવા રાજા ઓના રાજ્ય હોય, અને કાર્ય કરનાર આત્માનુલક્ષી હોય તો, વસ્તુપાલ તેજપાલાદિની પેઠે, રાજકીય કામો પણ, સ્વપરના હિતકારક વખતે થાય

પરન્તુ જે કાળમા રાજા કે રાજ્યાધિકારીવર્ગ, કેવળ અનાર્યોનુ કે મ્લેચ્છોનુ અનુકરણ કરનારા હોય, તેવા કાળમા સેવાનો નહી પણ હિંસાનો લાભ થાય છે આજકાલ નગર પાલિકા શબ્દનો અર્થ, કુતરાઓને મારીનાખવા, ઉંદરડા મારવાની સગવડો આપવી, નગરમા રહેતા માસાહારીઓ કે મરઘી-ઇંડા ખાનારાઓને, તે તે સગવડો પુરી પાડવી, આવોજ અર્થ થાય છે

આ બધી સામગ્રીને પહોચી વળવા, તેતે પ્રકારના આયોજનો ગોઠવવા, આવી બધી સસ્થાઓમા જોડાવું, આગળ પડતો ભાગલેવો, સભાઓમા હાજરી આપવી, આત્માને ખોટુ સમજાય તોપણ પ્રતિકાર ન કરવો, અને મૌન બેસી રહેવુ, આ બધુ આત્મવચના જ છે આવા કાર્યોને સેવાનો સ્વાગ

સજાવાય છે, તે પણ દરુજ છે

પ્ર૦—આ બધાનુ મૂલ રાજા ગણાય, પરતુ હાલનો રાજા કોઈ છેજ નહી હમણુતો, આખી દુનીયાના ડાયા માણસોની રચાએલી સરકાર છે એટલે રાજાના ડાયદાકે ભયને સ્થાનજ કયા છે આજની સરકારતો રામરાજ્ય સ્થાપવાના સ્વપ્ન સેવે છે

ઉ૦—રામરાજ્યની વાતો સાભળી ભોળા લોકો આનદ પામતા હશે બાકી રામના રાજ્યમા તો કોઈક માણુને કુતરાને લાકડી મારેલી, અને કુતરાની કેડ ભાગી ગઈ, તેનોપણ રામની અદાલતમા ન્યાય તોળાયો હતો

અને આ રાજ્ય આવ્યા પછી તો, જેમને જેમને ખોટુ દેખાયુ છે, એવા લોકો ખુલ્લખુલ્લા લખે છે કે, આ સરકાર આવ્યા પછી હિંસા ખૂબ વધી. એટલે કતલખાના વધ્યા, માછલા પકડવાના સાધનો વધ્યા, દેડકા—સર્પો—વાનરા—વાઓની સખ્યામા પરદેશ જઈ રહ્યા છે

એટલે હિંસા ખૂબ વધી, ખૂન વધ્યા, આત્મઘાતો વધ્યા, ચોરી—લુચ્ચાઈ—નફટાઈ—સ્વચ્છદતા — અનાચાર — નિર્લજ્જતા સ્વાર્થાન્ધતા—ગર્ભપાત, આવુ આવુ વધવામા ઓછાશ નથી સરકાર ના કરવેરા, ધર્મસ્થાનો ઉપર પણ સરકારની સત્તા, આ બધુ રામરાજ્યના નામે કેટલુ વિપરીત ચાલી રહ્યુ છે, તે સાભળતા પણ કપવાની છુટે તેવુ છે

પ્ર૦—મૂળવાત આપણી પુસ્તકો બનાવવાના અધિકાર અગેની હતી થોડુ વિષયાન્તર થઈ ગયુ હવે ટુકી વાત ઉપર આવીએ, કે, વિદ્વાન—જ્ઞાની—અનુભવી પુસ્તકો લખે તો લાભ ખરો કે નહી.

ઉ૦-શ્રીવીતરાગશાસનનો માર્ગ ખ્યાલમા આવ્યો હોય, જૈનશાસનના તત્ત્વોના મમ સમજાયા હોય, ઉત્સૂત્રપ્રરૂપણાનો ભય લાગતો હોય, ઉત્સૂત્રપરૂપણા ન થઈ જાય તેની કાળજી હોય, એવો આત્મા, સાવધાનપણે ખૂબકાળજી રાખી લખેતો સ્વપરને હિતકારક જરૂર થાય શ્રીવીતરાગશાસનના ગ્રન્થોમા ફરમાવ્યુ છે કે, **સમ્યગ્દૃષ્ટિઆત્મા** ગમે તે પુસ્તક વાચે તેમા તેને લાભ જ છે

પ્ર૦—મિથ્યાવાસિત મનુષ્યોના બનાવેલા ગ્રન્થોમા પ્રાય હિંસા અબ્રહ્મચર્ય વિગેરે, આત્માને અહિતકર વાતોના સમર્થન પણ કરાયેલા હોય છે આવુ વાચન બાળજીવોને નુકસાન કારક જ થાય, છતા લાભકારક થાય તેવુ કેમ લખ્યુ છે?

ઉ૦—સમજણવગરના હોય, વિચારવગરના હોય, અને શ્રીવીતરાગ શાસનની શ્રદ્ધાવગરના હોય, તેવા આત્માઓને મિથ્યાદૃષ્ટિઓના બનાવેલા ગ્રન્થો વાચવાથી નુકસાન જ થાય છે પરન્તુ અમે તો એટલા જ માટે **સમ્યગ્દૃષ્ટિ** આત્મા લખેલ છે જુઓ સમકિતધારી આત્માનુ લક્ષણ

**"સર્વપથના ગ્રન્થને, વાચે સમકિતવંત ।**
**નાવે વિપરીતવાસના, પણજિન વચને ખત ॥**
**સમકિત ધારી જીવડો, ભલે ગમે ત્યા જાય ।**
**જિનમતમા પાકો બને, અન્યમતિ નવ થાય ॥**
**વાચે શાસ્ત્રો વિશ્વના, તન્મય કયાય ન થાય ।**
**પણ જિનવર વચનો વિરો, બદ્ધમૂલ થઈ જાય ॥**
**અન્યમત શાસ્ત્રો વાચતા, જિનમત નહી પલટાય ।**
**આચોરાગમજીડનો, સાણુ કેમ ધોવાય? ॥**

પરમતને વાચી બને, જિનમતમા મજબૂત ।
વદે તત્ત્વ જિનવાણુને, સમકિતદૃષ્ટિપ્રત" ॥

આ ઉપરથી સમજાય છે કે સમકિત પામેલો આત્મા "अमेध्यादपि काञ्चन વિષ્ટામાથી પણ સુવર્ણ લેવાની સમ જણવાળો હોય છે

પ્ર૦—સમકિતધારી આત્મા સારાનો કે ખોટાનો ભેદ સમજી શકે? બીજા ન સમજી શકે તેનુ કારણ શુ?

ઉ૦—સમકિત શબ્દનો જ એ અર્થ છે કે, જગતભરની સારી અને ખોટી વસ્તુને સમજે, સમજવા ઉદ્યમ કરે તેમા પણ સુદેવ-કુદેવને, સુગુરુ-કુગુરુને, સુધર્મ-કુધર્મને, ચોક્કસ સમજે સમજવા પ્રયાસ કરે ગમે તેને મસ્તક નમાવે નહી

પ્ર૦—જૈન હોય એટલા જ સારા, બીજા બધા જ ખોટા એમને?

ઉ૦—જૈનવેશધારી કે નામધારીને પણ, માર્ગ ભુલેલા હોય તો સમજીને ત્યાગ જ કરવા, હાથ પણ ન જોડવા જ્ઞાનિપુરુષોએ અનેક સૂચનાઓ કરી જ છે એટલે જૈનશાસનમા નામને-વેશને-વિદ્વત્તાને કે અન્ય કોઈ ડોળ ડીમાકને સ્થાન છે એવુ નથી પરન્તુ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપમા આદરવાળા હોય, તેનો જ આદર હોય છે આજ કારણથી સમ્યક્ત્વધારી આત્માને, પ્રાય લખવા વાચવામા ભૂલોપડવા સભવ ઓછો જાણવો બાકીના માત્ર લોક હેરીમાજ તણાએલા આત્માઓ, ભલે જન્મે જૈન હોય તો પણ પુસ્તકો બનાવે, લેખો લખે અથવા ભાષણો કરે તેવાઓ કઈ જવ્યા અને કયારે શું બાફી નાખસે? એનો નિર્ણય નહી—પુસ્તક

બનાવવાનુ પ્રયોજન શુ ? આ આપણો પ્રારભનો પ્રશ્ન છે. તેનો નિચોડ એ આવ્યો કે જૈનશાસન પરિણામ પામ્યુ હોય એવા, શ્રીવીતરાગ શાસનની શ્રદ્ધાવાળા, શાસ્ત્રોના અનુભવી હોય તેવા, વિચાર પૂર્વક બોલે કે લખે તો, સ્વપરને ઉપકારી થાય છે આહી પ્રશ્ન એ છે કે

પ્ર૦—પ્રભુ શ્રીમહાવીરદેવથી અત્યાર સુધી હજારો મહાપુરુષો થયા છે તે બુદ્ધિના સમુદ્ર હતા, તે તે મહાપુરુષોના બનાવેલા, એકએકથી ચઢી જાય તેવા, એક એક વિષય ઉપર પણ, સખ્યા બન્ધ ગ્રન્થો સસ્કૃત—પ્રાકૃત અને પાછળથી ગુજરાતીમા પણ રચાયેલા, હજારોની સખ્યામા વિદ્યમાન છે, અને તે પણ ભલભલા વિદ્વાનોની બુદ્ધિને ચમત્કાર ઉપજાવે તેવા છે, ખરી આત્માનુ કલ્યાણ થાય તેવા છે, તો પછી આવા નવાનવા પુસ્તકો બનાવવાની શી જરૂર ?

ઉ૦—તમારી દલિલ બરાબર છે પરતુ આ અવસર્પિણી પડનો કાળ છે, ગણધર ભગવન્તો મહાબુદ્ધિશાળી હતા એમના વચનો ખૂબ ગૂઢાર્થ હોવાથી, તે સૂત્રોને સમજવા માટે, નિર્યુક્તિ ભાષ્ય તે પછી ચૂર્ણીઓ, ટીકાઓ અનુક્રમવાર બનતી ગઈ એનુ કારણ એજકે, શ્રીઋષભદેવસ્વામીથી છેલ્લા તીર્થંકર ભગવાનમહાવીરસ્વામી સુધી ઉત્તરોત્તર પડનો કાળ આવતો ગયો

તેથી આયુષ, શરીરપ્રમાણ, રૂપ, બલ, શબ્દ–રૂપ–ગન્ધ આદિમા ક્રમેક્રમે ઘટાડો થતો ગયો એટલે પ્રભુ શ્રીમહાવીરદેવના ગણધર મહારાજોના પછીના કાળના જીવોમા પણ ઉત્તરોત્તર સમજણશક્તિ ઓછી થવાથી, પૂર્વના મહર્ષિઓના

प्रति उत्पन्न होगया था। और वीतराग धर्मसे जैनेतर समाज भी प्रभावित हुआ था। क्या जैन, क्या वैष्णव, क्या हिंदू व क्या मुसलमान सभी आचार्यश्रीके भक्त बनगये थे। आचार्यश्रीका जीवन कुछ समय और होता तो अवश्य ही वे इसे एक प्रभावक धर्म सिद्ध करते।

नरेंद्रवद्यत्व—अनेक नरेश आपके पदकमलके परमभक्त बने थे। बडोदा राजधानीमें आपका शानदार स्वागत राजकीय इवाजमेके साथ हुआ। प्रधान मिनिस्टरकी उपस्थितिमें आपका सार्वजनिक तत्वोपदेश हुआ था। गुजरात व बागडके प्राय: सर्व नरेश आपके परमभक्त थे। अलुवा, टीवा, ओराण, बलासणा, सुदासणा, पेथापुर, डूंगरपुर, बांसवाडा, मोहनपुर, आदिके नरेश आपका उपदेश सुनने के लिए सदा लालायित रहते थे। इन राजघरानोंमें जैनधर्मके प्रति एवं जैनसाधुओंके प्रति अनुराग उत्पन्न होनेमें आचार्यश्रीकी आत्मा ही प्रधान कारण है। अनेक राज्योंमें आचार्यश्रीके जन्मदिनके उपलक्ष्य में अहिंसा दिन मनानेकी शाही घोषणा हो चुकी है। वहांपर आचार्यश्रीके अमरजीवनकी ज्योति आचन्द्रार्क स्थिररूपसे प्रज्वलित होती रहेगी।

ग्रंथनिर्माण:—आपने विश्वहितके लिए केवल उपदेशके द्वारा प्रयत्न नहीं किया है, किंतु ग्रंथनिर्माण कर युगयुगांतरमें भी विश्व कल्याणका संदेश विश्वके सामने स्थिर रखनेका महत्व कार्य किया है। आपकी ग्रंथनिर्माणशैली, अत्यंत सरल व सुरविपूर्ण है। आबालवृद्ध आपके ग्रंथोंको समझ सकते हैं।

મોક્ષ પણ પામી શકે છે

આજ ન્યાયથી અનેક ભયકર હિંસાઓ કરનાર **ચડકી-** **વિકસર્પ**,માત્ર પ્રભુશ્રીમહાવીરસ્વામીના बुज्झ बुज्झ चण्डकोसीया માત્ર શબ્દો સાભળી માર્ગનો પલટો પામી, અનશન ઉચ્ચરી, નરકના બદલે આઠમા સ્વર્ગે ગયો

તથા ચોર, ડાકુ, ચિલાતીદાસીપુત્ર, પોતાના ઉપકારી આશ્રયદાતાના ઘરમા લુટારુઓને ઘુસાડી, શેઠની મીલ્કત સાથે શેઠની વ્હાલી પુત્રીને ઉઠાવી જનાર, અને રસ્તામા તેજ વિશ્વાસુ અને અનેક આશા ભરેલી બાળા સુષમાનુ, નિર્દયખૂન કરનાર પણ, મહામુનિરાજના માત્ર ઉપશમ વિવેક, અને સવર ત્રણજ પદો સાભળી વિચારી નરકના બદલે, તે તેજ ચિલાતીપુત્ર પણ ઉપરના પદોમા તન્મય બનીને આઠમા દેવલોક ગયો

આવા અનેક દાખલાઓથી સમજાય છે કે, શ્રીવીતરાગ દેવોના વચનો થોડા કે ઘણા, પરતુ સાભળનાર કે વાચનાર **વિચારક હોય તો**, હજારો ભવોના પાપોને પણ ક્ષય કરી શકે છે માટેજ જ્ઞાનીપુરુષોએ જ્ઞાન અને ક્રિયા બેમા પણ **જ્ઞાનનીજ** મુખ્યતા જણાવી છે

વળી આપણા આ પુસ્તકમા તો, સર્વઆગમનો સાર અથવા ચૌદપૂર્વનો સાર નમસ્કારમહામત્રજ વિવેચાયો છે તેમા પણ અરિહત-સિદ્ધ-સૂરિ-ઉપાધ્યાય અને મુનિપણાની ઓળખાણ આપવામા આવી છે

**પ્ર૦**-શ્રી નમસ્કારમહામત્રને દ્વાદશાગીનો અથવા ચૌદ પૂર્વનોસાર કહ્યો છે તે કેવી રીતે

ઉ૦-શ્રી વીતરાગદેવોના વચનો બધાજ સા

વાળા જીવો માટે, અતિ સરળ-ગ્રામ્યભાષામા લખાયેલા આવદ પુસ્તકો પણ, શ્રીજૈનમાર્ગને સમજવા માટે જરૂર ઉપયોગી થવા સભવ ગણાય

જેમ શહેરોમા દશ દશ લાખનુ કે એનાથી પણ વધારે સીલિક કાપડ રાખનારા કાપડના વેપારીઓ હોવા છતા, લાખ પચ્ચાસ હજારનો માલ રાખનારા પણ હોય છે વળી દશવીશ હજારનો માલ રાખનારા પણ હોય છે બેપાચ હજારનો રાખનારા પણ હોય છે અને ફેરીયા પણ હોય છે

આહી જેમ નાની મોટી દુકાનોવાળાથી લોકોને અનુકુલતા મળવાય છે, અને દુકાનોવાળા પણ પોતાની સામગ્રી અનુસાર, જરૂર પોતે કાઈક કમાય છે તેમ શ્રી વીતરાગશાસનની નાની મોટી આરાધનાઓ પણ, જીવભેદે યથાયોગ્ય લાભ કરનારી બને છે એ ન્યાયે પુસ્તકો પણ માર્ગાનુસારી હોય તો નાના કે મોટાને પણ લાભકારક થવા સભવ ખરો

તેમા પણ જ્ઞાનની મુખ્યતા છે જ્ઞાન પ્રકાશ છે જ્ઞાન દીવો છે **"જ્ઞાનક્રિયાભ્યા મોક્ષ"** આમ જ્ઞાનક્રિયા બને મોક્ષની આરાધનાના રથના ચક્રની માફક, બે અગો હોવા છતા પણ **જ્ઞાન આગેવાન છે** જ્ઞાન વગરની જોરદાર ક્રિયા પણ મોક્ષદાયક થતી નથી, અને ક્રિયા વગરનુ જ્ઞાન મરૂદેવા સ્વામિનીની માફક, મોક્ષ પણ આપી શકે છે **તથાચ—**

उक्कोस द`व्वथुइ, आराहिय जाइ अच्चुय जाव ।
भावत्थवेण पावइ अतमुहुत्तेण नि`वाण ॥

અર્થ—ઉત્કૃષ્ટક્રિયાનો આરાધક અચ્યૂતસ્વર્ગ સુધી જાય=જઈ શકે પરતુ ભાવસ્તવ અને જ્ઞાનવાન આત્મા અન્તર્મુહૂર્તમા

તથા એકેક સ્થાનમા રહેલી, અનતાનત વ્યક્તિઓને, તેમના પ્રત્યેક પ્રસગોને, તેતે મહાપુરુષોના દ્રવ્યોને, ક્ષેત્રોને, કાળને અને ભાવને વિચારાય તો, શ્રીનમસ્કારમહામત્રમાં દ્વાદશાગીને સમાવાય તો યુક્તિથી અઘટમાન જણાતુ નથી

પ્ર૦—એક સૂત્રના અનતા અર્થો થાય એ કેવીરીતે

ઉ૦—આ કાળમા પણ "नमो दुर्वाररागादि" આ એક શ્લોકના ૭૦૦ અર્થો, શ્રીવિજયહીરસૂરીશ્વરજીમહારાજના શિષ્ય પટ્ટધર વિજયસેનસૂરિમહારાજે કર્યા હતા, તથા વળી "राजा नो ददते सौख्य" આ એક વાક્યના આઠ લાખ અર્થ થયા છે આ પુસ્તક આજે પણ જૈન ભડારોમા વિદ્યમાન છે

તથા શ્રીજૈનશાસનમા બારે માસ અવશ્ય આરાધનીય, છ આવશ્યક-સામાયિક ચઉવ્વીસત્થો, વન્દનક, પડિક્કમણુ, કાઉસ્સગ્ગ, પચ્ચખ્ખાણુ આટલા છ વાક્યો યાને શબ્દો ઉપર રચાયેલા આવશ્યક સૂત્ર તેની ઉપર લખાયેલી ટીકાઓ, વિશેષ્યાવશ્યક, આખુ સાહિત્ય ક્રમવા પણ લાખ શ્લોક જેટલુ પ્રમાણ હોવા સભવ છે

ખરી વાત એ છે કે જ્ઞાનિપુરુષો જ જ્ઞાનને સમજે છે, અને જ્ઞાનિપુરુષોના મગજરૂપ વખારોમા જ જ્ઞાન-કરીયાણું સચવાઈ રહે છે ગુણ કેટલા હોય તેને ગુણી જ જાણી શકે છે, અને ગુણને જીરવવાની પચાવવાની શક્તિપણ ગુણી પુરુષોમા જ પ્રકટેલી હોય છે કહ્યુ છે કે

मीयन्ते तद्गुणा सम्यक्, तत्तुल्यैरेव नापरैः ।
व्योममान धेरा वेत्ति, धरामान महत्पय ॥ १ ॥

અર્થ —કોઈ ગુણી પુરુષોના ગુણોનુ માપ, જે

બુદ્ધિના દરિયાજ્ઞાની પુરુષો એકેક શબ્દના અનેક અર્થો કરી શકે છે, અને તે પણ સમજદાર માણસોની સમજણમા આવે તેવા હોય છે જેમકે શ્રીતીર્થંકરદેવની પ્રકાશેલી ઉપન્નેઇ વા, વિગમેઇ વા, ધુવેઇ વા, આ ત્રણજ પદો=ત્રિપદીને પામીને, તેનાજ અવલબનથી ગણધરદેવો દ્વાદશાગી અને ચૌદપૂર્વોની રચના કરે છે

**તેનો** શબ્દાર્થ-ઉત્પન્ન થવુ, નાશ પામવું, અને મૂળ સ્વભાવે ટકી રહેવુ ત્રણેના ત્રણ અર્થ થયા તેનો વિશેષાર્થ જગત એટલે લોકાલોક અથવા છ દ્રવ્યોનો સ્વભાવ, ઉત્પન્ન થવાનો છે, નાશ પામવાનો છે, નિત્ય રહેવાનો છે

આ ત્રણ વાતોને ધ્યાનમા રાખી, દરેક કાળના ગણધર ભગવન્તો, તે કાળના દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને અનુલક્ષીને, પ્રત્યેક ગણધરો પોતાની પૃથક્ પૃથક્ દ્વાદશાગીઓ બનાવે છે આ બધી જ દ્વાદશાગીઓનુ મૂળકારણ શ્રીજિનેશ્વરદેવોએ પ્રકાશેલી **ત્રિપદીજ** છે

જેમ આ ત્રિપદી દ્વારા દ્વાદશાગી થઈ, તે દ્વાદશાગીના સૂત્રોના પણ જ્ઞાનીપુરુષોએ અનન્તા અર્થો કર્યા છે તેમ નમસ્કારમહામત્રમા અરિહન્ત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ આ પાચપદોને જ નમસ્કાર થાય છે આ પાચપદો પણ, દર્શન-જ્ઞાન-ચારિત્ર અને તપની ઉત્તરોત્તર આરાધના પામી, છેલ્લા ભવે, કેવલજ્ઞાન, કેવલદર્શન, યથાખ્યાતચારિત્ર અને ક્ષાયિકસમ્યક્ત્વ સુધીની, અતિ ઉચ્ચતરદશા અનુભવનારા થવાથી જ પ્રાણિ માત્રના આરાધ્ય સ્થાનમા મુકાયા છે

તેથી આ નવેપદોના ધ્યાન-ધ્યેય અને ધ્યાયક સ્થાનોને,

આ માટે ઓધે વળી એ મહાપુરુષોનુ વિશેષ સ્વરૂપ દર્શાવતા પણ કહ્યુ છે કે—

मणुयवयसपराणुग्गह-परायणा ज जिणा जगप्पवरा।
जियराग-दोष-मोहा, य न मग्गहायाइणो तेण॥

અર્થ—જગતના પ્રાણિમાત્ર કોઈનો ઉપકાર કરે, સેવા કરે, દાન આપે, આ બધાને ફળની ઈચ્છા ચોક્કસ હોય છે નિસ્પૃહચૂડામણિ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિગણે પણ ઉપરનું બધુ, કર્મનો ક્ષય કરવા માટે, સસાર ઘટાડવા માટે કરે છે, પુણ્ય પણ બધાઈ જાય છે, પરંતુ શ્રીજિનેશ્વરભગવન્તોતો, અજોડ ઉપકાર કરે છે જગતના જીવોને. અભય, ચક્ષુ, માર્ગ, શરણ, બોધિ આપનારા છે છતા બદલાની જરૂર નથી, ઈચ્છા નથી, કારણ તે મહાપુરુષો, કેવલજ્ઞાન, કેવલદર્શન પામેલા છે, ઘાતીયા કર્મનો ક્ષય પણ થઈ ગયો છે આવા મહાપુરુષોના વાક્યો ખોટા હોય જ કેમ?

પ્ર૦—આ બધા વાક્યો શ્રીજિનેશ્વરોએ જ કહેલા છે એમ શી રીતે માની લેવાય?

ઉ૦—આ બધા વાક્યો ગણધરોના, ચૌદપૂર્વધરોના, દશપૂર્વીના કહેવા, પ્રત્યેકબુદ્ધોના કહેવા અથવા પૂર્વાચાર્યોના કહેલા છે, તો પણ તે બધા મૃષાવાદના સપૂર્ણ ત્યાગી હતા જરાપણ સૂત્રવિરુદ્ધ કે આજ્ઞાવિરુદ્ધ ન બોલાઈ જાય કે ન લખાઈ જાય તેનો ડર હતો, કાળજી હતી, માટે ઉપરના વાક્યો એકદમ સાચા માનવામા જરા પણ દોષ નથી

વળી શ્રીજૈનશાસન માન્ય, એક સમજવા યોગ્ય દલીલ

હોય, તે જ કરી શકે બીજાની તાકાદ જ નથી જેમ પૃથ્વી કેટલી મોટી? આકાશને પુછો, તે જાણે છે અને આકાશ કેટલુ મોટુ? એ પૃથ્વીને પુછો, તે કહી શકશે

જેમજેમ આત્મામા જ્ઞાનની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ આત્મા પોતે જ મહાપુરુષોના વચનોને સમજતો જાય છે, અને સત્ય સમજાવુ શરૂ થાય છે, ભ્રમણાઓ નાશ પામે છે અને ઉત્તરોત્તર શ્રદ્ધાની વૃદ્ધિ થવાથી, સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપમા અતિપ્રમાણ આદર વધવા લાગે છે પછી તો અનતાકાળનો અજ્ઞાની સાચો જ્ઞાની થાય છે

પ્ર૦—નમસ્કારમહામત્રના જાપથી, અર્થાત્ એકપદ नमो अरिहताण બોલવાથી ૫૦ સાગરોપમના પાપ નાશ પામે છે, અને આખો નવકાર બોલવાથી ૫૦૦ સાગરોપમના પાપ નાશ પામે છે આવી વાતો શાસ્ત્રોમા કહેલી છે તે શુ બરાબર છે?

नवकारइक्कअक्खर, पाव फेडेइ सत्तअयराण।
पन्नास च पएण पणसयसागर समग्गेण ॥

ઇતિ પ્રસ્તુત પુસ્તક પૃ ૧૦ ઉપર

ઉ૦—ઉપરનુ વર્ણન મહાજ્ઞાનિપુરુષોના વચનોથી તદ્દન સાચુ અને શકા વગરનુ છે કારણ કે

रागाद् द्वेषात् तथा मोहाद् भवेद् वितथवादिता।
तदभावे कथनाम, भवेद् वितथवादिता ॥

અર્થ—રાગથી, દ્વેષથી અથવા અજ્ઞાનતાથી માણસ અસત્ય બોલે છે પરતુ શ્રીજિનેશ્વરભગવન્તોના રાગ-દ્વેષ અને અજ્ઞાનતા સપૂર્ણ નાશપામ્યા છે તેથી તે મહાપુરુષો અસત્ય

હોય છે

પ્ર૦—આટલા બધા કર્મના ભારથી દબાએલો આત્મા ઊંચો ક્યારે આવે ?

ઉ૦—'कत्थवि जीवो बलिओ कत्थवी बलियाइ कम्माइ'

અર્થ—અનંતાનંતકાળ સંસારમાં સદાકાળ કર્મની જ બલવત્તરતા ચાલી આવે છે અને કર્મની જ પ્રેરણાથી આત્મા, હિંસા–અસત્ય–ચોરી–મૈથુન–ક્રોધ–માન–માયા–લોભ વિગેરે પાપોને નિર્ભય પણે આચરે છે, અને તે પાપોના પરિણામ રૂપે ચારગતિનાં મહાભયંકર દુખોને પણ અનંતા કાળથી અજ્ઞાન પણે ભોગવી રહ્યો છે, અને પાપો કરતી વખતે બહાદુર દેખાય છે, અને ભોગવવાના વખતે તદ્દન રાંક થઈ જાય છે એટલે ગોટલીમાંથી આંબો અને આંબામાંથી ગોટલી, એ ન્યાયે કર્મની પરંપરા ચાલુ હોવાથી, આત્મા ચારગતિના કેદખાનામાંથી છુટો થઈ શકયો નથી

પરંતુ જ્યારે ભવસ્થિતિ પરિપાક થાય છે ત્યારે, જીવને સાચા ગુરુનો યોગ મળી જાય છે, અને દૃઢપ્રહારીચોર જેવા મહાક્રૂર–મહાપાપી આત્માઓ પણ, બળવાન થઈ સર્વકર્મોના ભુક્કા ઉડાડી નાખે છે, અને બાપડા બીચારા મટીને જગતના પૂજ્ય સિદ્ધપદને પામે છે

પ્ર૦—આપણો ઉદ્ધાર જલદી થઈ જાય અને સંસારની ચારગતિની કેદમાંથી છુટા થઈને, સર્વ દુખના અભાવ અને સર્વસુખની પ્રાપ્તિવાળા મોક્ષને પામવાનો ઉપાય શું ?

ઉ૦—ભાવથી શ્રીજૈનધર્મની પ્રાપ્તિ થાય તો બે–ચાર–પાંચ–દશભવોમાં આત્મા સંસારનો પાર જરૂર પામે

છે તે જુઓ—

जे एग जाणइ, से सव्व जाणइ । जे सव्व जाणइ, से एग जाणइ
एको भाव सर्वथा येन दृष्ट, सर्वे भावा सर्वथा तेन दृष्टा ।
सर्वे भावा सर्वथा येन दृष्टा, एको भाव सर्वथा तेन दृष्ट ॥१॥

અર્થ—જે જ્ઞાની આત્માએ એકભાવ સપૂર્ણપણે જોયો છે તે જ્ઞાનીપુરુષ સર્વભાવોને જોઈ શકે છે, અને સર્વભાવોને પૂર્ણપણે જોવાની=જાણવાની શક્તિવાળા જ્ઞાની પુરુષજ, એકભાવને પણ સપૂર્ણપણે તો જ જાણી શકે છે

આ બધી દલિલોથી, બુદ્ધિમાન જો શ્રદ્ધાળુ હોય તો, તેને સમજાઈ જવુ જોઈએ કે, નમસ્કારમહામત્રને ચૌદપૂર્વનો સાર કહ્યો છે તે વાત શકાવિના તદ્દન સાચી માનવા યોગ્ય છે

પ્ર૦—ઉપર કહેવાયું છે કે નમસ્કાર મહામત્રના જાપથી, અર્થાત્ એક જ નવકાર ગણવાથી, પાચસો સાગરોપમના પાપનાશ પામે છે તો પછી કોઈ મનુષ્ય, એકક્રોડ નવકારનો પણ જાપ કરે તો તેના કેટલા સાગરોપરના પાપનાશ પામે?

ઉ૦—જ્ઞાનીઓના ફરમાન અનુસાર, પાચપદોમા વર્ણન કરાએલા ત્રણેકાળના પાચે પરમેષ્ઠિભગવતોને સમજીને, મન-વચન-કાયાની એકાગ્રતાથી, શુદ્ધતા સાચવીને, જાપ થાય તો, ઉત્કૃષ્ટયોગી કેવલજ્ઞાન પણ પામી શકે છે સર્વકર્મનો ક્ષય પણ થઈજાયછે તોપછી પાચસો સાગરોપમના કર્મક્ષયની વાતતો સામાન્યજ ગણાય, આફળતો મધ્યમ કક્ષાનુ સમજવું

પ્ર૦—આત્માની પાસે પાપ કેટલા સીલીકમા હોય?

ઉ૦—વધારેમા વધારે એક જીવ પાસે સિત્તેર ક્રોડાક્રોડી સાગરોપમ જેટલા કર્મ પણ કોઈક જીવને બાધેલા સત્તામા

विषय अत्यंत महत्त्वके होनेपर भी सरल व अनेक उदाहरणोंसे स्पष्टीकृत होनेके कारण प्रत्येक व्यक्ति उत्सुकताके साथ उनका स्वाध्याय करते हैं। आचार्यश्रीकी यह देन जैन संसारके लिए ही नहीं, सारे संसारके लिए एक अलौकिक चीज रहेगी। पूज्यश्रीने बोधामृतसार, ज्ञानामृतसार, श्रावकप्रतिक्रमण, मुनिप्रतिक्रमण, मुनिधर्मप्रदीप, भावत्रय फलप्रदर्शी, शांतिसुधासिंधु आदि अनेक ग्रंथोंकी रचना कर स्वाध्याय प्रेमियोंके प्रति अनंत उपकार किया है। इस प्रकार पूज्यश्रीने कुछ ही समयमें संसारका अपार उपकार किया है। आपने गुजरात, व बागडके उद्धारके लिए जो प्रयत्न किया था वह युगयुगांतरमें भी विस्मृत नहीं होसकता है। आज भी बागड व गुजरातमें भक्तगण आपके वियोगसे विह्वल होरहे हैं। ऐसे गुरु हमें कब दर्शन देंगे, यह भावना प्रत्येक भावुकके हृदयमें उत्पन्न होरही है।

आपकी वीतरागता, परमनिस्पृह शांतवृत्ति, तेजोमय मूर्ति, गंभीर विचारधारा, वैराग्यमय दिव्यकाय आदि आखोंसे कभी ओझल नहीं हो सकते हैं। आपका भौतिकशरीर यहांपर न रहनेपर भी आपके अमरजीवनकी जागृत ज्योति इस संसारमें ज्यों का त्यों प्रज्वलित है। संसार आपके परोक्ष चरणोंमें श्रद्धांजलि समर्पण करनेमें अपनेको धन्य मानेगा।

प्रकृतग्रंथः—आचार्यश्रीकी स्मृतिमें चलनेवाली श्रीआचार्य कुंथुसागर ग्रंथमालासे अभीतक करीब ४४ ग्रंथ प्रकाशित होचुके हैं। वर्तमानमें जैनदर्शनके महान् तार्किकशिरोमणि महर्षि

आसन्ने परमपये, पावेअव्वम्मि सयलकल्लाणे ।
जीवो जिणिन्दभणिय, पडिवज्जइ भावओ धम्म ॥

અર્થ—જે આત્માનો મોક્ષ નજીકમા હોય તેવા આત્મા ઓને જ, ભગવાન શ્રીજિનેશ્વરદેવોનો પ્રકાશેલ ધર્મ, ભાવથી આરાધવો ગમે છે અર્થાત્ જેમ જેમ આત્માની વીતરાગદેવોએ પ્રકાશેલા ધર્મમા રૂચિ વધતી રહે, તેમતેમ દેવ–ગુરુ–ધર્મની ઓળખાણ વધે, સુગુરુ–કુગુરુના ભેદ સમજાય, આત્મા અને પુદ્ગલના ભેદ સમજાય, તો સમજવુ કે, આત્મા મોક્ષની સામે ગમન કરી રહ્યો છે કહ્યુ છે કે

जा दव्वे होइ मई, अहवा तरुणीसु रूववतीसु ।
सा जइ जिणवरधम्मे, करयलमज्झट्ठिआ सिद्धि

અર્થ—જગતના મનુષ્યોને જેટલો લક્ષ્મી પ્રત્યે મમતા ભાવ છે, અથવા રૂપવતી રામા માટે મહારાગ છે, તેથી કદાચ જરૂર જણાય તો લાખો પણ ખરચી નાખે છે રાજામહારાજાઓ એક કન્યાના સ્વયવરમા, બસો–પાચસો–હજાર રાજકુમારો પણ લાખો રૂપિયાનો ખર્ચ કરી આવે છે, પરણે માત્ર એક જ વરને, બીજા બધા નિરાશ થઇને પાછા જાય છે, લડાઇઓ પણ કરે છે આવુ આ જગતમા લક્ષ્મી અને નારી માટે મનુષ્ય માત્રને ખૂબજ ધ્યાન છે, તાલાવેલી છે આ વસ્તુ ન હોય તે બીચારા ગણાય છે બેમા એક હોય તોપણ તે દુખીઓ જ મનાય છે

આવુ જો આત્માને જિનેશ્વરદેવે પ્રરૂપેલા ધર્મમા, તન્મયપણું પ્રકટ થઈ જાય તો હાથમા મોક્ષ છે અનતાકાળથી અનતીવાર મહાપુણ્યોદયથી દેવના અને મનુષ્યના જન્મો

મળ્યા, પણ કંચન અને કામિનીની પ્રાપ્તિ અને ભોગવટામા બરબાદ કર્યા અફસોસની વાત તો એ છે કે, હતભાગી જીવડાઓ આહાર મૈથુન અને પરિગ્રહની પ્રાપ્તિ અને મમતામા પરવશ બની, આત્મા પોતાનેજ ભુલી=વિસારી મુકયો છે પુણ્ય પાપનો વિચાર જ થતો નથી

આહાર લક્ષ્મી અને નારીની પ્રાપ્તિ માટે, હવે પછીના હજારો ભવ ગીરો મુકાઈ જાય, ભૂતકાળની પુણ્ય સામગ્રીનું લીલામ થઈ જાય તો પણ, લગભગ જગતના (જૈનશાસન ભાવથી પામેલાઓને છોડીને) પ્રાણિમાત્રને ચિત્તમા આઘાત થતો નથી, દુખ આવતુ નથી, આવુ આત્માનુ વર્તન બદલાયા સીવાય, પ્રતિક્ષણ આત્માને યાદ લાવ્યા સીવાય, પુણ્ય પાપના જમે ઉધાર વિચાર્યા સીવાય, મનમા, વચનમા અને વર્તનમા, જગતના પ્રાણિમાત્ર ી રક્ષણ ભાવના પ્રકટયા સીવાય, આત્માને મોક્ષ કેમ નથી મળતો, આવી વાત પણ મુખને તસ્તી આપ્યા વગર પેટ ભરવા જેવી ગણાય

પ્ર૦-કંચનકામિની પ્રત્યેનો અનન્ત કાળથી લાગેલો, ગળીના રંગ જેવો, રાગ મટાડવાનો પણ કોઈ ઉપાય તો હોવો જોઇએ ને ? જેમ અસાધ્ય રોગોને પણ નિમૂળ કરવાની પણ ઔષધી હોય છે ને ?

ઉ૦-"યોગ અસંખ્ય છે જિનકહ્યા, નવપદ મુખ્ય તે જાણો રે !" આ વાકયો વાચકવર શ્રીમદ્ યશોવિજયગણિવરના છે આત્મા જાગતો થાય, શ્રી વીતરાગદેવ-ગુરુ-ધર્મની ઓળખાણ પ્રકટે, આદર વધે, ઉપાસના વધે, તેને શારૂ નમસ્કારમહામંત્રનો જાપ, ધ્યાન, અપ્રતિમ ઔષધ છે

આ જીવને ઓછામા ઓછી એકાન્ત સ્થાનમા હમેશ ૧૦૮ નવકારની એક **નવકારવાળી** ગણાય તો, ૨૫ વર્ષે નવલાખ પૂર્ણ થાય છે ત્રણ જપમાળા ગણનાર, નવ વર્ષે નવલાખ નવકાર પુરા કરી શકે છે દરરોજ **પાચ ગણવાથી**, પાચવર્ષે નવલાખ પુરા થાય છે વળી દરરોજ **૧૦ ગણવાથી** અઢી વર્ષે નવલાખ સપૂર્ણ થાય છે અને કોઈ મહાભાગ્ય શાળી હમેશ **પચીશ નકારવાળી** ગણે તો, એક વર્ષમા નવલાખ નવકાર પુરા કરી શકે છે

"નવલખ ગણન્તા નરક નિવારે" નવ લાખ નવકાર ગણનારને પશુગતિ અને નરકગતિમા જવાનુ બધ થાય છે જીવનુ દુર્ભાગ્ય નામકર્મ નાશ પામે છે

પ્ર૦—નમસ્કારમહામત્રના જાપથી કુગતિમા જવાનું બધ થવામા દલિલ શુ ?

ઉ૦—उत्तमगुणानुराओ, निवसइ हिययम्मि जस्स पुरिसस्स।
आतित्थयरपयाओ न दुल्लहा तस्स रिद्धिओ॥

**અર્થ**—સમજણપૂર્વક ગુણ-દોષની (સુવર્ણ પિત્તળ ન્યાયથી) પરીક્ષા કરીને, જે મહાભાગ્યશાલિ આત્માના ચિત્તમા (કૃષ્ણવાસુદેવ અને શ્રેણિકરાજાની માફક) ઉત્તમપુરુષોના ગુણોનો અનુરાગ અતિપ્રમાણ પ્રગટથયોહોય=વસીગયો હોય, તેવા આત્માઓને, તીર્થકરપણા જેવી પદવીપણ દુર્લભનથી

ઉપરના વર્ણનથી સમજી શકાય છે કે, ઉત્તમપુરુષના ગુણનો રાગ પણ જીવને, ઉચ્ચામા ઉચ્ચા સ્થાન ઉપર બેસારી શકેછે, તોપછી જગતના સવશ્રેષ્ઠ ગુણિપુરષોના પણ પૂજ્ય સ્થાન ઉપર બીરાજેલા, પચપરમેષ્ઠિભગવન્તોના નામનો, જપ

અને ધ્યાન આત્માને ઉંચ્ચા સ્થાનમા લઈ જાય એમા નવાઈશુ ?

પ્ર૦—પચપરમેષ્ઠિભગવન્તો સીવાય, આજગતના હજારો પન્થમા પણ થયેલા સાધુસન્તો, મહાત્માઓ, બ્રહ્મચારીઓ, ગુણનાજ્ઞાનના ભડાર મહાપુરુષો પણ મહાગુણી કહેવાયને ?

ઉ૦—જેમના આઠે કર્મ ક્ષય થઈ ગયા હોય, જેઓ બધા દોષોથી મુક્ત હોય, સર્વગુણો પામેલા હોય, તેવા તમામ સન્તો, સિદ્ધભગવન્તોમા આવી જ ગયા છે જેમકે રામચન્દ્રજી મહારાજ, હનુમાનજી, આબધાઓને नमो सिद्धाण પદથી બારેમાસ, દરરોજ, પ્રતિક્ષણ, નમસ્કાર કરીએછીયે, તથા જેમનામા અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અસગભાવ સપૂર્ણપણે પ્રકટ થયાં હોય, તે સર્વને नमो लोए सव्वसाहूण પદવડે ચોક્ખ્મ નમસ્કાર થાય છે જ

ટુકાણમા કહેવાનુ એ જ કે, પચપરમેષ્ઠિભગવન્તોમા વર્ણન કરાયેલા ગુણોવાળા, મહાપુરુષ ગમે તે વેશમા હોય તોપણ, આપણો નમસ્કાર થાય છે જ, એટલે પચપરમેષ્ઠિ ભગવન્તોને સમજીને, વિચારીને, સાવધાનપણે આરાધન કરનાર મનુષ્યને, ગુણપામેલ એકપણ ગુણી આત્મા, આરાધન ભૂમિકાથી બહાર રહી જતો નથી

પ્ર૦—ગુણીના ગુણનો રાગ થાય તો, રાગ કરનાર આત્મા પણ ગુણી બને છે, એ બરાબર સમજવા ઈચ્છા છે સમજાવો

ઉ૦—જીવને=મનુષ્યને કોઈ પણ વસ્તુ સારી જણાય તો, તે વસ્તુ વસાવવા ઇચ્છા થાય છે, પછી પ્રયત્ન પણ કરે છે, પુણ્યની અનુકુલતા થઈ જાય તો ઘરમા પણ લાવે છે, વસાવે છે તેમ ગુણોપણ શરૂઆતમાં

પછી પાસે વસાવે છે, પછી પોતાના જેવો બનાવે છે જેમ આચાર્ય અને ભવ્યજીવ=પ્રારમ્ભનો સામાન્ય જીવ પણ ભવિષ્યમા મહાન્ આચાર્ય થાય છે, છેવટે નયસાર અને મરુભૂતિની પેઠે, તીર્થંકરપરમાત્માપણ થયાના સાક્ષાત્ દાખલા નજર આમેજ દેખાય છે.

"સોબત તેવી અસર" ત્રણ મુસાફરો જતા હતા રસ્તામા ત્રણ ગાડા મળ્યા એક ગાડામા દ્રાક્ષ, શેરડી, આબા, ચદન, કપુર, અત્તર ભરેલા હતા તેમા બેસવાની ઇચ્છાવાળા મુસાફરે ગાડીવાળાએ માગ્યું ભાડુ આપી તેમા સ્થાન લીધુ બીજી ગાડીમા, બાવળીયા, બેજડા, આકડા, બોરડી ભરેલી હતી તેમા તદ્દન ઓછુ ભાડુ આપી બીજાએ તેમા સ્થાન લીધુ ત્રીજી ગાડીમા કોલસા અને સર્પ, વિચ્છિના કરડીયા ભરેલા હતા તેમા મફત બેસવાનુ હતું, ત્રીજો તેમા બેસી ગયો

પહેલી ગાડીમા ભાડુ ઘણુ હતુ, પરન્તુ બધી વસ્તુ ચિત્તની પ્રસન્નતા વધારનારી હતી બીજી ગાડીમા લાભ વગરની વસ્તુ ભરેલી હતી તેમા લાભ થવાની આશા હતી જ નહિ, બેદરકારને થોડુ ઘણુ પણ નુકસાન થવાની આગાહી ગણાય.

અને ત્રીજી ગાડી મહાજોખમી હતી બેસવાની સાથે જ લુગડા અને શરીર બન્નેને કાળા કરી નાખ્યા મુસાફર બેદરકાર હોય, અથવા કરડીઓ ઉઘડીજાય, અને વિચ્છિકરડેતો એકબેદિવસ ચોક્કસ રોવુપડે, અને સર્પકરડેતો, આયુષની સમાપ્તિ પણ થઈ જાય આજ પ્રમાણે ગુણીની, નિર્ગુણીની અને અનાચારીની સોબતના પણ ફળ મળે છે એમ સમજવુ.

પ્ર૦—આ જગતના બીજાબીજા દર્શનકારોએ સ્વીકારેલા= અન્યકરેલ પ્રભુ-ઈશ્વર, ભગવાન, શકર, વિષ્ણુ, બ્રહ્મા, બુદ્ધ

વિગેરે કહેવાય છે તેમને આપણો નમસ્કાર થાય છે કે નહિ.

ઉ૦—આ જગતમા પ્રાણિમાત્રમા અડ્ડા જમાવીને રહેલા, અનન્તાકાળથી ચારગતિમા ભટકાવનારા, રાગ-દ્વેષ અને અજ્ઞાનતા ત્રણ મોટા દોષો છે આ ત્રણેદોષો જે મહાપુરુષમાથી નિર્મૂલ નાશ થઇ ગયા હોય તથા જેમના જ્ઞાનમા લોકાલોકના, ત્રણેકાળના સર્વભાવો, દર્પણની પેઠે પ્રતિબિમ્બિત થયા હોય, તથા જે મહાપુરુષોના આત્મામાથી જન્મ, રોગ, શોક, વિયોગ, સયોગ અને મરણ, નિર્મૂલ નાબુદ થયા હોય, તે સર્વને આપણો નમસ્કાર થાય છે જ કારણ કે આવા ગુણોવાળા આત્મા જ અરિહન્તભગવતો અને સિદ્ધભગવન્તો કહેવાય છે એટલે જગતના સાચા ગુણી બધા આત્માઓનો, પચમહાપરમેષ્ઠિમા ચોક્કસ સમાવેશ થાય છે જ

પ્ર૦—આજકાલ કેટલાક પોતાને વધારે પડતા હુશિયાર સમજનારા મહાનુભાવોનુ એમ કહેવું છે કે, કલિકાલસર્વજ્ઞ ભગવાન હેમચદ્રસૂરિ મહારાજતો બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, બુદ્ધ, મહાવીર બધાને સરખા જ માનતા હતા, અને બધાને અભેદભાવે નમસ્કાર કરતા હતા જુઓ તેમની સ્તુતિ

'ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नम तस्मै'

ઉ૦—આ, સ્તુતિનુ ઉત્તરાર્દ્ધ છે બેપાદ પૂરા લખીને વાંચશો તો આવી, અવળી, સમજણથી બચી શકાશે. અધુરૂ લખનારા, અને સમજાવનારા, સન્માર્ગના શત્રુ જેવુ કામ કરનારા ગણાય છે વાચો આખો શ્લોક—

यस्य निखिलाश्च दोषा न सन्ति, सर्वे गुणाश्च विद्यन्ते
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥१॥

**અર્થ**—જેનામાથી બધાજ દોષો ક્ષય પામી ગયા હોય, (સૂર્યના ઉદય વખતે અન્ધકાર નાશ પામે છે તેમ,) તથા જે મહાપુરુષોમા બધાજ ગુણો પ્રકટ થયા હોય (સૂર્યના ઉદય થવાથી પ્રકાશ અને કમળના વનો ખીલે છે તેમ,) એ બ્રહ્મા હોય, વિષ્ણુ હોય, મહાદેવ હોય, બુદ્ધ હોય કે જિન હોય, તેમને મારો નમસ્કાર થાઓ

આ વાત તો આપણે ઉપર બતાવી ગયા છીએ, તેવીજ છે બાકી કલિકાલસર્વજ્ઞ ભગવાનને નામે અથવા હરિભદ્રસૂરિ મહારાજના નામે કે ઉપાધ્યાયજી મહારાજના નામે કોઈ ગમેતેમ ઓલી નાખે, એ ભાઈઓને અમારી વિનંતિ છે કે, તેમહાપુરુષના **વીતરાગસ્તોત્ર, અન્યયોગવ્યવચ્છેદિકા અને અયોગવ્ય વચ્છેદિકા** વિગેરે ગ્રન્થો વાચવા તસ્દી લે?

એટલે સર્વદોષના અભાવવાળા અને સર્વગુણ સમ્પૂર્ણ પણે પામેલા, એવા જે હોય, તે બધા **પચમહાપરમેષ્ઠિ ભગવન્તોમા** અવશ્યમેવ અન્તર્ભાવ પામે છે તેથી સર્વગુ ણોની અને ગુણરત્નના ઝવેરીઓની ખાણ જેવા, નમસ્કારમહા મત્રને જે આત્મા પામે છે, પામ્યો હોય, પામવા આદર બહુમાન પ્રકટ થયુ હોય, તેવા આત્માઓ હવે પછી મ સારમા પણ દુ ખ વગરના સુખસ્વાદને ભોગવીને, બહુ અલ્પકાળમા સ સા રના સર્વ દુ ખોને તિલાજંલિ આપીને, વળી, બીજાપણ સેકડો, હજારો, લાખો, કોડો, અગણિત ભવ્યજીવોને, શ્રીચન્દ્રરાજર્ષિ, જયાનન્દરાજર્ષિ, શ્રીપાલમહારાજા વિગેરેની પેઠે શ્રીવીતરાગ શાસનનો સ્વાદ ચખાડીને મહાનન્દસુખની સગવડોથી ભરેલા મોક્ષનગરમા જઈને, સાદીઅનન્તભાગે વસનારા થશે અન્તમા

ત્રણ વસ્તુને નમસ્કાર કરી, મારૂ વક્તવ્ય પુરૂ કરૂ છુ

અઢીદ્વીપમા, પન્નર ક્ષેત્રોમા, એકસોમિત્તેર વિજ્યોમા, અનન્તાનન્તકાળથી અવિચ્છિન્ન ભાવે ચાલી રહેલુ, અનન્તાનન્ત પ્રમાણવાળુ **શ્રીવીતરાગદેવોનુ શાસન**, તેને મારા મનથી વચનથી અને કાયાથી હજારોવાર, લાખો, ક્રોડો, અબજોવાર નમસ્કારથાઓ

વળી ઉપરોક્ત અનન્તાનન્ત શ્રીવીતરાગશાસનમા **પચમહાપરમેષ્ઠિભગવન્તો** પણ અનન્તાનન્ત થયા છે, તે પ્રત્યેક અરિહન્તદેવોને, સિદ્ધભગવન્તોને, સૂરિભગવન્તોને, વાચક ભગવન્તોને, અને મહામુનિરાજોને મારા હજારો, લાખો, ક્રોડો, અબજોવાર નમસ્કારથાઓ

તથા તેજ અનન્તાનન્ત શ્રીવીતરાગશાસનમા થએલા, ઉપર વર્ણન કારએલા પચપરમેષ્ઠિભગવન્તોની, સર્વક્ષેત્રમા થએલી, ભૂત અને વર્તમાનકાળની, સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપમય સર્વ અનન્તાનન્ત આરાધનાઓને પણ મારા હજારો, લાખો, ક્રોડો, અબજોવાર નમસ્કાર થાઓ ઇતિ

**અતિમ પ્રાર્થના**—આ સમ્પૂર્ણ ગ્રન્થમા, ૧લાપૃષ્ઠથી છેલ્લાપૃષ્ઠસુધીના લખાણમા, જેટલુ સારૂ હોય, તેટલુ શ્રીતીર્થંકરદેવો ગણધરદેવો અને સૂરિભગવન્તોના ગ્રન્થોનુ છે એમ સમજવુ, અને જેટલુ આજ્ઞાવિરૂદ્ધ હોય, રસવગરનુ હોય, પ્રસગ વગરનુ હોય, અસમજસ હોય, ન ગમે તેવુ હોય તે બધુ આ લેખકની અનાવડતનુ પરિણામ સમજવુ

પુસ્તકની રચના કરની તે ઘણા [illegible] ને મોટા અનુભવી પરુષોનુ કાર્ય છે છતા આ [illegible] ગવન્તોના

ગુણોનુ વર્ણન કરવાનુ સાહસ કર્યું છે પરન્તુ માર્ગનો અજાણ વધારે સાવધાન રહે એ ન્યાયે, લેખકે પણ ઘણી સાવધાનતા રાખી છે, છતા છદ્મસ્થ દશા જ ભૂલોની ખાણ ગણાય છે, મોટા વિદ્વાનોને પણ ભૂલ કરાવી નાખે છે, તોપછી મારા જેવા અતિ અ૫જ્ઞની ભૂલો થાય એ કાઈ આશ્ચર્ય ગણાય નહી

મને પહેલેથી સ્મરણ શક્તિ ઘણી ઓછી હોવાથી, જ્યા જ્યા તાત્વિક વસ્તુ ઉપયોગી જણાઈ હોય, ત્યારે ત્યારે લખી લેવાની પડેલી ટેવના પરિણામે, આટલો સગ્રહ-લખી શકાયો છે બીજી વાત મહાપુરુષો ફરમાવી ગયા છે કે "શુભે સદા યતનીયમ્" અને શ્રીવીતરાગની વાણીના સ્વાધ્યાય જેવુ, રટન કરવા યોગ્ય, વિચારવા યોગ્ય, નિદિધ્યાસન કરવા યોગ્ય, ત્રણલોકમા બીજી કોઈ વસ્તુ જ નથી આવી જ વાતો ધ્યાનમાં રાખી, મે મારા વીતરાગવાણીના પરિશીલન માટે જ આટલો નાનો-સકડો પ્રયાસ કર્યો છે છેવટે—

चिरसंचियपावपणासणीइ, भवसयसहस्समहणीए ।
चउवीसजिणविणिग्गयकहाइ, वोलंतु मे दिअहा ॥२॥

અર્થ—અનતાકાળથી એકઠા થયેલા પાપોને ક્ષણવારમા નાશ કરનારી, અને લાખો ભવ ભ્રમણોને નિવારનારી, ચોવીશ જિનેશ્વરદેવોના મુખથી વિસ્તાર પામેલી, ધર્મકથાઓ વડે જ મારા દિવસો સફળથાઓ, ઉપલક્ષણથી વર્ષો, મહિનાઓ, ક્ષણો અને મીનિટો બધો જ મનુષ્યાયુનો સમય, શ્રીવીતરાગદેવોના વચનો વાચવા, વિચારવા, લખવા, સાભળવામા પૂર્ણ થાય, એવી ભાવના સાથે મારા લખાણમા કોઈપણ નાની મોટી ક્ષતિઓ રહી જવા પામી હોય તે સર્વનો શ્રીસઘનભગવન્તો ॥ માફીએ

મિચ્છામિદુક્કડમ્ માગુ છુ

शिवमस्तु सर्वजगत, परहितनिरता भवन्तु भूतगणा ।
दोषा प्रयान्तु नाश, सर्वत्र सुखी भवन्तु लोका ॥
सर्वमंगलमांगल्य, सर्वकल्याणकारण ।
प्रधान सर्वधर्माण जैन जयति शासनम् ॥१॥

| | |
|---|---|
| વીર સંવત ૨૪૯૦ | મલાડ (વેસ્ટ) આનંદરોડ |
| વિ૦ સંવત ૨૦૨૦ | મની દેવકરણ મુલજી |
| તારીખ ૨૦-૧-૬૪ | જૈનદેરાસર સામે |
| મહા સુદી ૬ સોમવાર | મુંબઈ નં ૬૪ |

લી૦ પન્યાસ ચરણવિજયગણી



# ॐ अर्हं

नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्य ॥
सर्वलब्धिनिधानाय, गौतमस्वामिने नम ॥

શાસનપતિ શ્રી વીરના, ચરણે કરી પ્રણામ ।
સર્વજિનેશ્વરદેવના હૃદયધરી શુભ નામ ॥ ૧ ॥
કેવલધર ને ગણધરા, સૂરિ વાચક મુનિરાજ ।
નમસ્કાર સહુને કરી, આદરશુ શુભ કાજ ॥ ૨ ॥
સમરી શારદ માતને, "વિજયભદ્ર સૂરિરાય" ।
નમસ્કાર મહામત્રનો, ભણશુ મહા મહિમાન ॥ ૩ ॥

આ પૃથ્વી ઉપર ધર્મના શાસ્ત્ર ગ્રન્થો ઘણા થયા છે ધર્મ સમજાવનાર પુસ્તકો પણ ઘણા જ દેખાય છે ધર્મના પ્રકાર પણ અનેક છે તેજ પ્રમાણે ધર્મની આરાધનાઓ-મર્યાદાઓ અનુસાર મત્રવિધાનો પણ પુષ્કળ જોવાય છે

આ બધાઓનુ સૂક્ષ્મબુદ્ધિથી મનન-ચિંતવન થાય તો જરૂર તટસ્થબુદ્ધિ ઉત્પન્ન થાય જો તટસ્થબુદ્ધિ પ્રકટ થાય તો સારાસારનુ જ્ઞાન પણ થાય સારાસારનુ જ્ઞાન થાય તો પૂર્વગ્રહો પલાયન થવા માડે પૂર્વગ્રહો જાય કે તુરત જ ગુણાનુરાગ શરૂ થાય. ગુણાનુરાગ આવે એટલે જગતના ગુણિપુરુષોની-સતપુરુષોની ઓળખાણ થાય, સતપુરુષોની ઓળખાણ એટલે પંચમહાપરમેષ્ઠિની જ ઓળખાણ કારણ કે ગુણિઆત્મા તેજ સતપુરુષ પચપરમેષ્ઠિમહાપુરુષો સમાનજગતમા કોઈ ગુણી હોઈ શકે જ નહિ એવા સતપુરુષોને નમસ્કાર તેજ ગુણપ્રાપ્તિનો અદ્વિતીય માર્ગ છે આ રીતે પચમહાપરમેષ્ઠિનુ

विद्यानंद स्वामीके द्वारा विरचित तत्त्वार्थश्लोकवार्तिकालंकार ग्रंथका प्रकाशन संस्थासे होरहा है। उक्त ग्रंथके ४ खंड तो प्रकाशित होचुके हैं, ३ खंड और प्रकाशित होंगे। उक्त ग्रंथसे आज विद्वत्संसारका भारी उपकार होरहा है।

उस महान् प्रकाशनके बीचमें यह प्रकाशन सामान्य पाठकों को लाभप्रद होगा।

पूज्य स्व. आचार्यश्रीके संकेतसे ही लघुज्ञानामृतसारका काव्यमय भाषांतर कराया गया था। अनेक कारणोंसे उक्त पुस्तकका अभीतक प्रकाशन नहीं हो पाया। अब हम उसे प्रकाशित कर रहे हैं।

इसी प्रकार आचार्यश्रीके परमशिष्य त्यागी धर्मसागरजीने कुंथुसागरपच्चीसीके नामसे २५ गायनोंसे आचार्यश्रीका गुणगान किया है। उसे भी हमने इसीके साथ प्रकाशित किया है।

इसके अलावा चारित्रचक्रवर्ति विश्ववंद्य स्व. आचार्य शांति सागर महाराज का अंतिमसंदेश जो यमसल्लेखनाके समय ध्वनि-मुद्रित किया गया है, वह भी इस पुस्तकमें मूल—मराठी और हिंदी भाषांतर के साथ दिया गया है। इसे मनन कर भव्यात्मा कल्याणपथमें अग्रसर होंगे ऐसी आशा है।

विनीत—

वर्धमान पार्श्वनाथ शास्त्री,

ऑ. मंत्री आचार्य कुंथुसागर ग्रंथमाला

कल्याणभवन, सोलापुर

ચિંતવન, ધ્યાન, નિદિધ્યાસન, અને નમસ્કાર આ બધુ આલોક પરલોકને એકાન્ત હિતકારક હોવાથી વધારેમા વધુ પંચમહાપરમેષ્ઠિને ઓળખવાનો પ્રયાસ કરવો જોઈએ

નમસ્કારમહામંત્રશાસ્ત્ર તે જ પંચમહાપરમેષ્ઠિનુ સ્વરૂપ શાસ્ત્ર છે નમસ્કારમહામંત્રશાસ્ત્ર જાણવામા આવે તો જગતની એકાન્તહિતકારિણી સુદેવ-સુગુરુ-સુધર્મની ત્રિપુટી બરાબર ઓળખાય દેવગુરુધર્મની ઓળખાણ તેજ આત્માના સદ્ગુણોને ઓળખવાનુ અજોડ કારણ છે

જો ગુણોની ઓળખાણ શરૂ થઈ જાય તો આત્મામા અનંતાકાલથી અડ્ડો જમાવીને બેઠેલા, આત્માને ભાનભુલો બનાવનારા, આત્માને દુર્ગતિઓમા લઈ જઈને માર ખવરાવનારા, આત્માના કટ્ટર દુશ્મનો, જે મહા અવગુણો એટલે દોષો છે તેની ઓળખાણ થઈ જાય

રોગો અને રોગોનુ નિદાન સમજાય તો અપથ્ય પણ જરૂર સમજાય પછી અપથ્યત્યાગની ભાવના જાગે તેમા આશ્ચર્ય શુ ? તે જ પ્રમાણે દોષની ઓળખાણ સાથે જ દોષત્યાગની બુદ્ધિ શરૂ થઈ જાય છે અને ક્રમે કરીને સંપૂર્ણત દોષો ચાલ્યા જાય છે દોષો જવાની સાથે જ પરમાનંદપ્રાપ્તિ થઈ જાય છે પરમાનંદપ્રાપ્તિ તેજ મોક્ષ છે

માટે અનંતર સ્વર્ગાદિ અને પરંપરા મોક્ષપ્રાપ્તિનુ અસાધારણ કારણ નમસ્કાર મહામંત્રને જાણીને તેને સમજવો અને આદરવો, તે દરેકે દરેક બુદ્ધિમાન પુરુષોનું પરમ કર્તવ્ય છે

આ નમસ્કારમહામંત્ર અનાદિમંત્ર છે અનંતા

मगलाण च सव्वेसिं पढमं हवइ मंगलं = અને એ પાચ મહાપરમેષ્ઠિભગવંતોને કરાએલો નમસ્કાર જ આખા જગતના સર્વમંગલિકોમા પ્રથમ નંબરનું મહામંગલિક છે કદાચ જગતના બીજા માગલિકો વ્યર્થ પણ નિવડે પરંતુ પાચ મહાપરમેષ્ઠિ ભગવંતોને કરાએલો નમસ્કાર ક્યારે પણ અફલ થતો નથી

આ પાચ પરમેષ્ઠિભગવંતોનો વિસ્તૃત અર્થ આગળ બતાવવાનો હોઈ અહીં નમસ્કાર મહામંત્રની સર્વદેશકાલીનતાદિ બતાવાય છે

એક જ ભરતક્ષેત્રમા નહિ પરંતુ પાચ ભરતક્ષેત્ર અને પાચ ઐરવતક્ષેત્રમા પણ નમસ્કાર મહામંત્ર આરાધાય છે

परयपर्हि पर्चाहे पर्चाहे भरहेर्हि सपदिह्नइ।
अइय-अणागयकाले नमो चिअ जिणनमुक्कारो ॥ १ ॥

અર્થ-પાચ ભરતક્ષેત્રમા (જંબૂદ્વીપમા મેરુ પર્વતની તદ્દન દક્ષિણ દિશામા એક ભરતક્ષેત્ર છે, એવા ધાતકી ખંડમા બે ભરતક્ષેત્રો છે અને પુષ્કરવર નામના અર્દ્ધાદ્વીપમા પણ બે ભરતક્ષેત્ર છે ) તેજ પ્રમાણે પાચ ઐરવતક્ષેત્રમા ( આ જંબૂદ્વીપમા મેરુપર્વતની તદ્દન ઉત્તરે એક ઐરવત ક્ષેત્ર છે તેમજ ધાતકી ખંડમા બે ઐરવતક્ષેત્ર છે અને પુષ્કરવર નામના અર્દ્ધાદ્વીપમા પણ બે ઐરવત ક્ષેત્ર છે ) આજ ઉપરોક્ત ૬૮ અક્ષરાત્મક નમસ્કાર મહામંત્ર સદા ભણાય છે, ગણાય છે અને આરાધાય છે

પાચમહાવિદેહક્ષેત્રની ૧૬૦ વિજયોમા પણ આ જ નમસ્કાર મહામંત્ર પ્રવર્તે છે

सट्ठिसय विजयाणं पवराण अरयणाइजिणधम्मो।
सामयकाला वट्टइ, तत्थवि इमो चेव नमुक्कारो ॥ २ ॥

અરિ એટલે રાગ-દ્વેષ અને અજ્ઞાનતા વિગેરે અભ્યંતર શત્રુઓ હત એટલે તે શત્રુઓનો નાશ કરનારા તેઓને (મારો) નમસ્કાર થાઓ.

नमो सिद्धाण = અનંતાકાલથી (મિથ્યાત્વ-અવિરતિ-કષાય-અને યોગના સહકારથી) બાંધેલા આઠ પ્રકારના કર્મોનો સમુદાય બાળીને ભસ્મ કર્યો છે જેણે એવા (સર્વક્ષેત્રના અને સર્વ કાલના) સિદ્ધ ભગવંતોને (મારો) નમસ્કાર થાઓ.

नमो आयरियाण = (જ્ઞાનાચાર-દર્શનાચાર-ચારિત્રાચાર-તપાચાર-વીર્યાચાર) પાંચ આચારો જાણે આદરે અને પાળે તેવા સર્વક્ષેત્ર અને સર્વકાલના આચાર્ય ભગવંતોને (મારો) નમસ્કાર થાઓ.

नमो उवज्झायाण = જેમની પાસે હંમેશા પ્રત્યેક ક્ષણે જૈનાગમોનો અધ્યાય ચાલુ જ રહેતો હોય (વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, અને ધર્મકથા રૂપ) પાંચ પ્રકારે સ્વાધ્યાય જેઓ કરતા રહેતા હોય તેવા સર્વક્ષેત્રના અને સર્વકાળના ઉપાધ્યાય ભગવંતોને (મારો) નમસ્કાર થાઓ.

नमो लोए सव्वसाहूण = જેઓ રત્નત્રયીની આરાધનામાં જ સાવધાન રહેતા હોય, જેઓ આઠે યામ આઠ પ્રવચનમાતામય જીવન જીવતા હોય, અને સ્વપરના આત્માનું કલ્યાણ સાધતા હોય, તેવા સર્વક્ષેત્રના અને સર્વકાલના સર્વસાધુઓને (મારો) નમસ્કાર થાઓ.

एसो पंच नमुक्कारो सव्वपावप्पणासणो = આ પાંચમહા પરમેષ્ઠિ ભગવંતોને કરાએલો નમસ્કાર અનંતાકાળથી અત્યાર સુધી જીવે કરેલા સર્વ પાપનો નાશ કરી નાખે છે

અરિ એટલે રાગ-દ્વેષ અને અજ્ઞાનતા વિગેરે અભ્યંતર શત્રુઓ હત એટલે તે શત્રુઓનો નાશ કરનારા તેઓને (મારો) નમસ્કાર થાઓ.

नमो सिद्धाण = અનંતાકાલથી (મિથ્યાત્વ-અવિરતિ-કષાય-અને યોગના સહકારથી) બાંધેલા આઠ પ્રકારના કર્મોનો સમુદાય બાળીને ભસ્મ કર્યો છે જેણે એવા (સર્વક્ષેત્રના અને સર્વ કાલના) સિદ્ધ ભગવંતોને (મારો) નમસ્કાર થાઓ.

नमो आयरियाण = (જ્ઞાનાચાર-દર્શનાચાર-ચારિત્રાચાર-તપાચાર-વીર્યાચાર) પાંચ આચારો જાણે આદરે અને પાળે તેવા સર્વક્ષેત્ર અને સર્વકાલના આચાર્ય ભગવંતોને (મારો) નમસ્કાર થાઓ.

नमो उवज्झायाण = જેમની પાસે હમેશા પ્રત્યેક ક્ષણે જૈનાગમોનો અધ્યાય ચાલુ જ રહેતો હોય (વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, અને ધર્મકથા રૂપ) પાંચ પ્રકારે સ્વાધ્યાય જેઓ કરતા રહેતા હોય તેવા સર્વક્ષેત્રના અને સર્વકાળના ઉપાધ્યાય ભગવંતોને (મારો) નમસ્કાર થાઓ.

नमो लोए सव्वसाहूण = જેઓ રત્નત્રયીની આરાધનામાં જ સાવધાન રહેતા હોય, જેઓ આઠે યામ આઠ પ્રવચનમાતામય જીવન જીવતા હોય, અને સ્વપરના આત્માનું કલ્યાણ સાધતા હોય, તેવા સર્વક્ષેત્રના અને સર્વકાલના સર્વ સાધુઓને (મારો) નમસ્કાર થાઓ.

एसो पचनमुक्कारो सव्वपावप्पणासणो = આ પાંચમહા પરમેષ્ઠિ ભગવંતોને કરાએલો નમસ્કાર અનંતાકાળથી અત્યાર સુધી જીવે કરેલા સર્વ પાપનો નાશ કરી નાખે છે

અર્થ-આ જબૂદ્વીપમા મેરુપવતની પૂર્વપશ્ચિમની દિશામા મહાવિદેહ ક્ષેત્ર છે તેના મધ્યમા મોટા મોટા પહાડો અને નદીઓ પડેલી હોવાથી એક ક્ષેત્રના ૩૨ વિભાગો પડેલા છે તેનુ પૂર્વ પુરુષોએ વિજય એવુ નામ આપ્યુ છે ભરત ઐરવત ક્ષેત્રોની માફક મહાવિદેહ ક્ષેત્રો પણ પાચ હોવાથી વિજયો ૩૨×૫=૧૬૦ થાય છે મહાવિદેહ ક્ષેત્રમા ભાવસ્વભાવજ એવો હોવાથી ત્યા સદાકાલ ધર્મ પ્રવર્તમાન રહે છે ત્યા પણ આ ૬૮ અક્ષરાત્મક પચપરમેષ્ઠિનમસ્કાર મહામત્ર પ્રવર્તે છે

નમસ્કારમહામત્ર જે દિવસે ગણાય તે દિવસે ફલ પ્રાપ્તિ થાય છે

जम्मि वासरे पढिज्जइ, जेणिह जीयस्स होइ फलसिद्धि।

અર્થ–કોઈપણ ભાગ્યશાળી આત્મા જે દિવસે નમસ્કારમહામત્રનુ એકાગ્રચિત્તથી ધ્યાન કરે છે તે દિવસે તેને જરૂર ફલની પ્રાપ્તિ થાય

अवसाणेवि पढिज्जइ, जेण मओ सुग्गइ जाइ ॥ ३ ॥

અર્થ–છેલી વયમા અર્થાત્ અવસાન (મરણ) સમયે નમસ્કારમહામત્રનુ પોતાની મેળે ધ્યાન કરે, અથવા અન્યનો સભળાવેલ બહુ સાવધાન થઈને સાભળે તે આત્મા અવશ્ય સુગતિ પામે છે

आवइहिंपि पढिज्जइ, जेण य लघइ आवयसयाइ।

અર્થ–કોઈપણ આત્મા મહાન્ આપત્તિઓમા ફસાયો હોય ત્યારે જો આ નમસ્કારમહામત્રનુ સ્મરણ કરે તો તે



श्री निर्ग्रन्थ आचार्य कुंथुसागरजी महाराज

કામકુભાદિ વસ્તુઓ ફક્ત એક જ જન્મનુ સુખ આપી શકે છે જ્યારે નમસ્કારમહામંત્ર તો સ્વર્ગ અને અપવર્ગ=મોક્ષ પણ આપી દે છે અને ઉપલક્ષણથી મનુષ્યગતિમા પણ પ્રતિબધકતા વગરના સુખ આપે છે

આઠ પ્રકારના જ્ઞાનાચાર પૂર્વક નમસ્કારમહામંત્ર આત્મામા ક્યારે આવે છે તે બતાવે છે

सत्तरिकोडाकोडी सायरमाणे इममिमोहणीय ।
कोडाकोडीमिस नवकारो मुहज्जिआ होइ ॥ ८ ॥

અર્થ—ઘણુ કરીને જગતના જીવો મોહનીયાદિ સાત કર્મોની ૭૦-૩૦-૨૦ કોટાકોટી સાગરોપમની સ્થિતિવાળા હોય છે તેમાથી આયુ સિવાયના ઉપરના સાત કર્મો હલકા થઈ જાય અર્થાત્ તેમાથી ૬૯-૨૯-૧૯ કોટાકોટી ખપી જાય-નાશ થઈ જાય અને એક કોટાકોટીમા પણ કાઈક ન્યૂન કમ બાકી રહે અને જીવ હલુકર્મી થાય ત્યારેજ આત્મામા વિવેક-સમજણ આદર અને વિચાર પૂર્વક નમસ્કારમહામંત્ર પ્રવેશ કરે છે અર્થાત્ આત્માને ત્યારે જ નમસ્કારમહામંત્રે ઉપર બહુમાન થાય છે

पणव हरिया रिहा (ॐ ह्रीँ अर्ह) इह मतह वीयाणि सप्पहायाणि।
सव्वंमि तंमि मूलं इक्को नवकारवरमंतो ॥ ९ ॥

અર્થ—આ શ્રીજૈનશાસનને વિષે ૐકાર-હ્રીઁકાર-અર્હ વિગેરે પ્રભાવવાળા ઘણા મંત્રબીજો વિદ્યમાન છે આ બધા મંત્રાનુ મૂલ=આદિકારણ અથવા ઉત્પત્તિકારણ નમસ્કાર-મહામંત્ર જ છે

जो गुणइ तित्थियरस, पूयइ विहीइ जिणनमुक्कार ।
तित्थयरनामगुत्त, सो बधइ नत्थि सदेहो ॥ १० ॥

અર્થ—જે ભાગ્યશાળી જીવ મન વચન અને કાયાની એકાગ્રતાથી નમસ્કાર મહામંત્રનો (પૂજા સત્કાર અને સન્માન પૂર્વક) એકલાખ જાપ કરે છે તે આત્મા જિન નામકર્મનો બંધ કરે છે એમાં સંદેહ નથી

अट्ठय अट्ठसया, अट्ठसहस्सं च अट्ठकोडिओ।
जो गुणइ भत्तिजुत्तो सो तइयभवे लहइ सिद्धिं ॥ ११ ॥

અર્થ—સંપૂર્ણ ભક્તિવાળો એવો ભાગ્યશાળી જે જીવ નમસ્કારમહામંત્રનો આઠ ક્રોડ આઠ હજાર આઠ સો ને આઠ વાર એકાગ્રચિત્તે જાપ કરે છે, તે આત્મા ત્રીજાભવે મોક્ષ મેળવે છે

करआवत्तेहिं जो, पंचमंगलं साहुपडिमसंखाए।
नववारा आवत्तइ छलंति नो तं पिसायाई ॥ १२ ॥

અર્થ—જે આત્મા ચિત્તની એકાગ્રતાપૂર્વક હસ્તાંગુલીના આવર્તોવડે નમસ્કારમહામંત્રનો બાર નવા એકમોને આઠ વખત જાપ કરે છે તેને ભૂત-પ્રેત-પિશાચાદિ છળી શકતા નથી

थंभेइ जल जलणं, चिंतियमित्तो वि पंचनमुक्कारो।
अरि मारि-चोर-राउल घोरुवसग्ग पणासेइ ॥ १३ ॥

અર્થ—જ્યારે કોઈવાર જળપ્રવાહનો અથવા અગ્નિદાહનો ભયંકર ઉપદ્રવ આવી પડે, તેજ પ્રમાણે શત્રુનો, મરકીનો, ચોરનો, રાજાનો અને એવા બીજા પણ કોઈ ઘોર ઉપસર્ગો આવી પડે ત્યારે એકાગ્રચિત્તથી પરમેષ્ઠિમહામંત્રનો જાપ કરવાથી સર્વ ઉપદ્રવો અને ઉપસર્ગો શાન્ત થઈ જાય છે

हिययगुहाए नवकार-केसरी जाण संठिओ निच्चं।
कम्मट्ठगंठीदोघट्टघट्टयं ताण परिणट्ठं ॥ १४ ॥

અર્થ—જે મહાભાગ્યશાળી આત્માઓની ,

નમસ્કારમહામંત્રરૂપ કેશરીસિંહ બિરાજમાન રહેતો હોય છે તેમના હૃદયમાંથી આઠ કર્મરૂપ હસ્તિઓના ટોળા નાશવા જ મંડી જાય છે

नवकारइक्कअक्खर, पाव फेडेइ सत्तअयराण ।
पन्नास च पयण पणसयसागर समग्गण ॥ १० ॥

અર્થ–નમસ્કારમહામંત્રના ૬૮ અક્ષરોમાંથી માત્ર એક અક્ષરનો ઉચ્ચાર કરતા સાત સાગરોપમના, नमो अरिहंताण વિગેરે નવ પદોમાંથી કોઈપણ એકપદનો ઉચ્ચાર કરતા પચ્ચાસ સાગરોપમના અને સંપૂર્ણ નવકારના જાપથી પાંચસો સાગરોપમના પાપકર્મ તત્કાળ નાશ પામી જાય છે

जे के वि गया मुक्खं गच्छंति य केइ कम्ममलमुक्का ।
त स व वि जाणसु जिणनवकारप्पहावेण ॥ १६ ॥

અર્થ–અતીતકાલમાં જેટલા મોક્ષમાં ગયા છે, વર્તમાન કાળમાં જે કોઈ મોક્ષમાં જઈ રહ્યા છે, ભવિષ્યકાળે જે જે મહાપુરુષો મોક્ષમાં પધારશે, તે સર્વે પ્રભાવ પંચમહાપરમેષ્ઠિ નમસ્કારનો જ છે

एसो अणाइकालो, अणाइजीवो अणाइजिणधम्मो ।
तइयावि ते पढंता एसुच्चिय जिणनमुक्कारो ॥ १७ ॥

અર્થ–પલ, ઘડી, પ્રહર, દિવસ, રાત્રિ, પક્ષ માસ, ઋતુ, અયન, વર્ષ યુગ, પૂર્વ, પલ્યોપમ, સાગરોપમ, ઉત્સર્પિણી અવસર્પિણી, કાલચક્ર, પુદ્ગલપરાવર્ત વગેરે નામોને પામેલો કાલ એક જ વસ્તુ છે, અને તે અનાદિ છે, અર્થાત્ તેનો પ્રારંભ જ નથી એ જ પ્રમાણે આપણો આ જીવ અને જગતના સર્વ જીવો પણ અનાદિ છે, તથા શ્રીઅરિહંત ...ચિત ધર્મ પણ

અનાદિજ છે માટેજ આ નમસ્કાર મહામંત્ર પણ અનાદિ છે
"નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત"

નમસ્કારમહામંત્ર અનંતા કાળથી ચાલુ હોવાથી અનંતા આત્માઓએ આરાધ્યો છે અને અનંતા જીવોને આરાધનાના ફળરૂપે નર અને દેવના સુખો પછી મોક્ષના સુખો આપ્યા છે

जेण मरंतेण इमो नवकारो पाविओ कयत्थेण ।
सो देवलोअ गंतुं परमपयं तं पि पावेइ ॥ १८ ॥

અર્થ-જે જે ભાગ્યશાળી કૃતાર્થ આત્મા મરણવેળાએ આ પંચનેષ્ઠિમહામંત્રને પામ્યો હોય-અર્થાત્ સ્વયં ગણ્યો હોય, મનમાં જપ્યો હોય, કે બીજાએ સંભળાવ્યો હોય, અને તેમાં આત્મા તન્મય બન્યો હોય તો તે આત્મા દેવલોકના સુખ ભોગવી મનુષ્ય થઈ મોક્ષને પણ પામે છે

આ જગતની સારભૂત વસ્તુ નમસ્કાર મહામંત્ર જ છે

जं किंचि परमतत्तं, परमप्पयकारणं च जं किंचि ।
तत्थवि सो नवकारो, झाइज्जइ परमजोगीहिं ॥ १९ ॥

અર્થ-પરમતત્ત્વ એટલે આત્મસ્વરૂપ અને પરમપદ જે મોક્ષ તેનું જે કારણ (સમ્યગ્ દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર રૂપ) રત્નત્રયી તેની જગ્યાએ પણ મહાયોગીશ્વરો પંચમહાપરમેષ્ઠીનું જ ધ્યાન કરે છે

नवकार नमुक्कारो एसो पुण्णाणुबंधिपुण्णेण ।
नरयतिरियगइओ तस्सावस्सं निरुद्धाओ ॥ २० ॥

અર્થ-જે પુણ્યાનુબંધિ પુણ્ય (ગયા જન્મમાં જે પુણ્યથી કરેલા હાલ સુખ ભોગવાય અને જે ભોગવતા નવું પણ પુણ્ય જ બંધાય તે પુણ્યાનુબંધિપુણ્ય) ના ઉદયવાળા

આત્માએ (ભાવથી, શ્રદ્ધાથી સમજણથી, આદરથી, સ્વરૂપની ઓળખાણથી ) નમસ્કારમહામંત્ર પ્રાપ્ત કર્યો છે તેવા આત્માને નરક અને પશુગતિમા જવુ પડતું જ નથી

**આ નમસ્કારમંત્રના આરાધકને ભવાંતરે પણ ઉચ્ચ સામગ્રી મળે છે**

हुंति नमुक्कारपभावओ य जम्मंतरेवि किर तस्स ।
जाइ-कुल-रुवा-रुग्ग-संपयाओ पहाणाओ ॥ २१ ॥

અર્થ – આ જન્મમા વિધિથી ભાવથી અને ચિત્તની એકાગ્રતાથી જો આ નમસ્કારમહામંત્રની આરાધના થાય તો ભવાંતરમા તે આત્મા ઊંચામા ઊંચી જાતિ, કુળ, રૂપ, આરોગ્ય અને સંપત્તિઓને જરૂર પામે છે

નમસ્કારમહામંત્રના વખાણ કેટલા લખીએ? જેટલા લખીએ તેટલા ઓછા જ છે

जिणसासणस्स सारो, चउदसपुव्वाण जो समुद्धारो
जस्स मणे नवकारो, संसारो तस्स किं कुणइ ॥ २२ ॥

અર્થ – આ નમસ્કારમહામંત્ર શ્રી જૈનશાસનનો સંપૂર્ણ સાર એટલે નિચોડ છે કારણ કે જગતમા ઊંચામા ઊંચુ સ્થાન વીતરાગ શાસનની સાધુતા, તેનાથી પણ ઊંચુ સ્થાન વાચકપણુ, તેનાથી ઊંચુ સ્થાન સૂરિપદ, તેનાથી પણ ઊંચુ સ્થાન તીર્થંકરપદની તેનાથી ઊંચુ સ્થાન સિદ્ધદશા આ રીતે નમસ્કારમહામંત્ર એટલે પંચમહાપરિમેષ્ઠિભગવંત પંચ મહાપરમેષ્ઠિ ભગવંતોનુ જે સાચુ સ્વરૂપ તેજ જૈનશાસનનો સાર છે, અને તેથી જ ચૌદપૂર્વનો સમાવેશ પણ આ નમસ્કાર-મહામંત્રમા થાય છે જે આત્મા સંપૂર્ણ ચૌદપૂર્વ જાણે તે જ આત્મા પંચમહાપરમેષ્ઠિને સંપૂર્ણતયા જાણે છે જે

આત્મા પંચમહાપરમેષ્ઠિને સંપૂર્ણપણે જાણે તેજ આત્મા ચૌદ પૂર્વને જાણે છે માટે જ નમસ્કારમહામંત્ર ચૌ૦ પૂર્વનો ઉદ્ધાર છે આવો નમસ્કારમહામંત્ર જે આત્માના ચિત્તમાં સદાકાલ વસી ગયો હોય તેને સંસાર શું કરી શકે? અર્થાત્ સંસારના પાપો તે આત્માની સમીપમાં આવી શકતા નથી

તથા વળી ચૌ પૂર્વમાં જે જે પદાર્થનું વર્ણન બતાવ્યું છે, જે જે સિદ્ધિઓ વિદ્યાઓ અને મંત્રો તથા તેને પામવાના ઉપાયો બતાવ્યા છે, તે બધું જ પંચમહાપરમેષ્ઠિનું સંપૂર્ણ સ્વરૂપ સમજવાથી બરાબર સમજાઈ જાય છે તથા સર્વ પ્રકારના ઔષધિઓના કલ્પો, રસસિદ્ધિઓ, સુવર્ણાદિધાતુઓના વિધાનો, આકાશગામિની વિગેરે લબ્ધિઓ, અંજન, લેપ, ગુટિકાઆદિ પ્રયોગોને પણ આ નમસ્કારમહામંત્રશાસ્ત્રની સંપૂર્ણતા જાણનાર આત્મા જરૂર જાણી શકે છે

આ નમસ્કારમહામંત્રશાસ્ત્રના મહિમા માટે જૈન-શાસનના વિદ્યમાન સેંકડો શાસ્ત્રો હમણા પણ સાક્ષી આપી રહેલ છે, તથા શ્રીજિનેશ્વરદેવો અને ગણધર ભગવાનોથી પ્રારંભી અત્યાર સુધીના બધા પૂર્વપુરુષોએ નમસ્કારમહા-મંત્રનો અપ્રમેય મહિમા વર્ણવ્યો છે

"આ નમસ્કારમહામંત્રશાસ્ત્ર ઘણું જ ઉચ્ચકોટીનું શાસ્ત્ર છે" એ જાણવા માટે શ્રી જૈનશાસનમાં ઐતિહાસિક પ્રમાણો ઘણાં જ મળી શકે છે તેમજ યુક્તિઓ અને દલીલોથી પણ આ પરમેષ્ઠિમહામંત્રનો મહાપ્રભાવ જરૂર જાણી શકાય તેવો છે અર્થાત્ ઇતિહાસથી અને દલીલોથી પણ નમસ્કારમહામંત્રની મહાપ્રભાવકતા બરાબર સમજી શકાય તેવી છે

## આ નમસ્કારમહામંત્ર સમજવા માટે થોડી ઐતિહાસિક ઘટનાઓ બતાવાય છે નયસારની કથા

વર્તમાન શાસનના અધિપતિ અને મોક્ષમાર્ગના આરાધક આત્માઓના પરમઉપકારી ભગવાન મહાવીરદેવનો આત્મા આપણી પેઠે સંસારમાં અનંતોકાળ ભટકતા ભટકતા એકવાર આ જંબૂદ્વીપના પશ્ચિમ મહાવિદેહક્ષેત્રમાં એક મધ્યમકક્ષાના ગામમાં નયસારનામે ગ્રામપતિ થયો

એકદા પોતાના ઉપરી રાજાના હુકમથી કેટલાક ગાડાઓ તથા મજુરોને સાથે લઈ નજીકની અટવીમાં ઈમારતી કાષ્ટો લેવા સારૂ ગયો હતો ત્યાં ભોજનના સમયે જમવા બેસતી વખતે આ નયસાર ગ્રામપતિને વિચાર થયો કે—

' મનચિંતે મહિમાનિલોરે, આવે તપસી કોય
દાન દેઈ ભોજન કરૂં રે, તો વાંછિત ફળ હોય રે પ્રાણી
મારગ દેખી મુનિવરા રે વંદે દેઈ ઉપયોગ,
હર્ષભરે તેડી ગયો રે પડિલાભ્યા મુનિરાજ રે પ્રાણી ”

“હમણા કોઈ તપસ્વી મહાત્મા આવી જાય તો અતિથિ સત્કાર કરૂં અને પછી જમું ” બસ આવા વિચાર આવવાની સાથે જ ઉભો થઈ ચારે દિશાએ જોવા લાગ્યો. તત્કાળ આવા મહાન્ અરણ્યમાં પણ મુનિમહાત્માઓનો યોગ મળી ગયો, તે મુનિરાજો મહાજ્ઞાની, તપસ્વી અને સંયમી હતા શ્રીનયસારે તેમને ઘણાજ વધતા પરિણામે આહાર પાણી વહોરાવ્યા

પુણ્યાનુબંધીપુણ્યવગરના જીવોને સામગ્રી મળતા પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયો ભોગવવાના વિચાર આવે છે, પરંતુ દાન શીલ તપના વિચારો કે સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રના વિચારો આવતા નથી કહ્યુ છે કે—

मनोरथोऽपि नो मन्दभाग्यानां जायते महान् ।
पीशया पत्र न वायस्या पान्काष्यामहुमे भवत् ॥ ? ॥

અર્થ- મન્દભાગી અને બહુ નીં જીવોને સારા મનો-રથો પણ થતા નથી આણા ખાવાના વિચારો કોયલને જ આવે છે, પન્તુ કાગડીને આવતા નથી

એજ ન્યાયથી દાનાદિ આપનાના ચારિત્ર લેવાના સ્નાન કરવાના વિચારો નિકટભવિ જીવોનેજ આવે છે નયસારનાથ (તીર્થંકરનો આત્મા) ભવિષ્યમા થનાર મહાવીરપ્રભુનો આત્મા હોવાથી, દાન દેવાની ભાવના જાગી અને ત [illegible] સુપાત્રનો યોગ પણ મળ્યો

મુનિરાજો થોડાજ ટાઈમમા ગોચરી પાણી [illegible] તયાર થઈ ગયા રાજા નયસાર માર્ગ બતાવવા [illegible] થોડે દૂર પહોચતા સારો રાજમાર્ગ મળી ગયો [illegible] ઓને હાથ જોડીને જણાવ્યુ "આ આપનો જવાનો [illegible] હુ રજા લઉં છુ "આમ કહીને જવાને માટે પ [illegible] તૈયાર થયેલા નયસારને મુનિરાજ કહેવા લાગ્યા "[illegible] અમને દ્રવ્ય (નયસારનો) માર્ગ બતાવ્યો, પરન્તુ [illegible] તમને ભાવ માર્ગ કે જે મોક્ષનો માર્ગ છે તે બતાવીએ [illegible] એમ કહીને-

"દેવગુરુ ઓળખાવીઆ રે, દીધો વિધિ [illegible]
પશ્ચિમ મહાવિદેહમા રે, પામ્યા સમકિત [illegible]

શ્રીનયસારને મુનિરાજોએ અર્થ [illegible] વિસ્તારથી નમસ્કારમહામંત્ર સમજાવ્યો [illegible] નમસ્કાર મહામંત્રની સમજણ થતાની [illegible] ઓળખાણ થઈ ગઈ, અને તેથી અનાદિ [illegible]

અગીલા તુટર સમ્યક્ત્વ ગુણુની તેઓને પ્રાપ્તિ થઈ

બસ પ્રભુ મહાવીરદેવના આત્માને નયસારના ભવમા નમસ્કારની પ્રાપ્તિથી જ દેવગુરુની ઓળખાણ અને સમકિતની પ્રાપ્તિ થઈ અને તેથી જ તેમના સંસારની પરિમિતતા થઈ ગઈ

શંકા—"કાષ્ઠ લેવા અટવી ગયો કે"

આ વાકયથી તો "નયસાર કઠિયારો હતો" આમ સમાજમા સમજાય છે જ્યારે તમે રાજા સાથી કહો છો?

સમાધાન-પ્રભુ મહાવીરદેવના ગુણચંદ્રસૂરિપ્રવરવિરચિત પ્રાકૃત ભાષાના ચરિત્રમા નયસારને પૃથ્વીપ્રતિષ્ઠાન ગામના મુખી તરીકે વર્ણવ્યા છે તેમને રાજા શત્રુમર્દને પોતાને માટે રથો અને પ્રાસાદ-બંગલાઓ બનાવવા ઈમારતી લાકડા લેવા માટે ઘણા ગાડાઓ તથા ઘણા નોકરો સાથે આપી અટવીમા મોકલ્યા હતા ત્યા માર્ગ અને સાર્થથી ભ્રષ્ટ થઈને આવેલા ઘણા મુનિરાજોને નયસારે ભોજનનુ દાન આપ્યુ એમ વર્ણવેલ છે તથા મહાકવિ શ્રીવીરવિજયજી મહારાજ પણ પ્રભુના ૨૭ ભવના સ્તવનમા કહે છે કે,

"પહેલે ભવે એક ગામનોરે રાય નામે નયસાર"

આમા શ્રીનયસારને રાય એટલે રાજા તરીકે ઓળખાવે છે ઉપરની એ જ સાક્ષીઓથી ચોક્કસ થાય છે કે નયસાર કઠીયારો ન હતો પણ એક ગામનો મુખી અને મોટો માણસ હતો

**બીજુ ઉદાહરણ વર્તમાન કાલિન ધરણેન્દ્રનુ જોઇએ**

પ્રભુ શ્રી પાર્શ્વનાથસ્વામી જ્યારે કુમાર અવસ્થામા હતા ત્યારે વાણારસીનગરીના પરિસરમા ગંગાનદીના કિનારા ઉપર

એક ઘોર તપસ્વી આવેલો હતો. તેના તપનો વિધિ આ પ્રમાણે હતો. તે એક, બે ત્રણ દિવસના ઉપવાસ કરતો હતો અને પોતાની બેઠકની ચારે દિશાઓમાં અગ્નિકુંડો સળગતા જ રાખતા હતો, અને તેની નીચેના ભાગમાં તપેલી રેતી રહેતી હતી, મસ્તક ઉપર સૂર્યનો તાપ લીધા કરતો હતો, ચારે બાજુથી અગ્નિ કુંડોનો તાપ લાગતો હતો, અંદર તપસ્યાનો તાપ ચાલુ હતો અને ભુખનું પાન પણ ચાલુ હતું. આવા તેના ઘોર તપ અને કષ્ટથી આખું નગર મંત્રમુગ્ધ બની ગયું હતું.

દર્શનાર્થ આવતા નગર લોકોના ટોળા ઉભરાતા હતા. એવું તો ઘણા દિવસ ચાલ્યું. એકદા ઝરોખામાં બેઠેલા પાર્શ્વકુમારની દૃષ્ટિ વંદનાર્થે જતા લોકોના ટોળા ઉપર ગઈ અને પાસે રહેલા પરિવારને પૂછ્યું, "લોકો ક્યાં જાય છે?" સેવક કહે, હે સ્વામિન્! અહીં નગરની ઉપર કોઈક મહા તપસ્વી પધાર્યો છે, તેમના દર્શન કરવા નગરજનો જઈ રહ્યા છે. આ વાત સાંભળીને પાર્શ્વનાથસ્વામી પણ ઘોડા ઉપર બેસીને, તપસ્વીના સ્થાને પધાર્યા અને અવધિજ્ઞાનથી (તીર્થંકર પરમાત્માઓ જન્મથી જ મતિજ્ઞાન—શ્રુતજ્ઞાન—અવધિજ્ઞાન સહિત હોય છે) ત્યાંનું વાતાવરણ જાણીને તપસ્વીને ઉપદેશ આપવા લાગ્યા.

હે મહાનુભાવ! તમે તપ ઘણો કરો છો, કષ્ટ પણ ખૂબ જ અનુભવો છો, પરંતુ જ્ઞાનદશા વિના જીવદયા વિગેરે ધર્મના અંગો નાગોપાંગ સમજ્યા વગર આત્માનું જરાપણ કલ્યાણ થતું નથી. કહ્યું છે કે—

કષ્ટ કરો સંજમ ધરો ગાળો નિજ દેહ
જ્ઞાનદશા વિણ જીવને નહિ કર્મનો છેહ

જુઓ, તમારી ચારે બાજુ સળગતા ચારે કુડોમા હજારો અને લાખોની નખ્યામા ઉડતા ઝીણા જીવો આવીને પડે છે અને બળીને ભસ્મ થઈ જાય છે ઝીણા જીવો પણ મરવાની ઇચ્છાવાળા હોતા નથી, કુયોનીમા રહેલા જીવો પણ મરવા ઇચ્છતા નથી જ્યારે તમો ધર્મના જ નામે અજ્ઞાનથી નિષ્પ્રયોજન હિંસાનુ ઘોર પાપ આચરી રહ્યા છો લાખો, કરોડો, અબજો, જીવોને મારી નાખ્યાનુ પાપ તમને લાગી રહેલ છે જુઓ, આ કુડોમા નખાતા કાષ્ટોમા પણ નાના મોટા જીવો ઘણા હોય છે તે પણ અકાળે અને અકારણ મરણનુ શરણ પામી રહ્યા છે

અરે! આ મોટા કાષ્ટની પોલાણમા તો એક મોટો સપ સળગી રહેલ છે આમ બોલતાની સાથેજ સેવક દ્વારા અગ્નિ કુડમાથી એક મોટુ કાષ્ટ જયણાપૂર્વક બહાર કઢાવ્યુ, અને જયણાપૂર્વક ચીરવા આજ્ઞા આપી કાષ્ટ ફાટતાની સાથે જ બળી રહેલો એક મોટોસર્પ કાષ્ટના પોલાણમાથી બહાર નીકળ્યો પાર્શ્વકુમારે સેવકને આજ્ઞા કરી તેને સતત નમસ્કાર મહામત્ર સભળાવવા શરૂ કર્યો

"સેનક સુખ નવકારસે ધરણેન્દ્ર બનાયા,
નાગકુમારે દેવતા બહુ રિદ્ધિ પાયા"

પાર્શ્વનાથસ્વામીના દર્શનથી જ નાગમા અભયપણ આવી ગયુ હતું એટલે અગ્નિથી અર્ધદગ્ધ થઈ જવા છતા પણ અશાન્તિ હતી જ નહિ સમતારસમા ઝીલતો સપ પ્રભુ પાર્શ્વનાથસ્વામીના સેવકના મુખથી નમસ્કારમહામત્ર સાભળી તેમા તન્મય બની ગયો નમસ્કારમા લીન બનેલ સર્પ પચત્વ પામી ભવનપતિનિકાયનો ધરણેન્દ્રનામે ઇન્દ્ર થયો

સાક્ષાત્ કરુણામૂર્તિ પાર્શ્વપ્રભુના દર્શન અને સમભાવ નમસ્કારમહામંત્ર શ્રવણ થવાથી ક્રોધમૂર્તિ જેવા સર્પના પણ કષાયો શાન્ત થઈ ગયા, વિકારના વિલય પામી, સમભાવ પ્રકટ થયો, દેવગુરુધર્મ પ્રત્યે સદ્ભાવ ઉત્પન્ન થયો. એજ વખતે આયુષ્યની દોરી તુટી જવાથી ચોસઠ પૈકીના એક દેવેન્દ્રની પદવી મળી.

સર્પજાતિ સ્વભાવેજ ખુબ ક્રોધી હોય છે. તેમાં વળી અગ્નિમાં સળગવાથી સ્વાભાવિક જ ક્રોધોદયની પરાકાષ્ઠા હોય તેવા આત્માને પણ નમસ્કારમહામંત્રના શ્રવણરૂપ અમૃતનું સિંચન થવાથી કષાયો બુઝાઈ ગયા ક્રોધાગ્નિ ઠંડો થયો મહાનશાવક સ્થાનની પ્રાપ્તિ થઈ.

— —

## ભગવાન મુનિસુવ્રતસ્વામીના નિર્વાણ પછી બનેલી એક ઘટના

આ નમસ્કારમહામંત્રના પ્રભાવથી તિર્યંચની અધમ આત્મા સમળી પણ જૈનશાસનની પ્રભાવિકા રાજકુમારી સુદર્શના મહાશ્રાવિકા બની.

લક્ષ્મીથી ભરી રહેલા લાટ નામના દેશમાં નર્મદા નદીના કીનારા ઉપર ઘણુ પુરાણુ ભરુચ નામનુ નગર છે. તે ભરુચ નગરથી થોડા અંતરમાં મોટા વિસ્તારવાળુ કોરિંટ નામનુ ઉદ્યાન આવેલુ છે. તે કોરિંટવનમાં ઘણો પ્રાચીન અને સેંકડો ગમે શાખાપ્રશાખાથી ઘેરાએલો તથા ખુબ જ શોભાયમાન એક વડ હતો. તેનુ કોટર પણ ઘણુ જ મોટુ હતું કે જેની અંદર ઘણા પક્ષિઓ વરોથી માળા બનાવી રહેતા હતા.

તેજ વડની કોટરમા એક સમળી રહેતી હતી. તે કોઈકવાર ગર્ભિણી થઈ અને પ્રસૂતિકાળ નજીક આવતા તેણીને શલ્યની વેદના થવા માંડી. વેદનાનો વેગ એટલો બધો વધી

સમળી અને કાગડાના ટોળા બેઠેલા જોયા તેના મધ્યમા સમળીએ પ્રવેશ કર્યો અને એક માંસનો લોચો ઉપાડ્યો, બધુ બળ વાપરીને ફરીવાર આકાશમા ઉડી

પોતાના સ્થાનઉપર જતી સમળીને રસ્તામા અશ્વાવબોધ-નામનુ મુનિસુવ્રતસ્વામી મહારાજનુ તીર્થ આવ્યુ એટલામા એક પારધિએ શોખથી ઉડતી સમળી પર બાણ ફેંક્યુ તેનુ નિશાન સફળ થયુ બાણ સમળીના પેટને વીંધી આરપાર થયુ પારધિને આનંદ થયો તેનાથી લાખો કે ક્રોડો ગણુ સમળીને દુખ થયુ

જગતના જીવો બિચારા આજ રીતે અનંતાકાલથી અકાલ મરણે મરી રહ્યા છે મારનારાઓને આનંદ અને મરનારને દુખ મરનાર બનેની દુર્દશા સશક્ત આત્માએ અશક્તને મારીને પોતાનુ કાર્ય સાધવું આવોજ આ પાપી સંસારી આત્માઓનો સ્વભાવ ઘડાઈ ગયો છે બીજાના દુખનો કોઈને ખ્યાલજ નથી

મારનાર આત્મા બીજાને મારી નાખવા રૂપ હિંસાના રૌદ્ર પરિણામથી મહાપાપ બાંધે છે જ્યારે મરનાર આત્મા અકાલ મરણનુ તત્કાલ લાગેલા પ્રહારનુ પોતાના બાલબચ્ચા કે પ્રણયીના વિયોગનુ અતિ દુખ થવાથી, મારનાર ઉપર ક્રોધદષ કરે છે અને રૌદ્રપરિણામવાળો થઈને મહાપાપ બાંધે છે પરિણામ બનેને દુખરાશિ મળે છે

એક બનેલી ઘટના

એક ઠેકાણે ચાલતા એક કાનખજુરાને વીંછીનો ભેટો થવાથી વીંછીએ પોતાનુ ખાદ્ય માની કાનખજુરાને મુખમા પકડ્યો એટલામા ગીરોલી આવી તેણે વીંછીને મુખમા

પડ્યો કે તે બિચારી સમળીથી સહન ન થઈ શકવાથી, ચીસો પાડીને રોવા લાગી તે વેદના મટાડવાનો ઉપાય શોધી લાવવા પોતાના પતિને કહ્યુ પરતુ જ્યા મનુષ્યોને દયા નથી હોતી તો પશુઓને શેની હોય? એટલે નિર્દયસમળાએ તેણીને મદદ ન જ ..ી અથવા જ્યારે પાપકર્મનો ઉદય થાય ત્યારે અ યની મદદ કામપણ શું કરી શકે?

બે ત્રણ દાડા નારકીના જેવી વેદનાના પરિણામે સમળીને પ્રસૂતિ થઈ અને ઇડા મુકના હવે પ્રસવની વેદનાથી ત્રણ-ચાર દિવસની ક્ષુધાતુર સમળી ભક્ષ્યની શોધ કરવા લાગી, ચારે બાજુ દૃષ્ટિ ફેકી પણ કયાય ભક્ષ્યની પ્રાપ્તિ થાય એવું દેખાયુ નહિ

આ બાજુ વર્ષાકાલ હોવાથી મુશળધાર વર્ષાદ વર્ષવા લાગ્યો 'હમણા વર્ષાદ બધ રહેશે અને હુ માસને શોધવા જઈશ' આવા સતત ધ્યાનમા ક્ષુધાની તીવ્ર વેદનાથી સમળી સમય વીતાવે છે વર્ષાદ સત્તર દિવસ સુધી વર્ષતો જ રહ્યો લગભગ વીશ દિવસ સુધીની ક્ષુધાની વેદનામા સમળી કૃશ થઇ ગઈ, શક્તિ હણાઈ ગઈ, ધીરજ નાશ થઈ ગઈ અને તે વારવાર મૂર્છિત થવા લાગી

તીન પાપના કે પુણ્યના ઉદયો ભોગવવાના બાકી હોય ત્યાસુધી આયુષ્ય પણ તૂટતુ નથી જીવતરથી કટાળી ગએલી સમળીને મરણ તો ન જ આવ્યુ વર્ષાદ બધ થઈ ગયો ઈડા પણ સેવાઈને બચ્ચા થઈ ગયા હવે તો પોતાને અને બચ્ચાને પોષવા ખાદ્ય લાવવુ જ જોઈએ એમ વિચારી સમળી અશક્ત હોવા છતા સર્વ બળ વાપરી આકાશમા ઉડી

એક નજીક ।। ગામડામા ચાડાળના પાડામા માસથી ખરડાએલા હાડકાના ઢેર પડેલા જોયા ચારે બાજુ ગીધડા

લીધો ત્યાં તો આવ્યો કાગડો તેણે ગીગેલીને ઉપાડી

હજી એકે મર્યા નથી ગીગેલી કાગડાના મુખમાથી છુટવા મથે છે, પણ પોતાના મુખમા રહેલા વાંદીને છોડવા વિચારતી નથી વીંછી ગીગેલીના મુખમાથી છટકવા ટળવળે છે પરતુ કાનખજુરાને જવા દેવા તૈયાર નથી

આ પ્રમાણે પોતે મરવુ નથી, પણ બીજાને મારી નાખવા મથતુ જગત મહાપાપ બાધીને અનતા કાળ થી નર્ક અને પશુગતિ રૂપ ઘાણીમા પીલાઈ રહ્યુ છે પરતુ, 'પોતે દુખ ભોગવી બીજાને સુખ આપવુ' આવી ભાવના ભગવાન સર્વજ્ઞ પ્રભુના માર્ગ સિવાય ક્યાય જણાતી નથી

પારધિના બાણનો ઘાત લાગતાની સાથે બીચારી સમળી માસના લોચા સહિત જમીન ઉપર પટકાણી તાજી વિયાએલી વીસ દહાડાની તદ્દન ભુખી અને ઉપર ની બાણના ઘાવથી વીંધાઈ ગયેલી સમળીની તે વખતે કેવી કરૂણ દશા હશે? કેવલીપ્રભુ વિના એ કોણ જાણી શકે?

પ્રસુતિની વેદનાની સાથોસાથ વીશ દિવસની લાઘણોથી સમળી તદ્દન અશક્ત તો હતી જ એટલે બાણનો પ્રહાર લાગવા છતા બુમો પાડવાની પણ તેનામા તાકાત ન હતી અને એકદમ મૂર્છા આવી ગઈ શરીરમાથી રૂધિર, આખમાથી આશુ અને મુખમાથી લાળાઓનો પ્રવાહ નીકળવા લાગ્યો મરણ હવે સાવ નજીક આવી ગયુ હતુ

સમળી પોતે શિકારી હતી જ તેણીએ પોતે સર્પ કાકીડા વગેરે જમીન ઉપર ચાલતા જીવોને અને પક્ષીના માળા વિંખિને સખ્યાતીત ઈંડા અને બચ્ચાને મારીને પોતાના પાપી પ્રાણોને પોષણ આપ્યુ હતુ નાના મોટા જીવોને એ

મ માગની ભય કરતા અને ધર્મની મહાનુભાનતા સમજાવવા પૂર્વક નમસ્કારમહામંત્ર બોલના જ ગયા પચપરમેષ્ઠિમહામન્ત્રનો અથ અને ભાવાથ સમજાવ્યો વીતરાગદેવ અને નિર્વિકાર ગુરુઓનું સ્વરૂપ સમજાવ્યુ

સમળીમા ખૂબ જ એ પ્રના આવી તેવી વેદના તરફથ ધ્યાન બદલાઈને પચપરમેષ્ઠિમહામન્ત્રમા જોડાઈ ગયુ પચપરમેષ્ઠિ મહામન્ત્ર સમળીના આત્માની સાથે તાદાત્મ્ય ભાવ પામી ગયે અને એજ દશામા પ્રાણે પણ નીકળી ગયા પિંજરૂ ખાલી થયુ મહામુનિગણે ઉપકારના પરિણામ સમજી તીર્થ જુહારવા ચાલ્યા ગયા

સમળીનો આત્મા પચપરમેષ્ઠિમહામન્ત્રના ધ્યાનમા મગ્ન પામીને સિંહલદ્વીપમા શ્રીપુરનગરમા ચન્દ્રગુપ્તરાજાના ચન્દ્રલેખા નામની પટ્ટરાણીની કુક્ષીથી સુદર્શના નામે પુત્રી પણે ઉત્પન્ન થયો

અકારણ ઉપકારી મુનિરાજોના વચનો સમળીના હૃદયની ઉષર ભૂમીમા અમૃતની વૃષ્ટિ સમાન બની ગયા હતા અને નમસ્કારમહામન્ત્રરૂપ કલ્પવૃક્ષના બીજો એવા સારામુહૂર્તે વવાઈ ગયા હતા કે જેના ફળ તેણીને સત્વર પ્રાપ્ત થયા

તે નમસ્કારમહામન્ત્રના પ્રભાવથી (હિમકદશામા જીવેલી અને કરુણ દશામા મરેલી) સમળીને રાજાધિરાજના ઘેર જન્મ મળ્યો, સાથોસાથ તેણી માતા પિતાના ગાઢ સ્નેહનુ પાત્ર બની પરિવાર પણ પ્રેમથી તરબોળ મળ્યો આવી સુખમય દશામા ઉછરતી રાજકુમારી (સમળીનો જીવ) સુદર્શના બાલ્ય વયને વટાવીને યુવતી દશામા પ્રવેશ પામતી હતી

જગતના સર્વ જીવો ચારગતિ ૮૪ લાખ યોનિમાં ભટકી રહ્યા છે જ્ઞાનના અભાવે 'હું કોણ છું?' આટલું પણ સમજી શકતા નથી માટે જ સંસારના બંધનોથી છુટા થઈ શકતા નથી

જેમ સંસારના પ્રવાહમાં બીજા જીવો ભટકે છે તેમ શ્રીજિનેશ્વરદેવોના અનંતા જીવો પણ ભટકે છે તે જ પ્રમાણે સિદ્ધ થઈ ચૂકેલા સિદ્ધ પરમાત્માના આત્માઓ પણ સંસારના પ્રવાહના ઝપાટામાંથી બચ્યા નથી એ ન્યાયથી સંસારમાં અનંતા કાલથી રખડતો મહારાજા રામચંદ્રનો આત્મા, જે શ્રીજૈનશાસનમાં આઠમા બળદેવ થઈ ધર્મ પામી દેવ અને મનુષ્યના નવ ભવો કરીને મોક્ષે ગયા છે તેમનો ત્રીજો ભવ પદ્મરુચિનામે શેઠ તરીકે હતો

એકદા પદ્મરુચિ શેઠ પોતાના ઘેરથી ગોકુલમાં જતા હતા, (જ્યાં ગાયો, ભેંસો, બળદ વિગેરેના ઘણા સમુદાયો સચવાતા હોય તે સ્થાનને ગોકુલ કહેવાય) રસ્તામાં એક બળદને મરવાની સ્થિતિમાં પડેલો જોઈ શેઠ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા બેલની સાવ નજીકમાં જઈ કાન પાસે મુખ રાખી નમસ્કાર મહામંત્ર સંભળાવ્યા અને બળદને ખૂબ સમજાવ્યો સંસારની અસારતા અને પંચપરમેષ્ઠિમહામંત્રની મહત્તા ખૂબ જ સમજાવી, જૈનધર્મનું રહસ્ય સમજાવ્યું, બળદનો જીવ નમસ્કારમહામંત્રના શ્રવણમાં એકાગ્રચિત્તવાળો થઈ ગયો અને સાવધાનપણે મરીને, તે જ નગરના રાજાનો રૂષભધ્વજ નામે પુત્ર થયો

એકદા યૌવનવયને પામેલો રાજકુમાર ફરવા નિકળેલો ફરતો ફરતો બળદના મરણસ્થાને આવ્યો, સ્થાનના દેખવા માત્રથી જ કુમારને મૂર્છા આવી જાતિસ્મરણ જ્ઞાન થયું

સુદર્શનાએ પોતાનો સમળીનો ગતભવ અને તેમા બનેલી બધી ઘટના અનન્યગુણઉપકારી એવા મુનિરાજોના દર્શન તથા મુનિસુવ્રતસ્વામીના પ્રાસાદના દર્શન તથા મુનિમહારાજાઓએ પોતાને આપેલુ નમસ્કારનુ દાન, અને પોતાનુ તે નમસ્કાર મહામંત્રમા થયેલ એકાગ્રપણુ વિગેરે કહી સભળાવ્યા

પોતે સમળી અધમઆત્મા મહાહિંસક જીવ હોવા છતા પણ પંચપરમેષ્ઠિમહામંત્રના પ્રભાવથી જ આવી રિદ્ધિ સમૃદ્ધિ પામી તેમ માતા પિતા પ્રમુખ સમગ્ર સભાને સમજાવ્યુ, અને પિતા પાસેથી ઘણુ દ્રવ્ય તથા આજ્ઞા મેળવીને પ્રધાનપુરુષો અને બીજો પરિવાર સાથે લઈ તે ભરુચનગર આવી

સહુ પ્રથમ શ્રીમુનિસુવ્રતસ્વામીના પ્રાસાદને પાયામાથી તદ્દન નવીન કરાવ્યો મૂલનાયક શ્રીમુનિસુવ્રતસ્વામીને બિરાજમાન કર્યા પછી સુદર્શનાકુમારી બાલબ્રહ્મચારિણી બની જાવજીવ ભરુચમા રહી સાતે ક્ષેત્રમા અઢળક દ્રવ્ય વાપરી શ્રીમુનિસુવ્રત સ્વામીની, મુનિરાજોની તથા શ્રાવકોની ખુબ જ સેવા ભક્તિ કરી ઉંચામા ઉંચુ શ્રાવકપણુ આરાધી અનશન કરી દેવલોકે ગઈ, ત્યાથી એ અનુપમ સારી સુદર્શના રાજકુમારીનો આત્મા થોડા જ કાળમા મોક્ષે જશે

ઇતિ નમસ્કારમહામંત્રની પ્રકટપ્રભાવસૂચિકા (સમળી) સુદર્શના કુમારીની કથા સંપૂર્ણ

—o—

## એજ નમસ્કાર મહામંત્રના પ્રભાવથી એક બેકાંધ બળદ મહાન પુરુષ થયો

ગંગા અને સિંધુ જેવી મહાનદીઓના પ્રવાહની માફક સંસારનો પ્રવાહ અનંતકાળથી ચાલુ છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગથી બંધાતા કર્મના બંધનોથી બંધાઈને

श्री. १०८ आचार्य श्री कुंथुसागर महाराजरचित

# लघुज्ञानामृतसारका हिन्दीपद्यानुवाद

विद्याके जो प्रखर प्रभाकर जिनसे दीप्त त्रिलोक अलोक।
कर्म कषाय जीतनेवाले, जो हैं अभय अमम अशोक।
उनके चरणोंमें नतमस्तक–हो, यह लघुज्ञानामृतसार।
रचते हैं गुरु होवे जिससे अखिल विश्वमें ज्ञान प्रसार ॥ १ ॥
भ्रामक इन शुभ अशुभ क्रियाओंमें मैं अबतक रमा रहा।
सुख दुःख पुण्य पापमय होकर विश्वविपिनमें भ्रमा रहा,।
पर ये शुद्धिविधायक स्वामिन्! मिले आपके पद हैं आज,।
लिया आज है आश्रय इनका मिटे शुभाशुभ कर्म समाज ॥ २ ॥
हो, हे कुंथु प्रभो अब मुझको इन चरणोंसे इतनी प्राप्ति।
और मुझे न याचना करनी, करनी है संसार समाप्ति।
शिवसुखकी हो सिद्धि स्वात्म उपलब्धि और परिणाम विशुद्धि।
मिले समाधि अन्तमें मुझको विश्वव्यापिनी हो मम बुद्धि ॥ ३ ॥
इस मानवको भोगपिपासा देती है जो उत्कट क्लेश।
व्याघ्रसिंह नरनारि राहु या केतु नहीं दे सकते लेश।
गज, तुरग या अग्नि सर्प या वैरी वर्ग आधि या व्याधि।
वैसा दुःख न दे सकते हैं आपद, भूत पिशाच उपाधि ॥ ४ ॥
इन्द्र महेन्द्र आदिके वैभव प्राप्त हुवे जो बारबार।
उनसे भी भोगेच्छा नरकी शांत हुई न कभी दुखकार,।

પોતે જ બળદ હતો, કોઈ મહાપુરુષે મહા રાહ માગ ઉપર દયા લાવી ઘોડા Cપરથી ઉતરી, મને પચપરમેષ્ઠિમહામ ત્ર સભળાવ્યો તે ઉપકારીને મારે શી રીતે ઓળખવા? એવા વિચારથી તેણે તે જ સ્થાનમા જિનાલય બધાવ્યુ અને તેની દીવાલ ઉપર ઘોડા ઉપરથી Cતરી મરતા બળદને નમસ્કારમહામત્ર સભળાવતી મૂર્તિ ચીતરાવી

એકદા નવીન જિનાલય જુહારવા આવેલા પદ્મરુચિ-શેઠને પ્રસ્તુત ચિત્ર જોવામા આવ્યુ ચિત્ર પોતાના સબધનુ જાણી વારવાર જોવા લાગ્યા અને વિચારવા લાગ્યા કે, આ દેરાસર તો રાજકુમારે બધાવ્યુ છે તેણે મારી અને બળદની હકીકત શી રીતે જાણી?

ચિત્ર પાસેની શેઠની બનેલી ઘટના કુમારના સેવકોએ જાણીને કુમારને પહોચાડી જે સાભળીને અત્યત ખુશી થએલો ઋષભધ્વજકુમાર શેઠની પાસે આવી શેઠને પ્રણામ કરી પોતાની ગયા જન્મની હકીકત સભળાવી અને શેઠની ખૂબ ખૂબ પ્રશસા કરી ત્યારથી શેઠ ઉપર પોતાના પિતા થકી પણ અધિક પૂજ્ય બુદ્ધિ ધરવા લાગ્યો

પિતાના મરણ પછી કુમાર ઋષભધ્વજ રાજા થયો શેઠને રાજ્ય લેવા ઘણો જ આગ્રહ કર્યો પણ શેઠે નિરીહ ભાવથી રાજ્ય લેવા નિષેધ કર્યો અને કુમારને ધમમા ખૂબ મજબૂત બનાવ્યો કૃતજ્ઞ કુમાર શેઠ અને ધર્મ બનેને પોતાના મહાન્ ઉપકારી માનતો, શ્રી જૈન ધર્મનુ ઘણુ આરાધન કરતો, પોતાના રાજ્યમા જૈન ધમને ફેલાવતો, પ્રકટ પ્રભાવી નમસ્કાર મહામત્રનો સ્વાનુભવસિદ્ધ મહિમા જગતને સમજાવતો છેવટ સુધી જૈન ધર્મ અને પચપરમેષ્ઠિમહામત્રનો પ્રભાવ પોતાના

રાજ્યમા ઘણો જ સમજાવ્યો અને વિસ્તાર્યો આરાધનાપૂર્વક અવસાન પામી શેઠ અને ન્પભાર્યાગજા ક્રમે કરીને સ્વર્ગશરીરી મહારાજા રામચંદ્ર અને વિદ્યાધરાધીરાજ સુગ્રીવરૂપે થયા

બળદના જીવને પદ્મરુચિ શ્રાવકે નમસ્કારમહામંત્ર દ્વારા ઉપકાર કરેલો છેવટે શેઠનો જીવ મહારાજા રામચંદ્ર થયા, તે અને બળદનો જીવ મરી રષભધ્વજ રાજા થઈ છેલ્લા ભવમા સુગ્રીવ રાજા થઈને બન્ને મોક્ષે ગયા

ઈતિ નમસ્કારમહામંત્ર પ્રભાવસૂચક મહારાજા રામચંદ્ર અને સુગ્રીવ રાજાની કથા સંપૂર્ણ

— o —

## દેવત્વ પામનાર જિનદાસ શેઠના કંબલ અને શંબલ નામના બે વાછરડાની કથા

જંબૂદ્વીપના આ ભરત ક્ષેત્રમા મથુરા નામની મહાપુરી હતી જેમા હજારોની સંખ્યામા જૈન મંદિરો હતા લગભગ નગરજનોનો મોટો ભાગ શ્રીવીતરાગધર્મનો આરાધક હતો

તે જ નગરીમા જિનદાસ અને સાધુદાસી નામના શ્રાવક દંપતી વસતા હતા બન્ને આત્માઓ શ્રાવકના બારવ્રતના આરાધક હતા તેમને પરિગ્રહપ્રમાણ પાચમા અણુવ્રતમા ચતુષ્પદ સર્વથા ન રાખવાનો અભિગ્રહ હતો

તેઓ એક ભરવાડણ પાસેથી હંમેશા દૂધ લેતા હતા તેના કારણે પરસ્પરમા સ્નેહ બંધાયો એકદા ભરવાડણને ઘેર લગ્ન પ્રસંગ આવ્યો ભરવાડ અને ભરવાડણ શેઠને ઘેર આવ્યા અને ચંદરવા વગેરે શોભાના સાધનોની માગણી કરી શેઠજીએ પણ સ્નેહને વશ થઈ તે આપ્યા

વિવાહ પ્રસંગ પૂરો થયો ઉત્તમ પ્રકારના સાધનોથી ભરવાડનો પ્રસંગ ખૂબ શોભી ઉઠ્યો અને પોતાની ન્યાતમા પ્રશંસા થવા લાગી આથી સંતુષ્ટ થયેલા ભરવાડ દંપતીએ શેઠને સુંદર ભેટણું આપવાનુ નક્કી કર્યુ

વહેલી સવારે હૃષ્ટપુષ્ટ અને દેખાવડા બે વાછરડા લઈને ભરવાડ દંપતી શેઠને ઘેર આવી પહોંચ્યા શેઠે તેમને પોતાને પશુધન ન રાખવાનો નિયમ હોવાનુ સમજાવવા છતા ભરવાડ ભરવાડણ તો તેની કશી દરકાર કર્યા વિના શેઠને ત્યા વાછરડાઓ મુકીને ચાલ્યા ગયા

ભરવાડ દંપતી (ધણી ધણિયાણી) ગયા પછી શેઠ દંપતી વિચાર કરવા લાગ્યા કે જો હવે આ વાછરડા પાછા મોકલીશું તો તે બિચારાઓને ખસી કરશે (આખલા છે તેને બળદ બનાવી નાખશે) વળી મોટા થતા હળ અને ગાડામા જોતરશે તેથી વાછરડા દુખી થશે અને પરિગ્રહ તરીકે ચતુષ્પદ રાખવાની બાધા છે પરંતુ સ્વામીભાઈ તરીકે રાખવાની બાધા નથી, માટે સ્વામીભાઈ તરીકે રાખવાથી પાચમુ વ્રત ભાગશે નહિ પરંતુ બારમુ વ્રત આરાધાશે એમ વિચારી બન્ને વાછરડાઓને પોતાના અતિથિ તરીકે રાખ્યા

ક્રમે કરીને વાછરડાઓ મોટા થવા લાગ્યા શેઠ દંપતી તો તદ્દન ધર્માત્મા હોવાથી લગભગ આખો દિવસ સામાયિકમા રહી પુસ્તક વાચે છે વાછરડાઓને પાસે જ બેસાડે છે ભાવિ કલ્યાણવાળા આત્મા હોવાથી વાછરડા શેઠ દંપતીના ધર્મના ઉદ્ગારો સાભળે છે અને આચારો બરાબર જુવે છે

જ્યારે શેઠ શેઠાણી અષ્ટમી ચતુર્દશીએ પૌષધ અને ઉપવાસ કરે છે ત્યારે વાછરડાઓ પણ શેઠ અને શેઠાણીના

આચાર દેખી ઘાસ પાણી લેતા નથી, ઉપવાસ કરે છે અને વંચાતું પુસ્તક સાંભળે છે

શંકા–શું પશુઓ પણ મનુષ્યની પેઠે ઉપવાસ કરી શકે ખરા?

સમાધાન–જરૂર કરી શકે છે જૈન શાસનમાં પશુઓને ચોથું તથા પાંચમું ગુણઠાણું માનેલું છે અને ચંડકૌશિક નાગ લવણસમુદ્રના મત્સ્ય તથા રૂપસેન [illegible] વગેરેના તપ સહિત અનશનના વર્ણનો શાસ્ત્રમાં ઘણાં મળે છે

વાછરડાઓનું આવું આચરણ જોઈ શેઠ શેઠાણી ઘણાજ આનંદ પામતા વાછરડાઓને પુત્રની પેઠે પાળે છે ક્રમે કરી વાછરડાઓ પણ વય વધવાથી વાછરડા મટીને વૃષભ થયા

એક દિવસ શેઠ અને શેઠાણી ક્યાંઈક ઘર બહાર ગયા હતા એવામાં ત્યાં શેઠનો એક મિત્ર ગામના પરિસરમાં રહેલ ભંડીર નામના યક્ષની યાત્રા કરવા માટે પરગામથી આવ્યો, તે શેઠના વૃષભોને ગાડીએ જોડીને લઈ ગયો, અને જતા આવતા બળદોને ઘણાજ દોડાવીને પાછો લાવી શેઠને ઘેર બાંધી ગયો

આ બંને જુવાન બળદોને જિંદગીમાં ધૂંસરું દેખેલ ન હોવાથી, વળી ઘણા જ માર પડવાથી શરીરમાં ઘણીજ નબળાઈ આવી ગઈ અને મુખ ઉપર મૂર્છા આવવા લાગી

શેઠ શેઠાણી ઘેર આવ્યા ત્યારે પોતાના પુત્ર તુલ્ય વાછરડાઓની આવી દુર્દશા થઈ તેથી તેમને ઘણુંજ લાગી આવ્યું વાછરડાઓની આંખોમાંથી આંસુધારા ચાલતીજ રહી તે જોઈ શેઠ શેઠાણી પણ ગળગળા થઈ ગયા, અને વાછરડાઓને ધર્મ સંભળાવવા શરૂ કર્યો, અનશન કરાવ્યું અને નમસ્કાર મહામંત્ર સંભળાવવા લાગ્યા નમસ્કારમહામંત્રના ધ્યાનમાં

લીન થયેલા બન્ને બળદો મરીને ભુવનપતિ નિકાયમાં કંબળ અને શંબળ નામના દેવ થયા અને તુરતના ઉત્પન્ન થયેલા તે બન્નેએ અવધિજ્ઞાનથી જાણીને ભગવાન મહાવીરદેવના ઉપસર્ગનું નિવારણ કર્યું

—o—

## નમસ્કાર મહામંત્રનું તાત્કાલિક ફળ બતાવનાર શાલવીની કથા

કોઈક ગામમાં એક શાળવી હતો તે વણવાના કાર્યમાં ઘણો જ હોશિયાર હતો. સૂતર અને રેશમ બન્ને પ્રકારના વસ્ત્રો તે વણી શક્તો હતો તેને નવોઢા બે સ્ત્રીઓ હતી, તે કારીગર હતો સાથે ઘણો જ વિલાસી હતો, તેને સ્ત્રી વિના ક્ષણ વાર ગમતું નહિ તેથી તે પોતાની બન્ને સ્ત્રીઓને વસ્ત્રના બે છેડે ઉભી રાખતો, તાણો અને વાણો સરખા કરતા બન્ને બાજુના કિનારે પહોંચતો ત્યારે પોતાની સ્ત્રીના અંગનું અડપલું કરતો

તેની આવી ચેષ્ટા અહર્નિશ ચાલુ જ રહેતી ઘરમાં ચોથું માણસ ન હોવાથી આ ત્રણ માણસોની પશુચેષ્ટાને કંઈ રોકટોક થતી નહિ એકદા ગોચરીએ નીકળેલા કોઈ અવધિજ્ઞાની મુનિરાજ તેની ખડકીમાં પેઠા શાળવીએ મુનિરાજને જોયા અને પોતાની પત્નીને ચુંબન કરી મુનિરાજને પૂછયું, 'કેમ તમને આવો સ્વાદ ક્યાંય જોવા મળે છે? આવું સુખ તમે ક્યાંઈ જોયું છે?' તમારા જેવા વનવાસીઓને આવું સુખ સ્વપ્નમાં પણ ક્યાંથી હોય?

મુનિરાજ અવધિજ્ઞાની હોવાથી તેનું તદ્દન અલ્પાયુ જાણી કહેવા લાગ્યા કે, 'હે ભદ્ર! અતિ અલ્પ જીવતર બાકી છે, જીવતરની છેલ્લામાં છેલ્લી ક્ષણો જાય છે, આ તારી કંદર્પ-

ચેટા તને કુગતિમા ફગાવી દેશે, માટે આવના જન્મનુ શબગ લેવા માડ '

મુનિરાજના વચન સાભળીને મજ્જુની નિકટતા જાણી શાળવી એકદમ ગભગયો અને મુનિને પુછવા લાગ્યો, 'હવે શું કરવું? મને બચાવો ' આવા તેના દૈ ન વાક્યો સાભળી મુનિરાજે તેને નમસ્કારમહામ ત્ર મભળાવવો શરુ કર્યો

નમસ્કારમહામ ત્ર શાળવીના કાનમા પડતાની સાથે જ આ ત્મા ઉત્તમ હોવાથી તેના ચિત્તમા એકાગ્રતા આવી ગઈ દયાનાસમુદ્ર મુનિરાજ નમસ્કારનુ રહસ્ય અને દેવ ગુરુ ધર્મનુ સ્વરૂપ સમજાવતા હતા ત્યાજ ક્ષણવારમા શાળવીનો આત્મા નમસ્કારમહામ ત્રના પ્રભાવથી મનુષ્ય શરીરનો ત્યાગ કરી દેવલોકે ચા યો ગયો અર્થાત્ દેવલોકમા દેવપણે ઉત્પન્ન થયો

તેના અકાલ મરણથી તેની બન્ને પત્નીએ શોક કરવા લાગી સગાવ્હાલા ભેગા થઈ રડવા લાગ્યા આ બાજુ દેવ બનેલ વણકરના જીવે દેવશય્યામા ઉત્પ ન થતાની સાથેજ વિચાર કર્યો કે–હું ક્યાથી આવ્યો? મે પૂર્વજન્મમા શું પુણ્ય કર્યુ હશે? ઇત્યાદિ વિચાર કરતા અવધિજ્ઞાનથી પોતાનો શાળવીનો પૂર્વભવ દેખ્યો પરમઉપકારી ગુરુદેવે સમજાવેલ શ્રી પચ-પરમેષ્ઠિમહામત્રના પ્રભાવથી હુ દેવગતિને પામ્યો છુ, એમ જાણી એ દમ પોતાને ઘેર આવી ગુરુને પ્રણામ કર્યા કુટુબને પ્રતિબોધ કરી બધાને નમસ્કારમહામત્રનો પ્રભાવ સમજાવીને દેવ સ્વસ્થાનમા ગયો

—o—

## બીજી વલી એક નાનકડી ઘટના

શ્રી જૈનશાસનના કથા સાહિત્યમા ઘણા જાણીતા ચારુદત્ત નામના એકશેઠને રુદ્રદત્ત નામનો (મામાનો દીકરો) ભાઈ હતો. એકદા બોબ્જે ઉચકવા સારુ બે બકરા સાથે લઈને બન્ને ભાઈ મુસાફરી માટે નીકળ્યા બન્નેએ પહાડની મુસાફરી શરુ કરી આગળ જતા માગ વિકટ આવ્યો એટલે પાપ કરવામા નિડર એવા રુદ્રદત્તે બન્ને બકરાને મારી નાખવાનો પોતાનો અભિપ્રાય જણાવ્યો ચારુદત્ત દયાલુ હતો તેણે તેને આવુ પાપ નહિ કરવા ઘણો સમજાવ્યો, પરતુ ચારુદત્તના દયામય વાક્યાની કઠોર હૃદયના રુદ્રદત્ત ઉપર જરાપણ અસર ન થઈ બકરો મારી નાખ્યો અને જ્યારે ચારુદત્તના બકરા ઉપર તેની ક્રુરનજર પડી ત્યારે બકરો દયામણા મુખે ચારુદત્તની સામુ જોવા લાગ્યો ચારુદત્તે તેને-બકરાને નમસ્કારમહામત્ર સભળાવવા માડ્યા, ખુબજ ધીરતા આપી, નમસ્કારનુ સ્વરૂપ સમજાવ્યુ બકરા મરીને દેવ થયો અને પોતાના મહા ઉપકારી ચારુદત્તને ઘણો જ સહાયક થયો



## છેલ્લા દશપૂર્વધર મહાપ્રભાવક શ્રી વજ્રસ્વામીના સમાગમમા બનેલી નમસ્કારની ચમત્કારી ઘટના

એકદા વિહાર કરતા શ્રીવજ્રસ્વામી સુરીશ્વરજીમહારાજ કોઈ એક નાના ગામડામા પધાર્યા હતા ત્યા ઘણા ગામડીઆઓ વ્યાખ્યાન સાભળવા આવતા હતા તેમને ગુરુમહારાજાએ ગઠસી-વેઠસી મુઠસી-દીપસી વગેરે સકેતપચ્ચક્ખાણનો ઉપદેશ આપ્યો

તેમનો ઉપદેશ એક મદિરાના મહાવ્યસની શાળવીને ગમી ગયો અને તેણે ગઠસીનુ પચ્ચક્ખાણ ધારવાનો અભિગ્રહ લીધો પરતુ મદિરાના વ્યસનમા તન્મેળ બનેલા આત્માએ વારવાર નમસ્કારમહામત્ર ગણવા, કદોરાની ગાઠ છોડવી, મદિરા વાપરવી, પાછો નમસ્કારમહામત્ર ગણવો અને કદોરાની ગાઠ બાધવી આવુ તેનુ વર્તન જોઈને કુટુબના માણસોને ઘણુ જ આશ્ચર્ય થયુ

હમેશનો અને આખા દિવસનો ગઠસી પચ્ચક્ખાણનો વ્યવસાય ગમેલો હોવાથી વ્યસનીને કટાળો આવતો ન હતો પરતુ જૈનશાસનના અજાણ વ્યસનીના કુટુબને કટાળો અને કુતૂહલ બન્ને ખૂબ થતા હતા થોડા દિવસો બાદ એક દહાડો તે વ્યસનીએ રેશમનો દોરો કદોરા તરીકે બાધ્યો હતો ગાઠ સખત બેસી ગઈ હતી મદિરા પીવાની ઇચ્છા ઘણી હતી પરતુ ગાઠ ન છૂટવાના કારણે મદિરા તો ભૂલાઈ ગઈ પણ નમસ્કારમહામત્ર ગણવાના ચાલુ રહ્યા અને તેમા એકાગ્રતા આવી ગઈ તેટલામા એકદમ આયુષ્ય તૂટ્યુ અને (હમણા જેમ માણસોને હાર્ટ ફેલ થઈ જાય છે તેમ) તે મરણ પામીને પહેલા દેવલોકે કપર્દનામે યક્ષ થયો

કોઈ પૂર્વાચાર્યે કહ્યુ છે કે

"य पूर्व तनुरायाऽप्रतसुरतल्पैदुष्पूर्ने पूरितोपि,
प्रत्याख्यानप्रभावादमरमृगदृशामातिथ्य प्रपदे।
सेशादेवाकशाली प्रथमजिनपदाभोजयोस्तीर्थरक्षा
दक्ष श्रीयक्षराज स भवतु भविना विघ्नमर्दी कपर्दी ॥१॥"

અર્થ-પૈની અવસ્થામા સુકૃતના અશ વગરના દુષ્કૃતોમા ડુબેલો શાળવી નાના સરખા પણ પચ્ચક્ખાણના પ્રભાવ

દેવલોકમા દેવાગનાઓનુ આતિથ્ય-મહેમાનગતિ પામ્યો અને શ્રીઋષભદેવસ્વામીની સેવાની ટેવવાળો તથા શ્રી શત્રુંજયતીર્થની રક્ષા-રક્ષણ કરવામા ચતુર એવો શ્રીકપર્દીયક્ષ ભવિજીવોના વિઘ્નોનો નાશ કરનાર થાઓ.

આ દૃષ્ટાન્તથી સમજી શકાય છે કે પચપરમેષ્ઠિમહામત્રનો કેવો સુદર પ્રભાવ છે? કે જેણે એક તદ્દન અજ્ઞાની ગામડીઆ અને કુવ્યસની એવા જીવને પણ એકમહાસ્થાન પ્રાપ્ત કરાવી ખરેખરો આરાધક બનાવ્યો છે

આ પ્રમાણે આ નમસ્કારમહામત્રના ઉપકારો શ્રી જૈન સાહિત્યમા ઠામઠામ વેરાએલા પડ્યા છે ઘણાખરા કથાનકોમા નમસ્કારમહામત્રનો ઉપકાર-મહિમા જરૂર ચર્ચાયો છે

પચપરમેષ્ઠિમહામત્રના ચમત્કારના ઉદાહરણો વૃન્દારુવૃત્તિ વગેરે ગ્રથોમા ભીલ-ભીલડી, શિવકુમાર, શ્રીમતી, બિજોરુ, હુંડિક ચોર, પિંગલ ચોર, પ્રમુખ ઘણા છે જે વાચવાથી નમસ્કારમહામત્ર પ્રત્યે સદ્ભાવ ક આદર થયા વિના રહે નહિ પરંતુ પચપરમેષ્ઠિમહામત્રના પ્રભાવની પુષ્ટિ માટે હજી પણ કેટલીક જરૂરી બાબતો લખવાની હોવાથી ઉપરના કથાનકો અહીં ટાકયા નથી, તે આ ગ્રન્થમા પાછળ પરિશિષ્ટમા આપ્યા છે

શ્રીજૈનશાસનના બધા વિધાનો સર્વજ્ઞમૂલક જ હોવાથી વસ્તુમાત્રની સિદ્ધિ આગમવાદ અને હેતુવાદ એ બે સાધનો દ્વારા કરવામા આવે છે કોઈક વસ્તુ કેવળ આગમવાદથી જ સિદ્ધ થાય છે, જ્યારે કોઈક વસ્તુ કેવળ યુક્તિવાદથી જ સિદ્ધ થાય છે અને કોઈકમા બન્ને સાધનનો ટેકો હોય છે

નમસ્કારમહામંત્રનો પ્રભાવ આગમથી પણ સિદ્ધ થએલો છે અને યુક્તિઓ—હેતુઓથી પણ બરાબર સમજાઈ શકે તેમ છે આપણે આગમની (નમસ્કારમહામંત્ર માહાત્મ્ય પોષક) ઠ્યાઓ જોઈ ગયા તેથી નમસ્કારમહામંત્રનો મહિમા આલોક અને પરલોકમાં પણ વ્યાપક છે તે જાણ્યું હવે આપણે દલીલો પણ વિચારવી જોઈએ શાસ્ત્રમાં કહ્યું છે કે—

"आगमश्चोपपत्तिश्च संपूर्णं दृष्टिलक्षणम्।
अतीन्द्रियाणामर्थानां, सद्भावप्रतिपत्तये ॥ १ ॥

અર્થ—"આગમ અને દલિલો એટલે યુક્તિઓ અતીન્દ્રિય અર્થોને એટલે સાક્ષાત્ નહિ દેખાતા એવા પદાર્થોને સમજવા સારૂ આલંબન છે આમ વિચારવું તે જ સંપૂર્ણ દૃષ્ટિ કહેવાય છે

શંકા—આગમ એટલે શું?

સમાધાન—ગણધર મહારાજાઓ અને પૂર્વાચાર્યોના બનાવેલા ગ્રન્થો તે આગમ કહેવાય છે

શંકા—પૂર્વાચાર્યોના બનાવેલા ગ્રન્થો હજારોની સંખ્યામાં છે જ્યારે આગમ તો પિસ્તાલીશ જ છે તેનું કેમ?

સમાધાન—શ્રીભદ્રબાહુસ્વામી, શ્રીહરિભદ્રસૂરિ, શ્રીસિદ્ધસેન દિવાકરસૂરિ, શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણસૂરિ, શ્રીઉમાસ્વાતિસૂરિ, શ્રીમંત્રવાદીસૂરિ તથા ચૂર્ણિકાર-શ્રીજિનદાસગણી, શ્રીરમનાસ ગણી, શ્રીમઘનામગણી વિગેરે તથા શ્રીઅભયદેવસૂરિ, શ્રીશીલાંગસૂરિ, કલિકાળસર્વજ્ઞશ્રીહેમચંદ્રસૂરિ, શ્રીમલ્લવાદીહેમચન્દ્રસૂરિ, શ્રીમલયગિરિસૂરિ, શ્રીદેવેન્દ્રસૂરિ, શ્રીધર્મઘોષસૂરિ, શ્રીમુનિચંદ્રસૂરિ, શ્રીમુનિસુંદરસૂરિ, વાદિવેતાલ શ્રીશાંતિસૂરિ વાદિદેવસૂરિ, વાચકવરશ્રીયશોવિજય ઉ તથા શ્રીવિનયવિ ઉપાધ્યાય

વિગેરે અને આવા બીજા કેટલાક મહાપુરુષોના વચનો આગમાનુસારિ હોવાથી આગમ જેવા માનવામા કાંઈ પણ વાધો નથી

શંકા–આગમો હતા તો પછી આવા બીજા ગ્રન્થો બનાવવાનુ પ્રયોજન શુ ?

સમાધાન–આગમો એટલે સૂત્રો તેનુ લખાણ બહુ જ ટુંકુ હોય છે અને તેને બાલ જીવો સમજી શકતા નથી તેથી જેમ વ્યાકરણના સૂત્રો ઉપર ટીકાઓ રચવી પડે છે તેમજ કાવ્યના ગ્રન્થો સમજવા ટીકાઓનો આધાર લેવો પડે છે તેજ, પ્રમાણે બુદ્ધિના સમુદ્ર ગણધર મહારાજાઓના મહાન અર્થથી ભરેલા વાક્યો સમજવા માટે આપણા કરતા હજારોગુણા બુદ્ધિમાન્ પૂર્વાચાર્યોની ટીકાઓ અને ગ્રન્થો આપણા જેવા બાલજીવોને ઘણા જ ઉપકારી હોવાથી જરૂરી છે

શંકા–"બુદ્ધિ અને લબ્ધિના ભંડાર ગણધર દેવોના મહાર્થવાક્યો સમજવા બહુ જ દુર્લભ છે" આવુ સ્થાને સ્થાને જાણવા મલે છે તો પછી આગમો ઉપર વિવેચન લખનાર પૂર્વના ટીકાકારોના વાક્યો ઉપર વિશ્વાસ શી રીતે રખાય ?

સમાધાન–આજકાલ નિરાધાર સૂત્રોના અર્થ સમજાવનાર આપણા ગુરુદેવો કે પંડિત પુરુષો ઉપર વિશ્વાસ રખાય છે, તો પછી પરંપરાએ આપણા ગુરુદેવોના પણ ગુરુદેવો અને આપણા ગુરુદેવો કરતા પણ સેંકડો કે હજારોગણી બુદ્ધિના નિધાન પૂર્વસૂરિવરો ઉપર વિશ્વાસ રાખવામા વાંધો શો ?

કદાપિ શંકાકાર એમ પણ દલીલ કરે કે આપણા ગુરુદેવો આગમને અનુસરનારી યુક્તિઓ પૂર્વક અર્થ સમજાવે છે માટે આપણા ગુરુના વિવેચનો અમને માન્ય છે તેજ ન્યાયથી

પૂર્વાચાર્યોએ પણ આગમાનુસારિણી યુક્તિઓ પૂર્વક જ આગમાર્થ સમજવા માટે નિર્યુક્તિઓ, ભાષ્ય, ચૂર્ણિઓ અને ટીકાઓ તેમજ ગ્રન્થો બનાવ્યા છે માટે જ ભવભીરુ આત્માઓએ સૂત્રની પેઠે જ પૂર્વાચાર્યોના વાક્યો માન્ય રાખવા જોઈએ એટલા જ માટે મહર્ષિપુરુષો ફરમાવે છે કે "વસ્તુતત્ત્વ સમજવા માટે પ્રથમ આગમ એટલે પૂર્વપુરુષોના વાક્યો અને પછી યુક્તિનુ અવલંબન લેવું" અર્થાત્ એ બન્ને દ્વારા હેય-જ્ઞેય અને ઉપાદેય વસ્તુ સમજવી

તેથી હવે નમસ્કારમહામન્ત્રની મહત્તા સિદ્ધ કરવા થોડી દલીલો પણ વિચારીએ કારણ કે—

'जो हेउवायपक्खम्मि हेउओ आगमम्मि आगमिओ ॥
सो ससमयपन्नवओ सिद्धान्तविराधओ अन्नो ॥१॥"

અર્થ-જે વસ્તુ આગમોથીજ સિદ્ધ છે ત્યા યુક્તિવાદ કામ લાગતો જ નથી તે જગ્યાએ તે વસ્તુ સમજવા માટે આગમનો જ આશ્રય લેવો જોઈએ ત્યા યુક્તિ લગાડવી વ્યાજબી નથી તથા જે જગ્યાએ યુક્તિઓથી=દલીલોથી (પક્ષ-હેતુ દૃષ્ટાન્તથી) વસ્તુ સમજાવી શકાતી હોય ત્યા એકલા આગમનો જ આધાર ન રાખતા દલીલો પણ લગાવવી અને શ્રોતાઓના ચિત્તમા ભગવાન જીનેશ્વરદેવના વચનની સત્યતા સમજાવવી જોઈએ જે એ પ્રમાણે વર્તે છે તેજ ગીતાર્થપુરુષો શ્રીવીતરાગના આગમવચનો બીજાઓને સમજાવવા યોગ્ય છે તેજ ગીતાર્થ મહાપુરુષ ગ્રન્થો બનાવી શકે અને વ્યાખ્યાન વાચી શકે છે

આથી વિપશ્ચિત્ એટલે હેતુવાદ તથા આગમવાદના અજાણ

कंप यह तुच्छ मानवी संपद् क्या तृष्णाकी तृप्ति करे ।
क्या हाथीके क्षुधितउदरको, जीरेका कण क्षुद्र भरे ॥
अहो भाद्युरी विकट पिपासा क्षीर जलधिसे जो न मिटे ।
क्षुद्रतालसे क्या है आशा उस तृष्णाकी व्याधि कटे ।
ज्यों ज्यों मिलते शामक साधन त्यों त्यों होती यह उद्दीप्त ।
मैंने तो देखा है ईंधन-से ज्वालाको सदा प्रदीप्त ॥ ८ ७ ॥
जो विशिष्ट पुण्यात्मा कहलाते हैं देव स्वर्गवासी ।
किंतु सुना है यह तृष्णा उनके भी गर्दनकी फांसी ।
पुण्यहीन जो इतर जीव हैं उनकी कथा कहे अब कौन ।
उनकी विकट व्यथा लिखनेको है यह क्षुद्र लेखनी मौन ।
जिस प्रलयंकर पवनपुंजसे, अचल शिलोच्चय डोल उठे ।
गिरा गिरा, क्या त्राहि त्राहिकर वृक्षोंकी नहिं बोल उठे ? ॥
तीन लोकको भस्म करे जो कुपित प्रलय पावक अतिघोर ।
वहां बचेंगे क्या तृण जीवित लाख लाख करके भी शोर ॥ ८ ९ ॥
इस नर जीवनमें पदपदपर आती हैं आपत्ति अनेक, ।
भरा हुवा है रोग राशिसे उनका रोम रोम प्रत्येक ।
इस तरुणाईकी मादकता भरे वृद्धतासे आक्रान्त ।
और कालके मुखमें रहता नरका आयुष्कर्म नितान्त ।
फिर भी खेद यही है प्राणी सदा चाहता नश्वर भोग ।
इन हीमें सुख मान रहा है, है कीलित इसका उपयोग ।
हा, सताप शांत करनेको करता है यह अग्नि प्रवेश ।

ઉત્તર-આગમ પ્રમાણ તો ચોખ્ખુ ફરમાવે છે કે—
જેસિં મણતાણ તણુ વગા સાહારણા તે ઙ ”

અર્થ-જે અનતા જીવોનુ એક શરીર તે સાધારણ વન-સ્પતિ કહેવાય છે સાધારણ વનસ્પતિ કહો કે અનતકાય કહો બ ને પર્યાય નામો છે (એક જ શરીરમા અનતા જીવો એક સાથે જન્મે છે અને સાથે જ શ્વાસ, આહાર આદિ લે છે તથા અ પ આયુષ્ય ભોગવી મરે છે અને વળી પાછા જન્મે છે તેવા કદાદિ અનતકાય કહેવાય છે )

પ્રશ્ન-એક જ શરીરમા અનતા જીવો રહે અને આપણે દેખી શકીએ નહિ આ કેમ બની શકે ?

ઉત્તર-આબનો વનસ્પતિ અને ખનિજ પદાર્થોની એક દવા બને છે તેની ખસખસના દાણા જેવડી ગોળી બને છે ‘આ ગોળીઓ પૈકીની એક ગોળીમા ઉપરની અણજ ચીજો રહેલી જેમ માનવી પડે છે’ ‘એ જ પ્રમાણે એક શરીરમા અનતા જીવો રહે છે’ તે સવજ્ઞ ભગવાનોએ જ્ઞાનથી જોઈને કહેલુ હોવાથી સાચુ જ માનવા યોગ્ય છે

પ્રશ્ન-એક મુહૂતમા ૧,૬૭,૭૭,૨૧૬ એક ક્રોડ સડસઠ લાખ સત્યોતેર હજાર બસોને સોળ આવલિકા બતાવવામા આવી છે આ વાત દલીલથી સમજાવી શકો છો ?

ઉત્તર-અહીંથી અમેરિકા આશરે પાચ હજાર માઈલ દૂર છે તેના કદ કરીએ તો પ૦ લાખ કદ થાય છે તેના હાથ કરીએ તો બે ક્રોડ હાથ થાય છે તેના આગુલ કરીએ તો અડતાલીશ ક્રોડ થાય તેના યવ કરીએ તો નવ અબજ ને ચોરાસી ક્રોડ યવ થાય છે તેની યુકા કરીએ તો ત્રીશ અબજને બહોતર ક્રોડ થાય છે હવે અમેરિકામા બોલાએલ

(કઈ જગ્યાએ હેતુવાદનો ઉપયોગ કરવો અને કઈ જગ્યાએ આગમવાદનો ઉપયોગ કરવો આવું જે સમજતો ન હોય તે) માણસ ગ્રન્થ બનાવે, અથવા વ્યાખ્યાન વાચે, તો તે મનુષ્ય સિદ્ધાન્તનો વિરાધક બને છે

પ્રશ્ન–આગમવાદ કોને કહેવાય ?

ઉત્તર–નિગોદાદિના સ્વરુપો આગમવાદ કહેવાય છે તેમા જણાવ્યુ છે કે—

"पइ त असखयम्मा पइ असमसखया गोला।
गोले असखनिगोओ सोऽणतजिओ जिओ मसखपएसो ॥२॥"

એક અગુલમા અસખ્યાતા આકાશ પ્રદેશો હોય છે એકેક આકાશપ્રદેશ ઉપર સૂક્ષ્મ નિગોદના ગોળા અસખ્યાતા હોય છે એક ગોળામા અસખ્યાતી નિગોદો હોય છે એક નિગોદમા અનતાનત જીવો હોય છે

આ વર્ણન કેવલી ભગવાને જ્ઞાનથી જોઈને જ કહ્યુ છે કેવળી ભગવતો રાગ, દ્વેષ, અજ્ઞાનના રહીત હોવાથી અસત્યવાદી હોય નહિ માટે ઉપરના નિગોદાદિના સ્વરુપો વીતરાગ અને સર્વજ્ઞ પુરુષોએ જ્ઞાન વડે જાણીને કહેલા હોવાથી તદ્દન સાચા છે તેમા શકા કરવાની જરૂર નથી

પ્રશ્ન–હેતુવાદ કોને કહેવાય ?

ઉત્તર–વસ્તુસ્વરુપ સમજવા માટે ઉપયોગી અને આગમ અવિરુદ્ધ એવા અનુમાનાદિક પ્રમાણનુ વર્ણન જેમા હોય તે

પ્રશ્ન–કદમૂલમા અનતા જીવો કેવી રીતે હોઈ શકે ? તે દલીલથી સમજાવો

પોતપોતાના ધર્મપ્રરૂપક પુરુષોના વિધાન અનુસાર ધર્મનું આચરણ કરે છે. મોટા ભાગના મનુષ્યો બાપદાદાના ધર્મને જ વળગી રહ્યા હોય છે. ગતાનુગતિક સ્વભાવને અનુસરતું લગભગ આખું જગત પરમાર્થથી અજાણ છે.

છતાં એટલું ચોક્કસ છે કે, દુનિયામાં સદાચરણ પ્રત્યે સદ્‌ભાવ હોવાથી જ્ઞાનાચારનો વિશેષ જરૂર છેજ અને તે કારણથી કોઈને કહેવું પડ્યું છે કે—

'કામ ક્રોધ મદ લોભકી, જબ લગ ઘટમાં ખાણ
તબ લગ પંડિત મુર્ખહી, સમહી એક સમાન ''

જ્યાં સુધી માણસમાં કામવિકાર, ક્રોધ, માન, માયા અને લોભ જીવતા અને જાગતા બેઠા હોય તે માણસ ગમે તેટલું ભણેલો હોય તો પણ વાસ્તવિક રીતે અભણ જ ગણાય. કારણ કે, જ્ઞાન એ આત્માનો ગુણ છે માટે જ્ઞાનદ્વારા આત્માને લાભ જ થવો જોઈએ, એના બદલે આત્માને નુકશાન થાય તો તે જ્ઞાન કેમ કહી શકાય? કહ્યું છે કે—

"तत्पठीत श्रुत येन, नैवात्मा नरके पतेत्।
क्लेशाय सकलं शेष सर्वमेव विडम्बना॥ १ ॥"

અર્થ—ભણેલું (જ્ઞાન) તે જ કહેવાય કે જેના વડે આત્મા નરકાદિ દુર્ગતિઓમાં ચાલ્યો ન જાય. બાકી બધું ભણતર આત્માને કલેશ અને વિડંબના પૂરતું જ ગણાય. એટલે સંસારમાં (મનુષ્યપણામાં) પણ જ્ઞાનથી જ મનુષ્ય પૂજાય છે. રાજા-મહારાજાઓના અધિકારીઓ, ધનવાન વેપારીઓના મુનિમો, જ્ઞાતિના આગેવાનો, બુદ્ધિબળથી જ મોટાઈ મેળવે છે. કહ્યું છે કે

'સાત પેઢીના સર્વ જન, કિંમત અક્કલ તુલ્ય,
સરખા કાગળ હુંડીના આંક પ્રમાણે મુલ્ય''

શબ્દ રેડિયા યંત્રની મદદથી બેજ મિનિટમા આઠી-પાચ હજાર માઈલ આવી જાય છે પ્રસ્તુત રેડિયા મારફતે આવતા શબ્દો જવાથી રવાના થાય છે, તે વચલા પણ બધા આકાશ વિભાગોને સ્પર્શીને જ આવે છે વચલા બધાજ આકાશ વિભાગોને સ્પર્શતા બેજ મિનિટ થાય છે, ઉપરના ચૂકાગ્ર પ્રમાણુ આવા વિભાગો ત્રીશ અબજ ને બહોતેર કરોડ થયા એક મિનિટમા એક શબ્દ રેડિયાની સહાયથી પદર અબજ અને છત્રીશકરોડ ચૂકા વિભાગ ચાલ્યો આ પ્રમાણે દરેક ચૂકાવિભાગ પ્રમાણુનો ટાઈમવિભાગ વિચારાય તો એક મિનિટનો પદર અબજ અને છત્રીશ કરોડમો ભાગ આપણે સમજી શકીએ છીએ

આજ પ્રમાણે ચૂનાના આઠમા ભાગની લીક્ષા અને લીક્ષાથી પણ ઝીણા ભાગો વિચારી શકાય તેવુ છે તેનાથી પણ આકાશ પ્રદેશ ઘણાજ બારીક છે બધા શબ્દો સમશ્રેણીના બધાએ આકાશ વિભાગોને સ્પર્શીને જ આવે છે અમેરિકા અને આપણી વચ્ચે અસખ્યાતા આકાશ પ્રદેશ છે 'જેટલા આકાશ પ્રદેશ તેટલા એક મિનિટના સમય' એ પણ યુક્તિથી સમજાઈ શકે તેવુ છે

શાસ્ત્રોમા આગમ અને યુક્તિઓથી સમજવાની આવી ઘણી વાતો છે, અને તેને બુદ્ધિમાન પુરુષો વિચારે તો બરાબર સમજી શકાય તેવી છે

માટે હવે પચપરમેષ્ઠિ મહામત્રનુ માહાત્મ્ય આપણે યુક્તિઓ દ્વારા વિચારીએ

જગતમા ધર્મો ઘણા હતા, હમણા પણ ઘણા છે અને સદાકાલ અનેક ધર્મો રહેવાના છે દરેક ધર્મને માનનાર મનુષ્યો

તો પણ ન હોય એવા જ લાગે તેઓને વહેલા-મોડા તે ગામ છોડવું પડે કે વટલાઈ ને મુસલમાન થવું પડે તે જ પ્રમાણે અનતા કાળથી આત્મામા અનતા દોષોની ખાણો ભરેલી છે તેમા કોઈકવાર મનુષ્યનો જન્મ મળતા પાચ-પચીશ ગુણો, આવી જાય પરતુ કામ, ક્રોધ, મદ અને લોભાદિ-દુર્ગુણોથી ઠાસીને ભરેલા આત્મનગરમા કોઈકવાર હિંદુ જેવા ગરીબડા બે પાચ દશ ગુણો આવે તો પણ ક્રોડો-અબજોની સખ્યાવાલા અવગુણો-રુપ મુસલમાનોથી ભરેલા-પાકીસ્તાનરુપ આત્મામા શી રીતે ટકી શકે?

શકા-આત્મામા જે જે ગુણો જ્યારે આવશે તે શરૂ-આતમા થોડા અને અનતા દોષોની હાજરીમા જ આવવાના ઉપરના વર્ણન મુજબ તેઓ હારીને બીઆઈ ને ભાગી જશે તો કોઈ કાલે પણ ગુણોનુ જોર વધશે જ નહિ અને દોષો ઓછા થશે જ નહિ તો પછી આત્મા પોતાની અનતગુણનપત્તિ કેમ પામી શકશે?

સમાધાન-બસ, એજ પ્રમાણે જીવના અનતા ફેરા નકામા ગયા છે થોડા ગુણો આવ્યા અને ઘણા દોષોએ તેમને હરાવીને નસાડી મુક્યા, અને બિચારા અજ્ઞાની આત્માએ ગુણોનો પક્ષ ન કરતા દોષોનો પક્ષ ચાલુ રાખ્યો એટલે ગુણોની ક્યારે પણ જિત ન થતા હાર જ થઈ છે વાત પણ સાચી જ છે કે જેનો વકીલ બલવાન હોય તેને જ જિત મલે છે

હવે જો અનતા અવગુણોની હાજરીમા પણ થોડા ગુણો આવે અને આત્મારામ જાગૃત થઈ જાય, અવગુણોની વકીલાત બધ કરીને ગુણોનો પક્ષપાત વધારે, દોષનો વિરોધ અને

બુદ્ધિ એ આત્માનો જ્ઞાનગુણનો બહિર્મુખીય પ્રકાર છે ચાલુ જન્મમા પણ આત્મા બુદ્ધિની (જ્ઞાનની) સહાયથી જ મહાન દેખાય છે તો પછી જો અ તરદષ્ટિથી આત્મામા જ્ઞાન ગુણ પ્રકટ થાય તો ભવાન્તરમા પણ આત્મા જ્યા જાય ત્યા કેમ ન પૂજાય ? કહ્યુ છે કે –'विद्वान् सवत्र पूज्यते' અહીં વિદ્વાન્ બીજુ કોણ ? વિદ્વાન્ આત્મા જ છે જીવ વિનાનુ વિદ્વાનનુ મડદુ તો બાળી જ નખાય છે, મડદાની પૂજા પણ તેમા રહીને ગએલા આત્માના પ્રભાવથી જ થાય છે માટે જ્ઞાની આત્મા પ્રતિદિવસ જ્ઞાનના વિરોધિ–કામ, ક્રોધ, મદ અને લોભને વધારે નહિ, પણ ઘટાડે તો જ વિદ્વાન્ જ્ઞાની કહેવાય અને તો જ તે સવત્ર પૂજાય

જે જીવોએ અનતીવાર મનુષ્યપણુ મેલવ્યુ, જગતમા પૂ જ્યગણાતુ સ્થલ પ્રાપ્ત કર્યુ, અને જ્ઞાની–બુદ્ધિશાળી તરીકેની પદની પણ લો ળી છતા–કામ, ક્રોધ, મદ અને લોભ ન ઘટ્યા, ઘટાડવા તરફનુ લક્ષ પણ ન થયુ, ઉલટ તે કામાદિશત્રુઓને વધારવામા જ પોતાની બધી શક્તિઓ ખર્ચી, તેવા જીવોને જ્ઞાની ન કહેવાય

શકા—આ જીવને અનતીવાર ગુણો મલવા છતા પાછા કેમ ચાલ્યા જતા હશે ? અને ક્યારેક થોડા દોષો ઓછા થાય છે તે ફરી પાછા આત્મામા આવી જાય છે તેનુ કારણ શુ ?

સમાધાન—કારણુ ચોખ્ખુ દીવા જેવું સમજાય એવુ છે જુઓ, જ્યા જેની નાત–જાત કે સગા–વ્હાલા ઘણા હોય ત્યા તેનુ જોર ઘણુ હોય તે સ્વાભાવિક છે જ્યા મુસલમાનોના બે ચાર હજાર ઘર હોય ત્યા દશ–વીશ હિંદુઓના ઘર હોય

સમાધાન–અહિંસાદિ પાચને શ્રી વીતરાગ શાસનમાં પ્રથમ નબરે સ્થાન અપાયુ છે નીતિ અને ધર્મ બંનેને આ પાચ વસ્તુની અનિવાર્ય જરૂર છે, માટે જ ઈતરદર્શનકારોએ પણ આ પાચ મહાધર્મોને–વચનથી સ્વીકાર્યા છે પરતુ આચરણમા અહિંસાદિ પાચને સ્પર્શમાત્રથી પણ આચરતા નથી

ઈતરદર્શનપ્રરુપકોએ અહિંસાને સારી માનવા છતા, 'अहिंसा परमो धर्म' સ્થાને સ્થાને લખવા છતા, તેનાથી વિપરીત ઘણુ લખ્યુ છે જુઓ– રાજાઓને શિકાર કરવાથી પાપ ન લાગે પરતુ ધર્મ થાય છે, હિંસક પ્રાણી સર્પાદિનો નાશ કરે એમા અધર્મ નથી, સિંહ અને વાઘ જેવા પશુઓનો નાશ કરવો–કરાવવો તે અધર્મ નથી, બિલાડા વિગેરે પ્રાણીઓ પોતાની પ્રાણવૃત્તિ માટે અન્ય જીવોનુ ભક્ષણ કરે તેથી તે જીવોને પાપ લાગતુ નથી આવા આવા હિંસાને જ સમર્થન આપનારા વચનો સ્થાને સ્થાને જોવાતા હોવાથી તે તે વાચનાર મનુષ્યોમા અહિંસાની વૃત્તિ ઉત્પન્ન થતી નથી અને હિંસાની વૃત્તિ ચાલુ રહે છે એટલે અહિંસાને માત્ર વચનથી માની છે પરતુ આચરણથી નહિ

તેમજ બ્રહ્મચર્યના વખાણો કરવા છતા આપત્તિકાળે રાજાની રાણીઓને પણ પોતાનુ રાજ્ય ટકાવી રાખવા ઋષિ મુનિઓની સાથે વિષય સેવન કરવુ વિગેરે વાતો લખવી પડી છે, તથા 'पचसु आपत्सु नारीणा पतिर न्यो विधीयते'–પાચ કારણે સ્ત્રીઓ બીજો પુરુષ પણ કરી શકે આવુ પણ લખાણ લખાયેલ છે વિશ્વામિત્ર અને પારાશર જેવા સ્ત્રીઓ દેખીને ભ્રષ્ટ થઈ ગયા છતા તેમનુ મુનિપણુ માન્ય રખાયુ છે, તથા વશિષ્ઠ અને ગૌતમ જેવા જીવ્યા ત્યા સુધી સ્ત્રીઓવાળા રહ્યા છતા

ગુણની મિનતા પ્રારભાય તો ભલે દોષોની અનતતા હોય તો પણ તેમની હાર થવાની, તેઓ આત્માનુ સ્થાન છોડી જવાના થવા માડશે અને ગુણો આવીને વસવા લાગશે એમ ક્રમે કરીને આત્મા ગુણોથી સપૂર્ણ થઈ જશે જેમ જેમ આત્મામા ગુણનો પક્ષપાત અને દોષનિરોધની માત્રા વધે છે તેમ તેમ તે દોષ રહિત અને ગુણસપૂર્ણ બને છે એ તદ્દન શકા વિનાની વાત છે

શ્રીજૈનશાસનમા અને બીજા દર્શનોમા ગુણનો આદર સમાન હોવા છતા સમજણનો ઘણો જ તફાવત છે એટલે જ ગુણનો આદર હોવા છતા ઈતર દર્શનોમા ગુણો આવતા નથી અને આત્મા સપૂર્ણ બનતો નથી અને સપૂર્ણતાના અભાવે જીવ મોક્ષ મેળવી શકતો નથી

શકા-જો ઈતરદર્શનોમા જૈનદર્શનના જેવો જ ગુણાનુરાગ કે ગુણાદર હોય તો પછી ગુણોની વૃદ્ધિ થવામા હરકત શુ ?

સમાધાન-એકલો ગુણાનુરાગ નકામો છે સાથોસાથ ગુણોની ઓળખાણ પણ હોવી જોઈએ ગુણોની ઓળખાણ ન હોય અને એકલો ગુણાનુરાગ હોય તો ફાયદો તો નથી થતો પણ નુકસાન ચોક્કસ થાય છે જેમ કોઈ ચાદી ઉપરના રાગવાળો ચાદીના ફક્ત ચળકાટને જ ઓળખતો હોય અને ચાદીના ગુણને જાણતો ન હોય તો તે ચાદીની જગ્યાએ છીપને પણ ચાદી માનીને ગ્રહણ કરતા વાર લગાડતો નથી, તેમ ગુણની ઓળખાણ વગરનો મનુષ્ય ખોટા ગુણાનુરાગથી કોઈકવાર સાચા ગુણનો ત્યાગ કરીને ગુણાભાસને પણ આદરી બેસે છે

શકા-એમ કેમ કહો છો ? જૈનો સિવાયના ઈતરદર્શનકારો પણ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પાચ ધર્મોને ચોક્કસ માને છે

हालाहल भक्षण करता है, प्राणनाश हित यह मूर्खेश ॥१०-११॥

भ०१, इन्द्रियोंकी अभिलाषा-शांति हेतु यह मूर्ख महान ।
भोग और उपभोग वस्तुयें जुटा रहा देखो अज्ञान ।
१, हो, अग्नि बुझानेवालों, सोचो मनमें करो विचार ।
घृत छिड़केसे अग्नि बुझेगी या होगी उद्दीप्त अपार ।
इस कुटुम्बको सुखी बनानेका मनमें जो है सङ्कल्प ।
इसी हेतु करते हो सचित भोग वस्तुयें और अनल्प ।
अहो, उत्साह कल्पतरु तुमने बोया है घरमें किंपाक ।
सुख औ शांति कुटुम्ब तुम्हारा प्राप्त करेगा अब क्या खाक ॥
अरे, देहकी रक्षामें रत विषयभोगक अभिलाषी
द्रव्य उपार्जनके मतधारी कीर्ति विजयके आकांक्षी ।
धर्माचरण छोड सब बैठे जप तप मनसे दिये निकाल ।
रत चित हो दौड रहे हैं विषयोंके वनमें बेहाल ॥ १४ ॥

विषयी पूजा दान छोड़के स्वर्गमोक्षसे होते दूर ।
इह लौकिक सुख भोग कीर्तिको भी ये करते चकनाचूर ।
सतो भ्रष्ट हो इतो भ्रष्ट भी होते ये विषयोंके मित्र ।
सत्य कहा है विषयांधोंकी होती है गति महा विचित्र ॥ १५ ॥

सलिल बिंदुसे जलधि न धापे अग्नि काष्ठ से हो नहि शांत ।
मृत्यु मरण से तृप्त न होती और तैल से दीप नितांत ।
धनसे कृपण न कभी अघाता पर ये सब भी हो जावें ।
पर यह समय कभी नहीं जो विषयी विषम भुलावे ॥ १६ ॥

મહર્ષિ તરીકે માન્ય રાખ્યા છે તથા ગૃહસ્થાશ્રમી મનુષ્યો પોતાની પત્ની સાથે મૈથુન સેવે તેમા પાપ લાગતું જ નથી તથા ઋતુધર્મને પામેલી પુત્રીને નહિ પરણાવનાર પિતાને પગલે પગલે મહાપાપી વર્ણવ્યો છે, તથા કન્યાદાનને મહાદાન કીધેલુ છે ઈતરદર્શનકારોના આવા બધા વિધાનો બ્રહ્મચર્યના પોષક તો જરા પણ નથી પરંતુ નાશક ચોક્કસ છે

એવી જ રીતે સત્યનુ સમર્થન કરતા ઇતરદર્શનકારોએ પોતે જ એટલા બધા અસત્ય લખ્યા છે કે વાચનારને સાભળતા વાચતા આશ્ચર્ય થયા વિના રહે જ નહિ આ જ પ્રમાણે અચૌર્ય અને અપરિગ્રહની વાતો પણ વાઝણીના પુત્રને પર ણાવવા જેવી જ લખાઈ છે

એટલે ગુણની સમજણ વિનાનો ગુણાનુરાગ તે લાભ દાયક નથી પરંતુ લાભનો નાશ કરનાર છે, એમ માન્યા વિના ચાલતું નથી

શકા – ગુણની સમજણ ભલે ન હોય તોપણ ગુણાનુરાગ હોય તો શુ ખોટુ છે? અમે ક્યા દોષોના રાગનો પક્ષપાત કરીએ છીએ?

સમાધાન – ગુણાનુરાગ વસ્તુ ઘણી સારી ચીજ હોવા છતા ગુણની ઓળખાણ ન હોવાથી લાભ બીલકુલ થાય નહિ પણ દોષ પ્રકટ થાય છે જુઓ, ઔષધના રાગવાળો મનુષ્ય ઔષધની ઓળખાણ વિના ઔષધ ખાય તો વખતે મરી પણ જાય વેપાર કરવામા હુશિયાર પણ તેજી – મદીનુ ધ્યાન રાખે જ નહિ તો ચોક્કસ મૂળ મુડિ ગુમાવીને ભીખ માગતો થાય ઉદારતા ગુણ ઘણો જ સારો હોવા છતા આવક – જાવકની ખબર જ ન રાખે તો ઉદારતા તો જાય પરંતુ ભેગી આબરુ

પણ જાય એટલે સમજણ વિનાનો ગુણાનુરાગ પીત્તળમા સોનાનુ, છીપ અને જસતમા ચાદીનુ અને કાચમા હીરાનુ ભાન કરાવી નાખતો હોવાથી ગુણાનુરાગ સારો હોવા છતા પરિણામે નુકશાન કરનાર જ નિવડે છે

શકા – (આતો બધી સસારની વાતો છે) અમે તો દેવ ગુરુ, ધર્મમા ગુણાનુરાગ માનવાનુ કહીએ છીએ એમા શું વાધો ?

સમાધાન – મોટો વાધો જ એમા છે, છબરડો જ એમા વળે છે, દેવ, ગુરુ અને ધર્મના નામે જ જગતભરમા મોટા ગાબડા પડ્યા છે

જુઓ, દુનિયાની કહેવતો – બાપ એવા બેટા, મા એવી દીકરી, રાજા તેની પ્રજા એ જ પ્રમાણે 'દેવ તેના ભક્તો' આ આખાયે જગતમા કુદેવ, કુગુરુ અને કુધર્મોએ આત્માનુ જેટલુ બગાડ્યું છે, તેટલુ માથાના કાપનાર શત્રુઓએ પણ બગાડ્યુ નથી

અનતા કાલે કોઈ વાર મનુષ્ય જન્મ મલે છે તે પણ કુદેવ, કુગુરુઓના પ્રપચો દ્વારા મહાપાપાચરણો આચરવાથી નકામો બને છે અને ફેર પાછો આત્મા ચોરાશીના ફેરા કરવા ચાલ્યો જાય છે કોઈ કવિરાજ કહે છે કે–

કા તો ગુરુ બાવળીઓ મળીયો, કા તો જીન તુ પાપી,<br>
ધર્મપ્રયાસ અનતા કીધા, પણ કર્મજાલ નવી કાપી

મનુષ્યજન્માદિ જેવી સુસામગ્રીઓ મલવા છતા, ગુણાનુરાગ ધ્યાવવા છતા ગુણ ઓળખવાનો પ્રયાસ ન થયાથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર–જેવા પણ કચન-કામિનીના ભજનારા હતા

ગુણની ઓળખ વિના જૈનેતરોએ હિંસા-જુઠ-ચોરી-મૈથુન-પરિગ્રહમા તથા યુદ્ધ અને શ્રાપ જેવા ભય કર દોષોમા તર બોળ બનેલા કુદેવોને દેવ તરીકે માની લીધા અને કંચન-કામિનીના ત્યાગી, હિંસા-જુઠ-ચોરી-મૈથુન-પરિગ્રહ યુદ્ધ-શ્રાપ-રાગ-દ્વેષ-અજ્ઞાનતાના ત્યાગી, શત્રુ-મિત્ર પર સમચિત્ત વૃત્તિવાળા, જગતના પ્રાણીમાત્રના અકારણ બધુ જેવા, હિતાહિતની સાચી સમજણ બતાવનારા, સ્વય સત્ય આચરણ આચર્યા પછીજ આખા જગતને સાચુ સમજાવનાર, લોકાલોક અને જીવાજીવને જાણનારા સર્વદોષથી મુક્ત અને બધા જ ગુણોની ખાણ એવા શ્રી વીતરાગદેવોને છોડી દીધા એટલું જ નહિ પન્તુ તેઓથી કુદેવોના વખાણ અને સુદેવોની નિન્દા પણ ચોક્કસ થાય છે કુદેવોની પ્રશસા સાભળીને આનદ થવા સાથે ભગવાન વીતરાગની પ્રશસામા ભારોભાર દ્વેષ પણ કરાય છે એટલે અહિંસાદિમા જેટલી પોલ છે તેટલી જ પોલ દેવ પ્રત્યેના ગુણાનુરાગમા પણ રહેલી છે

એ જ પ્રમાણે ગુરુઓમા રહેલો તેમનો ગુણાનુરાગ ગુણની ઓળખાણના અભાવે મિથ્યાત્વની પુષ્ટિ કરનારો બને છે તેમને ગુણની ઓળખાણના અભાવે ગૌતમસ્વામી, સુધર્મા સ્વામી, જબૂસ્વામી, શાલિભદ્ર, ધન્નાજી, સ્થૂલભદ્રજી, મેઘ કુમાર, ખધકમુનિ, ઢઢણમુનિ આદિ મહર્ષિઓની કથાઓ વાચતા જરાપણ આનદ થતો નથી પન્તુ વિશ્વામિત્ર, પારાસર, દ્વૈપાયન, વશિષ્ઠ, અગસ્ત્ય, અત્રી, ગૌતમ, વાલ્મિકી, ગણપતિ, કાર્તિકસ્વામી વિગેરેની વાતો સાભળવામા ઘણો જ રસ પડે છે કારણ કે

'પુરી એક અધેરી ને ગડરાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજા'

જેમ એક ગંડુ રાજાની અંધેરી નગરીમાં, નગરી છે અંધેરી અને રાજા છે ગાંડો એટલે, ભાજી અને ખાજાની કિંમત સરખી હતી, તેમ અન્ય દર્શનકારોએ કંચન કામિની રાખનારા કાચા અને અણગળ જળમાં સ્નાન કરનારા, વનસ્પતિઓનું છેદન-ભેદન કરનારા, કંદમૂળ ખાનારા એવા કુગુરુઓને ગુરુ માન્યા અને ઘરબાર, પત્ની, પરિવાર, ધન-દોલત, રાજ્ય-અધિકારને વમન તથા વિષ્ટાની માફક ત્યાગ કરી, તદ્દન અકિંચન ભાવ આદરી, સર્વ કાલ શરીરમાં પણ નિઃસ્પૃહ રહી, આહાર-વસ્ત્રનું પણ મમત્વ ત્યાગી, માધુકરી વૃત્તિમાં જીવન જીવનારા સદ્ગુરુઓને ઓળખ્યા જ નહિ. આમ થવાનું ખરું કારણ ગુણની ઓળખાણનો અભાવ જ છે.

શંકા-બનવા યોગ્ય છે કે દેવ-ગુરુમાં કદાપિ સંપૂર્ણતા ન હોય તો પણ ધર્મનું વર્ણન બરાબર હોય તો જગતને લાભ થવામાં વાંધો શો?

"पंचतानि पवित्राणि, सर्वेषां धर्मचारिणां ।
अहिंसा सत्यमस्तेयं, ब्रह्मचर्यमसंगता ॥"

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અસંગતા (નવસ્ત્રત્યાગ) સર્વ દર્શનકારોએ સરખી રીતિએ માન્ય કરેલ છે. એટલે ધર્મની આરાધનાનો લાભ બધાઓને સરખો મલવામાં વાંધો ક્યાં રહ્યો?

સમાધાન-દેવોએ ધર્મનું વર્ણન કર્યું પણ પોતે આચરણમાં મૂક્યું નહિ. ગુરુઓએ ધર્મને વાંચી સંભળાવ્યો પણ પોતે આદર્યો નહિ. તેથી ભક્ત લોકોમાં ધર્મની અસર થઈ નથી, થતી નથી અને થવાની પણ નથી, કારણ કે "મહાપનાં વચન

બુદ્ધ અને બોધક, મુક્ત અને મોચક વિગેરે વિશેષણોથી નવાજ્યા છે જે વાચવાથી અને વિચારવાથી પણ અર્થી આત્માઓ મુક્તિના આરાધક બની શકે છે

જ્યારે ઈતરદેવોના દૈત્યારિ, મધુરિપુ, બાલબ્રહ્મચારી, કંસારિ, કૈટભજિત્, શૂલી, કૃતિવાસા ઉગ્ર, કપાલભૃત્, ત્રિપુરારિ વિરુપાક્ષ વિગેરે નામો છે જે સાભળનાર જીવોના ધર્મને પોષક થવાને બદલે અધર્મને વધારનાર બને છે ,

વળી ઈતર દેવોની મૂર્તિઓને જોવાથી પણ જીવોને લાભ થતો નથી કારણ કે ક્યાક રાધા-કૃષ્ણનુ જોડલુ હોય છે વળી ક્યાક સીતારામની મૂર્તિઓ હોય છે તો કોઈ જગ્યાએ પાર્વતીસયુક્ત શીવજીના લીંગનો આકાર જોવાય છે, તો કોઈ પાસે શખ, ચક્ર ને ગદા હોય છે, ક્યાક વળી ત્રિશૂળ હોય છે, તો કોઈ જગ્યાએ ભયકર આખોના દેખાવ હોય છે, આ બધુ જોનાર સસારી મનુષ્યને પાપથી દૂર થવાને બદલે પાપથી તર બોળ બનવાની તક પ્રાપ્ત થાય છે જ્યારે શ્રીવીતરાગદેવની મૂર્તિ કોઈ જુદી જ છાપ પાડે છે કારણ કે શ્રીવીતરાગની મૂર્તિની પાસે નારી ન હોય, હાથમા કશુ હથીયાર ન હોય, શખ, વાસળી, વીણા કે વાજા ન હોય, ચક્ષુ તદ્દન નિર્વિકાર હોય, વદન એકદમ પ્રસન્ન હોય, કામવિકારો તદ્દન બળીને ભસ્મ થઈ ગયા હોય શ્રીવીતરાગના ભજન-કીતન પણ સવેગ, નિર્વેદ અને આસ્તિક્યાદિ ગુણોને વધારનારા બને છે જૈનશાસનના તમામ સાહિત્યમા વૈરાગ્યની જ મુખ્યતા હોય છે આગમોમા, ગ્રથોમા ચરિત્રોમા, સ્તુતિ, સ્તવન, સજ્ઝાય, ચૈત્યવદન વિગેરે બધી જ વસ્તુઓ વાચનાર જીવને સસારનો રાગ ઘટાડવાનો જ બોધ આપે છે

એટલે શ્રીજિનેશ્વરદેવોના નામો, પ્રતિમાઓ, આગમો વિગેરે બધુ જ પ્રાણીમાત્રના એકાન્ત કલ્યાણનું કારણ હોવાથી જગતભરના અન્ય દેવોમા શ્રીવીતરાગદેવનું પ્રધાન સ્થાન છે માટે જ તેમને કરેલ નમસ્કાર તે જગતના તમામ મંત્રોનો મહારાજા છે અને એથી જ તે નમસ્કારને નમસ્કારમહામંત્ર એવુ ઉપનામ અપાયુ છે આ મહાતત્ત્વનું માર્ગદર્શન આપનાર શ્રીવીતરાગશાસનના સ્થાપક શ્રીઅરિહંત દેવો હોવાથી પંચપરમેષ્ઠિમહામંત્રમા તેઓનુ પદ 'नमो अरिहंताणं' પ્રથમ મુકવામા આવ્યુ છે

તેજ શ્રીજિનેશ્વરદેવનુ અવલબન પામીને અનંતા આત્મા રાગ–દ્વેષ અજ્ઞાનતાથી મુક્ત થયા સર્વગુણો પ્રકટ કરીને આત્માની સ્વભાવ દશામા સ્થિર બન્યા સર્વજ્ઞતા અને વીતરાગતાનો સાક્ષાત્કાર અનુભવીને મોક્ષમા ગયા તેથી, સર્વગુણસંપન્ન હોવા છતા સિદ્ધભગવંતોનુ 'नमो सिद्धाणं' પદ બીજા નબરે મુકવામા આવ્યુ છે

તથા તેજ અરિહંતદેવોનો આશ્રય પામીને ત્રિપદિ દ્વારા દ્વાદશાગી પામીને ગણધરભગવંતો યુગપ્રધાનો, શાસન પ્રભાવકો વિગેરે આચાર્ય મહારાજો સ્વપરની આરાધનાને પૂર્ણ જ વિસ્તૃત અને દૃઢ કરીને તેજ ભવમા કે અલ્પભવોમા મોક્ષમા જનારા હોવાથી અને શ્રીજિનેશ્વરદેવોની ગેરહાજરીમા તીર્થનું રક્ષણ કરતા હોવાથી, ત્રીજા નબરે 'नमो आयरियाणं' પદ મુકવામા આવ્યુ છે

તથા તેજ આચાર્ય ભગવંતો પાસે સંજમ પામીને, તે મહાપુરુષોની સેવા કરીને, વિનય અને વેયાવચ્ચદ્વારા ગુરુઓના આશીર્વાદો મેળવીને, શાસ્ત્રોના પારગામી બની

સપૂર્ણ યોગ્યતાના યોગે ઉપાધ્યાય પદને પામેલા હોવાથી ચોથા નબરે 'नमो उवज्झायाण पद મુકવામા આવ્યુ છે

તથા તેજ મૂનિભગવતો પાસે પ્રવ્રજ્યા પામીને, ગુરુઓની નિશ્રામા રહીને, ગુરુઓની આજ્ઞા પાળવા પૂર્વક દશવિધ સાધુધમને આરાધીને ગ્રહણશિક્ષા અને આસેવનશિક્ષાનુ સેવન કરતા નિરતિચાર ચારિત્ર પાળીને સસારનો પાર પામતા હોવાથી પાચમા પદે 'नमो लोए सव्वसाहूण પદ મુકવામા આવ્યુ છે

શકા–ઉપરના પાચ પદોમા અરિહત ભગવતો અને સિદ્ધ ભગવતો બન્નેના ગુણોનો વિચાર કરતા અરિહત ભગવતો કરતા સિદ્ધ ભગવતો ગુણમા અનતગુણા અધિક છે છતા સિદ્ધ ભગવતો કરતા અરિહત ભગવતોને પ્રથમ સ્થાને કેમ મુકયા છે?

સમાધાન–જો કે સિદ્ધ ભગવતોના આઠે કર્મ ખપી ગયા છે જ્યારે અરિહત ભગવતોના ચાર કર્મ હજી ખપવાના બાકી છે એ અપેક્ષાએ અરિહતથી સિદ્ધ ભગવતોની મહત્તા હોવા છતા જગતના જીવોને અરિહતભગવતો પ્રત્યક્ષ ઉપકારી છે, સિદ્ધોના પણ અરિહતોજ ઉપકારી છે, તથા જેટલા જીવો મોક્ષમા ગયા છે, અને જે ભાવિમા જશે હમણા જે જઈ રહ્યા છે તે બધા સાક્ષાત્ અથવા નજીકની પરપરાએ અરિહત ભગવતોનુજ અવલબન મેળવીને ગયા છે અને જશે માટે ઉપકારીપણાના મહાગુણની અપેક્ષાએ સિદ્ધ ભગવતો કરતા અરિહત ભગવતોને પ્રથમપદે મુકવામા આવ્યા છે

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અસગતા, જ્ઞાન દર્શન ચારિત્ર, તપ, વીર્ય, સહિષ્ણુતા, મૃદુતા, સરલતા, નિલેૉ-

સતા, ત્યાગ, આત્મસંયમ, ભાવસત્ય, ભાવશૌચ, અપરિગ્રહ વિગેરે સ્વભાવભૂત, આત્મગુણો જેનામા પ્રકટ થયા હોય તેવા આત્માઓનુ નામ લેવાથી પણ મહામંગલ ઉત્પન્ન થાય છે તેવા સતપુરુષોના દર્શન કરવાથી દર્શન કરનારનો આત્મા પવિત્ર બને છે શ્રીઅરિહંતભગવતોમા ઉપરના બધા જ ગુણો હોય છે ઉપરના બધા ગુણો જગતના સર્વ દર્શનકારોને માન્ય છે ઉપરના ગુણો પૈકી એક-બે-ગુણો પણ કોઈ મહાનુ ભાવમા દેખાતા હોય તો પણ જગત તેનુ દાસ બની જાય છે એ ગુણોના વર્ણનો સાભળીને પણ મનુષ્યો પોતાના આત્માને ધન્ય માને છે જગત આવા ગુણધારી પુરુષોના ચરણોમા પોતાનુ સર્વસ્વ પણ અર્પણ કરવા તૈયાર થઈ જાય છે ગુણ એ એક અપૂર્વ કોટીની લોહચુંબક ધાતુ છે લોહચુંબક માત્ર લોહને જ ખેચે છે ત્યારે ગુણરૂપ લોહચુંબક તો જગતના મનુષ્યોની સાતે ધાતુને આકર્ષે છે આબો દૂરદૂરથી આવતા મુસાફરોને છાયા અને ફળ આપે છે ચદન કપાઈને-ઘસાઈને પણ અન્યને ઠડક અને સુગધ આપે છે તેથીજ હજારો ગાઉ તેનુ આકર્ષણ રહે છે જ્યારે ગુણી આત્મા તો પોતાનુ ભલુ કરે છે અને આશ્રિતનુ પણ ભલુ કરે છે

જગતની સર્વ વસ્તુઓની ઓળખાણ સુલભ છે પરતુ ગુણની ઓળખાણ અતિ દુર્લભ છે જગતના પ્રત્યેક પદાર્થ સમજવા-ઓળખવા માટે અભ્યાસગૃહો હોય છે તેમ જ જગતના પદાર્થનુ જ્ઞાન પામેલા હજારો નિષ્ણાતો મળી શકે છે પરતુ આખા જગતમા આત્મગુણ સમજવા માટેનું એક પણ અભ્યાસગૃહ નથી અને આત્મજ્ઞાન પામેલા નિષ્ણાતો પણ જગતમા પ્રાય ક્યાય હોતા નથી, અને કદાપિ હોય તો પણ તે દેખાતા કે ઓળખાતા નથી

ગુણ અને ગુણીની ઓળખાણ થયા સિવાય આત્મામા જડ ઘાલીને બેઠેલા અવગુણો આત્મામાથી જવા મુશ્કેલ છે

જેમ સૂર્યાદિ પ્રકાશક વસ્તુઓની ગેરહાજરીમા અન્ધકાર જતો નથી તેમ સમ્યગદર્શન, (જ્ઞાન ચારિત્રાદિ ગુણો) આવ્યા સિવાય આત્માનુ અજ્ઞાન જતુ નથી

અજ્ઞાન ન જાય ત્યા સુધી ગુણ-ગુણીની ઓળખાણ થાય જ નહિ, ગુણ ગુણીની ઓળખાણ વિના અવગુણો જાય જ નહિ, અવગુણો ઘટયા સિવાય ભવભ્રમણ બધ થાય જ નહિ

બસ, અજ્ઞાનતાથી અવગુણો અને તેથી ભવભ્રમણ દરેક જીવનુ ચાલુ જ છે આ બધુ પરસ્પર કાર્ય-કારણ ભાવ હોવાથી અને આ રીતે અનતા કાળથી ઘટમાળ ચાલુ રહેવાથી, સસારનો અત થતો જ નથી

આ સસારને ઘટાડવો હોય તો આત્માએ ગુણી પુરુષોને ઓળખવા જ જોઈએ કારણ કે ગુણોની ઓળખ વિના દોષ ઘટતા નથી, અને ગુણો ગુણીવિના નિરાધાર રહેતા નથી, માટે ગુણના અર્થી જીવોને ગુણીની ઓળખાણ અને તેને માટે ગુણીની સેવા અવશ્ય આદર કરવા યોગ્ય છે

જગતના બધા પ્રકારના ગુણી જીવો કરતા દેવ અને ગુરુનુ ગુણીપણુ વધારે છે વળી જગતના બીજા ગુણી આત્માઓનો સહવાસ થાય યા ન પણ થાય, પરતુ દેવગુરુનો સહવાસ મનુષ્ય માત્રને અવશ્ય થાય છે એથી દેવ ગુરુમા રહેલા ગુણ કે અવગુણો ભક્ત લોકોમા આવ્યા વિના રહેતા નથી જેમકે-હિંસક-દેવો અને હિંસક-ઉપદેશકોના સસ્કાર તેમના ઉપાસકોમા જવાથી તો ભક્ત લોકો પણ શિકાર વિગેરે હિંસાઓ અને ધર્મબુદ્ધિથી યજ્ઞાદિ ક્રિયાઓમા પ્રાણીઓના બલિદાન

આપે છે જ્યારે વિચારવામા આવે તો આપણને દીવા જેવું સમજાય કે, અરિહત પરમાત્મા આદિ પાચે પરમેષ્ઠિઓના જીવનમા દયાય દોરનો અશ પણ મલે નહિ શ્રીજૈનશાસનની ધર્મને લગતી બધી બાબતો ગુણની જ મુખ્યતામા નક્કી થએલી છે

## શ્રીજૈનશાસનની માન્યતાઓ

શ્રીજૈનશાસનના મતે જ્યારે સપૂર્ણ પણે દોષોનો-અવગુણો નો નાશ થાય ત્યારે જ આત્મામા દેવત્વ એટલે અરિહતપણુ અને સિદ્ધપણુ પ્રગટ થાય છે બાહ્ય-અભ્યતર હજારો ગુણો પ્રકટ થયા હોય તેવા આત્માઓ જ શ્રીવીતરાગશાસનના સાધુ-મુનિરાજ થવાને યોગ્ય ગણાય છે સાધુ થા કરતા વિશેષ ગુણો પ્રકટ થયા હોય તેજ મહાત્મા ઉપાધ્યાયપદને લાયક ગણાય છે ઉપાધ્યાયદશાથી પણ ઘણા અધિક ગુણો પ્રકટ થયા પછી આચાર્ય પદની યોગ્યતા આવે છે પદની યોગ્યતા માટે આપણે આગળ ઉપર વિચારીશુ, ઉપરોક્ત પાચે પરમ મહાપુરુષોને [સાધુ થકી ઉપાધ્યાય, ઉપાધ્યાય કરતા આચાર્ય, આચાર્યથી સિદ્ધ અને સિદ્ધથી પણ અરિહત એમ ક્રમશ ] એકેકથી અધિક મહાગુણી માનવામા આવે છે તેજ પાચ મહાપુરુષોને પરમેષ્ઠિ ભગવતો માનવામા આવ્યા છે પાચ મહાપરમેષ્ઠિભગવતોને નમસ્કાર કર્યો તેજ 'નમસ્કારમહામત્ર' કહેવાય છે તેથી જ નમસ્કારમહામત્રનો અભ્યાસ આત્માને મહાહિતકારક થાય છે કારણ કે, નમસ્કાર-મહામત્રના અભ્યાસથી ઉપરોક્ત પચમહાપરમેષ્ઠિભગવતોની ઓળખાણ થાય છે એટલે ક્રમશ દેવ-ગુરુની ઓળખાણ વધવા માડે છે, દેવ-ગુરુની ઓળખાણ વધવાથી આદર વધે છે,

ગુણ અને ગુણીની ઓળખાણ થયા સિવાય આત્મામા જડ ઘાલીને બેઠેલા અવગુણો આત્મામાથી જવા મુશ્કેલ છે

જેમ સૂર્યાદિ પ્ર કાશક વસ્તુઓની ગેરહાજરીમા અન્ધકાર જતો નથી તેમ સમ્યગ્દર્શન, (જ્ઞાન ચારિત્રાદિ ગુણો) આવ્યા સિવાય આત્માનુ અજ્ઞાન જતું નથી

અજ્ઞાન ન જાન ત્યા સુધી ગુણ-ગુણીની ઓળખાણ થાન જ નહિ, ગુણ ગુણીની ઓળખાણ વિના અવગુણો જાય જ નહિ, અવગુણો ઘટયા સિવાય ભવભ્રમણ બધ થાય જ નહિ

બસ, અજ્ઞાનતાથી અવગુણો અને તેથી ભવભ્રમણ દરેક જીવનુ ચાલુ જ છે આ બધુ પરસ્પર કાર્ય-કારણ ભાવ હોવાથી અને આ રીતે અનતા કાળથી ઘટમાળ ચાલુ રહેવાથી, સસારનો અત થતો જ નથી

આ સસારને ઘટાડવો હોય તો આત્માએ ગુણી પુરુષોને ઓળખવા જ જોઈએ કારણ કે ગુણોની ઓળખ વિના દોષ ઘટતા નથી, અને ગુણો ગુણીવિના નિરાધાર રહેતા નથી, માટે ગુણના અર્થી જીવોને ગુણીની ઓળખાણ અને તેને માટે ગુણીની સેવા અવશ્ય આદર કરવા યોગ્ય છે

જગતના બધા પ્રકારના ગુણી જીવો કરતા દેવ અને ગુરુનુ ગુણીપણુ વધારે છે વળી જગતના બીજા ગુણી આત્મા ઓનો સહવાસ થાય યા ન પણ થાય, પરતુ દેવગુરુનો સહવાસ મનુષ્ય માત્રને અવશ્ય થાય છે એથી દેવ ગુરુમા રહેલા ગુણ કે અવગુણો ભક્ત લોકોમા આવ્યા વિના રહેતા નથી જેમકે- હિંસક-દેવો અને હિંસક-ઉપદેશકોના સસ્કાર તેમના ઉપા સકોમા જવાથી તો ભક્ત લોકો પણ શિકાર વિગેરે હિંસાઓ અને ધર્મબુદ્ધિથી યજ્ઞાદિ ક્રિયાઓમા પ્રાણીઓના બલિદાન

આપે છે જ્યારે વિચારવામા આવે તો આપણને દીવા જેવું સમજાય કે, અરિહંત પરમાત્મા આદિ પાચે પરમેષ્ઠિઓના જીવનમા ક્યાય દોષનો અંશ પણ મલે નહિ શ્રીજૈનશાસનની ધર્મને લગતી બધી બાબતો ગુણની જ મુખ્યતામા નક્કી થએલી છે

## શ્રીજૈનશાસનની માન્યતાઓ

શ્રીજૈનશાસનના મતે જ્યારે સંપૂર્ણ પણે દોષોનો-અવગુણો નો નાશ થાય ત્યારે જ આત્મામા દેવત્વ એટલે અરિહંતપણુ અને સિદ્ધપણુ પ્રગટ થાય છે બાહ્ય-અભ્યંતર હજારો ગુણો પ્રકટ થયા હોય તેવા આત્માઓ જ શ્રીવીતરાગશાસનના સાધુ-મુનિરાજ થવાને યોગ્ય ગણાય છે સાધુદશા કરતા વિશેષ ગુણો પ્રકટ થયા હોય તેજ મહાત્મા ઉપાધ્યાયપદને લાયક ગણાય છે ઉપાધ્યાયદશાથી પણ ઘણા અધિક ગુણો પ્રકટ થયા પછી આચાર્ય પ ની યોગ્યતા આવે છે પદની યોગ્યતા માટે આપણે આગળ ઉપર વિચારીશુ, ઉપરોક્ત પાચે પદસ્થ મહાપુરુષોને [સાધુ થકી ઉપાધ્યાય, ઉપાધ્યાય કરતા આચાર્ય, આચાર્યથી સિદ્ધ અને સિદ્ધથી પણ અરિહંત એમ ક્રમશ ] એકએકથી અધિક મહાગુણી માનવામા આવે છે તેજ પાચ મહાપુરુષોને પરમેષ્ઠિ ભગવતો માનવામા આવ્યા છે પાચ મહાપરમેષ્ઠિભગવતોને નમસ્કાર કર્યો તેજ 'નમસ્કારમહામત્ર' કહેવાય છે તેથીજ નમસ્કારમહામત્રનો અભ્યાસ આત્માને મહાહિતકારક થાય છે કારણ કે, નમસ્કારમહામત્ર અભ્યાસથી ઉપરોક્ત પચમહાપરમેષ્ઠિભગવતોની ઓળખ શરુ થાય છે એટલે ક્રમશ દેવ-ગુરુની ઓળખાણ વધવા માડે છે, દેવ-ગુરુની ઓળખાણ વધવાથી આદર વધે છે,

जीवमात्रिके सौख्य शांतिहित,तृष्णाका यह रूप विचित्र । -
' भवप्रद है संसार प्रवर्षक ' ऐसा कहते गुरु जगमित्र ।
कृपासिंधु आचार्य शिरोमणि जिसने बाबा आत्मानंद ।
करते हैं उपदेश हितकर, 'तजो भव्य तृष्णाका फद' ॥ १७ ॥
प्र ---सुनकर शिष्य खडा हुवा हो मन खिन्न अतीव ।
कहिये गुरु किसवस्तुसे होय तृप्त यह जीव ?
उ. ---अहो भव्य वह वस्तु विश्वमें ज्ञानामृत है परमपवित्र ।
जो सत्यार्थ तृप्तिदाता है जो जीवोंका सच्चा मित्र ।
जन्ममृत्युका नाशक है वह महा मधुर मगलमय मिष्ट ।
उसका निश दिन पान करो जो चाहो निजकल्याण विशिष्ट ॥
प्र ---गुरु स मुख तब शिष्य उठ खडा हुवा स्वयमेव ।
ज्ञानहीन जन विश्वमें शोभे या नहिं देव ? ।
उ. --विनय विना मस्तक नहिं शोभे,निज दर्शन बिन ये युग नैन ।
घ्राण न शोभे पर सौरभ रस मधुर तथापि सत्य विन बैन ॥
ईश प्रार्थनाहीन वदन ज्यों शास्त्रश्रवण विन रुचे न कान ।
आत्मगीत विन कठ न सोहे हस्त अशुभ बिनसेवा दान ॥ २० ॥
तीर्थाटन बिन पाद न सोहे उदर अनर्गल भक्षणसे ।
निज रस स्वाद विहीन रसज्ञा देश शू य ज्यों शिक्षणसे ॥ २१ ॥
नीतिविहीन शौर्य नहिं शोभे धर्महीन ज्यों जगनेता ।
मिथ्यापक्ष लिये, न चतुर भी वक्ता ज्यों शोभा देता ।
बहु अधिकारी होकर भी जो स्वार्थसिद्धि करते केवल ।
अथवा पापकार्य रत रहते तो शोभा हो किसके बल ? ॥ २२ ॥

ઉપરના શ્લોકનો ભાવ વિચારનાર બુદ્ધિમાન મનુષ્યને જરૂર ખ્યાલ આવશે કે આ શાસનમા [શ્રીજૈનશાસનમા] ગુણાનુરાગ કેટલો ઠામી-ઠામીને ભર્યો છે? અને તેથી જ ગમે તે ગુણી-આત્માને નમસ્કાર કરતા ગુણનો અર્થી જરા પણ ખચકાતો નથી પરન્તુ ગુણની સમ્પૂર્ણતા અને સવદોષનો અભાવ જેનામા હોય એવા આત્માઓ ખરી રીતે વીતરાગ તીર્થંકરદેવો કે સામાન્ય કેવળી ભગવતો જ હોઈ શકે છે એ ગુણના ઉપાસક પ્રત્યેક મનુષ્યોને માન્ય જ હોય એમા વાધો હોય નહિ વળી તે જ મહાપુરુષો ફરમાવે છે કે,

' गता ये पूज्यत्व प्रकृतिपुरुषा एव खलु ते,
जना दोषत्यागे जनयत समुत्साहमतुल।
न साधूना क्षेत्र न च भवति नैसर्गिकमिद,
गुणान् यो यो धत्ते स स भजति साधुर्भजत तान्" ॥१॥

અર્થ -આ જગતમા જેટલા મહાનપુરુષો થયા છે, જે જે મહાપુરુષો જગતના પૂજ્યપણાને પામ્યા છે, (તે તે બધાઓનો બુદ્ધિપૂર્વક વિચાર કરાય તો ચોક્કસ સમજાય કે) એકવાર બધા તદ્દન સામાન્ય કક્ષાના આપણા જેવા મનુષ્યો જ હતા

સૌ પ્રથમ નિશાળમા કેટલાક બાળકો ભણવા આવે છે ત્યારે તે બધા જ '૦' જેવા હોય છે એકડો પણ કાઢતા આવડતો નથી હોતો તેમાથી કેટલાક એકડો કાઢતા-કાઢતા કટાળી જાય છે અને તે નિશાળનો ત્યાગ કરે છે, કોઈક એક ચોપડી, કોઈ બે ચોપડી, કોઈ ત્રણ, ચાર કે પાચ ચોપડીઓ ભણીને ખસી જાય છે અને અધુરા ભણતરથી કે તદ્દન ભણ્યા વગર રહીને બિચારા મજૂરી કરીને પણ આજીવિકા પામતા

ઉપરના શ્લોકનો ભાવ વિચારનાર બુદ્ધિમાન મનુષ્યને જરૂર ખ્યાલ આવશે કે આ શાસનમા [શ્રીજૈનશાસનમા] ગુણાનુરાગ કેટલો ઠાસી-ઠાસીને ભર્યો છે? અને તેથીજ નમો તે ગુણી-આત્માને નમસ્કાર કરતા ગુણનો અર્થી જરા પણ ખચકાતો નથી પરન્તુ ગુણની સંપૂર્ણતા અને નવદોષનો અભાવ જેનામા હોય એવા આત્માઓ ખરી રીતે વીતરાગ તીર્થંકરદેવો કે સામાન્ય કેવલી ભગવતો જ હોઈ શકે છે એ ગુણના ઉપાસક પ્રત્યેક મનુષ્યોને માન્યજ હોય એમા વાધો હોય નહિ વળી તેજ મહાપુરુષો ફરમાવે છે કે,

'गता ये पूज्यत्वं प्रकृतिपुरुषा एव ननु ते,
जना दावस्थायां जनयत समुत्साहमतुलं।
न साधूनां क्षेत्रं न च भवति नैसर्गिकमिदं,
गुणान् यो यो धत्ते स स भवति साधुर्भजत तान्' ॥१॥

અર્થ -આ જગતમા જેટલા મહાનપુરુષો થયા છે, જે જે મહાપુરુષો જગતના પૂજ્યપણાને પામ્યા છે, (તે તે બધાઓનો બુદ્ધિપૂર્વક વિચાર કરાય તો ચોક્કસ સમજાય કે) એકવાર બધા તદ્દન સામાન્ય કક્ષાના આપણા જેવા મનુષ્યોજ હતા

સૌ પ્રથમ નિશાળમા કેટલાક બાળકો ભણવા આવે છે ત્યારે તે બધાજ 'ઢ' જેવા હોય છે એકડો પણ કાઢતા આવડતો નથી હોતો તેમાથી કેટલાક એકડો કાઢતા-ઘડતા કંટાળી જાય છે અને તે નિશાળનો ત્યાગ કરે છે, કોઈક એક ચોપડી, કોઈ બે ચોપડી, કોઈ ત્રણ, ચાર કે પાચ ચોપડીઓ ભણીને ખસી જાય છે અને અધુરા ભણતરથી કે તદ્દન ભણ્યા વગર રહીને બિચારા મજૂરી કરીને પણ આજીવિકા પામતા

(દેવ-ગુરુને) આદર વધવાથી (દેવ-ગુરુને) પરિચય વધે છે અને ક્રમે કરીને ગુણની ઓળખાણ અને આદર વૃદ્ધિ પામે છે

પંચપરમેષ્ઠિ ભગવંતોનો આશ્રય લેનાર આત્મા પોતે જ ગુણનો અર્થી થવાથી પરંપરાએ સાધુપણુ, વાચકપણું, સૂરિપણુ, તીર્થંકરપણુ અને સિદ્ધપણુ પ્રાપ્ત કરનાર બને છે માટે સંસારના કારમા દુઃખોથી આપણા આ આત્માને સર્વકાલીન મુક્તિ અપાવવી હોય તો પંચમહાપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રને સમજણપૂર્વક આદરવા ઉદ્યમ કરવો જરૂરી છે

જૈનશાસનના સિદ્ધાંતો ગુણના જ પોષક અને 'સારુ તે મારુ' માનતા હોવાથી વ્યક્તિને કે વેષને આદર નથી આપતા, પરંતુ ગુણને આદર આપે છે અને તેથી તેના ઉપાસકનો જગતની કોઈ પણ વ્યક્તિમા ગુણ હોય તે સ્થાનમા આદર વધતો જ રહે છે પૂર્વના મહાપુરુષોએ પણ તટસ્થ ભાવે ગુણોની કેટલી સુંદર સ્તવના કરી છે?

'भवबीजांकुरजनना रागाद्या क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥१॥"

'यस्य निखिलाश्च दोषा न सन्ति, सर्वे गुणाश्च विद्यन्ते
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥२॥"

અર્થ -સંસારવૃદ્ધિના કારણરૂપ ક્રોધાદિ કષાયો અને શબ્દાદિ વિષયોને ઉત્પન્ન કરનાર અથવા પોષનાર રાગ, દ્વેષ અને અજ્ઞાનતા, જેના સર્વથા ક્ષય થઈ ગયા હોય, તથા જેના બધા દોષો-અવગુણો નાશ પામ્યા હોય અને સર્વ ગુણો પ્રકટ થયા હોય પછી તે ભલે બ્રહ્મા હોય, વિષ્ણુ હોય, શંભુ હોય, બુદ્ધ હોય અથવા જિનેશ્વર હોય તે સર્વેને અમારા નમસ્કાર થાઓ

પુન્ગોને ઉત્પન્ન થવાનુ કોઈ એક જ મેર નથી કે તેમા જ ઉત્પન્ન થાય તે જ મહાપુરુષો બને ઈક્ષ્વાકુ અને હરિવશ જેવા ઉત્તમ કુળમા જ મીને પણ સુભૂમ, બ્રહ્મદત્ત અને વસુરાજા જેવા અનતા આત્માઓ કર્મના ચક્કરમા પડી જઈ નરક-નિગોદ અને પશુગતિઓમા ચાલ્યા ગયા છે

જે જે મહાનુભાવ આત્માઓ ગુણાનુરાગી, ગુણોના ખપી, ગુણગવેષક અને ગુણગ્રાહી બની, ગુણવાન થાય છે તે જ મહાનુભાવ મહાભાગ્યશાળી આત્મા સસારમા દેવમનુષ્યના [દુ ખ વગરના] સુખો ભોગવી છેવટે પચ મહાપરમેષ્ઠિપણાને પામે છે માટે હે ઉત્તમ મનુષ્યો! તમો પણ દોષનો ત્યાગ કરવાપૂર્વક ગુણને મેળવનારા બનો

અહીં કોઈ પ્રશ્ન કરે કે, જેમ ગુણ સમજવા અને ગુણ લાવવા જેટલા મુશ્કેલ છે તેમ દોષોને સમજવા અને દોષોને કાઢવા તે પણ તેટલા જ મુશ્કેલ છે, એટલે ગુણની આવક અને દોષનો નાશ અશક્ય ન ગણાય?

આ વાત બરાબર નથી ગુણદોષની સમજણ અને તેનો આય-વ્યય દુ શક્ય જરૂર છે પણ અશક્ય તો નથી જ કેમકે જે જીવો આત્માને સમજ્યા જ નથી, જેણે સમજવાનો ખપ પણ કર્યો નથી, તેને પુણ્ય-પાપ પણ સમજવું મુશ્કેલ છે પુણ્ય-પાપ ન સમજનાર તેને પરલોકના નરકાદિ દુ ખોની વાત તો ગળે ઉતરે જ શાની! જેઓને ચાર ગતિરૂપ ચોરાશીલાખ યોનિ-પ્રમાણ પરિભ્રમણ ન જ સમજાય તેવાઓને તે ભલે ન સમજાય પ તુ જે ભાગ્યશાળી આત્માઓ જીવ અને પુદ્ગલનુ સ્વરૂપ સમજ્યા હોય, શુભાશુભ કર્મોના યોગે સસારનુ પરિભ્રમણ ચાલુ છે, આત્મા પોતાની અજ્ઞાનતાથી જ દુ ખ ભોગવે

નથી કોઈક મનુષ્ય નિશાળને વળગ્યો જ રહે છે દુઃખ ભોગવીને પણ પ્રયાસ ચાલુ રાખે છે અને છેવટે મહાવિદ્વાન બની હેડમાસ્તર, ન્યાયાધીશ, બેરિસ્ટર, અને દીવાન સુધીના સ્થાનો મેળવવા ભાગ્યશાળી બને છે અને હજારો મનુષ્યોનો આગેવાન થાય છે

આ બધા જેમ એક દિવસ એક જ નિશાળના વિદ્યાર્થીઓ હતા છતા તેમાના કેટલાક મજુરજ રહે છે અને કેટલાક મોટા પુરુષો બને છે, કે જેઓ બજારમા કે શહેરમા ફરવા નિકળે ત્યારે હજારોની સલામો પામે છે તેજ પ્રમાણે પચ મહાપરમેષ્ઠિ ભગવતો પણ પરમેષ્ઠિપણુ પામ્યા પહેલા આ સસાર રુપ નિશાળના વિદ્યાર્થી જ હતા આપણા બધાના સહાધ્યાયી ઓ જ હતા તે મહાપુરુષો સદ્ગુરુઓરૂપ અધ્યાપકોનો આશ્રય પામીને, તેઓની દોરવણી મેળવીને આત્મસ્વરૂપ સમજવા અને પામવાના અભ્યાસમા આગળ વધતા જ રહ્યા, પાછા ન જ પડ્યા અને ગમે તેવા મુશ્કેલીના સયોગોમા પણ કટાળો લાવ્યા વિના આત્મસ્વરુપ સમજતા ગયા શ્રીજૈનશાસન રૂપીનિશાળની આરાધના ચાલુ રાખી અધ્યાપક સુગુરુઓના સેવક બની, તેમના વચનોમા સવસ્વ સમપણ કરી, સુવણ જેવુ શુદ્ધ આત્મસ્વરૂપ પ્રકટ કરી શકયા

હે મહાનુભાવો ! ગુણોની પ્રાપ્તિમા અને દોષોના ત્યાગમા જેમ બને તેમ આદર વધારો જો તમો ગુણદોષને ઓળખશો નહિ, ગુણના આદરમા અને દોષના ત્યાગમા સાવધાન નહિ બનો તો આ પરમેષ્ઠિપણુ (સાધુપણુ) એમ ને એમ આત્મામા આવી નહિ જાય અથવા જેમ મેરુપવત ઉપર કલ્પવૃક્ષ ઉગે છે, રોહણપર્વતમા રત્નો ઉત્પન્ન થાય છે, તેમ આવા પરમેષ્ઠિ

લાગ્યો અને હાથને ખેચવા લાગ્યો તે છેવટ સુધી સમજ્યો જ નહિ કે મારી મઠામુઠ જ મને પકડી રાખે છે છેવટે તે પણ ત્યાજ રડી પાડી મરણ પામ્યો

તેમ આપણો આ મૂર્ખ આત્મા કોઈક વાર મનુષ્ય જન્મ પામવા છતા, સુદેવ, સુગુરુ, સુધર્મના ક્ષેત્રમા ઉત્પન્ન થવા છતા વાનરની માફક પોતાની વિષયકષાયની મુઠ છોડતો નથી સુદેવ, સુગુરુ, સુધર્મને ભજતો નથી, અને કુદેવ, કુગુરુ, કુધર્મને તજતો નથી એમ એ પોતાનો મનુષ્ય જન્મ એળે ગાળી પાછો સસાર અટવીનો મુસાફર બની જાય છે

જેમ એક કુવા ઉપર સિંહ ગયો પાણીની આશાથી કુવામા નજર નાખી તેમા તેણે પોતાનુ પ્રતિબિંબ જોયુ આ કોઈ બીજો સિંહ આવ્યો છે અને તે આ વનનો માલિક બની જશે એમ વિચાર કરી સામા સિંહ ઉપર ગર્જના કરી એટલે સામેથી પણ પ્રતિધ્વનિત ગર્જના સભળાઈ સિંહથી તે ન ખમાયું કુવાના સિંહ ઉપર ફાળ મારી, અને પોતાના જ પ્રતિબિંબદ્વારા પોતાના પ્રાણ ખોયા

તેમ આપણો આ બેભાન આત્મા પોતાની સમજણ ખોઈ નાખીને ઉદય આવેલા પોતાના જ પાપોદય રૂપ પ્રતિબિંબોથી ઉત્પન્ન થયેલા નિમિત્તો જોઈને દ્વેષ પામે છે તે નિમિત્તોનો નાશ કરવા ઘણા કુતર્કો કરે છે નિમિત્તોનો નાશ કરવા જતા હજારો ગમે તેવા નવા પાપો સેવીને પોતેજ પાયમાલ થઈ જાય છે, પરન્તુ કર્મના ઉદયથી દુ ખો આવ્યા છે દુષ્કર્મોનો નાશ થવાથી જરૂર દુ ખનો નાશ થઈ જશે એમ પોતે વિચાર કરતો નથી દુ ખથી હમેશ ગભરાવા છતા દુ ખદાયક સસારને

છે, એવું જેમને સપૂર્ણ સમજાયુ હોય તેવા આત્માઓને ગુણાનુરાગ અને ગુણાદર જરૂર સમજાય છે

કોઈક મહાકવિ કહે છે કે —

"જૈસે કોઈ શ્વાન પર્યો કાચ કે મહેલ બીચ,
ઠોરઠોર શ્વાન દેખ ભોમ ભોસ મર્યો હે,
વાનર જયુ મુઠી ભીચ પર્યો હે પરાયવશ,
કુપમે નિહાર સિંહ આપ કુદ પર્યો હે,
સ્ફટિક કી શીલા કો વિલોક્ય ગજ જાય અડયો,
નલીની કા શુન્ન કો કૌન ઉંધો કર્યો હે
વેસે હી અજ્ઞાનભાન માન જીવ મુઢ બન,
આપણો સ્વભાવ ભુલ જગતમા ફર્યો હે ॥૧॥"

ભાવાર્થ —જેમ કાચના મહેલમા પેઠેલો કુતરો પોતાના જ પ્રતિબિંબને હજારો કુતરારુપે માનીને ભસવા લાગ્યો સામેથી પણ તેના પ્રતિબિંબો ભસવા લાગ્યા, આખો દિવસ દોડી દોડી—ભસી ભસીને કુતરો ત્યાને ત્યા મરણ પામ્યો

અહીં જેમ કુતરાને દુ ખ દેનાર કોઈ હતું જ નહિ છતા પોતાની અજ્ઞાન દશાથી પોતાના પ્રતિબિંબોને જ કારણ વગર શત્રુઓ બનાવી પોતાનો ક્ષય પોતે જ નોતર્યો

તેમ આપણા જેવા અજ્ઞાની જીવો જેટલા દુ ખ પામે છે 'તે પોતાના પ્રતિબિંબો જેવા પોતાના જીવે જ ગયા જન્મમા આચરેલા પાપોનુ પરિણામ છે' એમ ચોકખુ ન સમજવાથી વળી નવા પાપો બાંધી કુતરાના જેવી જ દશા મેળવે છે

કોઈક વાનરે એક ઘડામા બોર ભરેલા હતા તેને લેવા તેમા હાથ ઘાલ્યો, મુઠી ખૂબ ભરી પરતુ ઘડાનુ મુખ સાકડુ હતું હાથ બહાર નીકળી ન શકવાથી વાનર બૂમો પાડવા

द्रव्यहीनका भोग न शोभे दरिद्रकी आशा फलहीन ।
दुष्ट पुरुषकी बात अवश्रद्धायोग्य बताते पुरुष प्रवीण ।
उसका मानव जन्म वृथा है जिसने त्यागा नहीं प्रमाद ।
उस राजाकी क्या शोभा जिसका सम हो नहिं दृष्टि प्रसाद ॥२३॥
उसी भांति विज्ञानहीनके शरीर वाणी शोभाहीन ।
जिन भाषित सुखदायक व्रत उपवास आदि भी उसके दीन ।
सम्यक ज्ञान विना जप तप, कल्याण मार्गमें हैं असमर्थ ।
नेत्रहीन मानवकी जैसे सब श्रृंगार-कल्पना व्यर्थ ॥ २४ ॥
प्रश्न —बोला शिष्य विनीत अति तब कहिये मुनिभूप ।
वांछितदायक मुक्तिप्रद-सम्यकज्ञान स्वरूप ॥
उत्तर —व्यय उत्पाद ध्रौव्यसयुत हैं जो जिनकथित अनेक पदार्थ ।
सप्त तत्त्व पंचास्तिकाय षट्द्रव्य आदि जो वस्तु यथार्थ ।
संशय विमोह विभ्रमवर्जित उन्हें जानना निश्चयरूप ।
किया सफलता हेतु, मोक्षप्रद है यह सम्यग्ज्ञानस्वरूप ।
स्वयं प्रकाशी दीप विश्वमें प्रकाश करता है जैसे ।
सम्यग्ज्ञान आत्मपर सबका वेदन करता है वैसे ॥ २५-२६ ॥
अरे ज्ञानसे ही तो रक्षित आत्माके दर्शन चारित्र ।
आता है अनुभवमें इस ही से तो आत्मानंद पवित्र ।
ज्ञानबिना असमर्थ जीव यह कैसे उतरे भवसागर ।
किसके बलसे रुके रहेंगे, कर्म कषाय कुटिलतरकर ?
कहो ज्ञानबिन साधन क्या है, आत्मशुद्धिका इसजगमें ।

તે ઘણુ જ પોષણુ આપે છે અને મહાપાપો સેવી દુર્ગતિઓમા ચાલ્યો જાય છે

જેમ કોઇક વનનો હાથી વનમા ફરતો ફરતો એક સ્ફટિક રત્નની શિલા પાસે આવી પહોચ્યો. શિલાને જોતાની સાથે શિલામા પોતાનુ પ્રતિબિંબ દેખાયુ બસ, જગત સ્વભાવ જ ઈર્ષ્યાથી ભરેલો છે પ્રાણી માત્ર પર-બીજાનૂ કાઈ પણુ સારુ જોઈ શકતો નથી એટલે પોતના પ્રતિબિબને બીજો હાથી માનીને તેના ઉપર ઈર્ષ્યા ઉત્પન્ન થઈ અને તેને મારી નાખવાના ઈરાદાથી દોડી દોડીને સ્ફટિકની શિલા ઉપર દતુશળના પ્રહારો શરુ કર્યા શિલા ઘણી જ મોટી હતી પોતે દોડે તેમ શિલાનો હાથી પણુ દોડતો જણાતો હતો પોતાના બધા જ આવેશો સામા હાથીમા દેખાતા હતા "ક્રોધાવેશ ભાન ભૂલાવી દે છે" એટલે હાથી છે કે શિલા તેનો તેને ભેદ રહ્યો જ નહિ વારવાર પ્રહારો કરવાથી દતુશળ નાશ પામ્યા વેદના ઉત્પન્ન થઈ અને પોતે જ મરણુને શરણુ થયો

આપણો અજ્ઞાનમા તરબોલ બનેલો આ આત્મા પણુ બીજાનુ ભુડુ કરીને પણુ પોતાનુ ભલુ કરવા ઈચ્છતો હોવાથી અનતા કાલથી રખડે છે મહાપુણ્યે મનુષ્ય જન્મ પામીને પણુ ઈર્ષ્યા આદિ દોષો દ્વારા અન્યનુ ભુડુ કરીને પોતાનુ જ ભુડુ કર્યા કરે છે અને હાથી જેમ પોતાનાજ પ્રતિબિબ સાથે યુદ્ધ કરીને મરણુ પામ્યો તેમ બધા જીવો પોતાના જ કાર્યોદ્વારા પોતાનુ અહિત કરે છે

કોઈક શિકારી પોપટને પકડવા એક નળી આડ સાથે બાધે છે તેમા પોપટ આવીને ફસાઈ જાય છે તેમ આ જગતમા અનતા કાળથી કર્મ શિકારીએ જગતના પ્રાણીઓ રુપ પોપટના

સમુદાયોને ફસાવવા આ જગતમા તમામ મોહક સાધનો ગોઠવ્યા છે તેમા ઘણી મોહક સામગ્રીઓ પ્રાણીઓને ભાનભૂલા બનાવી દે છે તેથી જીવો બિચારા ક્યારે પણ વિચાર કરતા નથી કે હુ આમા ફસાઈ જઈશ હું દુગતિમા જઈશ મારુ પુણ્ય ખવાઈ જશે

શ્વાન વાનર, સિંહ, હાથી અને પોપટ–જેમ પોતાના જ અજ્ઞાનથી પોતાના જ હાથે પોતાની પાયમાલી નોતરે છે, પોતાના વતમાન અને ભવિષ્યનો નાશ કરે છે, તેમ આપણો આ જીવ અનતા કાળે કોઈકવાર મનુષ્યપણુ કે દેવગતિ પામીને પણ આપસ્વભાવ સમજવા તૈયાર થતો નથી પણ વિષયો અને કષાયોથી પરવશ બની, ગુણ–ગુણીની ઓળખાણ પામ્યા વગર કુદેવ, કુગુરુ, કુધર્મ, કુમિત્ર, કુપરિવાર, કુગ્રામ, કુસગતિ, કુઆગમો, કુગ્રન્થો અને કુટેવોને વશ બની રત્નચિન્તામણિ જેવા મનુષ્ય અને દેવોના ભવ બગાડી સસારમા ચાલ્યો જાય છે અનતો કાળ એકેન્દ્રિય–બેઇન્દ્રિય–તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને અસજ્ઞી–સજ્ઞી–પચેન્દ્રિય પશુઓના ભવો અને નારકીના ભવો પામી અનતાનત દુ ખોનો ભોગવનાર બને છે

ઉપરની દલીલોથી સમજીને કુવાસનાઓથી છુટા થવાની ઈચ્છા થતી હોય તો ઉપર બતાવેલા કુદેવાદિને, એમના સ્વરૂપને સપૂર્ણપણે ઓળખો અને તેવાઓ જે જે હોય તેમનો ત્યાગ કરવાપૂવક ગુણ–ગુણીની ઓળખાણ કરો અને વહેલી તકે સુદેવ, સુગુરુ અને સુધમની ઓળખાણ, આદર અને સ્વીકારમા તત્પર બનો તે જ એકાન્ત હિતકારક છે

હવે એક વાત એ પણ સમજવાની છે અને તે એ જ કે આ જગતના જીવોના ચાર વિભાગ આત્માની ચાર દશા મુજબ થઈ

શકે તે આ પ્રમાણે ભવાભિન દિતા, પુદ્ગલાનદિતા આત્માનદિતા અને સહજાન દિતા આ ચારે આત્માની દશાઓ છે તેમા પહેલી બે આત્માની વિભાવદશા છે અને બીજી બે સ્વભાવદશા છે. પહેલી બે દશામા રહેલા જીવો બહિર્મુખ છે, માટે તે બહિરાત્મા કહેવાય છે ત્રીજી દશામા રહેલા જીવો અતર્મુખ છે તેથી તેઓને અતરાત્મા કહેવાય છે અને ચોથી દશામા વતતા જીવો સ્વમુખ એટલે સ્વભાવસ્થ હોવાથી પરમાત્મા કહેવાય છે આ ચાર દશા પ્રમાણે જીવો પણ ચાર પ્રકારના છે ભવાભિનન્દી, પુદ્ગલાન દી, આત્માન દી અને સહજાન દી તેમા પહેલા નબરના જીવો અનતા હોય છે ભવાભિન દી એટલે ભવ-સસારને જ સારો માનનારા આ બધા જીવો મહામિથ્યાદષ્ટિ જ હોય છે તે પોતે ડુબે અને આશ્રિતો તથા સોબતીઓને પણ ડુબાવે ભવાભિન દી જીવોથી બધા સ્થાનો ભરેલા હોય છે ચારે ગતિ અને ચૌદરાજ લોક ભવાભિન દીઓથી ભરેલો છે ભવાભિન દીઓનુ એ કેન્દ્રસ્થાન છે

બીજા આત્માઓ પુદ્ગલાન દી ગણાય છે આવા જીવો તદ્દન થોડા હોય છે આ જીવોને ધર્મની રુચિ હોવા છતા ભવસ્થિતિપરિપાક ન થવાથી પુદ્ગલનો રાગ ઘણો હોય છે પણ તે સસારના વખાણ ન કરે સસારને સારો ન માને. તેને ધર્મની વાતો ગમે પણ આદર ન થાય, આગળ વધવાની ભાવના હોય, છતા પુદ્ગલમા આસક્ત હોય આ બન્ને વિભાવદશા છે

ત્રીજા આત્માઓ આત્માન દી કહેવાય છે તેવા આત્માઓ તો બીજા નબર એટલે પુદ્ગલાન દી કરતા પણ અતિ અલ્પ હોય છે આવા આત્માઓને સસાર બિલ્કુલ ગમતો નથી

તેમનો પુદ્ગલરાગ પણ લગભગ નષ્ટ થવા માડયો હોય છે ઘણા પ્રમાદો નષ્ટ થયા હોય બાકીનાને પણ નાશ કરવાની ક્રિયા ચાલુ જ હોય તેમને આત્માની બધી વાતો દેવતાઈ સુખ કરતા વધુ વહાલી લાગે સસારના તુચ્છ સુખો મધ્યાના ગગ જેવા સમજાઈ ચૂક્યા હોય તેમની બધી ક્ષણો અને ત્રણે યોગ આત્મચિતવનમા જ હોય શરીરમા રહેવા છતા તેઓ શરીરથી ન્યારા જ રહે છે અનતાકાળથી શરીર પાસે થયેલુ લેણુ આત્માનદી આત્માઓ છેલ્લા ભવમા છેલ્લી ક્ષણોમા વસુલ કરે છે

ચોથા મહજાનદી આત્માઓ – ભવસ્થ કેવલી ભગવતો અને સિદ્ધ ભગવતો આવા આત્માઓ, પહેલા નબરના ભવાભિનદી જીવોના અનતમા ભાગે હોય છે તથા બીજા અને ત્રીજા નબરના જીવોથી અનતગુણા હોય છે

સહજાનદદશા આત્માનો મૂલ સ્વભાવ છે તે દશા પ્રકટ કરવા માટે આત્માનદદશાની ખાસ જરૂર છે ભવાભિનદિપણુ અને પુદ્ગલાનદિપણુ ગયા વગર આત્માનદદશા આવતી નથી આત્માનદપણુ પ્રકટ કરવા સારુ અને ભવાભિનદિતા અને પુદ્ગલાનદિતાનો ત્યાગ કરવા સારુ કાઈ પણ અનુકૂળ સાધનની અવશ્ય જરૂર છે તથા ગુણ પ્રકટ કરવા માટે પણ અનુકૂળ સાધનની જરૂર છે આ બધુ સૂચવે છે કે, પચમહાપરમેષ્ઠિની સપૂર્ણતા સમજાઈ જાય અને તે મહાપુરુષોના સ્વરૂપો આત્મામા વણાઈ જાય તો ભવાભિનદિપણુ અને પુદ્ગલાનદિપણુ જરૂર ઘટવા માડે અને છેવટે આત્માની બધી વિભાવદશાઓ સર્વથા નાશ પામે અને આત્માનદદશા

પ્રકટ થાય આત્માનદિપણું આવ્યુ એટલે સહજાનદિપણું ચોક્કસ આવે જ

ઉપરની વાતનો નિચોડ એ જ છે કે, "આત્મામા ઘર કરીને બેઠેલા દોષોને કાઢવા માટે અને સર્વથા અપ્રગટભાવને પામેલા ગુણોને પ્રકટ કરવા માટે પચમહાપરમેષ્ઠિ ભગવતોનુ અવલબન એજ અસાધારણ કારણ છે"

શકા-આખી દુનિયા ગુણનો પક્ષપાત કરે છે છતા ગુણ પ્રકટ કેમ થતા નથી?

સમાધાન-ગુણની ઓળખાણ આવ્યા સિવાય ગુણની શોધ થતી નથી. શોધ કર્યા વિના વસ્તુ જડે શી રીતે? જેમ ખોવાઈ ગએલી વસ્તુને જે માણસ ઓળખતો હોય તેજ ગોતી શકે છે અને ઓળખનાર માણસ શોધ કરે તો ખોવાએલી વસ્તુ પ્રાય મેળવી શકે છે

શકા-ગુણની ઓળખાણ શી રીતે થાય? અને ગુણ રહે છે ક્યા?

સમાધાન- મન, વચન અને કાયાથી, ક્રિયાથી કે સ્વભાવથી આપણુ કે અન્યનુ અહિત ન થાય એવુ જેનામા આચરણ દેખાતું હોય, તે આત્મા ગુણવાન છે જેને એવા ગુણી આત્માઓનો સહવાસ પસદ પડવો શરુ થાય ત્યારે તેનામા ગુણો આવીને વસવા માડે છે

શકા-એવા ગુણી આત્માઓ કોણ હોઈ શકે?

સમાધાન-સપૂર્ણપણે પચમહાપરમેષ્ઠિ ભગવતો અને દેશથી અન્ય આત્માઓ પણ હોય

શકા-આપણા જીવે ઘણીવાર ગુણી આત્માઓનો સહવાસ

કર્યો છે તેમની સેવા પણ કરી છે એમ શાસ્ત્રોમા કહેવાય છે તો પછી આપણો આત્મા ગુણી કેમ ન બન્યો ?

સમાધાન—અનંતકાલથી અત્યારસુધી અનેક વાર ભલે સંગત કે સેવા મળી હોય પણ ઓળખાણના અભાવે કરેલી સંગત કે સેવા ખાસ ફળ આપનાર બની શકી નથી

કોઈ કવિવર કહે છે કે —

જિણ ખોજા તિણ પાઇઆ, ગહરે પાની પૈઠ,
મૈં બપુરી ડુબત ગઈ, રહી કિનારે બૈઠ ”

અર્થ—જે માણસ શોધ કરે છે તે પામે છે કવિ કહે છે કે, હુ એક મોતીની ખાણમા મોતી શોધવા ગયો હતો ગયો વહેલો પરતુ કિનારા ઉપરજ બેસી રહ્યો એટલે વખત ઘણો લાગવા છતા ભૂખ્યો–તરસ્યો મહેનતનું ફળ પામ્યા વિનાજ પાછો આવ્યો અને ઘણા સાત્વિક મનુષ્યો મારી પછવાડે મોડા–મોડા આવ્યા પરતુ તેમણે ઉંડા પાણીમા પેસી શોધ કરીને હજારો સાચા મોતી મેળવ્યા નિચોડ એ જ છે કે,

‘કોઈ કોઈને કેડે મત પડો, કેડે પડ્યા આણે કાજ ’

કોઈની પાછળ કોઈ પડશો જ નહિ, કારણ કે, પાછળ પડેલા કામ કરીને જ વિરામ પામે છે શ્રદ્ધા, સમજણ અને સાત્વિકભાવ આ ત્રણ ગુણો આત્માના બધા ગુણોને પ્રગટ કરે છે માટે પૂર્વપુરુષના વચનમા શ્રદ્ધા મજબુત બનાવીને પંચમહાપરમેષ્ઠિ ભગવતોને સમજવા ભાગ્યશાળી બનો અને સમજ્યા પછી તેમના ગુણો જ આપણા ગુણોને પ્રગટ કરાવવામા મદદગાર થશે

શંકા—શાસ્ત્રોમા કહેવાય છે કે, એક આત્મા અનંતાનંત

કર્મોથી લેપાએલો છે અને તેથી જ અનતા અવગુણોથી ભરેલો છે તે આત્મા કર્મ અને અવગુણોથી મુક્ત કેમ બની શકે?

સમાધાન – જેમ કોઈ ક્રોડ, બે ક્રોડ કે પાચ-દશ ક્રોડનો દેવાદાર હોય છે, પરતુ પોતે સાહુકાર અને ખાનદાન કુલનો હોવાથી તેના ચિત્તમા કરજ ખુ યા કરે છે ક્યારે દેવુ ચુકાવુ, એમ ભાવના ભાવ્યા જ કરે છે તેને કોઈ મારો સલાહકાર મળી જાય છે તો તેમની સલાહ અને સહાયથી લેણદારોને મળીને દેવાના હફ્તા કરી આપે છે ત્યારથી વ્યાજ બધ થાય છે જ્યારે બીજી બાજુ મૂલ દેવુ આપવા ઉદ્યમ ચાલુ કરે છે ખર્ચ ઘટાડે છે એટલે આવક વધે છે વ્યાજ બધ થવાથી થોડા જ કાળમા દેવુ પણ ઘટવા માડે છે સ્વભાવ જ એવો છે કે, દેવું ઘટવા માડે એટલે શાતિ વધવા માડે મોજશોખ કરતા પણ જેને કરજ ચુકાવવુ વધારે પસદ હોય તેના લેણદારને પણ તેની ઉપર દયા ઉપજે છે અને એથી કરજદાર મુદ્દલ મુડી આપી વ્હેલામા વ્હેલી તકે કરજ મુક્ત થઈ જાય છે

બીજી બાજુ કેટલાક કરજદાર ફક્ત હજાર, બે હજારના જ દેવાદાર હોય છે, પરતુ જીદગી સુધી કાયમ દેવુ ચુકાવતા રહેવા છતા દેવુ ઓછુ થતુ જ નથી બધી કમાણી વ્યાજમા જ હોમાય છે મુદ્દલ મુડી જેમની તેમ દેવી જ રહે છે તેઓનુ માનસ ભ્રષ્ટ હોવાથી ગમે તેટલુ કરજ હોય તોપણ તેમના મોજશોખ ચાલુ જ રહે છે તેમને માથે દેવુ છે તેની ચિન્તા થતી જ નથી એટલે ગમે તેવા વ્યાજે પૈસા ઉપાડીને પણ નાટક વિગેરે જુએ છે તેમની ભાવના બુરી હોવાથી મનમા વિચાર કરે છે કે, મળશે તો આપશુ નહિ તો આપનાગ મરશે તેથી સવાયા-ડોઢા લખી આપીને પણ પોતાના વિલાસોને

ચાલુ રાખે છે તેઓ બિચારા પોતે આખી જિંદગી ગુલામ જેવુ જીવન ભોગવી પાછળના સતાનોને પણ કરજમા ડુબેલા મૂકી જાય છે જમીન, જાગીર કે ધન-મિલ્કત હોય તે પણ ગીરવી-અડાણુ મૂકીને મરે તેથી પાછળના સતાનો પણ બાપડા એવા જ કરજવાન રહી ગુલામ જીવન જીવી તે પણ પોતાની પાછળનાને દેવાદાર મૂકતા જાય છે

---*---

## એક પામરની ટુકી કથા

એક પામર એક વાર પોતાની સ્ત્રી સહિત કોઈ વેપારીના ઘેર ગયો. શેઠને કહે રૂ ૧૦૦ અમારે અગ ઉધારે લેવા છે ખળામા પાછા આપીશુ શેઠ કહે છે રૂ ૧૦૦ના રૂ ૧૨૫ પાછા લેશુ પામરે હા કહી દસ્તાવેજ થયો. બૈરી તેના ધણીને કહે છે, કે શા માટે લો છો? મજુરી કરીને ગુજરાન ચલાવીશુ મફતના રૂ ૨૫ શુ કરવા ગુમાવો છો! પામર, બૈરીને જવાબ આપે છે, મલશે તો આપીશુ નહિતર શેઠ શું બુડ લેવાનો હતો? શેઠ તો રૂ ૨૫) કમાતો-કમાશે પણ હુ તો આજે રૂ ૧૦૦) કમાયો

આ કથાથી સમજી શકાય તેમ છે કે, આપણે પણ લગભગ એવા છીએ પરલોકનો વિચાર માત્ર નહિ કરનારને વખતે કોઈ ટોકે ત્યા તે ઝટ જવાબ આપશે કે, "પરભવ કોણે જોયો છે? એ તો સૌનુ થશે તે આપણુ પણ થશે" એટલે ઉપરના પામરની માફક આ ભવમા અન્યાયથી ધન મેળવીને પણ વિલાસો ભોગવવામા આપણને જરાપણ ભય થતો નથી અને મોટો દેવાદાર પણ જો વિચારક અને

ખાનદાન સજ્જન હોય તો દેવામાથી ચોક્કસ છુટો થઈ શકે છે પણ જો તેમ અનતાકાળથી કર્મનો દેવાદાર બનેલો આત્મા વિચારક બને છે તો તુરત તેને ગુણાનુરાગ પ્રગટ થાય છે ગુણાનુરાગ આવ્યા પછી ખાનદાની સજ્જનપણુ આવતા વાર લાગતી નથી એટલે તેને સાધુ અને ગૃહસ્થના ઉત્તમ કોટીના આચારો પમદ પડવા માડે છે હિંસા, જુઠ, ચોરી મથુન અને પરિગ્રહ–મમતા ઘટવા શરૂ થાય છે ક્રોધાદિ કષાયો મદ થવા માડે છે અશુભ પ્રવૃત્તિઓ ઘટવા માડે છે અને શુભપ્રવૃત્તિઓ વધવા માડે છે નાલાયકો, ગુડાઓ, આખલાઓ, અને સફેદ ઠગની મ ગતિ છુટવા માડે છે સાધુ–સત, સાક્ષરો, પડિતો અને ગુણીજનોનો સહકાર શરૂ થાય છે એટલે સાબુના ઘસારાથી જેમ મેલ નાશવા માડે છે તેમ ઉત્તમ પ્રવૃત્તિઓથી દોષો પણ નાશવા જ માડે છે ક્રમે કરીને અધમ આત્માઓ પણ ઉત્તમ સત બની જાય છે

બીજા નબરના દેવાદારોને દેવાની કશી પડી જ નથી. તેઓ કયારે પણ એમ વિચારતા જ નથી કે,

"એક રામ ચઢતા ગયુ, રાવણ કેરુ રાજ,
સોલ રામ તુજ પર ચઢે, તુ મૂરખ ગિરતાજ "

એક રામ ચઢવાથી રાવણનુ રાજ ગયુ તો મારા ઉપર આઠ રામ, સોલ રામ, ચોવીશ રામ, વ્યાજ ચઢયા જ કરે છે મારૂ શુ થશે? બસ જેને દેવાનુ દુખ થતું નથી તેનુ કરજ જતું નથી અને સ્વતત્રતાનુ સુખ મળતું નથી આપણો આ જીવડો પણ અનતા કાલથી મસારમા ભટકે છે કોઈક વાર દેવનો કે મનુષ્યનો જન્મ મળી જાય છે જો ત્યારે તે ધારે તો અનતા કાળનુ દેવું ચુકવી શકે છે પાપ ઘટાડીને ક્રમે કરી કર્મ

મુક્ત પણ થઈ શકે છે પરતુ એવા વિચાર જ આવતા નથી આજ લગભગ દરેકને વિલાસના, ભોગના, ટેમ્ટના, તોફાનના જ વિચારો આવ્યા કરે છે એમ પાપ હજારો પાપ કરાવે છે પ્રથમ સહુ એકલા હોય છે એકલા જ રહ્યા હોત તો સારૂં હતું કોઈ ઉપાધિ ન થાત એકલાનું પેટ ભરવું જરા પણ મુશ્કેલ ન હતું એકલો આત્માનુ કલ્યાણ સહેલાઈથી સમજીને આચરી શકે પણ ભાઈને વિલાસ જ જોઈએ છે દેવના ભવો થવા છતા ભૂખ મટી નથી પશુગતિમા પાડા-આખલાના ભવો પામી, હજારો ભેંસો-ગાયો ભોગવી વાંદરા-હાથીના ભવો પામી, હજારો સ્વજાતિની સ્ત્રીઓ ભોગવી પણ જીવ બાપડો ભૂખ્યો જ રહ્યો એટલે અહિં પણ 'એકડાનો બગડો' થયો પછી તો જોઈ લ્યો મજા? ચાર-પાંચ છોકરા થયા (એ બધાને પોષવાનુ પાપ વધ્યું આખી જીદગી પોતાનુ પરિવારનું પોષણ કરવામા આ જીવનું સુધરવાની જગ્યાએ બગડ્યુ ) અનતા કાળનું કરજ દેવાનું મન જ ન થયું જીદગી બરબાદ ગઈ, ભવોની પરપરા વધી પશુના અને નરકગતિના દુઃખો ભોગવવાની અને રોઈને સમય પસાર કરવાની અરઘટમાળા ચાલુ જ રહી

ઉપરની હકીકતથી સમજી શકાય છે કે, આપણા જીવને ગુણાકર વધારવાની અને દોષો કાઢવાની અનિવાર્ય જરૂર છે ગુણ વધે તો દોષ ઘટે ગુણો લાવવાનુ શીખવા અધ્યાપક એટલે માસ્તરની ખાસ જરૂર પડી ગુણોના અધ્યાપક પંચમહાપરમેષ્ઠિ ભગવંતો જ હોઈ શકે છે પંચમહાપરમેષ્ઠિ ભગવંતો પોતે ગુણોરૂપી હીરા-માણેક, મોતી, રત્નો વિગેરે ઝવેરાતના ઝવેરી છે એમના આશ્રિત જીવો પણ ઝવેરાતરૂપ ગુણોને પામીને ઝવેરી બની જાય છે અર્થાત્ પંચપરમેષ્ઠિ ભગવંતોના

આશ્રય લેનાર પોતે પણ પંચમહાપરમેષ્ઠિ પદમાં ભળી જાય છે

હવે આપણે પંચપરમેષ્ઠિ ભગવંતોમાં મુખ્ય શ્રીઅરિહંત દેવ છે તે અંગે વિચારીએ અરિહંત કહેવાય કોને ? અરિહંત પદનો અર્થ

'नमो अरिहंताणं, नमो अरहताणं, नमो अरहंताणं'

અર્થ – 'अरि' એટલે અભ્યંતર શત્રુઓ તેના 'हंत' એટલે નાશ કરનારા 'अर्ह' એટલે ઈન્દ્રાદિકથી કરાએલી પૂજાને લાયક બીજો અર્થ 'अरह' એટલે જેમનાથી લોકાલોકમાં કાંઈ પણ અજાણ્યું નથી તે, તથા 'अरुह' એટલે કર્મરૂપ બીજો સર્વથા બળી જવાથી હવે સંસારમાં ફરી નહિ ઉગનારા અર્થાત્ જન્મ-મરણથી મુક્ત બનેલા એવા શ્રી જિનેશ્વરદેવોને મારા નમસ્કાર થાઓ

અરિહંત પરમાત્માઓ એવા ઉચ્ચ કોટીના આત્માઓ હોય છે જેથી તેમનામાં પ્રગટ થએલા ગુણોને જાણવા કે સમજવાથી જરુર તેમના પ્રત્યે સદ્ભાવ જાગૃત થયા વિના રહેતો નથી

હવે અરિહંત પ્રભુ સર્વજ્ઞપણું પામ્યા પછી કેવા હોય છે તે વિચારીએ

અરિહંત પરમાત્માના આત્મામાં રાગ-દ્વેષ, અજ્ઞાનતા, સર્વથા નિર્મૂલ થવાની સાથોસાથ બીજા પણ બધા મહાદોષો પલાયન થઈ જાય છે અને ગુણો પ્રગટે છે જેવાકે –

આ જીવને અનંતા કાળથી પોતાનું સ્વરુપ નહિ સમજવા દેનાર મહામિથ્યાત્વ સર્વથા ક્ષય થાય છે

આ જીવને અનંતાકાળથી ત્યાગની બુદ્ધિ જ ન થવા

દેનાર અવિરતિ મહાદોષ સર્વથા ક્ષય થાય છે

આ જીવને અનંતાકાળથી જગતના પદાર્થમાત્રની યથાર્થતાનું જ્ઞાન ન થવા દેનાર મહાઅજ્ઞાન ક્ષય થાય છે

આત્માની ક્ષમા, મૃદુતા, ઋજુતા, નિર્લોભતા આ ચાર-મહાગુણોને અટકાવનાર ક્રોધ, માન, માયા અને લોભ સર્વથા ક્ષય પામે છે

સ્ત્રીને ભોગવવાની ઈચ્છા, પુરુષને ભોગવવાની ઈચ્છા, બન્નેને ભોગવવાની અભિલાષાને ઉત્પન્ન કરાવનાર તે પુરુષવેદ સ્ત્રીવેદ અને નપુંસક વેદ એ ત્રણે સર્વથા ક્ષય થઈ જાય છે

હાસ્ય-રતિ-અરતિ-ભય-શોક-દુગંચ્છા આ છએ ક્રોધાદિના ઉત્પાદક છે આ છ દુર્ગુણો બીજા પણ અનેક દુર્ગુણોને ઉત્પન્ન કરે છે અને ઘણા દોષોને પોષણ આપે છે શ્રીવીતરાગ જિનેશ્વરદેવમાંથી આ છયે દોષો ચાલ્યા ગયા હોય છે

નાની-મોટી બધી નિદ્રાઓ સર્વથા નાશ પામી જાય છે અને અપ્રમત્તભાવ પ્રગટ થાય છે

બધા પ્રકારના રોગો ક્ષય થઈ જાય છે બધી પ્રકારની તૃષ્ણાઓ પણ નાશ પામે છે

હિંસા, મૃષા-જુઠ, ચોરી, મૈથુન, મમતા સર્વથા બંધ થઈ જાય છે

કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય નિમૂલ નાશ પામે છે

અવિરતિમા પ્રેમ અને વિરતિમા અરુચિરૂપ રતિ-અરતિ મહાદુર્ગુણ તરત ચાલ્યા જાય છે પરનિન્દા અને સ્વશ્લાઘારૂપ અધમાધમ મહાદોષો રવાના થાય છે

માયાપૂર્વકનો મૃષાવાદ જેને જગતમા પોલિટીકલ-નીતિ અને મુત્સદ્દીપણું કહેવાય છે આવો જગતને ફસાવનારો

हेतु बनेगा कौन सिद्धिहित निज समृद्धिकी सुस्मृतिमें ।
आत्म वैद्की सहज मित्रता ज्ञानबिना पहचाने कौन ?
शिव साम्राज्य प्राप्तिका जगमें यथार्थ साधन जाने कौन २७ २८
क्रोधमान माया तृष्णारा चहो कौन परिहार करे ?
ज्ञान बिना इस मोहशत्रुका कौन सबल संहार करे ?
शांति सौख्यके सुन्दर साधन ज्ञानबिना बतलावे कौन ?
मैत्री और प्रमोद चित्तमें लावे कौन बढ़ावे कौन ?
चित्तरूप यह चचल पक्षी किसके वशमें हो बिनज्ञान ?
स्वात्मसौख्यका औ स्वधर्मका कैसे होवे निश्चय भान ?
इसीलिये हे भव्य सदा तुम प्राप्त करो यह सम्यक्‌ज्ञान ।
इसके मिलजाने पर समझो प्राप्त होगया मुक्तिस्थान २९–३०
यही ज्ञान है जो करता है निज औ पर दुःखका परिहार ।
यही ज्ञान है जिससे होता कर्मबंध सब जलकर क्षार ।
यही विश्वकी मधुर सुधा है अजर अमर अक्षय पदमूल ।
यह स्वर्गीय सुरभि संयुत, कमनीय कीर्तिका सुन्दर फूल ।
इसी ज्ञानसे भवभयहरिणी दयाबुद्धि होती उद्भूत ।
इस ही के बल विश्व–प्रवाहित करुणा कृपाप्रमंजन पूत ।
जैनधर्मका मूलमर्म यह जगमें जानो सम्यक्‌ज्ञान ।
इसकी प्राप्ति म म नित चाहो धरो हृदय इसहीका ध्या.न ३१ ३२
जो दुखदायक मान मतंगज करता विश्वशांति सुखभग ।
यही ज्ञान है जो करता है उस मतंगको तत्क्षण तंग ।

ત્યાં અભ્યંતર તપ પ્રગટે છે બધા પ્રકારના સયમ ગુણો એકત્ર થઈને સાક્ષાત્ પ્રગટ દેખાયા હોય છે જગતના સર્વ પ્રકારના દ્રવ્ય અને ભાવ સત્યો પ્રગટ થાય છે જગતના સવ જીવો ઉપર મૈત્રીભાવના, પ્રમોદભાવના, કરુણાભાવના અને માધ્યસ્થ ભાવના પ્રગટ થાય છે સાત્વિકતા, સહિષ્ણુતા, શૂરતા, ધીરતા, વીરતા ગભીરતા આદિ અલૌકિક મહાગુણો પ્રગટ થાય છે

બીજા પણ ૩૪ અતિશયો, ૩૫ વાણીના ગુણો ભગવાન વીતરાગ જિનેશ્વર દેવોમા પ્રગટ થાય છે ભગવાન વીતરાગોને આઠ મહાપ્રાતિહાર્યો સદાકાલ સાથે હોય છે તેઓ બાર ગુણોથી શોભતા હોય છે ચાર નિક્ષેપાથી જગતને પવિત્ર બનાવે છે ૧૮ મહાદોષો, તથા ૧૮ પાપસ્થાનકોનો તેમનામા સવથા અભાવ હોય છે

શ્રીજિનેશ્વર દેવના બાહ્ય-અભ્યતર મહાગુણોનુ વર્ણન કરવાની કોઇની તાકાત નથી ગુર્જર કવિ શ્રીમાન્ પદ્મવિજયજી ગણિવર ફરમાવે છે કે –

"તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવલ હોય"

મહાપુરુષ કવિશ્રેષ્ઠ શ્રીસિદ્ધસેનદિવાકરજી મહારાજા પણ ફરમાવે છે કે –

"मोहक्षयादनुभवन्नपि नाथ ! मर्त्यो,
नून गुणान् गणयितु न तव क्षमेत"

અર્થ– મોહ અને અજ્ઞાન સર્વથા ક્ષય થયા પછી કેવલજ્ઞાનથી પ્રગટ પણે અનુભવતો આપના ગુણોને જાણતો આત્મા પણ હે વીતરાગ ! આપના ગુણો ગણવા સમર્થ થઈ શકતો નથી અર્થાત્ કેવલી ભગવાન પોતે વીતરાગના ગુણો જાણે ખરા પણ વર્ણન કરી શકે નહિ, ગણી કે ગણાવી શકે નહિ, કારણ કે આયુષ્ય થોડું છે અને ગુણો અનતા છે'

મહાદોષ ક્ષય પામે છે

ચપળતા, તુચ્છતા, નિર્માલ્યતા, કામાન્ધતા, મદાન્ધતા, સ્વાર્થાન્ધતા, કૃપણતા, ભીરુતા, અધીરતા, મૂર્ખતા, લોલુપતા, ક્ષુધાલુતા, તૃષાલુતા, દીનતા, રંકતા આદિ તમામ દોષો ચાલ્યા જાય છે અને આત્મા સ્ફટિક જેવો શુદ્ધ બની જાય છે

સર્વજ્ઞતા, વીતરાગતા અને યથાર્થભાષિતા ગુણો પ્રગટ થતાની સાથોસાથ બીજા પણ મહાગુણો પ્રગટ થાય છે

સર્વજ્ઞપુરુષોએ જોયેલા સર્વ તત્ત્વોને સપૂર્ણપણે સ્વીકાર કરાવનાર જે ક્ષાયિક સમ્યક્ત્વ તે પ્રગટે છે જેમા આત્માનુ સ્વસ્વરુપ જ પ્રગટ રીતે પ્રકાશતું હોય તેવુ યથાખ્યાત ચારિત્ર પ્રકટ થાય છે અપૂર્વ ક્ષમા, મૃદુતા, ઋજુતા, નિર્લોભતા આદિ ગુણો સપૂર્ણપણે પ્રગટ થાય છે જગતના પદાર્થ માત્રની લાલસાનો લોપ થઈ જવાથી એકદમ પૂર્ણ તૃપ્તિરુપ ત્યાગદશા પ્રગટ થાય છે લોકાલોકના દ્રવ્ય, ગુણ અને પર્યાયનુ જ્ઞાન કરાવનાર કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થાય છે

દેવાગનાઓ સામે હોય તોપણ સર્વથા કામવિકાર ન થાય એવો અપૂર્વ બ્રહ્મચર્ય ગુણ પ્રગટ થાય છે ગમે તેવી અનુકુળ સામગ્રી ઉપર પણ રાગ ન થાય તેવી વીતરાગતા પ્રગટેલી હોય છે ગમે તેવો વિરોધ કરનાર તથા ઉપસર્ગ અને દુ ખ દેનાર ઉપર પણ દ્વેષ ન થતો હોવાથી વીતદ્વેષતા પ્રગટે છે

આલોકનો ભય, પરલોકનો ભય, અપયશભય આજીવિકાભય, અકસ્માદ્ભય, આદાનભય, મરણભય વગેરે બધા પ્રકારના ભયો નાશ પામવાથી અલૌકિક નિર્ભયપણુ પ્રગટે છે નિદ્રા, સ્વપ્ન અને જાગરદશા ક્ષય થઈ જવાથી ચોથી ઉજાગર દશા પ્રગટ થાય છે ઊંચ કોટીના છ બાહ્ય અને

અને સસારમા અથડાયા કરે છે તો પણ તેઓ બીજા જીવોથી વિશિષ્ટ જ હોય છે

શ્રીજિનેશ્વરદેવોના સ્વભાવ અને ગુણોનું વર્ણન કરતા મહાપુરુષો ફરમાવે છે કે —

"एते आकालं परार्थव्यसनिन, उपसर्जनीकृतस्वार्था उचितक्रियावन्त अदीनभावा, सफलारम्भिण अदृढानुशया, कृतज्ञतापतय- अनुपहतचित्ता देवगुरुबहुमानिन तथा गम्भीराशया इति ॥"

શ્રીજિનેશ્વરદેવોના આત્માઓ સસારમા ફરતા જ્યારે જ્યારે મનુષ્યપણુ કે દેવપણુ પામે છે ત્યારે તેમનામા ઉપરના ઉચ્ચ કોટીના ગુણો જરૂર દેખાય છે એટલે તેઓમા ઉચ્ચ કોટીનો પરોપકાર ગુણ જરૂર હોય છે તથા તેમનો પોતાનો સ્વાર્થ લગભગ ગૌણ હોય છે તેઓ બધી ઉચિત ક્રિયાઓ કરતા હોય છે તેમને દીનતા હોય જ નહિ તેમનો એક પણ કાર્યારંભ ફળ વગરનો હોય નહિ તેઓ પાછળથી પસ્તાવો ન થાય તેવા કાર્યો કરે છે તેઓ ઉપકારિના ઉપકારને નહી ભૂલનાર પુરુષોમા અગ્રેસર અને દેવ-ગુરુમા બહુ જ આદરવાળા હોય છે તેમનો આશય ખૂબ ગભીર હોય છે અને તેઓ વજ્ર જેવા મજબૂત ચિત્તવાળા હોય છે

ઉપરના ગુણો આ મહાપુરુષોમા સ્વભાવસિદ્ધ હોવાથી, જ્યારે ભવસ્થિતિ પરિપાક થાય છે ત્યારે અનેક શુભગુણો પ્રગટ થવાની સાથે શુભભાવનાઓ પ્રગટ થાય છે, તેથી તેમના ઘણી જ ઉંચી જાતના વિચારો હોય છે જેમકે

'જો શકિત મુજને મળે, આપુ સહુને સુખ,
જો શક્તિ મુજને મળે, કાપુ સહુના દુખ ॥૧॥
મુજને દુખ આપે ભલા, તો પણ હુ નહિ ત્રાસ,
સુખ પીરસના સર્વને, છે મારો ... ॥૨॥

આ સસારમા રહેલા અનતાનત આત્માઓમાથી શ્રીજિનેશ્વરદેવના આત્મા નિરાળા બનીને સસારના પ્રાણી વગથી કેવી રીતે જુદા પડીને જગતના પૂજ્ય થયા ? એવો આપણને પ્રશ્ન સહજે થાય તો ત્યા આપણે સમજવું જોઈએ કે, ઉપર જોઈ ગયા તેમ ક્રોડોને દેવાદાર થોડુ થોડુ દેવુ ચુકાવતા લાબા કાળે પણ દેવામાથી મુક્ત થાય છે, તથા થોડો થોડો સગ્રહ કરનાર લાબા ગાળે મોટો ધનવાન બને છે

એજ પ્રમાણે શ્રીજિનેશ્વર દેવોએ દોષોને ઓળખીને તેનો ત્યાગ કરતા કરતા ક્રમે કરી તેમના સર્વ દોષો વિરામ પામે છે અને ગુણો સગ્રહીત થાય છે એટલે જેમ બધી નદીઓ વગર નિમત્રણે દરિયામા ભળે છે તેમ ગુણો, ગુણોને લાવનારા હોવાથી સુપાત્ર આત્મામા સવ ગુણો આવીને એકઠા થાય છે

શ્રીજિનેશ્વરદેવોના આત્માઓને આવું ઉચ્ચુ સ્થાન કેમ પ્રાપ્ત થયુ ? આના જવાબમા કહી શકાય કે, આ સસારમા નિગોદાદિ સ્થાનોમા ફરી રહેલા બધા આત્માઓમા શ્રીજિનેશ્વર દેવોના આત્માઓ પણ અભેદભાવથી ભેળસેળ બનીને ભટકી રહેલા છે છતા સવજ્ઞ ભગવતોના જ્ઞાનથી તો જુદા જ પડેલા ઓળખાય છે રોહણાચળની ખાણુમા અનેક હીરા, માણેક, મણિ, રત્નો વિગેરે જેમ માટીની સાથે રગદોળાઈને એક જેવા બનીને રહેલા છે છતા તે રત્નો તે દશામા માટીથી તદ્દન જુદા અને વિશિષ્ટતાને ધારણ કરનારા છે એમ તેના જાણકારો સમજે છે અને તેથી જ માટીને તજીને તેને લેવાનો પ્રયત્ન કરે છે તેમ ભગવત જિનેશ્વરદેવોના પુણ્યાત્માઓ અનતાનત જીવરૂપ માટીની ખાણમા કોહીનુર રત્નની માફક જગતના બીજા જીવોથી તદ્દન જુદા જ સ્વભાવવાળા હોવા છતા ભવસ્થિતિના પરિપાકના અભાવથી બધા જીવો સાથે રગદોળાએલા રહે છે

જ્યોતિષ વિગેરે અનેક શાસ્ત્રોનો જાણકાર અને શ્રી વીતરાગ શાસનમા ખૂબજ શ્રદ્ધાવાન હતો તેમજ ધનસપન્ન હોવા છતા ગૃહસ્થને ઉચિત શ્રાવકને પાળવા યોગ્ય બારવ્રતોનું પણ આરાધન કરતો હતો

તે વિશ્વભૂતિ પુરોહિતને શીલાવ્રતધારિણી, પતિવચનાનુસારિણી અનુદ્ધરા નામે પ્રાણવલ્લભા હતી રાજાની મહેરબાનીથી પરસ્પર સ્નેહભાવમા આનદપૂર્વક દિવસ વ્યતીત કરતા તે દપતીને બે પુત્રો થયા તેમા પહેલાનુ નામ કમઠ અને બીજાનું નામ **મરુભૂતિ** હતુ **મરુભૂતિ** તેજ આપણા પરમ ઉપકારી **પાર્શ્વનાથ સ્વામીનો** આત્મા છે

ઉપર કહેલ બે પુત્રમા પહેલો પુત્ર કમઠ સ્વભાવથી શઠ, દુષ્ટ, લપટ, કદાગ્રહી, વ્યસની, માયાવી ઈર્ષાળુ અને ઘણો જ ક્રોધી હતો જ્યારે મરુભૂતિ તેથી ઉલટો ભદ્રિક, વિદ્વાન, સદાચારી, પ્રેમાળ, દયાળુ, વિનયી અને ઘણો જ નતિભાષાળી આત્મા હતો

કમઠના અનાચારથી ગામની અદર તેનો અતિપ્રમાણ અપયશ ફેલાયો હતો તેજ પ્રમાણે મરુભૂતિનો સદાચાર નગર અને દેશ વ્યાપી બનવાથી તેનો કપૂર જેવો યશ પણ કયાંઈ સમાતો ન હતો કારણ કે એક જ નક્ષત્રના જન્મેલા પણ એક જેવા હોતા નથી કહ્યુ છે કે—

" एकोदरसमुत्पन्ना, एकनक्षत्रजातका ।
न भवन्ति समशीला, यथा बदरीकण्टका "

બોરડીના કાટા એક જ ઉદરમાથી અને એક જ નગરમા જન્મેલા હોવા છતા કેટલાક તદ્દન વાંકા જ હોય છે ત્યારે

જગના પ્રાણી માત્રને, બચાવા છે નિજ પ્રાણ,
માટે મન વચ કાયથી હવે કરૂ તસ ત્રાણ ॥૩॥
આશીર્વાદ મુજ એટલો, ભવ ભવ એ મુજ ભાવ,
ત્રસસ્થાવર જીવો બધા, દુખીઆ કો નવિ થાવ ॥૪॥
એવી છે મુજ ભાવના, જો મુજ ધાર્યું થાય,
શ્રી જિનશાસનને વિષે, સ્થાપુ જીવ બધાય ॥૫॥

આવી ભાવનાઓ વારવાર સ્ફુરાયમાન થવાથી ભવિષ્યમાં આખા જગતનુ ભલુ કરવાની સામગ્રી મેળવવાના પુણ્યો બધાવા માંડે છે હિસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ, મમતા વિગેરે પાપો નબળા પડવા માંડે છે અને મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, માધ્યસ્થ ભાવનાઓ ખીલવા માંડે છે સાથો સાથ બીજા અનેક ગુણોનો આવિર્ભાવ શરૂ થાય છે

શ્રીજિનેશ્વરદેવોના આત્માઓ સંસારના કીચ્ચડમાથી કેવી રીતે બહાર નીકળી, આગળ આવી, ઉંચા ચડે છે તે સ્વરૂપ સમજવા માટે અહીં આપણે **શ્રીપાર્શ્વનાથસ્વામીના** દશ ભવનુ વર્ણન જોઈએ

આ જબૂદ્વીપના ભરતક્ષેત્રમા પોતનપુર નામનુ દેવપુરી જેવુ સુંદર નગર હતું તેમા સૂર્ય જેવો પ્રતાપી, ચંદ્ર જેવો સૌમ્ય, ઈન્દ્ર જેવો વૈભવશાળી, કામદેવ જેવો રૂપાળો, બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન, પિતાની માફક પ્રજાને પાળનારો, અરવિંદ નામનો રાજા રાજ્ય કરતો હતો ને રાજાને શીલાદિ અનેકગુણગણને ધારણ કરનારી પ્રીતિમતી નામની પટ્ટરાણી હતી

તે રાજાને રાજયગોર અથવા કુલગોર તરીકે વિશ્વભૂતિ નામે પુરોહિત હતો તે પણ વ્યાકરણ, સાહિત્ય, ન્યાય કાવ્ય,

કાળના બંધન તોડનારો છે બાકીનો બધો કાળ સંસારની વૃદ્ધિ માટે જ છે એટલે કે, સામાયિકદશા વગરનો કાળ સંસારની ચારે ગતિના ભ્રમણો વધારવા માટે જ છે

વિશ્વભૂતિ પુરોહિત ગૃહસ્થ દશામાં રહેવા છતાં આરાધનામય જીવન વ્યતીત કરતા હતા તેવામાં એક વખત વિવિક્ત નામના જૈનાચાર્ય પધાર્યા, તેમની પાસે દશવિધ આરાધના સાંભળી પોતે પણ આત્માને આરાધનામય બનાવી, ચતુર્વિધ આહારના પચ્ચક્ખાણ કર્યા અને સમાધિમરણ પામીને સૌધર્મ નામના પહેલા દેવલોકમાં દેવ થયા અનુદ્ધરાદેવી પણ પતિવિયોગ થવાથી અધિકાધિક ધર્મધ્યાન-પરાયણ બની તીવ્ર તપશ્ચર્યા આચરી મરણ પામીને સુધર્મ દેવલોકમાં તે જ વિશ્વભૂતિદેવની દેવીપણે ઉત્પન્ન થઈ

કમઠ અને મરુભૂતિ બન્ને ભાઈઓને માતા-પિતાના મરણનો શોક થયો લૌકિક મરણકાર્યો પતાવીને યથાયોગ્ય સ્વકાર્ય કરવા લાગ્યા રાજાને મરુભૂતિ યોગ્ય લાગવાથી તેને પુરોહિત પદ આપ્યું મરુભૂતિ પણ પોતાના પદને, કુલને અને માતા-પિતાની આબરુને છાજે તેવું સદાચરણ આચરતો હોવાથી રાજા તથા સમગ્રપ્રજાને ઘણો જ પ્રીય થઈ પડયો હતો

અન્યદા કોઈક વાર તે પોતનપુર નગરના ઉદ્યાનમાં વિહાર કરતા અને ભવ્ય જીવોને પ્રતિબોધ કરતા ચાર જ્ઞાનના ધારક હરિશ્ચંદ્ર નામના સૂરિમહારાજ પધાર્યા ઉદ્યાનપાલક દ્વારા સૂરીશ્વરનું આગમન જાણીને, રાજા-પ્રધાન અને શ્રેષ્ઠી વિગેરે નગરવાસી લોકો વંદન અને દેશના શ્રવણ માટે મોટા આડંબરથી ગયા, યથાવિધિ વંદનાદિ કરી

કેટલાક બિલકુલ સરળ-સિધા જ હોય છે, તેમ માતા-પિતા એક હોવા છતા બે ભાઈઓ એક સ્વભાવના હોતા નથી

માતા-પિતાની ખાનદાનીના પ્રતાપે કમઠ અને **મરુભૂતિ** બન્નેનો વિવાહ સારા ખાનદાન કુટુબોમાથી અનુક્રમે અરુણા અને વસુધરા નામની કન્યાઓ સાથે થયો હતો તેમા કમઠની પત્ની અરુણા ઘણી જ ઉત્તમ આત્મા અને સદાચારિણી હતી, જ્યારે મરુભૂતિની પત્ની વસુધરા તેનાથી ઉલ્ટી એટલે વક્ર સ્વભાવવાળી અને સદાચારથી પર હતી સદાચાર તેણીને લગભગ ગમતો જ ન હતો જેને પુણ્યનો પૂરો ઉદય હોય તેને જ અનુકૂળ અને સદાચારી પરિવાર પ્રાપ્ત થાય છે

અહિં વિશ્વભૂતિ પુરોહિત જૈનાચાર્યોના સહવાસમા અનેક વાર આવેલો હોવાથી અને પોતે પણ જીવાજીવાદિ તત્ત્વોનો ખુબ જ અભ્યાસી હોવાથી પુત્રોને યથાયોગ્ય વ્યવહારનો ભારવહન કરવાને સમર્થ જાણી સસાર તરફથી દૃષ્ટિને ફેરવીને આત્મસાધનામા દિનપ્રતિદિન આગળ વધવા લાગ્યો હતો

રાજકાર્ય અને ગૃહવ્યાપાર પુત્રોને ભળાવીને પરલોક સુધારવા માટે પોતે આખો દિવસ અને રાત્રી આત્મચિંતવનમા મસ્ત રહેતો અને લગભગ બધો સમય સામાયિક, પૌષધમા જ ગાળતો હતો કહ્યુ છે કે,

"सामाइय-पोसहसंठिअस्स जीवस्स जाइ जो कालो।
सो सफलो बोधव्वो सेसो ससारफलहेउ ॥"

અર્થ-જે આત્માનો સામાયિક અને પૌષધ દશામા જે કાળ વ્યતીત થાય છે, તે જ કાળ સફળ છે તે જ કાળ આત્માને ભલુ કરનારો છે, તે જ કાળ આત્માના અનત

मुदित मार्गमें गमन कराता तृप्ति कराता निज रसमें।
आत्म देशमें यह पहुंचाता करता जग अपने वशमें।
सौख्यस्वरूपी स्वात्मपमें करवाता यह आत्मनिवास।
यही ज्ञान है कर्मोंका जो करता शीघ्र समूल विनाश।
सत्य यही है सुन्दर भी यह यही समझलो है शिवरूप।
इसकी प्राप्ति करो निजप्राणी हो जाओ इसमें तद्रूप २३-२४

घोर तपस्या करो सदा तुम चाहे उनको दो संक्लेश।
ज्ञान बिना इस कर्म कालिमाका न हटेगा तुमसे लेश।
घोर विपिनमें जैसे कोई शक्तिसहित भी चक्षु विहीन।
मार्ग न पाकर भटका करता करके अपने मुखको दीन।
इच्छा रहित महामुनि ज्ञानी करकर तपस्या हो भी क्लिष्ट।
आत्मशक्ति उद्घाटित करके काटें विकट कर्मके तन्तु।
किस प्रकार वे घाति विघाती केवलज्ञानी श्री अरहंत।
क्षुधा पिपासादिक दोषोंका करते ज्ञान शस्त्रसे अंत॥ २५-२६॥

किये जाय उस ज्ञानद्रव्यसे धर्मकार्य निज पर उपकार।
अथवा आत्मसाधना करके करो अविद्याका परिहार।
ज्ञान द्रव्य भी अति विचित्र है बढ़ता है व्यय करनेसे।
और नष्ट होता है यह व्ययहीन बुद्धिमें धरनेसे।
चोर इसे न चुरा सकते हैं, भूप इसे नहिं सकते छीन।
बंधु मित्र परिवारी भी हैं इसे बंटानेमें अति दीन।

પૂર્વક યથાસ્થાને સૌ બેઠા મરુભૂતિ પણ પોતાના પરિવાર સહિત રાજાની સાથે દેશના સાભળવા ગયા અને એકાગ્રતા પૂર્વક આચાર્ય ભગવત સન્મુખ બેઠા કારણ કે તત્ત્વજ્ઞાન પામવાની પહેલી ભૂમિકા શુશ્રૂષા ગુણ છે કહ્યુ છે કે—

"शुश्रूषा श्रवण चैव, ग्रहण धारणं तथा।
उहापोहोर्थविज्ञान तत्वज्ञान च धीगुणा ॥"

અર્થ—શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણ, ઊહ–અપોહ, અર્થ-વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન આ આઠ બુદ્ધિના ગુણો છે ધર્મ સાભળવાની રુચિ એ આત્માનો મહાગુણ છે અને તેનું જ નામ શુશ્રૂષા છે કહ્યુ છે કે —

"તરુણ સુખી સ્ત્રી પરિવર્યો રે, ચતુર સુણે સુરગીત,
તેહથી રાગે અતિઘણેરે, ધર્મ સુણ્યાની રીત રે—પ્રાણી "

કોઈ બુદ્ધિશાળી સુખી રૂપાળો જુવાન દેવાગના જેવી રૂપવતી સ્ત્રીઓથી વિંટાયેલ હોય અને પોતે ચતુર (સગીત શાસ્ત્રનો જ્ઞાતા) હોય તેને દેવતાઈ ગાયન સુણતા જે આનદ ઉત્પન્ન થાય તેથી પણ કઈ ગુણો અધિક આનદ—રાગ ધર્મ સાભળતા થાય તો સમજવુ કે આત્મામા ધર્મ શ્રવણની ભાવના ઉત્પન્ન થઈ છે

પછી અન્યચિત્ત નિરાદરતાનો ત્યાગ કરી એકાગ્ર ચિત્તે સાભળવુ, અને ગ્રહણ કરવુ, પછી ન ભૂલાય તેમ ધારી રાખવુ, પછી તેમા તર્ક–વિતર્ક એટલે શકાઓ કરવી, અને પછી તેના સમાધાન કરી પૂર્ણપણે વ્યાખ્યાનના સૂત્રોનો અર્થ સમજી લેવો અને તેમાથી તત્ત્વનિચોડ કાઢવો આ બુદ્ધિના આઠ ગુણો અતિનિકટભવી જીવમા જ ઉત્પન્ન થાય છે

ગુરુમહારાજ ફરમાવે છે કે—

'भवकोटीदुष्प्रापामवाप्य नृभवादिसकलसामग्रीम्।
भवजलधियानपात्रे धर्मे यत्नः सदा कार्यः ॥"

અર્થ—ક્રોડો ગમે ભવોની મહેનતથી પણ ન પામી શકાય તેવી મનુષ્ય જન્માદિ બધી સામગ્રીને પામીને સંસાર-સમુદ્રમા વહાણ જેવા ધર્મમા હમેશા ઉદ્યમ ચાલુ જ રાખવો જોઈએ કારણ કે અક્ષર વિનાનો લેખ, [જેને ઊધઈ કરડી હોય] મૂર્તિ વિનાનુ દેવમંદિર અને પાણી વગરનુ સરોવર જેમ તદ્દન નકામુ છે તેમ ધર્મ વગરનુ મનુષ્યપણું તદ્દન નકામુ જ છે જેમ મૂળ વગરનુ ઝાડ લાબા કાળ ટકી રહેતુ નથી, મસ્તક વગરનુ ધડ [શરીર] વધુ વખત જીવતુ નથી, તે જ પ્રમાણે ધર્મ વગરનો મનુષ્યભવ આદિ શુભ નહી ચિરસ્થાયી થઈ શકતી નથી જેમ આવડગત વગર વેપાર નકામો છે, આવડગત વગર રાજ્ય વધુ ટકતું નથી, આવડ-ગત વગરનુ શિલ્પ નકામુ છે તેમ ધર્મની આવડત વગરનુ મનુષ્ય જીવન તદ્દન નિષ્ફળ—નકામુ છે

શંકા—આપણે ગયા જન્મમા ધર્મ કર્યો હશે. અને અમુક માણસે ગયા જન્મમા ધર્મ કર્યો નથી, એની ખાત્રી શી?

સમાધાન—જેમ ઝાડની ઉંચાઈ, પહોળાઈ અને વિસ્તારથી તે ઝાડનુ મૂળ કેટલુ ઉંડુ, પહોળુ અને જાડુ હશે તેનુ અનુમાન બધાય છે જેમકે કેટલાક ઘાસ, અષાઢ માસમા ઉગે છે અને ભાદરવા, આશ્વિન માસમા સુકાઈ જાય છે, તેમના મૂળ ઉંડા હોતા નથી વળી કેટલાય વડના અને આંબાના ઝાડો [ઉજ્જેણીનો સીધવડ, ભરુચ—અંકલેશ્વર પાસેનો

કબીરવડ] વગેરે હજારો વર્ષથી અત્યારે પણ જેવા ને તેવા લીલાછમ ઊભા છે કારણ કે તેમના મૂળ ઘણા જ ઊંડા છે તે જ પ્રમાણે જેની પાસે ધર્મધન ખૂબ જ હોય તેવા ભાગ્યવાન જીવો ઘણા જ પુણ્યવાળા અને સુખમય જીવન જીવનારા હોય છે જે માણસે ધર્મ બિલકુલ કર્યો નથી તેવા જીવો દુખમય જીવન જીવી રોઈ રોઈને આયુ પૂર્ણ કરે છે અને "હે પ્રભુ ! હવે તો મૃત્યુ આવે તો સારૂ " આમ મરવાના જાપ કરી કરીને મરે છે આ પ્રમાણે સુખના સદ્‌ભાવ અને અસદ્‌ભાવથી પુણ્ય-પાપ, ધર્માધર્મની ચોકખી સમજણ પડે તેવુ છે

**શકા**—જગતના જીવોએ ભૂતકાળમા દુખ અનુભવ્યું છે એની ખાત્રી શું ?

**સમાધાન**—આપણા પોતાના અનુભવથી જ દુખની ખાત્રી થઈ શકે છે પણ બુદ્ધિથી વિચાર કરવાનો શોખ જ ન હોય ત્યા કરવુ શુ ? જુઓ, જ્યારે મહાપુણ્યોદયથી આ મનુષ્યપુરીમા આપણા જીવનો પ્રવેશ થયો ત્યારે સૌ પ્રથમ માતાના ઉદરરૂપ ભયકર જાજરૂમા માસ, રુધિર, મજ્જા, રસ, હાડકા, ચરબી, વીર્ય રૂપ સાત ધાતુના કીચડમા વિષ્ટા-પેશાબની ખાણમા નવ માસ ઊંધે મસ્તકે વસવુ પડ્યું આ વાત શાસ્ત્રની નથી, ઈતિહાસ કે વેદ-પુરાણની નથી પણ અનુભવ સિદ્ધ છે જગતમા એક પણ એવો માણસ નથી કે જે માતાના ઉદરમા ઊંધે મસ્તકે લટકયા વગર જ જન્મ્યો હોય

મનુષ્યો વિગેરેના ખોરાક માટે પશુઓના-ગાયો, ભેંસો, પાડા, ઘેટા, બકરા હરિણ, સસલા, રોઝ, શુકર, માછલા, અનેપક્ષિઓ વિગેરે અનેક જાતિના જીવોના ભયકર રીતિએ

અકાલ મરણ થઈ રહેલ સાક્ષાત્ દેખાય છે તે બીચારાં પામર જીવોનુ ગતભવનુ મહાપાપોદયનુ પરિણામ–દુ ખ નહિ તો બીજુ શુ ?

શંકા—જો પાપનુ ફળ દુખ છે અને ધર્મનુ ફળ સુખ છે તો પછી પાપ કરનારા સુખી શા માટે અને ધર્મ કરનારા દુખી શા માટે? જેમ કે રાજા–મહારાજાઓ, માચ્છીમારો, શિકારીઓ, માસાહારીઓ, મદિરાપાન–કરનારાઓ, પરસ્રીલપટો વગેરે જ્ઞાનીઓની દૃષ્ટિએ પાપીઓ હોવા છતા સુખ કેમ ભોગવે છે? અને સામાયિક વગેરે ધર્મ કરનાર જ્ઞાનીઓની માન્યતા મુજબ ધર્મી ગણાવા છતા દુખી શા માટે?

સમાધાન—પ્રથમ તો ફળ શબ્દનો જ અર્થ સમજવો જોઈએ ધર્મનુ અને પાપનુ ફળ કહ્યુ છે પણ થડ, ડાલી અને પાન્ડા તેને કહ્યા નથી ને? વાવવાના દિવસે જ કોઈ તુચ્છ ઝાડના પણ ફળ આવતા નથી પ્રથમ અ કુરા, પછી ક્રમે વધીને સ્ક ધ, શાખા, પ્રશાખા વિગેરે થાય છે અને છેલ્લે ફળ થાય છે વળી બધા બીજો અમુક ટાઈમ જમીનમા પડ્યા રહે છે અને જમીન, વર્ષાદ, આતપ–તડકો પવન વિગેરેની અપેક્ષાએ ઉગે છે, વધે છે અને ફળે છે

આજે વાવેલ અનાજના રોટલા આજે જ કોઈ ખાઈ શકતુ નથી એ તો આસાલ વાવેલુ આવતી સાલ ખાવાના કામમા આવે છે ગઈ સાલ વાવેલુ આ સાલમા ખાવામા ઉપયોગી બને છે, એજ પ્રમાણે ગયા જન્મોના કરેલા પુણ્ય–પાપના ફળ ચાલુ જન્મમા ભોગવાય છે પછી ભલે તે ચાલુ

જન્મમા ધર્મી હોય કે અધર્મી હોય તેવી રીતે આ જન્મમા આચારેલા ધર્મ અને અધર્મનુ ફલ હવે પછીના જન્મોમા જ મળવાનુ હોવાથી ચાલુ જન્મના સારા-ખોટા આચારણને તેની સાથે કોઈ લેવાદેવા છે જ નહિ જેમ આ સાલનો તદ્દન બેકાર ખેડુત પણ આવતી સાલે મહાધનવાન થઈ જાય છે અને આ સાલનો ધનવાન ખેડુત આવતી સાલે બેકાર પણ બની જાય છે, તે જ પ્રમાણે આ જન્મનો સુખી આત્મા પણ આ ભવમા સુકૃતકમાણી નહિ જ કરે તો આવતા ભવમા દુખી થવાની આગાહી તેને માટે ગણી શકાય, તેમ જ આ જન્મનો દુખી મનુષ્ય પણ દાન, શીલ, તપ, સજમ વિગેરે કોઈ પણ સુકૃત કમાણી કરીને મરશે તો ભવિષ્યમા સુખી આત્મા થશે સભવિત એમ જરૂર કહી શકાય

હરિશ્ચદ્રસૂરિમહારાજના આવા વચનામૃતો સાભળી રાજા વિગેરે મનુષ્યોને ધર્મ ઉપર ઘણો જ સદ્ભાવ ઉત્પન્ન થયો તે વખતે સહ કરતા લઘુકર્મી મરુભૂતિને ગુરુદેવની વાણિનો સવિશેષ લાભ થયો અને ત્યારથી દાક્ષિણ્ય, સૌજન્ય, ધીરતા, ગભીરતા, સત્ય, શૌચાદિ ગુણોનો તેનામા સગ્રહ થવા લાગ્યો અને સસારની ભયકરતા સમજાવા લાગી વિષયો ઉપર ઔદાસીન્ય ભાવ પ્રગટયો તેના આવા ગુણોથી નગરમા પણ મરુભૂતિની લાયકાત ખૂબ જ વિસ્તાર પામવા લાગી જ્યારે કમઠમા કર્મની ગુરુતાના યોગે બધુ વિપરીત થવા લાગ્યું મરુભૂતિમા જ્યારે ઉચ્ચગુણો વધતા જતા હતા, ત્યારે તેનુ વૈર વસુલ કરવા માટે હોય નહિ તેમ તે ગુણોના તદ્દન પ્રતિપક્ષી દુષ્ટ દોષો કમઠમા ઘર કરીને વસવા લાગ્યા

મરુભૂતિમા ક્રોધ, મદ, માયા, લોભ ઈર્ષ્યા, કામ, વિગેરે લગભગ મદ થઈ ગયા હતા જ્યારે કમઠમા આ બધા વધવા લાગ્યા હતા તેથી મરુભૂતિની પત્ની વસુન્ધરાને દુષ્ટ કમઠે અનેકપાપ પ્રપચોદ્વારા અને મલિન ચેષ્ટાઓ વડે સ્વાધીન કરી લીધી હતી કુળની મર્યાદા અને પરલોકનો ભય ત્યાગ કરી લઘુભાઈની પત્ની અને જ્યેષ્ઠ બને જણા યથેચ્છ અનાચારને સેવવા લાગ્યા આ વાત કમઠની પત્ની અરુણાએ જાણીને મરુભૂતિને જણાવી દીધી મરુભૂતિએ આ વાત સાભળી પણ તેને સાચી ન લાગી માન મોટા ભાઈમા આ પાપ કેમ ઘટી શકે ? આર્ય [ મોટાભાઈ ] આવુ પાપ કરે જ નહિ પરતુ અરુણાએ સાક્ષાત્ નજરોનજર જોએલુ હોવાથી ઘણુ જ નમ્ર થઈને કરી મરુભૂતિને ખાત્રી કરવા ભલામણ કરી

ભાભીની પ્રેરણાથી મરુભૂતિએ કમઠ-વસુધરાના આચરણને બારીનાઇથી તપાસ્યા અને અરુણાભાભીના વચનો તદ્દન સાચા સમજાયા આથી મજ્જન આમા મરુભૂતિને ઘણુ જ દુખ લાગ્યુ પોતાના મોટાભાઈ અને પોતાની પત્નીના આવા અનાર્ય વર્તનથી મરુભૂતિનુ ચિત્ત ખૂબ ઘવાઈ ગયુ અને સૌજન્ય મારફતે બન્નેને સુધરવા મીઠી ભલામણ પણ ખૂબ કરી

નિ શૂકતા આવ્યા સિવાય આવા અધમાધમ કૃત્યો થતા નથી તેથી આવા અધમકૃત્યોમા લેપાએલા પાપી જીવો અધમ કૃત્યો છોડતા નથી એ ન્યાયે મરુભૂતિની ભાવના અને અરુણાની મહેનતનું કાંઈ પણ ફલ આવ્યું નહિ મરુભૂતિએ માતા-પિતાની આબરુ સાચવવા તથા ભાઈ અને ભાર્યાનુ ભલ કરવાની ભાવનાથી શક્ય તેટલા [illegible]ામો કરી

જોયા પરંતુ રાખમાં ઘી નાખવા જેવું નિવડયું અને પછી તો કમઠ અને નમુધરા પણ મર્યાદા મુકીને લગભગ નિરકુશપણે વર્તવા લાગ્યા

પરિસ્થિતિ ઘણી જ બગડી જવાથી મરુભૂતિથી ખમાયું નહિ અને નિરુપાય થવાથી મહારાજા અરવિંદની પાસે જઈને ઉપરની તમામ બીના જણાવી રાજાએ પણ કમઠને ખાનગી બોલાવી ઘણું સમજાવ્યો કારણ કે ભૂતકાળના નરપતિઓ આવા જ ન્યાયી હતા, પરંતુ પાપ એવી ભયકર વસ્તુ છે એ પેઠા પછી નિકળવું અશક્ય છે એટલે રાજાની વાત્સલ્ય ભરપૂર શીખામણ પણ અવમ કમઠને જરા પણ અસરકારક ન બની.

રાજાને અનાચારો ઉપર સૂગ હોવાથી અને કમઠના અનાચારોએ સીમા ઉલ્ટઘી હોવાથી, છેવટે રાજાએ કમઠને પકડાવ્યો અને શરીર ઉપર મસી ચોપડાવી પછી તેને ગધેડા ઉપર બેસાડી ગામમાં ફેરવ્યો અને છેવટે તેને દેશનિકાલ કર્યો

કમઠને પોતાનો આવા પ્રકારનો પરાભવ ઘણો જ ભયકર જણાયો સ્વજન-પરિવાર, ઘરબાર, ધન-માલ અને મિલ્કત વિના ક્યાં રહેવું એમ વિચારી તે તાપસાશ્રમમાં જઈ અજ્ઞાન-કષ્ટ કરનારો તપસ્વી થયો, અને અનેક પ્રકારના તપ કરવાપૂર્વક વનમાં રહેવા લાગ્યો

મરુભૂતિને જેમ ભાઈના અનાચાર ઉપર અણુગમો હતો તેથી પણ અનેકગુણો મોટાભાઈનો ગામમાં અપયશ ફેલાયો તે અને ભાઈની વિડંબના થઈ તે ખૂબ જ સાલવા લાગ્યા. થોડા દિવસ પછી ભાઈની તાપસવૃત્તિના સમાચાર સંભળાયા એટલે ભાઈને મળવા, તથા આશ્વાસન આપવા અને ક્ષમાપના

કરવા મહાશય મરુભૂતિ તાપસ થએલા કમઠના સ્થાનમા ગયો

જગતસ્વભાવ જ એવો છે કે, 'અગ્નિને બુઝાવવા જનારને પણ અગ્નિ ઘાટ આવે તો બાળી જ નાખે.' એ ન્યાયથી અગ્નિ જેવા સ્વભાવવાલા કમઠ પાસે મહાનુભાવ મરુભૂતિ ગયા અને પોતાની મહાનુભાવતા પ્રમાણે નમ્રતા અને મીઠા વચનોથી દભ વગર હસતા મુખે અષ્ટાગ પ્રણિપાત કરીને વારવાર ખમાવવા લાગ્યા પરતુ કમઠને મરુભૂતિનુ મુખ જ ગમતુ ન હતુ તો પછી તેનુ આવુ વર્તન તો રૂચે જ શેનુ ? એટલે દુષ્ટાશયવાલા કમઠ તાપસે બધુ એવા મરુભૂતિ ઉપર મોટી શિલા ગબડાવી અને મરુભૂતિનુ મસ્તક છુદાઈ ગયુ

दुर्जन-कालकूटौ च, ज्ञातावेतौ सहोदरौ ।
मग्रजन्मानुजन्मा च, न विद्म कतरोऽनयो ॥

અર્થ—કાલકૂટ વિષ અને દુષ્ટ માણસ બન્ને સગા ભાઈ હોય છે પરતુ આ બન્ને ભાઈઓમા નાનો ભાઈ કોણ અને મોટો ભાઈ કાણ ? એની સમજણ અમને [ પડિત પુરુષોને ] હજી પડી નથી અર્થાત્ ઝેર કરતા પણ દુર્જન ભયકર આત્મા હોય છે

મરુભૂતિ પોતાની સજ્જનતાથી અધમ એવા પોતાના ભાઈને ખમાવવા ગયો તેના પરિણામે પોતાનુ અકાળ મરણ થયુ 'અકાળમરણ' એટલુ જ નહિ પણ સમાધિનો અભાવ થવાથી કુગતિગમન થયુ કહ્યુ છે કે,

"दुर्जनेन समं सख्यं, प्रीतिं चापि न कारयेत् ।
उष्णो दहति चांगारः, शीतः कृष्णायते करम् "॥

અર્થ -દુર્જન આત્માઓની સાથે મિત્રતા તો નહિ

કરવી પણ થોડો સ્નેહ પણ ન કરવો કારણ કે અગ્નિ કરતા પણ વધારે દુષ્ટ દુર્જન આત્મા છે જેમ અગ્નિ ઊનો હોય તો બાળવાનુ કાર્ય કરે અને ઠંડો થાય તો પણ છેવટે કાળુ તો કરે જ એમ દુર્જનની ક્ષણની સગત પણ અનર્થ કરનાર જ થાય છે

મરુભૂતિ જેવા ઉત્તમ આત્માનુ ભાઈની સાથે ક્ષમાપના કરવા જતા કુગતિગમન થઈ ગયુ માટે જ જ્ઞાની પુરુષોએ કહ્યુ છે કે કોઈ પણ ભવમા દુર્જનની સોબત મળશો જ નહિ

## ભગવાન શ્રીપાર્શ્વનાથસ્વામીના આત્માનો બીજો ભવ પશુગતિ અને હાથીપણુ

એકદા પોતનપુર નગરમા અરવિંદ રાજાને વાદળાઓના અનેક જાતિના રગો થતા અને ક્ષણમા વિનાશ પામતા જોઈ સ સાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો તેથી તેઓ સપ્તાગ રાજ્ય અને અ ત પુરનો ત્યાગ કરી સ જમ લેવા તત્પર થયા ભાવના ભાવતા તેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું અને શ્રી ભદ્રગુપ્તાચાર્ય પાસે પ્રવજ્યા અ ગીકાર કરી અગ્યાર અ ગ અને ચૌદપૂર્વનો અભ્યાસ કરી ગુરુની આજ્ઞાથી કર્મ ખપાવવા માટે તે એકલા વિહાર કરવા લાગ્યા શત્રુ-મિત્રમા, મણિ-પાષાણમા, લોષ્ટ-કાચનમા, સ્ત્રી અને મરેલા મડદામા સમભાવે વિચરતા, નિરતર કાઉસ્સગ્ગ ધ્યાનમા જ રહેતા અરવિદરાજર્ષિને ઉચ્ચકોટીના તપ-ત્યાગ અને ધ્યાનના પ્રભાવથી ઘણી લબ્ધિઓ સાથે મન-પર્યવજ્ઞાન પણ ઉત્પન્ન થયુ આવા આત્મદશામા લીન થયેલા રાજર્ષિ ચાર જ્ઞાનના ધારક બની અષ્ટાપદગિરિની યાત્રા કરવા ચાલ્યા

આ બાજુ મરુભૂતિનો જીવ દુર્ધ્યાનથી સમકિતવમી

અસમાધિપૂર્વક મરણ પામી તિર્યંચાયુ બાધીને વિન્ધ્યાચળ પર્વતની સપાટ ભૂમિમા મહાશક્તિશાળી હાથીપણે ઉત્પન્ન થયો

મુનિરાજ અરવિંદને વિહાર કરતા રસ્તામા સાગરદત્ત નામના સાર્થવાહનો સાથ થયો હતો અને ક્રમસર વિહાર કરતા વિન્ધ્યાચલની નજીકની સપાટી પાસે આવ્યા ત્યા તે બધાએ પડાવ કર્યો પાણી અને લાકડા વિગેરે શોધતા માણસો આખા વનમા ફરવા લાગ્યા આ બાજુ આપણી વાર્તાના નાયક શ્રીપાર્શ્વનાથસ્વામીનો આત્મા મરુભૂતિનો જીવ આ અટવીમા ગજરાજપણે ઉત્પન્ન થએલ તેણે સાર્થનો મનુષ્ય સમુદાય જોયો અને એકદમ તેઓ ઉપર રોષ લાવી મારવા તૂટી પડયો

હાથીનુ આક્રમણ મનુષ્યો ખમી શકયા નહિ અને જીવ લઈને નાશતા જ્યા સાર્થનો પડાવ હતો ત્યા આવવા લાગ્યા પણ હસ્તિરાજે માણસોની પુઠ લીધી, અને જ્યા આગળ મતિ શ્રુત-અવધિ-મન પર્યવરૂપ ચાર જ્ઞાનના નિધાન અ વિં રાજર્ષિ ધ્યાનમા ઉભા છે ત્યા આવ્યો તેણે મુનિરાજને જોયા અને આક્રમણ કરવાની ઇચ્છાથી તે મુનીશ્વર ઉપર ધસ્યો પરંતુ મુનિરાજના તપોબળ અને આત્મબળના પ્રભાવ હાથી ઉપર પડયો અને તે વિનીત શિષ્યની માફક સામો રહી એકી નજરે ધારીધારીને મુનિરાજને જોવા લાગ્યો મહા મુનિરાજ અરવિંદરાજર્ષિ કાઉસ્સગ્ગ પારીને મરુભૂતિના આત્મા હાથીને ધર્મ પમાડવા સારૂ બોલવા લાગ્યા—

भो भो गजेन्द्र! स्वकीय मरुभूतिभव किं न स्मरसि? मामरविंद-भूपतिं किं नापलक्षयसि? माच्यज मुनि-मरुभूतिभवे

अर्हत्प्रणीत श्राद्धधर्मं प्रतिपद्य किं विस्मारयसि ? स्मर स्मर पूर्वभव श्वापदजातिजातमिम महाज्ञान मुच'

અર્થ—હે ગજરાજ ! તુ તારો મરુભૂતિનો ભવ કેમ ભૂલી જાય છે ? અને મને અરવિંદ રાજાને કેમ ઓળખતો નથી ? વળી ગયા જન્મમા મરુભૂતિપણામા અરિહત પ્રભુ કથિત શ્રાવકનો ધર્મ તે આચરેલો કેમ ભૂલી જાય છે ? યાદ કર ! અને પશુ જાતિને યોગ્ય આ મૂર્ખાઈનો ત્યાગ કર !

મહર્ષિના વાક્યામૃતો હાથીને ખૂબ જ રુચવા લાગ્યા કોઈ કામિની વશીકરણથી સ્વાધીન કરેલા સ્વપતિને જેમ ઇચ્છા પ્રમાણે ઉભો રાખી શકે" તેમ મુનીશ્વરના વાક્યોની હાથી ઉપર ખૂબ જ અસર થઈ અને હાથી તદ્દન સ્થિર થઈ ગયો અને તે વિચાર કરવા લાગ્યો કે,

આ હું શુ સાભળુ છુ ? આવુ મે ક્યાંઈક જોયું છે મને આ વાતો જરૂર ક્યાંઈ સાભળવામા આવી છે, આ મહાત્મા મને જરૂર પહેલા પણ ક્યાય મળેલા જણાય છે આમ ઉહાપોહ કરતા કરિવરને જાતિસ્મરણ જ્ઞાન થયુ પોતાનો મરુભૂતિનો ભવ યાદ આવ્યો અને મારવા આવેલો હાથી આખેમા આસુ લાવીને મહામુનિ રાજના પગમા પડ્યો મનમા ઘણો જ સવેગ ઉત્પન્ન થયો સસારની અસારતા સમજાઈ મરુભૂતિના ભવમા દુર્ધ્યાનથી ખોઈ નાખેલો ધર્મ યાદ આવ્યો હાથીની આ ભાવનાને મુનિરાજે પણ વૈરાગ્ય વાક્યો સભળાવી ઘણી જ પુષ્ટ બનાવી ગયા જન્મમા કમઠની પત્ની અરુણા હતી તે પણ ત્યાથી મરણ પામીને આ વનમા જ મરુભૂતિ નાગ ન્યની

સહચારિણી હાથિણી થઈ હોવાથી તેણી પણ આ વખતે હાજર હતી મુનિરાજના દર્શન અને ઉપદેશથી તેણીને જાતિસ્મરણ જ્ઞાન થયુ પૂર્વભવ યાદ આવવાથી તેણીએ પણ પોતાનો પૂર્વભવ જોયો ગતભવમા વ્યર્થ ગયેલ મનુષ્યજન્મ અને ધર્મનાથનો મનમા બળાપો કરવા લાગી.

મરુભૂતિ ગજરાજ મુનિવાકયો સાભળી શ્રાવક વ્રતને પામ્યો અને જેમ બને તેમ પાપ વગરની અથવા અલ્પ પાપવાળી આજીવિકાથી જીવન નિર્વાહ કરવા લાગ્યો [પશુઓ પણ મુનિઓના સમાગમથી કે જાતિસ્મરણના યોગથી શ્રાવકપણુ પામ્યા ા જૈનગ્રંથોમા ઘણા જ દાખલાઓ મળીઆવે છે]

મુનિરાજ શ્રી અરવિંદ રાજર્ષિ અષ્ટાપદ પર્વત ઉપર તીર્થ જુહારી જ્ઞાનથી પોતાનું આયુષ્ય અલ્પ જાણી એક માસનું અનશન કરી કેવલજ્ઞાન પામી આઠે કર્મનો ક્ષયકરી અવ્યાબાધ મોક્ષસુખને પામ્યા

ગજરાજ મરુભૂતિનો આત્મા વનમા રહે છે છઠ્ઠ–અઠ્ઠમાદિ તપ કરે છે જીવદયા પાળે છે સૂર્યના કિરણોથી તપેલુ પાણી અને સુકા ઘાસ–પાંદડાનુ ભક્ષણ કરતો, હાથિણીઓ આદિની ક્રીડાઓનો ત્યાગ કરતો, મનુષ્યોના ત્યાગનુ ઘણાપણુ અનુમોદન કરતો, પોતે ગુમાવેલ મનુષ્ય જન્મનો શોક કરતો, આગામી ભવે જૈનધર્મ સહીત મનુષ્ય જન્મ પામવાની ભાવના ભાવતો વિચરે છે અને જેમ બને તેમ રાગ–દ્વેષનો ત્યાગ કરી સુખ–દુ ખને સમભાવે સહન કરે છે

અહિં કમઠ અતિ દ્વેષોદયથી પોતાના લઘુબધુ મરુભૂતિનો ઘાત કરી મનમા ઘણો જ રાજી થઈ મલકાવા લાગ્યો પરતુ

ऐसा अनुपम ज्ञान द्रव्य है इसको प्राप्त करो हे वीर ।
तभी चतुर विद्वान बनोगे होगे धीर वीर गंभीर ॥ ३७ ३८ ॥
ज्ञान तुल्य गुणकारी सुखमय दुखहर और पवित्र महान ।
सद्गति दारी निज सुखकारी, निजबोधक नाशक अज्ञान ।
सुख सौभाग्य विवर्धनकारी उपकारी औ आनंद स्वरूप ।
तत्वप्रकाशी भ्रमतमनाशी जगमें है न पदार्थ अनूप ॥३९-४०॥
मूर्ख नृपति निजदेशपूज्य है, और कुपुत्र अपने घरमें ।
मूर्ख धनिककी कहा प्रतिष्ठा ? होवे तो भी निजपुरमें ।
भस्य देशमें वैद्य प्रतिष्ठित, यत्र मत्र भी मोदी दूर ।
सैन्य सचिव कुछ लोकप्रतिष्ठित यों ही शक्ति भक्ति परपूर ।
पूजे जाते अपने स्थलपर बड़े बड़े पर्वत की गेह ।
त्योंही दानी मानी और विपरीत वेश धारीकी देह ।
किंतु ज्ञान है यह अपूर्व धन जिसका पूजक है सब देश ।
सब नरनारी इसे पूजते उसे पूजते सर्वे नरेश ॥ ४१ ४२ ॥
विषम दु ख देनेवाली जो आत्मा प्रभावकारिणी बुद्धि ।
माया मत्सरतादि दोष जो हरते हैं आत्मीक विशुद्धि ।
वही ज्ञान है जो करता है इन दोषोंका पूर्ण प्रहार ।
जैसे पावक तृणसमूहको शीघ्र जलाकर करता क्षार ।
गाढ अज्ञता अंधकारका नाशक है यह सम्यक्ज्ञान ।
आत्मद्रव्यका विशद तथा प्रतिभासक है यह सम्यक्ज्ञान ।
राग द्वेष औ विषयेच्छाओंका नाशक यह सम्यक्ज्ञान ।
आत्मदेशका किरण सूर्य है सुखदायक यह सम्यक्ज्ञान ॥४३ ४४॥

તેજ મારા દેવાધિદેવ છે, શ્રીવીતરાગના સાચા સાધુઓ હોય તેજ મારા ગુરુદેવ છે, શ્રીવીતરાગદેવોએ બતાવેલો ધર્મ તેજ મારો ધર્મ છે હું અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ એ ચારનું શરણુ કરું છું, હું હિંસાદિ અઢારે પાપ સ્થાનકોનો ત્યાગ કરું છું, હું જગતના નાના-મોટા સર્વ જીવો સાથે મૈત્રીભાવ ધારણુ કરું છું, મારે કોઈ પણ જીવ સાથે વૈરભાવ છેજ નહિ હું એવી ભાવના ભાવું છું કે,

" મુજને દુઃખ આપે બધા, તો પણ હું નહિ તાસ
સુખ પીરસવા સર્વને, છે મારો અભિલાષ '

આખી દુનીયા મને દુઃખ આપે તો પણ હું કોઈને દુઃખ ન આપુ પણ જગતના સર્વ જીવોને સુખ પીરસુ એવી મારી ભાવના છે

' ચોરાસી લખ યોનિમા, વસીયા પ્રાણી જેહ
અભયદાન સહુને મળો, મુજથી નિઃસંદેહ "
કરજોડી કહુ છું હવે, કેવલધર જિન પાસ,
મત થાજો મુજને હવે, હિંસાનો અભિલાષ'

એ પ્રમાણે શુભભાવના ભાવતા અને પંચપરમેષ્ઠિ મહામંત્રનુ ધ્યાન કરતા, સર્પની ઉપર પણ મિત્રતા ચિંતવતા હસ્તિરાજ આયુ પૂર્ણ કરીને આઠમા દેવલોકમા અઢાર સાગરોપમના આયુષવાળા મહર્દ્ધિકદેવ પણે ઉત્પન્ન થયા

આત્માને ચડવાના માર્ગ લગભગ અતિ અલ્પ છે ચડતા આત્માને પણ વચમા હજારો વિઘ્નો...આવે છે શ્રીજિનેશ્વરદેવોના આત્માને પણ કર્મની

કમઠનુ આ કાળુ કૃત્ય પોતાના ગુરુ, ગુરુબધુઓ અને અન્ય તત્ત્વજ્ઞોને બીલકુલ ન ગમ્યુ અને કમઠને ખૂબખૂબ ધિક્કારવા લાગ્યા, તથી મનમા દુખી થયેલો કમઠ આર્તધ્યાનમા મરણ પામી કુકડાના જેવા મુખ અને પાખોવાલો મહાવિકરાલ સર્પ થયો જેને જોઈ ને અટવીના સર્વ પ્રાણીઓ ત્રાસ પામતા હતા

તે સર્પ દાઢા, ચચુ, નખ અને પાખે વડે અટવીના પ્રાણીઓનો કચરઘાણ વાળતો, પ્રાણીમાત્રને યમરાજનુ સ્મરણ કરાવતો, અટવીના પ્રદેશોમા સાર્વભૌમ બની વિચરતો હતો

એકદા મરુભૂતિનો આત્મા ગજરાજ સૂર્યના કિરણોથી તપ્ત થઈને શીત બની ગયેલુ પાણી પીતો હતો ત્યા તેને પેલા કુર્કુટસર્પે જોયો, કે એકદમ બાણુ જેવી પાખો વડે ધસમસતો હસ્તી ઉપર ધસી આવ્યો અને હસ્તીના કુભસ્થળ ઉપર કુતરાની માફક વળગ્યો અને તત્કાળ તેનુ ભયકર વિષ હાથીના આખા શરીરમા ફેલાવા લાગ્યુ હસ્તિરાજ સમજી ગયો કે, મારો મરણકાળ નજીક આવી ગયો છે બસ, મારે હવે ચેતી જવુ જોઈએ આવા અકાલ મરણો મારા આત્માએ અનતીવાર અનુભવ્યા છે મે દરેક મરણોમા આર્તધ્યાન અને રૌદ્રધ્યાન જ કર્યું છે બધા મરણોમા દીનતા જ ભોગવી છે પરતુ કદાચ ધર્મધ્યાન કે સાત્ત્વિકભાવ આવ્યો જ નથી હે આત્મન્! હવે ચેતી જા અને મરણાદિના ભયોને ખખેરી નાખી નિર્ભય બની જા

આ પ્રમાણે આત્મજાગૃતિ પ્રગટવાથી હસ્તિરાજે આરાધના શરૂ કરી મારો આત્મા મોક્ષમા જાય ત્યા સુધી અરિહત દેવ

આમ પાર્શ્વનાથસ્વામીનો આત્મા મરુભૂતિના ભવમા ધર્મ પામ્યો અને પતન પામી આર્તધ્યાનથી મરી હાથી થયો ત્યા મુનિરાજનો સમાગમ થયો ઉપદેશ મળ્યો જૈનધમ મળ્યો દેશવિરતિ ધર્મ આરાધી આઠમા દેવલોકે દેવપણું પામ્યો, આ રીતે શ્રી પાર્શ્વનાથ સ્વામીના દશ ભવ પૈકી પ્રથમના ત્રણ ભવ પૂર્ણ થયા,

### શ્રી પાર્શ્વનાથ સ્વામીનો ચોથો ભવ

આ જબૂદ્વીપના પૂર્વ મહાવિદેહક્ષેત્રની સુકચ્છ નામની વિજયમા વૈતાઢ્ય પર્વત ઉપર મહાઋદ્ધિસપન્ન તિલકપુરીન મની નગરી છે તેમા બલ-વિદ્યા-કલા-જ્ઞાન આદિ પુણ્યસામગ્રી સપન્ન વિદ્યુદ્ગતિ નામે વિદ્યાધર રાજા રાજ્ય કરે છે તેને ગુણગણે કરીને સપૂર્ણા તિલકાવતી નામે પટ્ટરાણી છે

વિદ્યાધર દપતી જેમ લક્ષ્મી અને રાજ્યથી સમૃદ્ધ છે તે જ પ્રમાણે રૂપ અને કલાઓથી પણ ભરેલા છે છતા ઉચ્ચ કોટીના શિયાદિ ગુણો બન્નેના આત્માને ઉન્નત બનાવી રહ્યા છે

બધી સામગ્રીથી પૂર્ણ એવા રાજા-રાણી દેવ-દેવીની માફક સુખમયદિવસો વ્યતીત કરે છે ત્યા આઠમા-દેવલોકથી આયુષ્ય પૂર્ણ કરીને મરુભૂતિ ગજરાજનો આત્મા મહાસતી તિલકાવતી રાણીની કુક્ષીમા ઉત્પન્ન થયો, અને પૂર્ણ સમયે પુત્રપણે અવતર્યો પિતાએ બાળકનું નામ કિરણવેગ આપ્યું રાજકીય સુખથી પોષણ પામતા કુમારને યોગ્ય અવસરે પિતાજીએ વિદ્વાન પડિતો રાખી પુરુષની ૭૨ કલાઓ, [illegible] ધી વિદ્યાઓ અને ધર્મ-કલાનો અભ્યાસ કરાવ્યો [illegible] મ

નડવામા ખામી રહી નથી [મરુભૂતિને પશુ થવુ પડયુ] ચડેલા આત્માઓને પણ કર્મ સત્તાએ પશુગતિમા અને નરક ગતિમા ફેંકી નાખ્યાના બનાવો ઘણા બન્યા છે [મહાવીર પ્રભુનો આત્મા પણ સમ્યક્ત્વ પામ્યા પછી બે વાર નરકમા અને એક વાર પશુગતિમા ગએલ છે] કમઠને મનાવવા અને ખમાવવા જતા મરુભૂતિને પણ આકસ્મિક મરણનો ભોગ બની પશુગતિમા હાથીપણુ ભોગવવુ પડયુ

અહીં આપણને એક એ પણ સમજાય એવુ છે કે, આખા જગતના બધા જ દર્શનો પોતાના માનેલા ઇષ્ટદેવોની કેટલીએ ઠકામો હાકે રાખે છે અને તેમની એક પણ નબળી બાબત સાચી હોવા છતા સાભળવી ગમતી નથી જ્યારે શ્રીજિનેશ્વરના શાસનમા શ્રીજિનેશ્વર દેવોના આ સાઓ પણ જ્યા સુધી કર્માધીન હતા અને ભૂલોના ભોગ બનતા રહ્યા ત્યા સુધી એમના જે જે સારા-નરસા બનાવો બન્યા તે બધા જરા પણ સ કોચ રાખ્યા વગર આગમોમા અને ગ્રન્થોમા સવિસ્તર આલેખાયા છે અને આબાળગોપાળ જાણી શકે તેમ ફેલાયા પણ છે ગુણ અને દોષની ઉપાદેયતા અને હેયતા સમજાઈ જાય ત્યા વ્યક્તિ રાગને સ્થાન જ નથી જેનામા ગુણો વધે તે જ આત્મા મોટો બને છે ગુણી એ જ મ ત, ગુણી એ જ ગુરુ, ગુણી જ પ્રભુ, આમ નક્કી થાય ત્યા ખેચતાણ હોય જ નહિ ગુણની ઓળખાણ આવ્યા પછી હિંસા, શિકાર, માસાહાર, કામવિવશતા, વગેરે જે બદીઓ પેસી ગઈ છે, તે ચોક્કસ ઘટવી શરૂ થઈ જાય

અત્યંત દયામણો અને ...ક બનેલો જણાય છે આ કાલના વર્તમાન ઇતિહાસમા પણ આવા દાખલા ઘણા જ મળે છે

"બાણુ લખ્ખ માલવ ધણી, મૂજ નરેસર રાય,
નાક બની ઘર ઘર ફિરે ભિક્ષા માગા જાય ૧
ભાનિ દેશ અનરનો, કુમારપાળ ભૂપાન,
પાપોદય પરભવતણે, ભટક્યો થઈ કગાલ ૨
પરમભક્ત પ્રભુ વીરનો, જિનશાસન શૃગાર,
કર્મોદય કેદી બન્યો, ધર્મી ભભાસાર ૩"

બાણુ લાખ માલવાનો માલિક મૂંજરાજા ભિખારી બનીને ભુડા હાલે મરણ પામ્યો ક્ષાયિક સમ્યક્ત્વનો ધણી અને પ્રભુ મહાવીરનો પરમભક્ત શ્રેણિકરાજા પોતાના જ પુત્રના કેદખાનામા ગોધાઈને મરણને શરણ થયો રાજાકુમારપાળ જેમને છેલ્લા ત્રીશ વર્ષ મહાન સમ્રાટની સામગ્રી ભોગવવાની તક સાપડી છે તે કુમારપાળ વચલી વયમા લગભગ ૨૫ વર્ષ મહાકગાલ દશામા આથડી આથડીને અતિ વિટબણાઓનો ભોગ બન્યો હતો

ખરેખર કર્મની ગહનતા અજબ છે કર્મનુ કોકડું ઉકેલવાની શક્તિ કોઈ વિરલ આત્મામા જ પ્રકટ થાય છે આપણા ચરિત્રનાયક ભગવાન પાર્શ્વપ્રભુના આત્માને પણ દુષ્ટ કર્મોએ પશુપણુ અપાવ્યુ પણ ભવિતવ્યતાની અનુકૂળતા થવાથી શુદ્ધ ગુરુ મળ્યા આત્મામા મહાનુભાવતા પ્રકટેલી હોવાથી પશુપણામા પણ મદદગાર થઈ દેવપણુ અને વિદ્યાધરનૃપપણું પણ પ્રાપ્ત થયું

વય પામતા વિદ્યાધર પર પશામા આવેલી બધી વિદ્યાઓ ભણીને સાધી પણ લીધી પિતા વિદ્યુદ્ગતિ રાજાએ સારા કુળના ખાનદાન વિદ્યાધરની પુત્રી પદ્માવતી સાથે કુમારનુ પ્રાણી ગ્રહણ કરાવ્યું પિતાએ યૌવનપૂર્ણ કુમારને યોગ્ય જાણી યુવરાજ પદવી આપી અને કેટલોક કાળ ગયા પછી રાજાએ પોતાની વૃદ્ધાવસ્થા જાણી શુભ તિથિ–વાર–નક્ષત્ર-કરણ તથા ચદ્રનો યોગ પામીને કુમારને રાજ્યાસન આપ્યુ, સાથે રાજ-પ્રજાને ઉચિત ઘણી શિખામણો પણ આપી પછી સુગુરુનો યોગ પામી રાજા વિદ્યુદ્ગતિએ પોતે દીક્ષા અગીકાર કરી દોષ વગરનુ ત્રિકરણ યોગે શુદ્ધ સજમ આરાધી પ્રાન્તે અનશન આદરી સર્વકર્મનો ક્ષય કરી રાજર્ષિ મોક્ષ પામ્યા આપણી કથાના નાયક શ્રીપાર્શ્વનાથ સ્વામીના આત્મા વિદ્યાધર કિરણવેગે સર્વ વિદ્યામા પ્રવીણ થઈ વિદ્યાધર રાજાઓના પણ રાજા બની, નીતિ અને ધર્મમય રાજ્યને ભોગવતા કેટલોક વખત વીતાવ્યો

કર્મની વિચિત્રતા તો જુઓ આ સસારમા રહેલા બધા આત્માઓ આત્મત્વજાતિએ સરખા જ હોવા છતા બધા જીવો જ્ઞાનાદિ અનતગુણોથી ભરેલા હોવા છતા કર્મોની તારતમ્યતાથી આત્માઓને અનેક જાતિના અવતારો લેવા પડે છે અને પોતાની જ મહામૂર્ખતાના યોગથી બાંધેલા કર્મને વશ બનીને નરક અને પશુગતિના દુખો ભોગવવા પડે છે, આત્માની એક પણ ઇચ્છા કામમા આવતી નથી એક અવસ્થામા સુખી આત્મા બીજી અવસ્થામા મહાદુખમા ડુબી જાય છે સુખમા ગરકાવ બનેલો એક અવસ્થાનો આત્મા,' 'આ

વિદ્યાધર રાજકિરણવેગનો સુખમય નીતિમય અને ધર્મમય કાળ પસાર થતો હતો એક દિવસ પોતાના નગરના ઉદ્યાનમા સુવિહિત ગીતાર્થ આચાર્ય મહારાજ પધાર્યા અને વનપાળે વધામણી આપી રાજા કિરણવેગ પરિવાર સહિત મોટા આડબરથી આચાર્ય ભગવતને વદન કરવા ગયો

પાચ અભિગમ સાચવવા પૂર્વક વદન કરીને રાજા ઉચિત સ્થાને બેઠો અને ગુરુમહારાજાએ યોગ્ય જીવ જાણીને સસારની અસારતામય દેશના આપવી ચાલૂ કરી,

"પુત્ર મિત્ર દારા તનુ, માત તાત ઘર કામ,
પુણ્ય નાશથી તે સહુ, વિપરીત થાય તમામ ૧
હના દના વૈરો અને, પથર ઘણા પરિવાર,
પુણ્ય નાશ થઈ જાય તો, નહિ કો રક્ષણહાર ૨"

તથા પૂર્વ મુનિવરો પણ ફરમાવે છે કે,

"नान्तकस्य प्रिय कश्चित्, न लक्ष्म्या कोपि वल्लभ
नाप्तो जराया कोप्यस्ति, यूय तदपि सुस्थिता ॥१॥"

અર્થ- યમરાજને કોઈ સગો નથી લક્ષ્મીને કોઈ વહાલો નથી જરા [ઘડપણ]ને કોઈ કુટુબી નથી તો પણ હે જગતના જીવો તમો કેમ બેદરકાર રહો છો?

મુનિરાજના મુખથી આવા અનેક વૈરાગ્ય વચનો સાભળીને રાજા કિરણવેગને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને પોતાના પાટવીકુમાર ચરણવેગને રાજ્ય આપી મોટા આડબરથી શાસન-પ્રભાવના કરીને સુગુરુ પાસે પ્રવ્રજ્યા અગીકાર કરી, અને કર્મશલ્ય નિર્મૂલ કરવા માટે ઘણી જ આરાધના કરવા લાગ્યા, તથા

पथभ्रष्टोंको प्रशस्तपथ दिखलाता है यह सम्यक्ज्ञान।
भ्रांति नष्टकर आत्मतत्व बतलाता है यह सम्यक्ज्ञान।
करता है चारित्रवृद्धि परिणामशुद्धि यह सम्यक्ज्ञान।
स्वर्ग मोक्षदायक, करता परलोकसिद्धि यह सम्यक्ज्ञान।
मनके सारे मैल हटाकर अति पवित्र कर देता ज्ञान।
आत्मधर्मकी श्रद्धाके मलदोष सभी हरलेता ज्ञान।
स्वपरशुद्धिप्रद अति उदार भावोंको मनमें लाता ज्ञान।
आत्मसूर्य यह मोक्षमार्गका सच्चा शुद्धि विधाता ज्ञान ॥४५-४६॥
आदि नहीं है अन्त नहीं है जिसका कभी विनाश नहीं।
विघ्न नहीं बाधा नहिं जिसमें श्रम भी खेदप्रकाश नहीं।
शाश्वत सौख्यरूप जो अद्भुत जो केवल चैतन्य महान।
ऐसे अनुपम मोक्षसौख्यको ज्ञान बिना को करे प्रदान ॥ ४७ ॥
दानधर्मका मार्ग चला कर प्रगटे शशितुल्य सुकीर्ति।
जो अन्याय नाश करनेवाली बतलावे वर नृपनीति।
मोक्षप्रदायक धर्म अर्थ औ काम रूप जो वर पुरुषार्थ।
इनकी प्राप्ति करानेवाला ज्ञान बिना है कौन पदार्थ ॥ ४८ ॥
होता है विस्तृत वसुधापर दीर्घविचारी जो विद्वान्।
नरनरेंद्र औ सुरसुरेन्द्र होते हैं वश उसके हित [illegible]।
क्या बाधा है बोलो उसके सफल मनोरथ [illegible]
कर देता परत्वरको परिणत वह पुरुषार्थी होनेसे।
लोभातृष्णा विषमापीडा कौन सके [illegible]
क्रूर पिशाच दुष्ट ग्रह भी क्या उसके [illegible]।

ધ્યાનમા ઉભેલા મુનિરાજને ઉપસર્ગ આવેલો જાણી આરાધના શરૂ કરી ચારે આહારનો ત્યાગ કર્યો ચાર શરણનો સ્વીકાર કર્યો અઢારે પાપસ્થાનકોનો ત્યાગ કર્યો સર્વજીવોને ખમાવ્યા દશ કરનાર સર્પને પણ મિત્રતુલ્ય માની દુષ્કૃતની નિન્દા કરી આ રીતે શુભ ભાવનાઓમા આરૂઢ થયેલા મુનિરાજ નમસ્કાર મહામંત્રનું ધ્યાન કરી સમાધિપૂર્વક કાલધર્મ પામી ૧૨મા દેવલોકે ૨૨ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા

આ બાજુ કમઠનો આત્મા સર્પ મહામુનિરાજનો ઘાત કરીને ઘણોજ ખુશી થતો અને બીજા પણ અનેક જીવોના કોળીઆ કરતો, પોતાના પરાક્રમમા ફુલાતો, રૌદ્રધ્યાનમય જીવન વીતાવવા લાગ્યો આયુષ પૂર્ણ થતા મરણ પામીને છઠ્ઠી નરકમા બાવીશ સાગરોપમના આયુષે નારકીપણે ઉત્પન્ન થયો.

એ પ્રમાણે શ્રી પાર્શ્વનાથ સ્વામીનો ચોથો અને પાચમો ભવ કહ્યો

શ્રીપાર્શ્વપ્રભુનો વજ્રનાભ રાજા તરીકેનો છઠ્ઠો ભવ

આ જંબૂદ્વીપના પશ્ચિમમહાવિદેહમા સુગંધિ નામની વિજયમા દેવપુરી જેવી શુભંકરા નામની મહા નગરી શોભે છે તે નગરીમા અનેક ગુણગણાલંકૃત અને મહાભાગ્યનિધાન **વજ્રવીર્ય** નામનો રાજા રાજ્ય કરે છે તે રાજાને જાણે સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર જ હોય નહિ? તેવી **લક્ષ્મીવતી** નામની શીલાદિ અનેક સદ્ગુણોની પેટી સમાન મહાપટ્ટરાણી છે દેવ જેવા સુખો ભોગવતા રાજા-રાણીનો આખના પલકારાની

પેઠે ઘણો કાળ વીતી ગયો અન્યદા તે કિરણવેગનો આત્મા બારમા દેવલોકથી ચ્યવીને મહારાણી લક્ષ્મીવતીની કુક્ષિમા છીપમા મોતીની પેઠે ગર્ભપણે ઉત્પન્ન થયો.

જ્યારે પુણ્યાત્માઓ ગર્ભમા આવે ત્યારે માતાઓને સ્વપ્ન પણ સારા આવે છે અને વિચારો પણ ઘણા જ પ્રશસનીય આવે તે ન્યાયે ઉત્તમ સ્વપ્ના અને ઉત્તમ દોહલાઓપૂર્વક લક્ષ્મીદેવીની કુક્ષિથી પુણ્યવાન પુત્રનો જન્મ થયો મહોત્સવો અને વધામણીઓ કરવાપૂર્વક કુમારનુ વજ્રનાભ એવુ નામ આપ્યુ

ધાવમાતાઓ અને સેવકવર્ગથી લાલનપાલન કરાતો કુમાર વજ્રનાભ બાલ્યવયને વટાવી યૌવનવયને પામ્યો ત્યારે તેનામા પુરુષોને શોભાવે તેવા ઉત્તમ ગુણના સમુદાયો ઉભરાવા લાગ્યા પિતાએ કુમારને યૌવનવય પામેલો જાણીને વય-ગુણ-રૂપાદિગુણમ પન્ન બ ગ દેશના રાજા ચદ્રકા તની પુત્રી વિજયાની સાથે તેનુ પાણી ગ્રહણ કરાવ્યુ સ સારની ક્રીડાઓમા કુમાર વજ્રનાભે કેટલોક કાળ વ્યતીત કર્યો એકદા નગરના પરિસરમા ગીતાર્થ જૈનાચાર્ય પધાર્યા વજ્રવીર્ય રાજા વદન કરી દેશના સાભળવા બેઠા સૂરિ મહારાજ દેશના આપતા ફરમાવે છે કે,

ભાઈઓ ! આ આખો સ સાર ચારગતિમા વહેચાયેલો છે, અને ચાર ગતિ દુ ખથી છલોછલ ભરેલી છે

'अच्छिनिमीलणमित्तं, नत्थि सुहं दुक्खमेवपडियद्ध ।
ज नरये नेरयियाण अहोनिस पच्चमाणाण ॥ १ ॥"

અર્થ —નારકીમા રહેલા જીવો નારક કહેવાય છે તેમ આયુષ્યો મનુષ્યો કરતા ક્રોડો-અબજો ગુણા મોટા હોય

નારકીના જીવને જીવનભરમા આખ મીંચી અને ઉઘાડીયે તેટલી વાર પણ સુખ હોતુ નથી, પરતુ પરમાધામિએ કરેલ, ક્ષેત્ર સ્વભાવથી થએલ, રોગોના સ પર્કથી ઉપજેલ, પુષ્કળ દુ ખો જ હોય છે

શ કા—સુખ અને દુ ખનો અભાવ એ બે એક જ છે કે જુદા કહેવાય છે ?

સમાધાન—બન્ને જુદા છે રોગ વિયોગાદિના સદ્ભાવને દુ ખ કહેવાય છે, જેમ શરીરમા રોગ ઉત્પન્ન થવાથી દુ ખ થાય છે, પુત્રાદિના મરણાદિથી-વિયોગ થવાથી દુ ખ થાય છે, ખાન-પાનનો નાશ થવાથી-અભાવ થવાથી દુ ખ થાય છે અને વિલાસો વગેરેની પ્રાપ્તિ દેવત્વ, નૃપત્વ, ધનાઢ્યત્વ આદિની પ્રાપ્તિ સુખ કહેવાય છે એટલે ઉપરોક્ત રોગ-વિયોગાદિનો અભાવ અને સામગ્રીના સદ્ભાવનુ સુખ સાક્ષાત્ જુદા લેખાય છે તેથી નારકીના જીવોને સદાકાળ દુ ખોનો સદ્ભાવ જ હોય છે અને ખાન-પાન જેવી વસ્તુનુ જરા પણ સુખ હોતુ જ નથી નારકીના જીવો ક્ષેત્રની વેદના ખૂબજ ભોગવે છે તેમના શરીરમા હજારો-લાખો, ક્રોડો રોગો ચાલુ જ રહે છે નારકીના જીવો પરસ્પર વૈરો સ ભાળી લડાઇઓ કર્યાજ કરે છે, એટલે પરસ્પરના ઝગડાથી સર્વકાળ સળગેલા જ રહે છે નારકીના જીવોને પરમાધામી દેવો જુદી જુદી વ્યવસ્થાઓથી દુ ખો દીધા જ કરે છે કેવળી ભગવાન પણ નારકીનુ પૂર્ણ દુ ખ વર્ણવી શકતા નથી

પશુગતિ પણ અઢાર આની [illegible]

લોહી લુહાણ થાય છે શરીરમા કીડા પડે છે જે જોનારને કમ્પારી આવી જાય તેવી ભયકર વેદના સહે છે હરિણ, સસલા, ઉંદરડા, ખિશકોલી વિગેરેને સિંહ, વાઘ, બિલાડી, નોળીયા, સપ વિગેરે ગોતતા જ ફરે છે ઘણી જાતિના ચોપગા જાનવરો ફક્ત માસાહાર ઉપર જ રહે છે બધી જાતિના સર્પ પ્રાય ઉંદરડા, ખલા, કાકીડા, પક્ષીના ઇડા વિગેરે ખાઇને જીવે છે કાગડા, સમળી, ગીધડા, શકરા, બાજ, સિંચાણા વિગેરે પક્ષીઓ નાનાપ્રકારના જીવતા જીવોને ખાઇને જીવન-નિર્વાહ ચલાવે છે

દરિયામા રહેનાર મગર તથા મોટા માછલાઓ નાના માછલાઓનો શિકાર કરીને જીવે છે બીજા પણ જલચર પ્રાણીઓ નિર્બલ એવા બીજા જલચરોને જ ખાય છે બધી જાતિના નાના-મોટા અજગરો મોટા પ્રાણીઓને અને માણસોને પણ ખાઈ જાય છે ભારડો પણ પ્રાય મોટામોટા પ્રાણીઓનુ ભક્ષણ કરી જાય છે જલમનુષ્યો પણ માસાહારથી જીવે છે ગીરોલી, કાકીડા વિગેરે ક્ષીણજીવો પણ કીડા ખાઈને જીવન ચલાવે છે

માસાહારી બધા જીવો અન્યને દુ ખ આપી પોતાના પિડને પોષીને ઘણા જ હરખાય છે પોતાને મહાન ભાગ્યશાલી સમજે છે પરતુ તેને સ્વપ્ને પણ વિચાર આવતો નથી કે મને પણ મરણ આવશે મારા આત્માને પણ રોગને માથે નવા રોગ જરૂર મલશે મને મારા પ્રાણો જેમ વહાલા છે, જેમ મારાથી કાટો કે સોય ખમાતી નથી તો બીજાના શરીરે ભાલા

પશુગતિના જીવો બે-ઇન્દ્રિય, તે-ઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિય આ બધા જીવો પણ પરસ્પર મશક્ત જીવો અશક્તજીવોને ખાઈને ગુજરાન ચલાવે છે એટલે મારવુ અને મરવુ એ રીતે બધા જીવો કાળ વીતાવી રહ્યા છે

"મ ના કેઈ ભર તે કયા, કેઈક માનવ કાજ
શતશ શત્રુ ઉભા કરી લુટી પોતાની લાજ
પિંડ પોતાના પોષના, નાશ કર્યા બહુ જીવ,
દુખ આપી બહુ અન્યને, પામ્યો દુખ અતીવ '

કેટલાક પશુઓ બિચારા મોટા જગલોમા રહે છે મોટા મોટા પહાડોની હારમાળાઓમા વસે છે ત્યા પણ તમને વાઘ, સિંહ, દીપડા, ચિત્તા, સાવજ વિગેરે શિકારી પ્રાણીઓ આવી મારીને ખાઇ જાય છે

કેટલાક બિચારા નિર્ભય રીતે જીવન જીવતા હોય છે ત્યા અકસ્માત્ અગ્નિ લાગે છે ત્યારે ચારે બાજુથી સળગેલા મહાભયકર દાવાનળમા સિંહ, હાથી, વાઘ દીપડા, ચિતરા, સાવજ, વાનરા, શિયાળ, બિલાડા, રોઝ, ખચ્ચર વનની ભેસો, ગાયો, ભુંડ, હરિણ, સસલા, અજગર, સર્પ નોળિયા, ઉંદરડા, કોલ, ખીસકોલી, પાતલા-ચદનઘો, કાકીડા સાઢા વિગેરે જમીન ઉપર રહેનારા તથા બોર, દર, બીલ બનાવીને વસનારા પ્રાણીમાત્ર બિચારા રાડો-બુમો પાડે છે, અને અતે બળીને ભસ્મીભૂત થઈ જાય છે

આવા બનાવો વાસદા વિગેરેના મોટા વનોમા અને મોટા પહાડોમા લગભગ ઘણી વાર બને છે ભીલ વિગેરે

હિંસક જાતિઓ ધર્મના નામે જગડો અને પહાડોમા અગ્નિ મગાગાવે છે કેઈક કુતુહલી શિકારીઓ અને યવનગજાઓ પણ પોતાની રમતની ખાતર મોટા વનો સળગાવે છે જેમા હજારો પ્રાણીઓના પ્રાણોની આહુતિ થઈ જાય છે

કહેવાય છે કે, એકવાર અમ્બર બાદશાહે અતિ તોફાનના ચાળે ચઢીને લાહોરની પાસેના એક જગલમા ૫૦ હજાર માણસો રોકીને દશ માઇલના ઘેરાવામા એક માસ સુધી બધી જાતના પશુ એકઠા કરાવ્યા હતા અને પછી ઘણા સૈન્ય સાથે પાચ દિવસ સુધી તરવાર, ભાલા, બરછી, બદુક, બાણોવડે મહાભયકર શિકાર ખેલ્યો હતો તેમા કહેવાય છે કે, લાખો પ્રાણીઓને કાપી નાખવામા આવ્યા હતા આવો શિકાર અત્યાર પહેલા કોઈએ કર્યો નહિ હોય, એવી નામના મેળવવા માટેનુ અમ્બરનુ આ પગલુ હતુ વળી અમ્બર દરરોજ ૧૧ શેર ચકલાની જીભો ખાતો હતો સમજી શકાય છે કે કેટલા ચકલાના ભોગે ૧૧ શેર જીભો થતી હશે? અને આ રીતે પ્રતિવર્ષ ૧૦-૧૨ મણ જીભો એકલા અમ્બરને ખાવા જોઈતી હતી તો બીજા હોદ્દેદારો અને અધિકારીઓ-કુમારો, બેગમો વિગેરે કેટલા જીવોના પ્રાણ લેતા હશે

આવા વર્તનોથી આપણે કહી શકીશુ કે, આખી દુનિયાના અનાર્યો અને ઘણા ખરા આર્યો પણ પશુઓને મારી નાખવામા અને માસાહાર કરવામા જરાપણ પાપ માનતા જ નથી

વળી કેટલીક પશુની જાતિઓ એવા સ્વભાવની હોય છે કે, એકજનર અનેક માદાઓને ભોગવે છે

અને હાથીઓ, તેઓ એકેક ૫૦, ૧૦૦, ૨૦૦, ૫૦૦, નારી જાતિની માલિકી ધરાવે છે, અને તે સુખ્યનર, જન્મ પામતા પોતાના બાલનરને મારી નાખે છે બસ, મોટો થએલ બાલ નર યૂથાધિપ થઈ જાય તો મને નસાડી તે યૂથનો માલિક બની જાય, એ જ વિચારે તે મુખ્યનર, બચ્ચાને મારી નાખે છે

આથી સમજી શકાય છે કે, પશુઓ ઉપર પોતાના માતા પિતાનો ભય, દાવાનળનો ભય, વનના શિકારી પ્રાણીઓનો ભય અને શિકારી મનુષ્યોના ભયો તેલાઈ ને જ રહેના હોય છે,

ઉપરાંત પાકરક્ષણ વિગેરેના 'બાનાઓ' નીચે જમીનદારો અને ખેડુતો રક્ષક માણસો રાખીને ગોફણ, તીર-કામઠા અને ગોળીબારથી પણ હજારો-લાખો-કરોડો પ્રાણીઓને ઠાર મારે છે

વળી પશુ જીવો બિચારા જ્યારે છેલ્લી વયમા મરવા પડે છે ત્યારે પણ જ્યા હોય ત્યા નિરાધાર પટકાય છે કોઈની મદદ તો હોય જ શાની ? એક દિવસ બે દિવસ, ત્રણ દિવસ કે દિવસો સુધી ત્યા જ પડ્યા રહીને ભુખ અને તરસ ભોગ વીને, તડકા-ટાઢ વેઠીને, કીડી મકોડા, માખીઓ-મચ્છરના ત્રાસ ભોગવીને કાગડા, સમળી, ગીધડા વિગેરે દુષ્ટ પક્ષીઓની ચાંચોના ત્રાસ સહીને સાવજ, વાઘ, બીલાડા, શિયાળ વિગેરેના આક્રમણો સહન કરીને કાળી ચીસો પાડતા મરે છે આનુ વર્ણન કેટલુ લખી શકાય ? પશુગતિના દુ ખનુ વર્ણન કરતા પાના ભરાય તો પણ સમુદ્ર પાસે બિન્દુ તુલ્ય છે

## હવે મનુષ્યગતિ વિચારીએ

સૌ પ્રથમ ગર્ભાવાસમા નવ માસ સુધી લોહી-માસ, ચરબી વગેરે સાતધાતુ અને વિષ્ઠા, પેશાબની ખાણસમા

માતાના પેટમા ઉંધા મસ્તકે લટકીને ભયકર દુ ખ ભોગવવા પડે છે, તેમા કેટલાય આત્માઓ અધુરા આયુષ્યે ગર્ભમાજ મરણ પામે છે કેટલીએ કુલટાઓ, અધમસ્ત્રીઓ, વેશ્યાઓ, વિધવાઓ, વૃદ્ધાકુમારીઓ અને પ્રોષિતભર્તૃકાઓ [ વર્ષોથી જેના પતિ પરદેશ રહેતા હોય તેવી સ્ત્રીઓ] વિગેરે જેઓ અનાચાર સેવી ગર્ભવતી થાય છે તેઓ અનેક જાતના ક્ષારોનુ સેવન કરીને ગર્ભપાત કરે છે દવાખાનાઓમા અને વૈદ્યો પાસે જઈ ગર્ભપાત કરાવે છે

કદાચ પૂર્ણ માસે પ્રસવ થાય તો કેટલીક કુલટાઓ પોતાના પાપાચારો ઢાંકવા સારૂ નાના બાળકોને જીવતા જ જમીનમા દાટી નાખે છે કેટલીક ઉના ધખધખતા પાણીમા બોળી મારી નાખીને જમીનમા દાટે છે કેટલીક કુલટાઓ શૂન્યસ્થાનમા કે જાહેરમાર્ગમા કે ધર્મસ્થાનમા તુરતના જન્મેલા બાળકોને છોડી દે છે આ રીતે મનુષ્યગતિમા ગર્ભાવાસમા જીવને મહાદુ ખ અને મહાજોખમ વેઠીને કોઈનો જન્મ થાય પછી પણ કોઈની માતા મરી જાય છે કોઈનો પિતા મરણ પામે છે કોઈક બાળક પોતે જન્મ પામીને રોગમા રીબાય છે કેટલાક તદ્દન આ નવયમા અધુરા આયુષ્યથી બિચારા માનવ જન્મનો ફેરો ગુમાવીને પશુ આદિ ગતિઓમા ચાલ્યા જાય છે

આમ બાલ્યાવસ્થામા દરિયાઈ વહાણની મુસાફરી જેવી અનેક મુસીબતો વટાવીને આત્મા યૌવનવય પામે છે એટલે ગયા જન્મના અને બાલ્યવયના ગર્ભાવાસના બધા દુ ખો તદ્દન ભૂલી જાય છે અને પાછા પાપો ભેગા કરવાનો ઉન્માદ શરૂ થાય છે તેમા સૌ પ્રથમ પાણીગ્રહણના વિચારો અને વિકારોનુ આસેવન શરૂ થાય છે અને પોતાને અનુરૂપ સહચરની શોધ શરુ કરે છે

## સ્ત્રી-જીવન.

માત્ર શ્રીજિનેશ્વરદેવના શાસનની ઉગતી પ્રજામા સારા સસ્કાર પડ્યા હોય તેની વાતને અલગ રાખીએ બાકી તો મોટા ભાગે સ્ત્રીનુ જીવન અતિ પરાધિનદશામા પસાર થાય છે રાજ્યના ગુન્હેગાર કેદીઓ કરતા પણ સ્ત્રીઓ બિચારી મહાભયકર પરાધીનદશા ભોગવે છે જેમકે, મનુષ્યો બહુ ક્રોધી અને ઘણા માની હોય છે તેઓ બિચારી પોતાની પત્નીઓ ઉપર ઘણાજ ત્રાસ ગુજારે છે તેણીઓ જો કાળી-કદરુપી હોય માદી, દુબળી, બેડોલ, અ પ-બુદ્ધિવાળી હોય તો હમેશા પતિના મુખની સરસ્વતી-ગાળો સાભળ્યા જ કરે છે પછી-પચ્ચાસ ગાળો, બે-પાચ ઠોઠ-થપાટ કે મુક્કા-તમાચા તો લગભગ રોજનો રિવાજ બની ગયો હોય છે

બિચારી ગરીબ અબળાઓ પતિને રાજી રાખવા ઘણી ગુલામી અને ખુશામત કરે છે પણ અધમકોટીના ગુડાઓ બિચારી અબળાઓને સતાપવામા જ આનદ અનુભવે છે તે અબળાઓ એક ટક પણ પૂર્ણ ખાવાનુ પામતી નથી તેણીનુ ચિત્ત બારેમાસ બળતુ-સળગતુ જ રહે છે

પતિદેવનો જે બાઈને નાસ હોય તેને ઘણુ કરીને સાસુ નણદ કે દેરાણી-જેઠાણીની પણ મહેરબાની હોતી નથી તે બિચારીની રાવ-ફરિયાદ કોઈ સાભળનાર હોતુ નથી એટલે પછી તેના ઉકળેલ ચિત્તને ઠારવા સારુ દિલાસો તો આપેજ કોણ? દિવસ ઊગે અને જાગે ત્યાથી કામ શરુ થાય તે આખો દિવસ વેચાતી લીધેલી ગુલામડીની માફક અથવા પગારદાર રાખેલી નોકરડીની માફક ઘરનુ કામ કર્યા કરવાનુ છતા કામ કરતા વાર લાગી જાય, જરા સારુ-ખોટુ થઈ જાય તો ગ, અને વખતે મારની પણ વાનગીઓ ચાખવા મળી જાય

આવા તિરસ્કારની ભોગ બનેલી ઘણી અબળાઓ ઝેર ખાઈને, ગળે ફાંસો ખાઈને, કૂવામાં પડીને, આત્મઘાત કરીને, મરણ પામે છે આવા હજારો દાખલાઓ પ્રતિવર્ષ નોંધાયા કરે છે અને આખી દુનિયામાં હજારો-લાખો કરોડો અબળાઓ પતિ, સાસુ અને કુટુંબો વિગેરેના ત્રાસ ભોગવી અકાળે મરણ પામે છે ઘણી અબળાઓ ગર્ભવતી થઈને પ્રસૂતિના ટાઇમમાં દુઃખોમાં પ્રસૂતિ થયા વગર કે બચ્ચાનો જન્મ થતાં પ્રેમનું ભાતું લીધા વગર નારકી જેવા ભયંકર દુખો ભોગવીને ટાંગીચીંગો પાટલી પરલોક સિધાવે છે કેટલીક અબળાઓ પરણીને એવા હલકા કુળવાળા હલકા પતિને પામે છે કે, તે બિચારીને પતિ બોલાવતો નથી ખાવાનું આપતો નથી અને ઘરમાંથી કાઢી મૂકે છે કેટલીક અબળાઓ રાજા-મહારાજાઓ, ઠાકોર-ગરાસિયાના ઘેર ગુલામ જેવું જીવન જીવી વખતે અનાચાર પણ સેવી ગુજરાન ચલાવે છે અને ભ્રષ્ટ બને છે

બિચારી કેટલીક અબળાઓનો પતિ મરણ પામવાથી દીયર-જેઠ, સસરા કે ઓરમાન છોકરાઓ તેને ખાવા-આપતા નથી રોવડાવે છે અને દુખના વર્ષોના વર્ષો સુધી આયુષ્યે મારી નાખે છે કોઈક સ્ત્રીઓ સ્વયં અનાચારિણીઓ ઘણાના પ્રેમમાં પડે છે પછી એક બીજા પુરુષો દ્વારા કુ-માર્ગથી [એટલે યોનિમાં ચપ્પુ વિગેરે નાખીને, યોનિમાં ક્ષારભરીને, યોનિમાં તેજાબ નાખીને, નાક-મુખ ઉપર ડુચા દઈને નાક, કાન, સ્તન કાપી નાખીને ] રીબાઈને મરણ પામે છે કે રીબાવીને મારી નાખે છે

કેટલીક સ્ત્રીઓ રાજા-મહારાજાઓને પરણે છે, અને ઘણી પત્નીવાલા પતિની ભાર્યા થવાથી એક કેદીના જેવું જીવન જીવે છે કોઈ રાજાને સો, પાંચસો, કે હજાર રાણીઓ હોય,

कौन करे व्याख्यान ज्ञानकी अनुपम गौरव गरिमाका।
अन्त मिला है किसको इसकी दिगतव्यापी महिमाका ॥४९ ५०॥
चित्तवृत्तिको रोक ज्ञानकी कुत्सित चेष्टा दूर करे।
ऐहिक वाञ्छाका विनाशकर जगमें दिव्य प्रकाश भरे।
सुख संपद संपादन करता विविध व्यथाका नाश करे।
द्वेष दुष्टको दूर हटाकर समताभाव प्रकाश करे।
पाप नाशकर पुण्य बढ़ावे क्षुधा नींदके दोष हरे।
यही ज्ञान है शिवप्रद, यों श्रीकुथुसिंधु व्याख्यान करे ॥५१-५१॥
ज्ञान विश्वमें इस मानवका कहलाता है नेत्र यथार्थ।
यही विशद है यह पवित्र है बाधारहित अमूल्य पदार्थ।
गुणपर्याय सहित द्रव्योंका सत्य विवेचन करता है।
स्थूल सूक्ष्म पर्यायोंका भी पूर्ण प्रकाशन करता है।
तीन भुवनका भास्कर है यह धर्मप्रकाशक सम्यक्ज्ञान।
सर्वसिद्धिका दाता यह आनंदप्रदायक वस्तु महान ॥ ५३ ५४ ॥
ज्ञानहीन जन अखिल वस्तुका करता है अविनय अपहार।
पशु समान आचरण करे दुष्कृतिरत उसका चित्त विकार।
विवेकवर्जित सदा मूर्ख वह करता रहता व्यर्थ प्रलाप।
ज्ञान हीन नर जीवन पाकर करो न पर आमोद प्रमोद।
धर्मशून्य व्यवहारशून्य यह करता संचित निशदिन पाप।
आत्मबुद्धिसे रहित मूर्ख वह करता निजका परका घात।
उसके निकट व्यर्थ करना आचार विचार विषयकी बात।
पशु तो पशु होकर ही पशु है पर यह पशु है मानवनाम।
इसीलिये पशु सभी पशु है ज्ञानहीन नर अघका धाम ॥५५ ५६॥

અને વળી જો રાત્રે નાસ્તાપાણી કરનાર સ્વામીનાથ કે મસગ-દિયર હોય તો પાછી તેમની તૈયારી કરી આપવાનુ અને આ ઉપરાંત પા કલાક, અર્ધો કલાક કે પોણો કલાક ઠેકાણ હોય તો તેમને નવરાવવા, ધોવરાવવાનુ વિગેરે કામકાજ ચાલુ જ રહે છે ઉપરાંત સ્વામીનાથ ઘેર પધારે એટલે તેમની પગ-ચપી વિગેરે કામ કરવા છતા પણ બિચારી અબળાઓ તદ્દન લાચાર-કરુણાપાત્ર જીવન જીવે છે

લગભગ મજુરણ જેવી [ધનાઢ્યની પત્ની હોવા છતા પણ] જીંદગી જીવવા છતા પતિની ગેરહાજરી થઈ-જાય તો બિચારીનો રોટલો પણ ઓશિયાળો થઈ જાય છે સસરા, દિયર, જેઠ, સાસુ, તેણીને હડધૂત બનાવે છે જગતમા અપશુકનીયાળ ગણાય છે છોકરાઓ પણ બાપની ગેરહાજરી હોય તો બિચારી માતાને ગાંઠતા નથી, અપમાન કરે છે રોવડાવે છે વખતે જુદી રાખે છે મદવાડ કે છે ની અવસ્થામા મનપસદ ચાકરી કરતા નથી

શંકા—જો સ્ત્રીઓનુ આવુ કરુણજીવન છે તો શા માટે તેણીએ પરણવું જોઈએ?

સમાધાન—અનતકાળથી આત્મામા કામરાગ એવો ઘર કરીને રહ્યો છે કે જગતના જીવોને ભાનભૂલા કરી નાખ્યા છે જેમ દરાજ-દદ્રૂના રોગીને ખણુજ ખૂબજ સ્વાદ આવે છે તેથી અનેકવાર અનુભવેલી ઘડીક પછીની બળતરા યાદ આવતી નથી, પણ ખણવાનુ જ પસદ પડે છે, તેમ ઉપરના હજારો ભયકર દુ ખો કરતા પણ પતિસયોગમા ઘણો સ્વાદ સમજીને અજ્ઞાની જીવડો કરોળીયાની જેમ પોતાની જાતે જ પોતાના દુ ખો વધારવાની જાળ ગોઠવે છે એટલે જ સુવાવડ આવે ત્યારે ભયકર દુ ખો પડવાથી હવે આવું કામ નહિ

ત્યા બીચારી ઘણી રાતીઓ બારેમાસ નિશાસા નાખે-છે, રુદન કરે છે, આખો દિવસ અગતિ, અફસોસ, દુઃખમય જીવન જીવી પશુગતિ જેવી હલકી ગતિમા ચાલી જાય છે

પતિ પરલોક ગયા પછી કેટલીક અબળાઓ પાચ-દશ પોતાના બાળકોનુ અને પોતાનુ પેટ ભરવા પારકી કાળી મજુરી કરે છે અને છોકરાનુ પાલણ-પોષણ વિગેરે કાર્યમા આખુ જીવન વીતાવે છે છેવટે પરલોકનુ કશુ જ ભાથું લીધા વગર આ દુર્લભ મનુષ્ય જન્મ પામેલો હારી જઈને સંસાર સમુદ્રમા ડુબી જાય છે

કેટલીક સુખી જણાતી સ્ત્રીઓ પણ અંતરથી તો સુખી હોતી જ નથી સ્ત્રીજાતિને સવારથી આજ સુધી [સવારના પાચ વાગ્યાથી રાતના નવ વાગ્યા સુધી] લગભગ દળવાનુ, પાણી ગળવાનુ, પાણી ભરી લાવવાનુ, સવારના નાસ્તા તૈયાર કરવાનુ, એઠવાડના ભાણા સાફ કરવાનુ, ઘરમા હોય તેટલા પુરુષો માટે નાવાનુ ગરમપાણી તૈયાર કરવાનું, શાક સમારવાનું, ચોખા, દાળ, મસાલો તપાસવાનુ, મધ્યાહ્નની રસોઈ કરવાનુ, ગરમાગરમ રોટલીઓ વણવાનુ કે રોટલા ટીપવાનુ, ઘરમા મેમાન આવ્યા હોય તો હમેશના ક્રમ કરતા વિશેષ ભોજન સામગ્રી બનાવવાનુ, જમીને ગએલાઓના એઠવાડના ભાણા એકઠા કરી ધોવા-ટકવાનુ, બધા જમી ગયા પછી વધ્યું-ઘટયુ ખાવાનુ, બપોરના ફાજલ પડેલા સમયમા ઘઉં વિણવા મગ-ચણા ભરડવા, ચોખા વગેરે સાફ કરવાનુ, વખતે કપડા મેલા થયા હોય તો પોટલો એક લુગડા ધોવા જવાનુ, વળી સાજની રસોઈ કરવાનુ, જમેલાના એઠા ભાણા સાફ કરવાનુ, પરવાર્યા પછી બધા માટે પથારીઓ પાથરવાનુ

વિચાર આવવા છતા દુ ખો ગયા પછી પાછો એ જીવડો જેવોને તેવોજ વિષયોમા પાગલ બની જાય છે

## હવે પુરુષોના દુ ખની વાત વિચારીએ

કેટલાક મનુષ્યો જન્મથી જ દુ ખીયા હોય છે આજીવિકાનુ સાધન ન હોવાથી કોઈકની નોકરી – ગુલામી કરે છે ખવાસ, ગોલા વિગેરે રાજા–મહારાજા, ઠાકોર, ગરાસીઆઓને ત્યા માત્ર પેટ ભરવા ત ન મફત રહે છે કેટલાક બિચારા આખી જીદગી દેવામાથી છુટા ન થવાથી કદી પણ પૂરા ખોરાક કે વસ્ત્ર પામતા જ નથી કેટલાકોને ચારે બાજુના આધાર તૂટી જવાથી ભીખ માગીને, ભટકીને, પોકારો કરીને કરુણ જીવન વીતાવવુ પડે છે

કેટલાક મનુષ્યો ઘરમા પોતે એકલોજ કમાનાર અને પાચ–સાત–દશ ખાનાર હોવાથી પૂરુ થાય નહીં અને કમાવાના માર્ગ મળે નહીં તેથી મનમા ઘણુ દુધ્યાન કરી અગતરામા શરીર ક્ષીણ બનાવે છે અને રોગના ભોગ બની અન્તે મરણ સાધે છે

કેટલાક મનુષ્યો પોતે પરદારાલપટ હોવાથી તે તે સ્ત્રીઓના પતિ કે સગા–વ્હાલાઓ દ્વારા અકાળે મરણ પામે છે કેટલાક પુરુષો અનાચારિણી સ્ત્રીઓ–દ્વારા કામણટુમણથી, ઝેરથી કે તેના જારપુરુષના હાથે મરે છે, કેટલાક પુરુષો કુટુબના કલહથી, ઘરના–પરિવારના દુ ખથી, વેપાર–ધધાની નુકશાનીથી પોતાની મેળે આત્મઘાત કરે છે કેટલાક પુરુષો લડાઈ લડવા જતા કે લડાઈનો સામનો કરવા જતા કપાઈ ગયા છે રામ–રાવણની લડાઈમા, પાડવ–કૌરવની લડાઈમા,

અને પુત્રવધુઓના કે પરિવાર તરફથી થતા અનાદર પામી ઘરઉપર દ્વેષભાવ સેવી મરે છે કહ્યું છે કે –

"वृद्धस्य मृतभार्यस्य, पुत्राधीनधनस्य च ।
स्नुषावाक्येन दग्धस्य, जीविताद् मरण वर ॥ १ ॥"

અર્થ –ઘડપણ આવ્યુ હોય, પત્ની મરી ગઈ હોય, પૈસા-ટકા છોકરાઓને સ્વાધીન થઈ ગયા હોય અને પુત્ર વધુઓના તિરસ્કાર સાભળવા પડતા હોય ત્યારે એવુ જીવન જીવવા કરતા મરવુ એ વધુ સારૂ છે એમ નીતિકારો કહે છે

## દેવગતિમા પણ દુ ખ.

દેવગતિ પણ અનેક જાતિના માનસિક દુ ખોથી ભરપૂર હોય છે મોટા ભાગના દેવો મરણકાલ પહેલા છ માસ સુધી કાળો કલ્પાત કરે છે અરેરે અમારે આ વિમાનો, આ રિદ્ધિ, આ અપ્સરાઓ, આ પરિવાર, આ સુખ, આવી શક્તિ, આવી ગતિ, આવા રત્નો, આવા કલ્પવૃક્ષો આ બધુ છોડવુ પડશે? અરેરે અમારે મહા ગ દવાડથી ભરેલા મનુષ્યનારીના કે પશુનારીના ઉદરમા ઉત્પન્ન થવુ પડશે? હવે અમને અમારા આ દેવલોકો પુન ક્યારે સાપડશે? આમ અનેક પ્રકારના દુર્ધ્યાન કરીને, મનુષ્યગતિમા કે તિર્યંચગતિમા ચાલ્યા જાય છે

તથા અલ્પર્દ્ધિદેવોને સ્વામીએ વાઈન્દ્રો અને મહર્દ્ધિકદેવો તરફથી ઘણા અપમાનો થાય છે તેમના વાહનબનવુ પડેછે તેમની સભાઓમા નાચ વગેરે કરવા પડેછે ઢોલ મૃદગ વિગેરે વગાડવા પડે છે તેમના પ્રેષ્ય કાર્ય કરવા પડે છે તેઓ કાઢી મૂકે તો સ્થાનનો ત્યાગ કરી સ્થાનાતરમા વસવુ પડે છે તેઓ જ્યા લઈ જાય ત્યા જવુ પડે છે

નવિ ચિંત યું મે નર્ગ-કારાગૃહસમી છે નારીઓ,
મધુબિન્દુની આશામહીં ભયમાત્રને ભૂલી ગયો"

ભાવાર્થ -આ જીવ પ્રતિક્ષણ યાવદ્ ઘડપણ આવ્યુ હોય તો પણ સ્પર્શ-રસ-ગંધ-રૂપ અને શબ્દના ભોગ જ વિચાર્યા કરે છે, પરતુ 'ભોગો ભર્યા છે રોગથી' આ વાત ક્યારે પણ યાદ ન આવી કદાચ યાદ આવી તો પણ સાચી ન લાગી વલી ભોગનુ સાધન ધન છે માટે બિચારો જીવડો પ્રતિસમય લક્ષ્મી મેળવવા મનમા હજારો તરગો ગોઠવ્યા કરે છે પરતુ "ધન આવ્યુ તો આવ્યુ નહિતર નિધન તો ચોક્કસ આવશે" આ વાતનો ખ્યાલ જ ન આવ્યો ધન ગમે છે પરતુ નિધન-મરણ ગમતું નથી વળી મૂર્ખ જીવ નારીઓના રૂપ, ગતિ, વિલાસ, અવયવ, [સ્મિત, કટાક્ષ, કક્ષા, બાહુ, નાભિ, સ્તન, મુખ] વગેરેના વિચાર કર્યા કરે છે, પરતુ કિપાકના ફળની મધુરતા કરતા હજારોગુણી હલાહલ ઝેર જેવી નારીભોગના, ફલરુપ નરકની કેદ-બેડી મનમા આવી જ નહિ

જેમ કોઈ પામરે મધુબિન્દુના સ્વાદ અને લાલચમા અજગર, સર્પ અને હાથી તથા મધમાખીથી થતા દુખનો વિચાર ન કર્યો અને ત્યાને ત્યા મરણ પામ્યો તેમ જગતના સર્વ જીવો સુખના ઘેનમા અને દુ ખની મૂર્છામા આપણુ હિત વિચારતા જ નથી

આવી ભાવભીની ગીતાર્થ ગુરુદેવના મુખની વાણી સાભળીને વજ્રવીર્યરાજા પ્રતિબોધ પામ્યા અને નગરમા આવી, શુભમુહૂર્તે વજ્રનાભ કુમારને રાજ્ય આપી, પોતે રાણી સહિત પ્રવ્રજ્યા લીધી અને વજ્રનાભરાજાનો સમય પણ ધર્મ

બિચારા ચારગતિના જીવો ભલે એક ભવ પૂરતા શાતા વેદનીય વગેરે શુભકર્મોના ઉદયથી સુખી દેખાતા હોય છતા પછીના ભવનો તદ્દન વિચારજ કરતા ન હોવાથી વાસ્તવિક દુખિયા જ છે

જેમ સખત ટાઢો તાવ આવેલા માણસને ચારે બાજુ અગ્નિ સળગાવે તો ક્ષણવારની શાન્તિ પછી મહા અશાન્તિ જ ઉત્પન્ન થાય છે જેમ ખુજલી ાા રોગવાળાને ખણવાથી ક્ષણવાર મીઠુ લાગ્યા પછી ઘણીવાર કાળી બળતરા ભોગવવી પડે છે જેમ વિધવા કે કુમારીને ક્ષણવાર પુરુષસયોગનુ સુખ મળ્યા પછી બદલામા ગર્ભ રહેવાથી મહા નિન્દા, વેદના, અતિપ્રમાણ અપભ્રાજના વિગેરે થવાથી લજ્જાના કારણે આત્મઘાત કરીને મરવુ પડે છે પણ જીવનો સ્વભાવજ એવો દુષ્ટ છે કે, તે સુખને જ દેખે છે પણ તેના પરિણામ રૂપ દુ ખને ભાળતોજ નથી

ओतुः पय पश्यति नैव दड कीरोपि शालीन् न च लोष्टखड ।
काको पल नो पत सिंहतुड, जतु तथा श न यम प्रचड ॥१॥"

અર્થ -બિલાડો દુધને જ દેખે છે પરતુ નજીકમા જ ધોકાવાળો ઉભો છે તેને દેખતો જ નથી પોપટ ખેતરમા ચોખાના કણસલા દેખે છે પરતુ માચડા ઉપર ઉભેલા ગોફણના ગોળાવાળાને ભાળતો નથી કાગડો સિંહના મુખમા માસના ટુકડાને દેખે છે પરતુ સિંહ જાગી જશે તો મારુ શુ થશે ? એમ વિચાર કરતો નથી, તેજ પ્રમાણે જગતના પ્રાણી માત્ર સુખને જ દેખે છે પરતુ મરણને અને મર્યા પછીના નરક અને પશુઅવતારને દેખતો જ નથી કોઈ કવિ કહે છે કે,

'મે ભોગ સારા ચિંતવ્યા, પણ રોગસમ ચિન્ત્યા નહિ,
આગમન ઈચ્છુ ધનતણુ, પણ મૃત્યુને પ્રીછ્યુ નહિ,

विश्व विजयिनी मृत्यु डाकिनीको ज्ञानीजन [illegible] ।
जो आध्यात्म दक्ष होकर व्यवहार दक्ष हो विश्व करें ।
इसी ज्ञानसे कला प्रगट हो कुकलाओंका हो [illegible] ।
कीर्ति प्रसारित हो त्रिभुवनमें औ कुकीर्तिका हो [illegible] ।
नर अमरेन्द्र करें ज्ञानीका पूजा स्मरण और [illegible] ।
नर धरणेन्द्रनाथ हो ज्ञानी सुखद मुक्तिका हो [illegible]

ज्ञानविहीन तुच्छ नरके जपतप व्रत औ पोषध [illegible] ।
ध्यान मौन औ दया क्षमादिक मनन कभी चित [illegible]
सुन्दर चालचलन मृदुवाणी धैर्यधारणा [illegible]
चन्द्रविहीन रात्रि सम सारे रूप कलादिक हैं [illegible]
भ्रांतिप्रदायक अहित मार्गसे हटता नहिं [illegible]
हित पथको, इच्छित पदार्थको होती उसके [illegible]
दुखदायक संसारचक्रसे मुक्ति कभी नहिं [illegible]
निज प्रदेश आनन्द भवनमें अज्ञ कभी नहिं [illegible]
जावे तो भी ठहर न सकता जैसे दीपहीन [illegible]
अंधकारमें कभी न कोई जावे जाकर [illegible] ॥

चन्द्र सूर्य दीपक तारे भी वस्तुप्रकाशक [illegible]
पर स्वक्षेत्रमें बाह्य अल्प ही वस्तु प्रकाशित [illegible] ।
किंतु ज्ञान है जो कि जानता तीन [illegible] ।
अखिल द्रव्य अविकल पर्यायें सुस्पष्ट [illegible] ।
इसीलिये मैं यही समझता ज्ञान [illegible] ।
है इस जगमें प्रबल प्रकाशक सब [illegible]

અને નીતિ બન્નેને યથાયોગ વિકસાવતા ગૃહસ્થદશામા વીતવા લાગ્યો કેટલોક કાળ ગયા પછી વિજયાદેની મહારાણી ની કુક્ષિથી ચક્રાયુધ નામે પુત્ર થયો ને યોગ્ય વયવાળો થયો ત્યારે પિતાએ તેને યુવરાજ પદવી આપી

અન્યદા કોઈવાર વજ્રનાભ રાજવી ગોખમા ઉભા ઉભા શહેરની શોભા જુએ છે તો નગરમા કોઈ જન્મે છે કોઈ મરે છે કોઈ રુવે છે, કોઈ હસે છે કોઈ વિલાપ કરે છે કોઈના ઘેર લગ્નના ગીત ગવાય છે, કોઇના ઘેર મડદા પાસે છાજીઆ કુટાય છે આમ જુદી જુદી ચેષ્ટાઓ જોવાથી સસારની અસારતાનુ ભાન થયુ અને વૈરાગ્ય ભાવના આવતા જાતિસ્મરણજ્ઞાન થયુ ગયા જન્મમા આચરેલી પ્રવ્રજ્યાનુ સ્મરણ થયુ અને વર્તમાન રાજ્ય અને વૈભવ ઈન્દ્રજાળજેવા સ્વપ્ન મહેલ જેવા ભાસવા લાગ્યા સ્વજન–પરિજનનો રાગ કેદ ખાનાના કેદીઓની મિત્રતાઈ જેવો લાગ્યો યૌવન અને વિષયો સંધ્યાના રગ જેવા અસ્થિર લાગ્યા

દરિયામા ચાલી રહેલા વહાણમા બેઠેલા મુસાફરો જ્યા સુધી વહાણ આબાદ હોય ત્યા સુધી ચોપાટ, પાના વિગેરે જુદી જુદી ક્રીડાઓમા ચાલ્યા જતા ટાઈમની દરકાર કરતા નથી પરતુ તે જ વહાણ જ્યારે મધ્ય દરિયે ઝોલા ખાતું દેખાય છે ત્યારે પોતે દરિયામા નહીં પણ મૃત્યુના મુખમા છે એમ ઓળખાય છે અને હવે શુ કરવું? શુ થશે? હે પ્રભુ! તું બચાવ વિગેરે વિચારના વહેણ ચાલુ થાય છે અને આત્મભાન જાગે છે તેમ જાતિસ્મરણના યોગથી રાજા વજ્રનાભ [ પાર્શ્વપ્રભુના આત્મા ] ને પ્રવ્રજ્યાનુ સ્મરણ થઈ આવ્યુ ગયા જન્મની પોતાની દીક્ષાનો ખ્યાલ આવ્યો સસારસમુદ્રમા બુડતા પ્રાણીને પ્રવ્રજ્યારૂપ

સાનપાત્ર વિના તત્ત્વાનો-પાર (તત્ત્વાનો બીજો ઉપાય નથી એમ નક્કી થવાથી યુવરાજ ચક્રાયુધ કુમારને બોલાવીને પોતાનો સંયમ લેવાનો અભિપ્રાય જણાવ્યો

ચક્રાયુધકુમારને પિતાની દીક્ષાની વાત ગમી નહી તેણે ઘણી આજીજી કરી થોડો વખત સંસારમાં રહેવા વિનંતી કરી પરંતુ માર્ગના મુસાફરને કોણ રોકી શકે? તેજ પ્રમાણે સાચા વૈરાગી આત્માને પણ કોઈ રોકી શકતુ નથી નમ્રતા પૂર્વક પુત્રે સંસારમાં રહેવાની જેટલી દલીલો કરી તે બધી સાંભળીને વિવેકી રાજા વજ્રનાભે સમતાપૂર્વક ઉડાવી દીધી અને પ્રધાનવર્ગને બોલાવી ચક્રાયુધકુમારનો રાજ્યાભિષેક કર્યો અને પોતાના માટે દીક્ષાની સામગ્રી એકઠી કરવા સૂચન કર્યુ

વજ્રનાભરાજા પોતે ભાવના ભાવે છે કે, "મારા પુન્યો દય જો જાગૃત હોય તો પ્રભુ અહીં પધારે અને હું સંયમ ગ્રહણ કરુ" વજ્રનાભ નૃપના આવા સાચા અંતરના વૈરાગ્ય મય વિચારો કેવલજ્ઞાનથી જાણતા ક્ષેમંકર નામના જિનેશ્વર દેવ તેમના નગરઉદ્યાનમાં પધાર્યા અને વજ્રનાભ રાજાએ પણ દીન, અનાથ અને ગરીબોનો ઉદ્ધાર કરવાપૂર્વક ઘણુ દાન આપ્યુ, સાતે ક્ષેત્રમાં દ્રવ્યનો સદ્વ્યય કર્યો અને ઘણી શાસનપ્રભાવના કરી તીર્થંકરદેવ પાસે દીક્ષા લીધી

પ્રભુ પાસે ચારિત્ર લઈ ગ્રહણ શિક્ષાને આસેવન શિક્ષાનો અભ્યાસ કરી, શાસ્ત્રોમાં પારગત બની ગીતાર્થ પણ પામ્યા, બાહ્ય-અભ્યંતર તપને આચરતા આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર તપસ્વી, ગ્લાન, નવદીક્ષિત, સમાનધર્મી, કુલ, ગણ અને સંઘ, આ દશેની વૈયાવચ્ચ ... ... ઘણી યોગ્યતા કેળવીને

કર્મ ખપાવવા ગુરુઆજ્ઞાથી એકાકી વિહાર કરતા આકાશ ગામિની લબ્ધિથી સુકચ્છ નામની વિજયમા પધાર્યા

આ બાજુ કમઠનો આત્મા ચોથાભવમા સર્પ હતો તે મરીને છઠ્ઠી નરકે ગયો અને નરકગતિના ભયકર દુખો ભોગવીને, ત્યાનુ આયુ પૂર્ણ કરીને, સુકચ્છવિજયમા જ્વલન પર્વતની નજીકમા કુરગક નામે ભિલ થયો "અધમ આત્મા ઓના બીજાઓને ખૂબદુખ આપવા અને પોતે નરકના રૌરવ દુખો ભોગવવા એ બે વ્યવસાય પ્રાય મુખ્યપણે હોય છે"

જાણે સાક્ષાત્ પાપનો પિડજ ન હોય, અથવા શરીર ધારિણી કૃષ્ણલેશ્યા જ ન હોય તેવો શ્યામ અને અતિ વિકરાળ કુરગક ભિલ હાથમા ધનુષ્ય-બાણ લઈને વનમા નિરતર ભટકયા કરે છે અને અનેક નિરપરાધી જીવોનો વધ કરીને માસાહાર મય જીવન વીતાવે છે તેવામા એકદા વજ્રનાભ રાજર્ષિ વિહાર કરતા તે જ જ્વલન પર્વતની ઉપર આવી રાત્રિના સમયમા ધ્યાનમગ્ન રહ્યા ત્યા રાત્રિમા ઘણા શ્વાપદપશુઓના વિવિધ ઉપસર્ગો સહન કરીને દિવસે પણ તેજ સ્થાનમા ધ્યાનમા રહ્યા

આ બાજુ પાપ કરવાના જ વ્યસનવાળો કુરગક – ભિલ તે સ્થાનમા આવ્યો અને વજ્રનાભ મહામુનીશ્વરને જોયા, જોતાની સાથે જ જાતિસ્વભાવથી, પૂર્વ-ભવના એકપાક્ષિક વૈરથી અને દરરોજના અભ્યાસથી મુનિરાજને મારી નાખવાની ભાવના જાગૃત થઇ અને તત્કાલ ધનુષ્ય ચડાવ્યુ અને એક જ બાણના પ્રહારથી મહાત્મા મુનીશ્વરને જમીન ઉપર પાડી નાખ્યા મુનિરાજ બાણુ પ્રહારની પીડાથી વેદના-વિહ્વલ થવા છતા જરા પણ દ્વેષ કે નિર્માલ્યતા લાવ્યા સિવાય સાત્ત્વિક ભાવને અવલબી

આત્માને મજબુત કરવા લાગ્યા—

"सह कलेवरखेदमचिंतयन् स्ववशतादि पु[illegible]
बहुतरं च सहिष्यसि जीव हे परवशो न च तत्र [illegible]

અર્થ —હે આત્મા! કલેવરનુ ક્ષણિક દુઃખ [illegible]
સહન કરી લે, આવી જાગૃતિવાળી સ્વતત્રતા [illegible]
દુર્લભ છે જો તુ અહીં ક્રોધ કરીશ, હિંસાના [illegible]
બીજાને શત્રુ તરીકે માનીશ, આર્ત કે રૌદ્ર [illegible]
તો તુ મરીને નરક કે પશુગતિમા જાઈ [illegible]
આના કરતા અનેકગણુ દુઃખ સહન કરવુ [illegible]
વિના અજ્ઞાનતાથી રોઈ–બરાડા પાડી [illegible]
આત્માને જરાપણ લાભ થશે નહિ

આમ આત્માને એકદમ જાગૃત [illegible]
કરી, બાણુ મુકનાર ભિલ ઉપર પણ [illegible]
ચિન્તવન કરતા, અરિહતાદિ ચારેનુ [illegible]
પ્રત્યાખ્યાન કરી, જગતના પ્રાણી મા[illegible]
સુકૃતનુ અનુમોદન અને દુષ્કૃતની [illegible]
ધ્યાન કરી અનશન ઉચ્ચરી, અઢા[illegible]
કાલધમ [મરણ] પામીને મ[illegible]
મધ્યમ ગ્રૈવેયકમા દેવપણે ઉપન્યા [illegible]
ભિલ મુનિરાજને મારી નાખીને [illegible]
જીવન હિંસામય જીવીને મ[illegible]
સાતમી નરકમા નારકીપણે ઉ[illegible]

ભગવાન પાર્શ્વનાથ પ્રભુ[illegible]

## શ્રીપાર્શ્વનાથ સ્વામીનો આઠમો ભવ

આ જંબૂદ્વીપના પૂર્વમહાવિદેહક્ષેત્રમા સુરપુરના જેવુ સુરપુર નામનુ એક નગર છે તે નગરમા ગુણનિધાન અને મહાપ્રતાપી વજ્રબાહુ નામનો રાજા રાજ્ય કરે છે તેને સમ્યક્ત્વ સુદર્શનને ધરનારી રુપ-ગુણ-લાવણ્યના નિધાનસમી સુદર્શના નામની મહાપટ્ટરાણી છે

નૃપદપતીના દિવસો સુખમય વ્યતીત થતા હતા કેટલોક કાલ ગયા પછી વજ્રનાભનો આત્મા મધ્યમ ગ્રૈવેયકથી ચ્યવીને મહારાણી સુદર્શનાદેવીની કુક્ષિરૂપ શુક્તિમા મહા મોતીની પેઠે ઉત્પન્ન થયો. દેવીએ મધ્યરાત્રિના સમયે પલ્યંકવિષે અર્ધ જાગૃત દશામા ચક્રવર્તી પણાના સૂચક ચઉદ મહાસ્વપ્ન દીઠા જાગૃત થઈને સ્વપ્ન બરાબર ધારણ કરી, મહારાજા વજ્રબાહુને જણાવ્યા રાજાએ પણ પ્રભાતે રાજ્યાંગનિમિત્તવેત્તાઓને બોલાવીને ચઉદ સ્વપ્નનો અર્થ સાભળ્યો મહાદેવી સુદર્શનાએ પણ હિતમિત ને પથ્યાહારથી ગર્ભપોષણ કર્યુ અને ક્રમે કરીને પૂર્ણસમયે પૂર્વદિશા જેમ દિવાકરને જન્મ આપે તેમ મહાપ્રતાપી પુત્રને જન્મ આપ્યો. અનેક પ્રકારના મહોત્સવો કરીને પુત્રનુ સુવર્ણબાહુ એવુ નામ આપ્યુ

માતા-પિતા, પરિવાર અને પ્રજા વગેરેના હર્ષોત્કર્ષ સાથે વૃદ્ધિ પામતા કુમાર સુવર્ણબાહુ બાલ્યવય વટાવી યૌવનવયને પામ્યા બધા પ્રકારની કલાઓનો અભ્યાસ કર્યો અને બીજા પણ અનેક શાસ્ત્રો જાણીને સર્વ વ્યવહારમા નિપુણ થયા, અને પિતાએ પુત્રને યોગ્ય જાણી શુભ લગ્નમા સુવર્ણબાહુ કુમારને રાજ્ય આપ્યુ અને પોતે સવસ્વનો ત્યાગ કરી ગીતાર્થ ગુરુ

પાળે સંજમ અંગીકાર કર્યુ ક્રમે કરી સંજમ પુરાજાય કેવળી થઈ મોક્ષમા ગયા

સુવર્ણબાહુ રાજાને ગયા જન્મમા આરાધેલ ચારિત્રના પ્રભાવથી ઈતિ-ઉપદ્રવ, મારિ-મરકી, દુર્ભિક્ષ વિગેરે આપત્તિથી રહિતપણે રાજ્ય ભોગવતા ચક્રરત્નની ઉત્પત્તિ થઈ, તેથી તેણે છ ખંડ સાધ્યા, અને વિદ્યાધર-નૃપતિ મણિચૂડ રત્નચૂડ વિગેરે ઘણા રાજાઓની પુત્રીઓ સાથે પાણિગ્રહણ કર્યું આમ નીતિ-ધર્મ અને સુખમય રીતે જીવન વ્યતીત કરતા એકવાર ઉદ્યાનપાલકે વધામણી આપી કે, આપણા ઉદ્યાનમા શ્રી જિનેશ્વરદેવ સમવસર્યા છે અને દેવોએ સમવસરણ બનાવ્યુ છે

સુવર્ણબાહુ ચક્રવર્તી [ ભગવાન પાર્શ્વનાથસ્વામીનો જીવ ] ઉદ્યાનપાલકના વચનો સાંભળીને અતિહર્ષિત થવાથી પુલકિત થયો અને તેને ઘણુ ઈનામ આપ્યુ પોતાની પદ્માવતી વિગેરે પત્નીઓને સાથે લઈ શ્રીજિનેશ્વરદેવને વંદન કરવા અને વ્યાખ્યાન સાંભળવા ઉદ્યાનમા આવ્યો

## ભગવાન જિનેશ્વરદેવની દેશના

"[1]सम्मत्त [2]सामाइअ सतोसो [4]संजमो अ [5]सज्झाय।
पंच सयारा जस्स न पयारो तस्स ससारे॥"

અર્થ—સમ્યક્ત્વ, સામાયિક, સંતોષ, સંજમ, અને સ્વાધ્યાય આ પાંચ 'સ'કારો જે મહાભાગ્યવાન આત્માને પ્રાપ્ત થયા હોય જે પુણ્યશાળી આત્માના મન-વચન-કાયામા ઉપરની પાંચ સકારની વસ્તુઓ દાખલ થઈ હોય તે આત્માને સંસારની ચાર-ગતિના દુઃખો ભોગવવા પડતા નથી

ઉપરના પાચે 'સ'કાર-શબ્દોના અર્થ વિસ્તારથી શ્રી-જિનેશ્વરદેવના મુખથી સાભળીને સુવર્ણબાહુરાજા ક્ષુધાતને અમૃત ભોજન તુલ્ય અને રકને ચિંતામણીની-પ્રાપ્તિ માફક ઘણોજ આનદ પામ્યા અને ત્યા સમવસરણમા જ શુભઅધ્ય વસાયથી જાતિસ્મરણ જ્ઞાન પામ્યા અને ગયા જન્મમા આરાધેલ ચારિત્રનો સાક્ષાત્કાર થયો ઉત્કૃષ્ટવૈરાગ્યથી આત્મા રગાઈ જતા પોતાના પરિવાર, પુત્ર કે પત્નીઓની સલાહ પણ લીધા સિવાય પચમુષ્ઠિલોચકરીને પ્રભુજી પાસે દીક્ષા લીધી

અનુક્રમે અગ્યાર અગો ભણી પરિષહો અને ઉપસર્ગોને સહનકરતા, વિવિધપ્રકારના તપને તપતા ગીતાર્થપણાને પામ્યા હોવાથી ભગવાનની આજ્ઞા મેળવી એકાકી વિહાર કરતા સદાકાળ ધ્યાનમાજ રહેવા લાગ્યા ક્લિષ્ટ કર્મોનો ક્ષય કરનાર અને બધા તપોમા શિરોમણિસમાન વીશસ્થાનક તપ આરાધવા તત્પર થયા અને અરહતાદિ વીશ સ્થાનકોનુ [શરીરનો વિવેક, ચિત્તની એકાગ્રતા અને ક્રિયાની સંપૂર્ણ શુદ્ધતાપૂર્વક] આરાધન કર્યું

કમઠનો આત્મા ફરી નરકબિલ નરકમાથી નીકળીને ક્ષીરપ વત ઉપર મહાવિકરાળ સિંહ થયો છે એક વખત વિહાર કરતા સુવર્ણબાહુરાજર્ષિ તે જ પર્વત પાસેની અટવીમા કાઉસ્સગ્ગ ધ્યાનમા રહ્યા હતા તેટલામા તે સિંહ અટવીમા ભ્રમણ કરતો, અનેક પ્રાણીઓનો નાશ કરતો, માસાહારથી જ આજીવિકા ચલાવતો, પોતાના આત્માને અટવીનો મહારાજા માનતો, દેખનારને જાણે સાક્ષાત્ યમરાજ જ હોય નહિ? તેવો ભાસ કરાવતો, જ્યા મહામુનીશ્વર ધ્યાનસ્થ ઉભા છે ત્યા આવ્યો

મુનિરાજને દેખતાની સાથે જ પોતાનુ એકપાક્ષિકવૈર

યાદ આવ્યું અને મુનિરાજ ઉપર તૂટી પડ્યો અને તેમને જમીન ઉપર પાડી નાખ્યા મહાન ઉપસર્ગ આવ્યો જાણી મુનિરાજ ખૂબજ ધર્મધ્યાનમા સાવધ થયા રાગ-દ્વેષ વિના સિદ્ધને પણ પરમમિત્રનુ ય માનતા અરિહંતાદિ ચારનું શરણુ કરી ચારે આહારના પચ્ચક્ખાણ કર્યા સર્વ-જીવો સાથે ક્ષમા પના કરી અઢાર પાપસ્થાનકોનો ત્યાગ કર્યો અને અનશન કર્યું સિંહદ્વારા વિદિર્ણ થએલા મુનિરાજે કાલધર્મ પામી નવમા ભવે દશમા દેવલોકને વિષે મહાપ્રભવિમાનમા મહર્દ્ધિકદેવપણે ઉત્પન્ન થયા અને દેવતાઈ મહાસુખો ભોગવવા લાગ્યા

આ બાજુ મહાપાપી સિંહ અતિરૌદ્ર પરિણામથી મુનિરાજને મારી નાખી, પોતાના આત્માને કૃત્યકૃત્ય માનતો, મનમા ઘણોજ ફુલાતો, હજારો પ્રાણીઓની હિંસા કરતો, ઘણા પાપોનો પુંજ એકઠો કર્યો અને મરણ પામીને પંકપ્રભાનામની ચોથી નારકીમા નારકપણે ઉત્પન્ન થયો ત્યાથી નરકનુ આયુ પૂર્ણ થતા નારકીમાથી નીકળીને અનેક પ્રકારના તિર્યચાદિ ભવોને કરતો કામઠામ અસહ્ય દુઃખોને ભોગવતો કમઠનો જીવ સંસારમા ભટકવા લાગ્યો

### શ્રીપાર્શ્વનાથસ્વામીનો તીર્થંકરદેવપણાનો છેલ્લો -દશમો ભવ

શ્રી જૈનશાસન એ જગત વ્યાપી શાસન છે કોઈનુ બનાવેલુ નથી પરંતુ સ્વયંસિદ્ધ છે આજકાલનુ નથી, પણ અનાદિ છે કૃત્રિમ નથી, પણ સ્વભાવિક છે અજ્ઞાની, ધર્મ ઠગ કે માનભુખ્યા માણસોએ પ્રચારેલુ નથી, પરંતુ રાગ-દ્વેષ-

અજ્ઞાનતા રહિત મહાજ્ઞાનીઓ દ્વારા વિસ્તાર પામેલુ છે, અધુરુ નથી, પરતુ સપૂર્ણ છે, કેવલ ગતાનુગતિક નથી, પરતુ કસોટીમા પસાર થએલુ છે હિસા, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ–મમતા, અન્યાય અને અનાચારનુ પોષક નથી પણ તેનુ ઉન્મૂલક છે

શ્રી જૈનશાસનના પ્રણેતા તમામ પુરુષો, રાગદ્વેષ અને અજ્ઞાનનો ક્ષય કરી અને સર્વજ્ઞ બન્યા પછી જ જગતની સમક્ષ સિદ્ધાન્તોનો પ્રચાર કરે છે તેમના ફરમાવેલા સિદ્ધાન્તો ઝીલનારા પણ લગભગ વીતરાગ જેવા અને મહાજ્ઞાની હોય, છે પ્રસ્તુત સિદ્ધાન્તો ટકાવી રાખનારા, પુરુષો પણ ત્યાગી, નિષ્પૃહી અને જ્ઞાની મહાત્માઓ જ હોય છે

શ્રી જૈનશાસનના બધા જ સિદ્ધાતો ચરાચર જગતના કેવળ ઉપકાર માટે જ બનેલા છે માટે પાપની પ્રવૃત્તિમા ખૂંચેલા જીવોને પાપોની ભયકરતા સમજાવી, તે તે પાપોમાથી નિવૃત્ત થવાનો ઉપદેશ આપે છે

શ્રીજૈનશાસનનો પ્રચાર કરવા અને આત્માનો ઉત્કર્ષ સાધી સસારના બધનોથી મુક્ત થવા, જગતના સ્વભાવસિદ્ધ બીજા કેટલાક બનાવોની માફક કોઈ કોઈ મહાપુરુષો જન્મે છે, તે હિસાબે એક અવસર્પિણી કાળમા ૨૪ તીર્થંકરદેવો ઉત્પન્ન થાય છે તે પણ સસારમા અનતાકાળ સુધી રખડપટ્ટી અને અનતાનત દુખોની પરપરા ભોગવી, સમયનો પરિપાક થયે છતે શુભ, શુભતર, શુભતમ સામગ્રીનો યોગ પામી, ગુણની નિસરણી ઉપર ચડતા અને ભવો સુધી ગુણી ગુરુઓના સહયોગથી આત્માને નિમળ બનાવતા, છેલ્લાભવમા તીર્થંકર પણાને પામે છે

જગતના સર્વ જીવોની માફક શ્રીજિનવરના આત્માઓ પણ અનાદિ છે અને અનાદિકાળથી જગતના સર્વ જીવોની માફક સંસારમાં ચારેગતિના દુઃખોને ખૂબ સહે છે

જે'વા ભવમાં જ્યારે શ્રીજૈનધર્મ-ભાવધર્મ પામે છે ત્યાર પછીના ભવોની ગણના લેખાતી હોવાથી આ અવ-સર્પિણીના જિનેશ્વરોના અનુક્રમે ૧૩ ભવ વગેરે બતાવ્યા છે

" ઋષભ તેર ગણી સાત કહીજે,
 શાન્તિનાથ ભવ બાર સુણી જે,
મુનિસુવ્રત નવ લીજે
 નવ નેમીશ્વર નમન કરી જે,
પાર્શ્વ પ્રભુના દશ સમજી જે,
 વીર સત્તાવીશ લીજે,
અજિતાદિક જિન શેષ લહિજે,
 ત્રણ ત્રણ ભવ મઘલે કહીજે,
ભવ સમકીતથી ગણીજે,
 જિનનામ બંધ નિકાચિત કીજે,
ત્રીજે ભવ તપ ખાન્તિ ધરીજે
 જિન પદ ઉદયે સીજે ॥ ૧ ॥"

અર્થ—ભરત ઐરવતક્ષેત્રોમાં અનંતા કાળમાં અનંતી ચોવીસી અને મહાવિદેહક્ષેત્રોમાં અનંતીવીશી જિનેશ્વર ભગવંતો થાય છે, અને કેવળજ્ઞાન પામી જગતને હિતાહિતનું ભાન કરાવી મોક્ષમાં જાય છે તે પ્રમાણે આ ભરતક્ષેત્રમાં આ છેલ્લી ચોવીસીમાં થએલા ચોવીસજિનેશ્વરદેવો સમ્યક્ત્વ [આત્માનું સત્યસ્વરૂપ જીવાદિનવતત્ત્વોની ઓળખાણ, હિતાહિતનું સાચું જ્ઞાન તદ્દન સાચા દેવ-ગુરુ-ધર્મની યથાર્થ

ઓળખાણુ તેનું નામ સમ્યકત્વ ] પામીને વધારેમા વધારે સસારમા કેટલા ભવો રહ્યા તે ઉપરની ગાથામા બતાવ્યા છે

પહેલા ઋષભદેવસ્વામી સમ્યકત્વ પામીને સસારમા દેવ-મનુષ્યના ૧૨ ભવ કરી ૧૩ મા ભવે શ્રીજિનેશ્વરદેવ થયા ચદ્રપ્રભસ્વામી સસારમા દેવ-મનુષ્યના ૬ ભવ કરી ૭ મા ભવે શ્રીજિનેશ્વરદેવ થયા તેજપ્રમાણે ૧૬ મા શાન્તિનાથસ્વામી ૧૨ મા ભવે, મુનિસુવ્રતસ્વામી નવમા ભવે, નેમનાથસ્વામી નવમા ભવે, અને શ્રીમહાવીરસ્વામી ૨૭ મા ભવે તીર્થ કરદેવ થયા અને અજિતાદિ ૧૭ જિનેશ્વરદેવો સમ્યકત્વ પામ્યા પછી ત્રીજા ભવે તીર્થંકર પદવી પામ્યા હતા તેજપ્રમાણે આપણી ચાલુ વાર્તાના નાયક શ્રીપાર્શ્વનાથસ્વામી સસારમા મનુષ્ય-હાથી-દેવ મનુષ્યને દેવના ભવ કરી દશમા ભવે શ્રી જિનેશ્વરદેવપણે ઉત્પન્ન થયા હવે આપણે તેમનો દશમો ભવ વિચારીએ

આ જબૂદ્વીપના ભરતક્ષેત્રમા, કાશીદેશમા, વારણ અને અસિ નામની બે નદીઓની બરાબર મધ્યમા, વારાણસી નામ ની નગરીમા, ઐશ્વર્ય-રુપ અને પ્રતિભાવડે ઈન્દ્રની જેવા તેજસ્વી, અશ્વસેનનામે રાજા રાજ્ય કરે છે તેમને રુપ અને લાવણ્યગુણે લક્ષ્મીના જેવી, કલાગુણે સરસ્વતી જેવી, અને શીલગુણે સીતા વિગેરે મહાસતીઓમા પ્રાપ્તરેખા, વામાદેવી નામે મહાપટ્ટરાણી હતા

મહાપુણ્યશાલી રાજા-રાણી દપતીના દેવતાઈ સુખમય દિવસો વ્યતીત થતા હતા ત્યારે ઈસુના સવત-પૂર્વે ૮૭૯ વર્ષ અગાઉ અને વિક્રમ સવત પૂર્વે ૮૨૦ વર્ષ પહેલા ચૈત્ર

[ગુજરાતી ફાગણ] વદિ ચોથના મધ્ય રાત્રીમા મહાસતી—વામાદેવીની કુક્ષિમા સુવર્ણબાહુ રાજર્ષિનો આત્મા [દશમા દેવલોકમા મહાસુખને ભોગવી ૨૦ સાગરોપમનુ આયુ પૂર્ણ કરીને] ઉત્પન્ન થયો

તે રાત્રીએ અર્ધજાગૃતદશામા સુતેલા મહાસતી વામાદેવી એ ૧૪ મહાસ્વપ્ન જોયા હાથી, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પ માલા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુભ, સરોવર, સમુદ્ર, વિમાન, રત્ન રાશી અને નિધૂમ અગ્નિ ઉપરના ૧૪ સ્વપ્ન દેખી વામાદેવી જાગૃત થયા સ્વપ્નનુ અવધારણ કરી, પોતાના સ્વામીનાથ અશ્વસેનનૃપ પાસે આવી, અને સ્વપ્ન વિસ્તારપૂર્વક સભળાવ્યા. રાજાએ પોતાના જ્ઞાનથી અને સ્વપ્નપાઠકોની પાસેથી તેનુ ફળ સમજીને દેવીને સભળાવ્યુ

રાજા કહે છે કે, હે દેવિ! આ મહાસ્વપ્ન જોવાથી તમને તીર્થંકર પુત્રનો જન્મ થશે. તે પુત્ર મહાભાગ્યશાળી થશે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળવાસી દેવ, અસુર અને મનુષ્યો ને શુદ્ધધર્મ સંભળાવશે એવા મહાદાનેશ્વરી, મહાત્યાગી, મહાતપસ્વી, મહાસંજમી, મહાધીર, વીર, ગભીર, તેજસ્વી અને પ્રભાવશાળી સુપુત્રને તમો જન્મ આપશો

તે રાત્રીથી મહાદેવી સુખપૂર્વક ગર્ભનુ પોષણ કરતા જરાપણ વેદના ભોગવ્યા વગર નવ માસ ઉપર ૭ દિવસો ગયે છતે પોષ [ગુજરાતી માગશર] વદી ૧૦ ની રાત્રીએ, સર્વ જગતમા સુખમય સમય પસાર થઈ રહ્યો હતો ત્યારે નીલ કાન્તિવાળા મહાપ્રભાવક પુત્રને જન્મ આપ્યો

પ્રભુના જન્મ વખતે ચૌદરાજલોકમા ક્ષણવાર પ્રકાશ

जन्म प्राप्त करके भी जो नहिं करते शिवदायक शुभकार्य ।
मानवजन्म कृत्य नहीं करते शांतिपदायक जो कि अनार्य ।
निज साम्राज्य मूल नहीं करते अहो मूर्ख जो तत्त्व विचार ।
निजानंदमय अमृतका जो पान करें नहीं अहो गँवार ।
कुलश्री और जातिकी रक्षा करे नहीं जो पाकर ज्ञान ।
स्वर्गमोक्षपथ विचलित है वो परम दुष्ट औ मूर्ख महान ६५ ६६

कैसे पुण्य विना हो पूरी राज्यप्राप्तिकी अभिलाषा ।
आस्य विना भाषणकी वांछा धर्म विना निधिकी आशा ।
पांव बिना क्या गमन करे औ नेत्रबिना क्या देखे रूप ।
कैसे पावे ज्ञानबिना नर सुखदायक शुचि मोक्ष अनूप ॥६७ ६८॥

ज्ञानी श्रेष्ठ पुरुषकी जगमें जनरक्षक हो नीति महान ।
सकल अर्थकी सिद्धि स्वपरकी शुद्धि करे वह भव अवसान ।
ज्ञानहीन परतंत्र दुष्टकी नीति सदा जग दुखकी खान ।
सकल अर्थ नाशक कलहप्रिय पाता पद पदपर अपमान ॥६९-७०॥

अग्निप्रवेश करो तो अच्छा पीलो चाहे विषका घूट ।
व्याघ्रसिंह खाजावे अच्छा भले मारद गज या ऊंट ।
मरना हो तो मरो खुशीसे भ्रमण करो या नरक निगोद ।
इसीलिये है यही भावना मेरी निशदिन हे भगवान ।
मेरा महाशत्रु भी कोई रहे न जगमें हा अज्ञान ॥ ७१ ७२ ॥
ज्ञानहीन धनका जगतीमें समताशील धर्म उपदेश ।
भवन शौर्य ऐश्वर्य अनूपम कांति शांति औ सुगुण विशेष ।

કુમારો સાથે રમતગમત કરતા, મેરુપર્વત ઉપર વૃદ્ધિ પામતા કલ્પ વૃક્ષની પેઠે મોટા થતા, બાલ્યાવસ્થાનો ત્યાગ કરી યૌવનવયને પામ્યા

માતા-પિતાએ કુશસ્થળનગરના સ્વામી પ્રસેનજીત રાજાની પુત્રી, રુપ, ગુણ, કળા, લીલાદિ બીજા પણ અનેક ગુણોને ધારણ કરનારી પ્રભાવતી નામની રાજકન્યાની સાથે શુભલગ્ને અત્યાગ્રહથી પાર્શ્વકુમારનુ પાણિગ્રહણ કરાવ્યું

શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ જન્મથી જ લગભગ રાગ-દ્વેષ વગરના હોય છે, તેઓ સસારના બધા જ વ્યવહારોથી ઉદાસીન રહે છે પ્રાય ઘણાખરા કર્મોનો ક્ષય કરીને અવશિષ્ટ શુભકર્મોને ભોગવવા સારુ આ તેઓનો છેલ્લો અવતાર હોય છે કહ્યું છે કે-' उत्तमा ज्जमलो मृद्दा '' એટલે શુભકર્મોના ઉદયો ભોગવવા માટે કર્મનો બલાત્કાર વધી જાય તો જ લગ્ન કરે છે, કે રાજા બને છે અને તે પણ પોતાના જ્ઞાન [ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન ] દ્વારા ભોગકર્મની બલવત્તરતા સમજાય તો જ લગ્ન અને રાજ્યનો સ્વીકાર કરે છે પરતુ કર્મ ક્ષીણ થયેલા સમજાય તે મલ્લિનાથસ્વામી અને નેમનાથસ્વામીની પેઠે રાજ્ય કે લગ્ન કશું આદરતા નથી

એટલે શ્રી જિનેશ્વરદેવોના છેલ્લા ભવની બધી પ્રવૃત્તિઓ લગભગ જ્ઞાનપૂર્વકની હોય છે અને તે પણ શુભકર્મોને ખપાવવા સુધી જ માટે શ્રી જિનેશ્વરદેવોની સસારમાંની બધી પ્રવૃત્તિ ઓને પણ પૂર્વના મહર્ષિઓએ ઉચિત્ત પ્રવૃત્તિ જ ગણાવી છે

મોટાભાગે શ્રીજિનેશ્વરદેવોના આત્માઓને છેલ્લા ભવમા શુભકર્મો જ ભોગવવાના હોય છે 'શ્રી ઋષભદેવસ્વામીને

પથરાય છે મહાઅંધારી રાત જેવી નારકીઓમાં પણ ઉદ્યોત થાય છે ચરાચર સર્વ જગતના જીવો ક્ષણવાર સુખનો અનુભવ મેળવે છે નારકીના જીવો જન્મે ત્યાંથી મરણ પામે ત્યાં સુધી ભય, શોક, રુદન, અરેરાટ, અશાંતિ, ગભરાટ વિગેરે દુ ખમાં જ જીવન પસાર કરે છે તે બધા જીવો પણ પ્રભુના જન્મ પ્રસંગે ક્ષણવાર સુખને અનુભવે છે

કલિકાળ સર્વજ્ઞ પણ ફરમાવે છે કે,

"नारका अपि मोदन्ते, यस्य कल्याणपर्वसु ।
पवित्र तस्य चारित्र, को वा वर्णयितु क्षम ॥ १ ॥

અર્થ —જે તીર્થ કર દેવોના કલ્યાણના સમયે નારકીઓ પણ આનંદ પામે છે, તે શ્રીજિનેશ્વરદેવોનુ ચરિત્ર સપૂર્ણ કોણ વર્ણવી શકે તેમ છે?

પ્રભુનો જન્મ થયો કે તત્કાલ ૫૬ દિક્કુમારિકાઓ આવી ભવિષ્યમાં વીતરાગ થનારા શ્રીજિનેશ્વરદેવનુ સૂતિકર્મ કર્યુ અને ત્યાં સુગધિ જળની અને સુગધિ પુષ્પની વૃષ્ટિ કરીને પ્રભુજી અને પ્રભુમાતાના ગુણગાન ગાઈ સ્વસ્થાને ગઈ અને તે જ ક્ષણે દેવલોકમાંથી [ ભુવનપતિ, વ્યતર, જ્યોતિષી, વૈમાનિક નિકાયોમાંથી ] ઈન્દ્રાદિ દેવો પ્રભુના જન્મસ્થાનમાં આવી (પહેલા દેવલોકના ઈન્દ્રપ્રભુના જન્મસ્થાને આવે બીજા ૬૩ આરોબાર મેરૂ ઉપર આવે છે) જન્માભિષેક કરવા પ્રભુને મેરુપર્વત ઉપર લઈ ગયા ત્યાં પ્રભુજીને સ્નાત્ર કરીને પ્રભુને માતા પાસે લાવીને મૂક્યા અને દેવોએ હર્ષપૂર્ણ કરવા માટે નદીશ્વરદ્વીપમાં યાત્રા કરીને પછી સ્વસ્થાનમાં ચાલ્યા ગયા

પ્રભુજી સુરસચારિત અગુઠામાના અમૃતનુ પાન કરતા દેવાગનાઓ દ્વારા લાલન-પાલન કરાતા અને કુમારરૂપધારી દેવ

આ સિવાય જ્ઞાન, અતિશયો, પ્રભાવ, વીતરાગતા વિગેરે ગુણો અનનાનત જિનેશ્વરદેવોમા બધાઓને એક સરખા જ હોય છે

એકદા ભગવાન શ્રીપાર્શ્વકુમાર યુવાવસ્થામા ગોખમા બિરાજમાન થઈ નગરશોભા જોઈ રહ્યા છે તેટલામા અગણિત મનુષ્યો ગગાનદી ઉપર જઈ રહેલા જોયા પાસે ઉભેલા સેવકને તેનુ કારણ પૂછ્યુ સેવકે તપાસ કરીને જણાવ્યુ કે, સ્વામિન્! ગગાનદીના કીનારા ઉપર કોઈ મહાતપસ્વી પધાર્યા છે તેમના દર્શન કરવા નગરવાસી લોકો જઈ રહ્યા છે

[ વસ્તુ ઘટના એવી બની હતી કે, ભગવાન પાર્શ્વનાથ સ્વામીનો પ્રથમ ભવ મરુભૂતિનો હતો તેજ ભવમા તેમના મોટાભાઇ કમઠ સાથે અકારણ વૈરનો આરભ થયો તે કમઠનો જીવ મરણ પામી કુર્કુટનાગ સુખવાલો પાખાળો કાલો સર્પ થયો પાખો હોવાથી પક્ષીની માફક આકાશમા ઉડીને જઇ શકતો એકદા મરુભૂતિના આત્મા ગજનો નાશ કર્યો અને બીજા પણ અપરીમિત પાપો સેવી, બળગતા તાપમા બળી, મરણ પામીને પાચમી નરકમા નારકી થયો ત્યાથી આયુષ્ય પૂર્ણ થતા ચ્યવીને વળી પાછો ચોથા ભવમા સર્પ થઈ, મુનિરાજને દશ કરી, બીજી પણ ઘણી જ હિંસા આચરી, મરણ પામી પાચમા ભવમા છઠ્ઠી નરકમા નારકી થયો

છઠ્ઠા ભવમા [ છઠ્ઠી નરકમાથી નીકળીને ] કુરગક નામે ભિલ થયો, ત્યા પણ તેજ પાર્શ્વપ્રભુજીના જીવ મુનિરાજનો ઘાત કરીને શિકાર, મદિરાપાન, પરદારાસેવન, માસભક્ષણ આદિ બીજા પણ મહાપાપો આચરીને મરણ પામી સાતમી

એક વર્ષ સુધી આહાર ન મળ્યો, શ્રી પાર્શ્વનાથપ્રભુને માત્ર એક જ દિવસ કમઠદેવનો ઉપસર્ગ ભોગવવો પડ્યો, આવા પ્રસગો બહુ સામાન્ય લેખાય છે બાકી મહાવીરપ્રભુના ૧૨ાા વર્ષના ઉપસર્ગો અને તેમા પણ શૂલપાણિ અને સગમદેવના, ચડકૌશિક અને ગોશાળાના, કટપૂતના અને ગોવાળિયાના ઉપસર્ગો ખરેખર જિનેશ્વરદેવોના આત્મા માટે અતિ વિશેષ છે માત્ર આપણી આ ચોવીસીના જિનેશ્વરદેવોમા આવા ઉપસર્ગો બીજા કોઈ પ્રભુજીને થયા નથી જ એટલે પ્રભુ મહાવીરદેવને છોડીને અશુભકર્મો ભોગવવાના ઉદયો બીજા જિનેશ્વર દેવોમા અતિ અલ્પ પ્રમાણમા જ જોવા મળશે

મહાવિદેહક્ષેત્રમા શ્રીજિનેશ્વર પરમાત્માઓની બધી બાબતોમા સમાનતા જ હોય છે, એટલે દરેક કાળના જિનેશ્વરદેવો અહીંના ઋષભદેવસ્વામીના જેવા જ હોય છે જ્યારે ભરત, ઐરવતક્ષેત્રોમા શ્રીજિનેશ્વરદેવોની બીજી બધી બાબતો સમાન જ હોવા છતા આયુષ્માન અને દેહમાન અવસર્પિણીકાળમા ઘટતુ અને ઉત્સર્પિણી કાળમા વધતું હોય છે તે કારણથી મહાવિદેહ ક્ષેત્રના બધા જિનેશ્વરદેવોનુ આયુષ્માન ૮૪ લાખ પૂર્વનુ અને શરીર પ્રમાણ ૫૦૦ ધનુષ્યનુ હોય છે જ્યારે ભરત—ઐરવત ક્ષેત્રના જિનેશ્વરદેવોમા અવસર્પિણીકાળમા પ્રથમ જિનેશ્વરનુ આયુષ્ય વિગેરે બધુ ઉપર મુજબ હોય છે અને ક્રમસર ઘટી ઘટીને છેલ્લા જિનેશ્વરનુ સાત હાથ શરીરમાન અને ૭૨ વર્ષનું આયુષ્યમાન હોય છે જ્યારે ઉત્સર્પિણી કાળમા પેલા જિનેશ્વરનુ સાત હાથ શરીરમાન અને ૭૨ વર્ષ આયુષ્યમાન હોય છે અને છેલ્લા પ્રભુજીનુ શરીરપ્રમાણ વગેરે મહાવિદેહના જિનેશ્વરદેવોના જેવું હોય છે

ભગવાન શ્રીપાર્શ્વકુમાર માતા-પિતા અને પત્ની પ્રભાવતી દેવીના ઉપરોધથી આનંદમાં દિવસો વીતાવતા ૩૦ વર્ષ ગૃહસ્થ દશામાં રહ્યા દીક્ષા દિવસથી ૧ વર્ષ પહેલા દરરોજ ૧ ક્રોડ અને આઠ લાખ સોનામહોર દાનમાં આપતા એમ એક વર્ષ સુધી વાર્ષિકદાન આપ્યું દીન, અનાથ, દુઃખપીડિત જીવોના દુઃખો મીટાવીને પોષ વદિ એકાદશીના દિને ત્રણસો રાજાઓ સાથે દીક્ષા અંગીકાર કરી અને તેજ ક્ષણે પ્રભુજીને ચોથું મન પર્યવજ્ઞાન પ્રકટ થયું દીક્ષા મહોત્સવ જોવવા એકઠા થએલા દેવો, વિદ્યાધરો અને રાજા-મહારાજાઓ સૌ પોતપોતાના સ્થાને ગયા

ચાર જ્ઞાનધારી પાર્શ્વનાથસ્વામી વિહાર કરી અન્નિવેશમાં ધન્યનામના ગૃહસ્થને ઘેર અઠ્ઠમ તપનું પરમાન્ન વડે પારણું કર્યું છઠ્ઠઅઠ્ઠમાદિ વિવિધ તપ કરતા, હમેશા કાઉસ્સગ્ગ ધ્યાનમાં જ રહેતા, પૃથ્વીની માફક સર્વ સહન કરનાર, શરદ ઋતુના વાદળાની પેઠે નિર્મલ સ્વભાવવાળા આકાશની પેઠે કોઈનું આ લંબન નહિ લેનાર, વાયુની પેઠે અપ્રતિબદ્ધ ગતિવાળા, અગ્નિની માફક તેજથી દેદીપ્યમાન ભાસનાર, સમુદ્રની માફક ગંભીર મેરુપર્વતની પેઠે અપ્રકંપ, ભારંડ પક્ષીની પેઠે અપ્રમત્ત કમળના પાંદડાની પેઠે નિર્લેપ, પરિસહ અને ઉપસર્ગ સહન કરવામાં સિંહ સમાન, વિહાર કરતા કરતા ગામ-નગર-પુરાદિમાં યથાયોગ્ય વિચરતા, હમેશા મૌન અને ધ્યાનમાંજ રહેતા, છદ્મસ્થદશામાં ૮૪ દિવસ વીતાવીને એક દિવસ એક નગરની નજીકમાં કોઈ તાપસના આશ્રમમાં આવી કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા

આ બાજુ કમઠતાપસનો જીવ મેઘમાળીદેવ ભગવાન શ્રીપાર્શ્વનાથસ્વામીના જીવ ઉપર પ્રત્યેક ભવમાં વૈર નાખતો હતો વળી છેલ્લા તાપસના ભવમાં બળતો નાગ નીકળવાના બનાવથી પોતાના

નરકે ગયો, ત્યાંથી નીકળી આઠમા ભવમાં સિંહ થઈ પાર્શ્વપ્રભુના જીવ સુવર્ણબાહુ રાજર્ષિનો ઘાત કરી, પાપમય જીવન પૂર્ણ કરી, મરણ પામીને ચોથી નરકમાં નારકી થયો. ત્યાં અનેક પ્રકારના મહાદુઃખો ભોગવીને આયુ પૂર્ણ કરી, નરકમાંથી નીકળી, ઘણો સમય પશુના ભવોમાં ભટકી વારાણસી નગરીમાં એક તદ્દન ગરીબ બ્રાહ્મણના પુત્રપણે ઉત્પન્ન થયો. બાલ્યવયમાં જ માતા-પિતા મરણ પામ્યા. છોકરાને નગરવાસી દયાળુ મનુષ્યોએ પોષણ કરી મોટો કર્યો અને દુઃખગર્ભિતવૈરાગ્ય પામી તાપની દીક્ષા લીધી. તપસ્યાની સાથે પંચાગ્નિ તપ સાધતો વારાણસી નગરીની બહાર ગંગાનદીના કીનારે આવીને ઉતરેલ છે તે તાપસના દર્શનાર્થે નગર લોકો જઈ રહેલ હતા. ]

સેવકના મુખથી કમઠ તાપસના આગમનની વાત જાણી ભગવાન શ્રીપાર્શ્વકુમાર અશ્વ ઉપર બેસી કમઠ પાસે આવ્યા અને તેને જીવદયાનો ઉપદેશ આપ્યો. પરંતુ ઘમંડી તાપસને તે વાત ન રુચિ. કૃપાસમુદ્ર ભગવાને અગ્નિકુંડમાં બળતા સાપને અવધિજ્ઞાનથી જોઈ સેવક પાસે કાષ્ટ બહાર કઢાવ્યું. બહુ સાવચેતીથી કાષ્ટ ચીરાવીને વિહ્વલ દશામાં જીવતા નાગને બહાર કઢાવ્યો. શ્રીનમસ્કારમહામંત્ર સંભળાવ્યો. નમસ્કારમહામંત્રમાં એકાગ્ર થયેલો નાગ મરણ પામીને નાગરાજ ધરણેન્દ્ર થયો.

પોતાના અગ્નિકુંડમાં સળગતા કાષ્ટમાં બળતા નાગનું દૃશ્ય જોઈ, કમઠ યોગી ઉપરથી શાન્ત રહેવા છતાં અંતરથી ભગવાન શ્રીપાર્શ્વકુમાર ઉપર ખુબ જ ચીડાઈ ગયો. અને પાર્શ્વકુમાર ઉપર દ્વેષ ધરતો અધિકાધિક તપસ્યા કરી મરણ પામી જ્યોતિષીદેવ થયો.

દીને નીચે નાખ્યા ચક્રની પેઠે ગોળ ચક્કર ફેરવ્યા ધરતી રજ ઉડાડી આકાશ ઢાંકી નાખ્યુ અને પ્રલયકાળના પવનની પેઠે ભગવાન ઉપર ધૂળનો વરસાદ વરસાવ્યો પરતુ પ્રભુ ચલાયમાન થયા નહિ પછી તેણે ભગવાનને બીવરાવવા મહાવેતાળો બનાવ્યા તેમણે પ્રભુજીને ક્ષોભ પમાડવા બધુ જ કર્યું પરંતુ પ્રભુજી અડોલ રહ્યા તેના આટલા બધા ઉપક્રમો નિષ્ફળ જવાથી, તેનો ક્રોધ ઘણો જ ભભુકી ઉઠ્યો, એટલે ભયંકર ગર્જના અને વીજળીના ચમકારા સાથે જોરશોરથી વર્ષાદ શરૂ કર્યો ગર્જનાના કડાકા અને વીજળીના ચમકારા જોઈ કાયરોના ચિત્તો ચલાયમાન થઈ જતા હતા અને વર્ષાદ પણ મુશળધાર વધવા લાગ્યો પાણી વધતા-વધતા ભગવાનની નાસિકા સુધી આવ્યું પરતુ ભગવાન જરા પણ ચલાયમાન થયા નહીં

હવે આ બાજુ કમઠના તોફાનની બધી જ ખબર ધરણેન્દ્રને પહોંચી અને એકદમ પોતાની અગ્ર મહીષીઓ સહિત જ્યા પ્રભુ ધ્યાનદશામા ઉભેલા છે ત્યા આવ્યો ત્યા તો કમઠની દુષ્ટતાના બધા જ અંકો લગભગ છેલ્લી ભૂમિકા સુધી પહોંચીને ખતમ થવાની તૈયારીમા હતા

ધરણેન્દ્રે તત્કાલ પ્રભુજીની નીચે કમળ ગોઠવી દીધુ અને તે પાણી ઉપર તરવા લાગ્યુ ભગવાન કમળ ઉપર શોભાવા લાગ્યા અને પ્રભુજીના મસ્તક ઉપર સાતફણાઓ વડે છત્ર બનાવી નાખ્યુ કે, જેના પ્રતાપે હવે ભગવાનને કોઈ ભીંજવી શકે એવું રહ્યુ નહિ

અજ્ઞાન તપની નિન્દા જાહેર થઈ પાર્શ્વકુમારના જ્ઞાન અને જીવદયાની પ્રશસા અને પોતાના અજ્ઞાન અને નિર્દયતાની ભારોભાર નિન્દા સાભળી ખૂબ રોષે ભરાયો અને મરીને તપ અને દુર્ધ્યાનના મિશ્રફલ તરીકે જ્યોતિષીદેવપણે ઉત્પન્ન થયો અને ભગવાન શ્રીપાર્શ્વનાથસ્વામીને દીક્ષિત થએલા નિહાળીને ઉપસર્ગ કરવા માટે આવ્યો

તેણે ભગવાનને દુખ આપવા અને ધ્યાનદશામાથી પાડી નાખવા માટે હાથી, વ્યાઘ્ર, ચિત્તા, સર્પો અને વીંછી બનાવ્યા, તે બધાએ પોતાની બધી જ શક્તિનો સચય કરી બન્યુ તેટલુ બધુયે કર્યું પ્રભુને હેરાન કરવામા કમીના ગણી નહિ, પરતુ ભગવાનનુ રુવાડુ પણ ન હાલ્યુ

પ્રતિકૂલ ઉપસર્ગ કરી–કરીને થાકી ગએલા તે સુરાધમે છેવટે દેવાગનાઓ વિકુર્વી તે ભગવાન પાસે આવી ઘણાજ હાવભાવ કરી કામવર્ધક ચેષ્ટાઓ કરવા લાગી કક્ષા–નાભિ–સ્તન જઘાઓ બતાવી, આલિંગન કરી કામક્રીડા કરવા ભગવાનને પ્રાર્થના કરવા લાગી અને ઘણા નાચ ગાયન કર્યા પરતુ જેમ કલ્પાન્તકાલનો પવન મેરૂપર્વતની કાકરી પણ ખેસવી શકતો નથી તેમ દેવાગનાઓના બધાજ શ્રૃગાર–વિલાસો પાર્શ્વ પ્રભુને ચલાયમાન કરવામા નિષ્ફળ ગયા

તો પણ જેમ 'હાર્યો જુગારી બમણુ રમે' એ જ ન્યાયથી કમઠ સુરાધમ પણ ભગવાનને પ્રતિકૂલ ઉપસર્ગ કરી ન ફાવ્યો એટલે અનુકૂલ ઉપસર્ગ પણ ખૂબ કર્યા, તે પણ નિષ્ફલ ગયા હવે તો પોતાની જેટલી અધમતા હતી તેટલી બધી એકઠી કરીને મહાભયકર પવન ઉત્પન કરી ભગવાનને ઉપાડી–ઉપા

कलित क्रियायें ललित कलायें मक्ति शक्ति जग वशकरणी ।
अनुपयोग भी सकल विफल है बिना एक सद्ज्ञान मणि ७३ ७४
ज्ञानयुक्त उत्तम मानवको जैसा वांछित सौख्य यथेष्ट ।
देता है सुज्ञान निरापद वैसा सौख्य न नर सुरश्रेष्ठ ।
मातापिता बहिन या मार्या मित्रपुत्र या बधुविशेष ।
यत्र मंत्र सामत वर्ग भी दे नहिं सकते यश नरेश ॥ ७५–७६ ॥
देव धर्म कुल गोत्र जाति इह लोक और पर लोक पुराण ।
पाप पुण्य नर भेद ज म यम नरक निगोद मोक्ष बखान ।
विधि निषेध गुरु कुगुरु न माने मूर्ख, जीवकी गति की स्थान ।
इसलिये है कहना पड़ता पापमूर्ति जगमें अज्ञान ॥ ७७–७८ ॥

जन्म मरणका बधमूल है । जो जगमें मिथ्यात्व महान् ।
विषयोंकी अभिलाषा आशा जगजजाल भ्रांतिकी खान ।
पापबीज है जो उपजाता जीवोंको दुख व्यथा विषाद ।
ज्ञानी उन्हें नष्ट करता है रवि ज्यों अंधकार उन्माद ॥
इच्छारहित किंतु इच्छित पद अपतप नियम धारणा ध्यान ।
जिनवर कथित मार्ग जो देता जगको सौख्य शांति कल्याण ।
दया क्षमा और साधुशीलता शिवसुखके जो कारण मूल ।
उन्हें ग्रहण करनेमें ज्ञानी करता कभी न जगमें भूल ॥७९–८०॥

ज्ञानहीन निज दोषराशिको कभी जाननेमें न समर्थ ।
बाह्य वस्तुको और जाननेका करता फिर क्यों श्रम व्यर्थ ।

ધરણેન્દ્રસુરાધિપે એવી ગર્જના કરી, કે મેઘમાળીનો કોપદાવાનલ બુઝાઈ ગયો એટલુ જ નહિ પણ ધરણેન્દ્રના ભયથી મેઘમાળી કપવા લાગ્યો, મનમા ગભરાવા લાગ્યો ધરણેન્દ્રથી હવે શી રીતે બચવું? એનો વિચાર કરવા લાગ્યો અને છેવટે બચવાના બીજા ઉપાયો ન જણાવાથી તે કૃપાસમુદ્ર ભગવાન શ્રીપાર્શ્વનાથસ્વામીના ચરણોમા આવીને નમી પડ્યો અને વારવાર પોતાના અપરાધોની ક્ષમા માગવા લાગ્યો.

ધરણેન્દ્ર પણ મેઘમાલીને આક્રોશપૂર્વક કહેવા લાગ્યા કે મેઘમાળી! સુગાધમ! આ મહાપુરુષે તને શું નુકશાન કર્યું છે? તે વખતે તારી અજ્ઞાનક્રિયાથી થતી પચેન્દ્રિય જીવની હિંસાથી તને બચાવ્યો છે તેનો તારે ઉપકાર માનવો જોઈએ તેની જગ્યાએ ઉલટો અપકારને શુ કામ આચરી રહ્યો છે?

તારી કરેલી રજોવૃષ્ટિથી પ્રભુ ગભરાયા નથી અને ધૂલી દ્વારા મલીન પણ થયા નથી પરન્તુ તે ઉડાડેલી ધૂળવડે તારો આત્મા બાહ્યથી અને અભ્યતરથી ખૂબ જ મલીન થયો છે તારા વરસાવેલા વર્ષાદના જળમા ભગવાન બૂડ્યા નથી બૂડવાના પણ નથી પરતુ આવા અકારણ ઉપકારી અને ચરાચર જગતના બાન્ધવ ઉપર આવા ભયકર વર્ષાદો વષાવવાથી તુ પોતે જ તારા આત્માને સસાર સમુદ્રમા ડુબાવી રહ્યો છે તેનો તને જરા પણ ખ્યાલ કેમ આવતો નથી!

તે આ મહાપુરષને બીજા [હાથીના ભવમા] ભવમા, ચોથા [કીરણવેગ મુનિપણામા] ભવમા, છઠ્ઠા [વજ્રનાભ મુનિ દશામા] ભવમા, આઠમા [સુવર્ણબાહુ મુનિદશામા] ભવમા દુખ આપવામા કમી રાખી નથી તે પાપના ફળો તે સાક્ષાત્

ચોથી, પાચમી, છઠ્ઠી, સાતમી, નારકીમા જઈને ભોગવ્યા અને આ મહાપુરુષે તારા ઉપર જરાપણ દ્વેષ નજ કર્યો, પરંતુ તારી ઉપર દયા ચિંતવી, તેથી તે સુકૃતના ફળ મનુષ્ય અને દેવાદિ ભવોમા ભોગવી, તીર્થંકર પદવી પામીને, છેવટે મોક્ષરૂપ ફલ પામવાના છે તેમની અતિ ઉત્તમતા અને તારી નરી અધમતાને વિચારવાથી તને સાક્ષાત્કાર થશે

ધરણેન્દ્રના મરચા જેવા તીખા પણ હિતકારી વચનો સાભળવાથી, અને નજરે જગતનાનાથ તીર્થંકર પરમાત્માની ધ્યાનમુદ્રા એકાગ્રતાપૂર્વક નીરખવાથી, પોતાના ગયા જન્મોના આચરણોના ફલનો સાક્ષાત્કાર થયો અને મેઘમાલીદેવના આ મામા ભાન આવ્યું

કમઠને પ્રભુ શ્રીપાર્શ્વનાથસ્વામી અને પોતાના વચ્ચેનો ભેદ સમજાયો તેને ભગવાનની અતિ ઉચ્ચકક્ષાની મહાનુભાવતા અને પોતાની નીચકક્ષાની અધમતા બરાબર સમજાઈ ભગવાનની અને પોતાની કરણીના ફળો પણ આખો સન્મુખ હોય તેવા સાક્ષાત્ થઈ ગયા અતરના બહુમાનપૂર્વક પ્રભુ પાસે ક્ષમા માગીને, પોતાના સ્થાનમા ચાલ્યો ગયો, મેઘમાલીને તત્ત્વશ્રદ્ધા પૂર્વક આત્મસાક્ષાત્કારરૂપ સમ્યક્ત્વ પ્રગટ થયુ ભગવાનનો વિરોધી મટી પરમભક્ત બન્યો વાત પણ સાચીજ છેકે, જીવને જ્યારે યથાર્થજ્ઞાન થાય છે ત્યારે સાચુ અને ખોટું સમજાવવાની ઢીલ રહેતી નથી આપોઆપ સમજાઈ જાય છે

ભગવાનની આ વખતની અવસ્થાનુ વર્ણન કરતા કલિકાલ સર્વજ્ઞ ફરમાવે છે કે,

"कमठे धरणेन्द्रे च, स्वोचित कर्म कुर्वति।
प्रभुस्तुल्यमनोवृति , पार्श्वनाथ श्रियेस्तु व ॥"

અર્થ –ભગવાન પાર્શ્વનાથસ્વામી ધ્યાનદશામા હતા ત્યારે કમઠના આત્મા મેઘમાલીદેવે ઘણા ઘણા ઉપસર્ગો કર્યા, અને ધરણેન્દ્રે પ્રભુને ઉપસર્ગ થી બચાવ્યા, અને ઘણી સેવાભક્તિ કરી એટલે કમઠે ઉપસર્ગ, અને ધરણેન્દ્રે સેવા, બન્નેને યોગ્ય લાગે તે બન્નેએ કર્યું પરતુ ભગવાનનો બન્ને ઉપર સમભાવજ હતો કોઈ ઉપર દ્વેષ કે રાગ કાઈ પણ ન હતુ

આપણે અહીં વિચારવુ ઘટે છે અને તે એજ કે આપણે પચમહાપરમેષ્ઠિ ભગવતોના ગુણોનો વિચાર કરી રહ્યા છીએ પાચ પરમેષ્ઠિમા અરિહત ભગવતોનુ સ્થાન મોખરે છે ભગવાન શ્રીપાર્શ્વનાથસ્વામીના જીવનને વિચારતા જરૂર ખ્યાલ આવશે કે સંસારી, યોગી, સન્યાસી, ઋષિ કે મહર્ષિ ભલે હોય, પરતુ દુ ખ પ્રાપ્તિના પ્રસગે સમભાવ રહેતો નથી પણ શ્રાપોની ઝડી વર્ષા વાઈ જાય છે તેવે પ્રસગે પણ પ્રભુજી જરાય રોષ નથી લાવ્યા તે ક્ષમાનો અવધિજ ગણાય ઘણા મહર્ષિઓએ ભક્તલોકોને આશીર્વાદ અને વરદાનો આપ્યા છે ત્યા પણ ભગવાન તીર્થંકરદેવનો સમભાવજ રહેલ છે

દીક્ષા દિવસથી ૮૪ દિવસો ગયા બાદ સવર, સમતા, ધર્મધ્યાન અને પ્રાન્તે શુકલધ્યાનમયદશામા રહેતા, પ્રભુ શ્રીપાર્શ્વનાથસ્વામીને ગુજરાતી ફાગણ વદિ ચોથના દિવસે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અતરાય [આત્માના મૂલગુણના ઘાતક] આ ચારે કર્મોનો ક્ષય થઈ જવાથી કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રકટ થયુ

ભગવાન લોકાલોક અને જીવાજીવના દ્રવ્ય, ગુણ, પર્યાયના જાણકાર થયા ભગવાન સર્વજ્ઞ બનીને ૮૪ દિવસ ઓછા એવા ૭૦ વર્ષ પૃથ્વી ઉપર વિહાર કરીને રત્નત્રયીમય ઉપદેશ આપ્યો

અને ૧૦ ગણધર, ૧૬ હજાર સાધુ, ૩૮ હજાર—સાધ્વી, ૧૬૪ હજાર શ્રાવક, ૩ ૭ હજાર શ્રાવિકામય ચારપ્રકાર શ્રીસંઘની સ્થાપના કરીને, આયુ પૂર્ણ થતા સમેતશિખરપર્વત ઉપર પધાર્યા, અને ત્યા ૩૩ મુનિવરો સાથે એક માસનુ અનશન કરી, બાકીના વેદનીય, આયુ, નામ અને ગોત્ર ચારે કર્મનો ક્ષયકરી સાદિ અનંત ભાગે મોક્ષમા પધાર્યા એટલે સર્વ કર્મ અને સર્વ દુઃખોનો સર્વકાલીન અંત થયો

શંકા ઉપર જે પાર્શ્વનાથસ્વામીના સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાની સંખ્યા બતાવી છે તો શુ તે વખતે ભગવાનની હયાતિમા આટલા જ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા હતા કે બીજુ સમજવાનુ છે?

સમાધાન—ઉપર જે સાધુ વગેરે ગણાવ્યા છે, તે મુખ્ય ભગવાનના શિષ્યો જાણવા, સાધ્વીઓ પણ ભગવાનની મુખ્ય શિષ્યાઓ જાણવી શ્રાવક-શ્રાવિકા પણ પ્રભુ પાસે વ્રત ઉચ્ચરનાર જાણવા બીજા તો કરોડોની સંખ્યામા પણ હોઈ શકે દાખલા તરીકે મહાવીરપ્રભુના શિષ્યો ૧૪ હજાર જ હતા, પરંતુ સાથોસાથ ગૌતમસ્વામીના શિષ્યો ૫૦ હજાર અને નંદિષેણના પણ હજારો શિષ્યો હતા એટલે પાર્શ્વનાથસ્વામીના પરિવારમા લાખો સાધુઓ હોવા છતા ઉપરની સંખ્યામા તેમના પોતાના જ શિષ્યો લીધા છે તેમ જાણવું

ભગવાન પાર્શ્વનાથસ્વામી, ધર્મ પામ્યા પછી, મરુભૂતિના ભવથી પ્રારંભી, એક પહેલો મરુભૂતિનો, બીજો હાથીનો ત્રણ મહર્દ્ધિક મનુષ્યના, ચાર દેવના, અને છેલ્લો પાર્શ્વનાથસ્વામીનો એમ દશે ભવમા ઉત્તરોત્તર ગુણ વૃદ્ધિ પામીને, પ્રાન્તે સર્વગુણ સંપન્નતીર્થંકરપણુ અનુભવીને નિત્ય અને શાશ્વત એવા સ્વભાવને પામ્યા

શ્રીપાર્શ્વનાથસ્વામીનુ આખુ જીવન વાચીને વિચારવાથી વાચકને ચોક્કસ સમજાશે કે, 'नमो अरिहंताण' પદને શોભા વનારા શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ કેટલા બધા ઉચ્ચ દશાએ આરૂઢ થયેલા હોય છે પૂર્વની કેટલી બધી તૈયારીઓ પછી આ મહાન્ પદની યોગ્યતા પ્રગટે છે વળી શ્રીજિનેશ્વર તરીકેના છેલ્લા ભવની પૂર્વના ભવોમા પણ આ મહાપુરુષોમા કેટલા ઉચ્ચ કોટીના ગુણો પ્રગટેલા હોય છે પ્રત્યેક ભવમા કરેલો વીતરાગતાનો અભ્યાસ તે વધી-વધીને છેલ્લા તીર્થંકરના ભવમા વીતરાગતા ની સપૂર્ણતા પ્રગટ કર છે

દશભવાત્મક શ્રીપાર્શ્વનાથસ્વામીનુ સક્ષિપ્ત ચરિત્ર સમાપ્ત

## અથ શ્રીમહાવીરસ્વામીનુ સક્ષિપ્ત ચરિત્ર

જગતનો પૂજ્ય બનનાર આત્મા કેટલી મહાન વ્યક્તિ હોય છે, તે સમજવા માટે આપણે ભગવાન શ્રીમહાવીરસ્વામિનુ જીવન વર્ણન પણ ઘણુ જ ઉપકારી હોવાથી જોઈએ

ભગવાન શ્રીમહાવીરસ્વામિનો આત્મા આ સંસારમા અનંતાકાલ-અનતાનતપુદ્ગલપરાવર્તો થી, અનતી દુખપરપરાને ભોગવીને, છેવટે પશ્ચિમ મહાવિદેહક્ષેત્રમા નયસારના ભવમા ધર્મ પામ્યા બીજે ભવે દેવલોકના સુખ ભોગવી ત્રીજા ભવમા ભરત ચક્રવર્તીના પુત્ર મરિચિ થયા દીક્ષા લઈ કુલનો મદ અને ઉત્સૂત્રપ્રરૂપણા કરી, એક કોટાકોટી સાગરોપમ સસાર વધાર્યો વચ્ચમા નાના ભવો હજારો લાખો ક્રોડો ગમે ર્ક્યા ફક્ત મોટા ભવ ૨૭ થયા તેમા પચ્ચીશમા ભવથી તેમનુ જીવન-ચરિત્ર આપણે જોઈશુ

ભગવાન મહાવીરદેવનો આત્મા પચ્ચીસમાભવમા આ

આ જબૂદ્વીપના ભરતક્ષેત્રમા છત્રીકાનગરીના સ્વામી જિતશત્રુ રાજાની ભદ્રાદેવી રાણીની કુખે, ૨૫ લાખ વર્ષના આયુષ્યવાળા નદન નામના પુત્રપણે ઉત્પન્ન થયા ૨૪ લાખવર્ષ સસારમા રહી, વૈરાગ્યપામી, સ્વપર શાસ્ત્રના પારગામી, પોટ્ટિલ નામના ગીતાર્થ જૈનાચાર્ય પાસે દીક્ષા લીધી, અને તેજ દીવસથી નીચે મુજબ અભિગ્રહધારી બન્યા

એક માસના ઉપવાસ ઉપર એક જ પારણુ કરવુ અને પુન એક માસના ઉપવાસ કરવા એમ જીદગીપર્ય ત તપસ્યા કરી આ રીતે ૧૧૮૦૬૪૫, અગ્યાર લાખ, એસી હજાર, છસો પીસ્તાળીશ માસક્ષમણથી વીશસ્થાનક તપનુ આરાધન કરી, જિનનામ કર્મ નિકાચિત કર્યુ નિરતિચાર ચારિત્ર પાળી, અન્તે આરાધનાપૂર્ણ સમાધિમરણ સાધી ૧૦ મા દેવલોકમા ૨૦ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા

સત્તાવીશ ભવપૈકી ત્રીજા અને અઢારમા ભવમા બાધેલા દુષ્ટ કર્મોમાના કેટલાક કર્મોને તો નરકાદિ હલકા જન્મો મેળવી ઓછા કર્યા છતા પણ કેટલાક નિકાચિત કર્મો અવશિષ્ટ રહેલા હોવાથી, દેવલોકથી ચ્યવીને છેલ્લા ભવમા ભગવાનને માહણકુડ નામના નગરમા, ઋષભદત્ત બ્રાહ્મણની સુશીલ પત્ની દેવાનદાની કુક્ષિએ પુત્રપણે ઉત્પન્ન થવુ પડ્યુ

પરતુ વીતરાગ શાસનના પરમભક્ત ઇન્દ્રમહારાજને, આ બનાવથી ઘણુ દુ ખ લાગ્યું અને તેથી પોતાના આજ્ઞાવર્તી હરિ ણૈગમેષી દેવને મોકલી, ભગવાન મહાવીરદેવના ગર્ભને દેવાનદાની કુક્ષિમાથી ઘણા વિનય-બહુમાનપૂર્વક લઈ ને, ક્ષત્રિયકુડનામના નગરમા રાજાધિરાજ સિદ્ધાર્થ નૃપની ગુણનિધાન પટરાણી ત્રિશલા દેવીની કુક્ષિમા મૂકેલો અને ત્રિશલાદેવીનો પુત્રીરૂપ ગર્ભ

લેઈને દેવાનંદાની કુક્ષિમા મૂક્યો

શંકા—સિદ્ધાર્થરાજાને ક્ષત્રિય વર્ણવ્યા છે તો તમે રાજા કેમ કહો છો ?

સમાધાન—ભગવાન મહાવીરદેવના પિતા સાધારણ ક્ષત્રિય ન હતા પરંતુ મોટા રાજા હતા તેનુ પ્રમાણ કલ્પસૂત્રમા અનેકગણનાયક, દંડનાયક, માંડલિકરાજાઓ અને પાર્ટ્વ કુમારો વિગેરે હજારો મનુષ્યોથી પરિવરેલા બતાવ્યા છે જેમની આજ્ઞામા માંડલિકરાજાઓ અને યુવરાજાઓ રહેતા હોય તેમને સાધારણ ક્ષત્રિય કેમ કહી શકાય ? બીજી વાત એ પણ છે કે, ૧૮ રાજાઓના ઉપરી વૈશાલીના ચેટકમહારાજા, કે જેમણે શ્રેણિકરાજાને પણ પોતાની પુત્રી આપવાની ચોખ્ખી ના પાડી હતી, તેમણે સિદ્ધાર્થરાજાને પોતાની બહેન ત્રિશલાદેવી પરણાવ્યા હતા આથી પણ સિદ્ધ થાય છે કે, તેઓ મોટા ધનવાન અને મોટા રાજા પણ હતા

ભગવાન ગર્ભમા આવ્યા પછી ત્રિશલાદેવીએ (તીર્થંકર જન્મ સૂચક) ચૌદ મહાસ્વપ્ન જોયા રાજાએ અષ્ટાંગ નિમિત્તના જાણકાર નૈમિત્તિક લોકોને બોલાવીને, બહુમાનપૂર્વક સ્વપ્નો સંભળાવ્યા બધા પંડિતો એકત્ર મળી શાસ્ત્રો દ્વારા ચૌદ સ્વપ્નના અર્થનો બરાબર વિચાર કર્યો પછી બધામાના મુખ્ય પંડિતે જણાવ્યુ કે, 'મહારાજ! આપને ચક્રવર્તી કરતા પણ મહા પ્રતિભાશાળી, તથા સુરાસુર-મનુષ્યની સભા ઉપર પોતાનુ વર્ચસ્વ સ્થાપનાર, ધર્મચક્રવર્તી પુત્ર થશે અને ધર્મમાર્ગની સ્થાપના કરી, ત્રણે લોકના જીવોને ધર્મનુ દાન આપી, લાખો આત્માઓને ધર્મના આરાધક બનાવી, મુક્તિનું સામ્રાજ્ય સ્થાપશે, અને પોતે મુક્તિમા પધારશે

સિદ્ધાર્થ રાજાએ સ્વપ્નનુ ફળ સાભળી અષ્ટાગ નિમિત્ત જ્ઞાતા પડિતોને પુષ્પ, ફ્લ, વસ્ત્ર, અલકાર, ધન-ધાન્ય સુવર્ણાદિ ઘણુ દાન આપી બહુમાનપૂર્વક વિદાય કર્યા

આ તરફ મહારાણી ત્રિશલાદેવીને નિરતર ઉચ્ચકોટીના વિચારોની સ્ફુરણાઓ થવા લાગી મનમા વિચાર આવવા લાગ્યા કે હુ હાથી ઉપર બેસુ, મસ્તક ઉપર છત્ર ધરાવું ચામરો વિંઝાવું અને દીન,-અનાથ, ગરીબ, દુ ખી માણસોને અવિરત દાન આપુ અને નગરમા અને દેશમા અમારિપડહો (બધી પ્રકારના જીવોને બચાવી લેવા તે અમારીપડહ) વગાડવું

"ઇચ્છા માહરી એમ છે, સર્વજીવ સમુદાય
સ્વાદી સુખ સસારના, શીઘ્રમોક્ષમા જાય
બધા જીવ સસારના, પામે સુખના પૂર,
નાસી રહો સહુ પ્રાણીઓ, દાવ-પાપથી દૂર

આવા અનેક પ્રકારના શુભ વિચારોવાળા મહાસતી ત્રિશલાદેવીએ, ગર્ભના કોઈપણ પ્રકારના દુ ખ ભોગવ્યા સિવાય, નવમાસને સાડા સાત દિવસ પૂર્ણ થયે છતે અને ક્ષણવાર ચૌદરાજ લોકમા સુખનુ વાતાવરણ ફેલાયે છતે, ચૈત્ર સુદી ત્રયોદશીની મધ્યરાત્રે પૂર્વદિશા જેમ શરદપૂર્ણિમાની રાત્રીમા, મહાતેજસ્વી ચદ્રને જન્મ આપે, તેમ સાક્ષાત્ તેજના પૂજ જેવા અથવા ચદ્રના કિરણના સમુદાય જેવા બાલપુત્રને જન્મ આપ્યો

પ્રભુનો જન્મ થતા તત્કાલ છપ્પન દિશાકુમારી દેવીઓ સૂતિકાગૃહમા આવી, અને સુગધિ જલ ની અને પુષ્પની વૃષ્ટિ કરી, માતા અને ભ ગવાનને સ્નાન કરાવ્યુ, તથા વિલેપન

વિભૂષા કરાવી, હર્ષના ધવલ ગીતો ગાયા અને પછી સ્વસ્થાને ચાલી ગઈ એટલે તુરત જ ઇન્દ્રાદિદેવો આવ્યા અને પ્રભુને મેરુપર્વત ઉપર પધરાવી, ક્રોડોગમે દેવાસુરોએ મળી ભગવાનનો જન્માભિષેક કર્યો અને પછી માતા પાસે લાવીને મૂક્યા

સિદ્ધાર્થનૃપતિએ પણ પુત્રજન્મનો મોટો મહોત્સવ કર્યો નગરવાસી અને દેશવાસી મનુષ્યોને ખાનપાન તથા રમત ગમતની ઘણી સગવડો આપી કેદખાનામાંથી સર્વ કેદીઓને છોડી મૂક્યા દીન, દુખી, અનાથને સુખી બનાવ્યા યાચક લોકોને ઘણુ દાન આપ્યુ પ્રભુના જન્મથી બારમા દિવસે કુટુબ-પરિવાર-મિત્રાદિને નિમત્રણ આપી, મેલાવડો કરી, કુમારનુ ગુણનિષ્પન્ન વર્ધમાનકુમાર નામ આપ્યુ

કલ્પવૃક્ષની પેઠે વૃદ્ધિ પામતા ભગવાન વર્ધમાનકુમારની દેવોએ બાલ્યાવસ્થામા પરીક્ષા કરી, અને મહાવીર એવુ નામ આપ્યુ ક્રમે કરીને યૌવનવય પામેલા કુમાર વર્ધમાનનુ યશોદા-નામની રાજકુમારી સાથે પાણિગ્રહણ થયુ દેવ જેવા સુખો ભોગવતા પ્રભુને પ્રિયદર્શનાનામની પુત્રી થઈ તેને જમાલી-નામના રાજકુમાર સાથે પરણાવી ભગવાનની અઠ્યાવીશ વર્ષ-ની વય થતા માતા-પિતા કાળધર્મ પામી દેવલોક ગયા પછી પણ વડિલબધુ નદિવર્ધનના અત્યાગ્રહથી પ્રભુજી બધા આરભ સમારભોનો ત્યાગ કરીને લગભગ મુનિદશા જેવુ જીવન જીવ-વાપૂર્વક વધુ બે વર્ષ સસારમા રહ્યા અને દીક્ષાદિનથી અગાઉ ૧ વર્ષ પહેલા વર્ષાદાન આપવુ શરૂ કર્યું

## વર્ષીદાનનુ વર્ણન

પ્રતિ દિવસ ભગવાન ૧ ક્રોડ અને ૮ લાખ સોનામહોરનું

દાન આપે છે તે સોનામહોર વજનમા ૮૦ રતિ પ્રમાણની હોય છે તે મહોર ઉપર એક બાજુ ભગવાનના માતા-પિતાનો અને એક બાજુ ભગવાનનો સીક્કો હોય છે એક દિવસના દાનમા અપાયેલા સોનાનુ વજન પ્રમાણ પચીશ મણના ૨૭૫-સવા બસો ગાડા ભરાય તેટલુ હોય છે એટલે કે ૫ ૭૫ મણ સોનુ પ્રતિદિન (દિવસના પહેલા પ્રહરમા) પ્રભુજી દાન આપે છે આવી રીતે અખંડિત એક વર્ષ સુધી વર્ષીદાન આપે છે આ દાનનો વિધિ અને દાન માટે જરૂરી બધી સામગ્રી દેવો પૂરી કરે છે, અને પ્રભુના દરેક કલ્યાણકોમા તે દેવો આવી ભક્તિ કરે, વિગેરે બાબતો અનંતા તીર્થંકરોની એક સરખી હોય છે

ભગવાન મહાવીરદેવે એક વર્ષ સુધી વર્ષીદાન આપી માગશર [ગુજરાતી કારત-] વદી ૧૦ ના દિવસે દીક્ષા લીધી

દીક્ષા લઈને પ્રભુજી ૧૨।। વર્ષ છદ્મસ્થ દશામા રહ્યા તેની કેટલીક જાણવા યોગ્ય હકીકત નીચે મુજબ છે પ્રભુજી દીક્ષિત થઈને સદાકાળ મૌન અને ધ્યાનદશામા જ રહ્યા છે ભગવાને દિક્ષા લઈને એકજ વાર પાત્રમા ભોજન કર્યુ ત્યાર પછીના દરેક પારણે હસ્તમા જ ભોજન લીધુ છે ૧૨।। વર્ષમા ક્ષણવાર પણ પલાઠીવાળીને બેઠા નથી પરંતુ ઉભા અને કાઉસ્સગ્ગ મુદ્રામા જ રહ્યા છે ભગવાને બે ઉપવાસથી ઓછી તપશ્ચર્યા કરી નથી ભગવાનનો ૧૨।। વર્ષનો કુલ તપ આ પ્રમાણે છે છમાસી-૧, પાંચદિનન્યૂનછમાસ-૧, ચઉમાસી-૯, ત્રણમાસી-૨, અઢીમાસી-૨, બે માસી-૬, દોઢ માસ-૨, માસક્ષમણ-૧૨, પક્ષ ઉપવાસ-૭૨, બે દિવસની ભદ્રપ્રતિમા-૧, ચાર દિવસની મહાભદ્રપ્રતિમા-૧, દશ દિવસની સર્વતોભદ્રપ્રતિમા-૧, અઠ્ઠમ-૧૨,

૭૬-૨૨૯ પારણાના દિવસો-૩૪૯, એક દીક્ષાનો દિવસ એમ સવ મળી સાડા બાર વર્ષ અને ૧૫ દિવસ થયા

તે ૧૨॥ વષ અને ૧૫ દિવસમા ૧૧॥ વર્ષ અને ૨૬ દિવસ ઉપવાસ અને ફક્ત ૩૪૯ દિવસ ચોવિહાર એકાસણા કર્યા છે ઉપવાસ બધા જ ચારે આહારના સર્વથા ત્યાગવાલા જાણવા

આ ૧૨॥ વર્ષના છદ્મસ્થ સમયમા પ્રભુજીએ નાના પ્રકારના ઉપસર્ગો ઘણા સહન કર્યા છે તેનુ વણનતો છોડી દઈએ પરતુ મોટા ઉપસર્ગો પણ પારાવાર સહન કર્યા છે, તેમાના કેટલાક અહીં આપણે વિચારીશુ

ભૂતકાલમા વર્ધમાન નામનુ એક નગર હતું જે શૂલપાણિ યક્ષના પ્રકોપથી અસ્થિગ્રામ તરીકે પ્રસિદ્ધ થયુ એકવાર પ્રભુ તે નગરની બહાર કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા હતા ભગવાન ત્યા પધાર્યા ત્યારે નગરવાસી લોકોએ વિનતિ કરેલી કે, હે દેવાર્ય ! આ સ્થાને દુષ્ટ વ્યતર રહે છે તે અહીં રાત્રિવસનારને મારી નાખે છે આવા લોકોના વચનો સાભળવા છતા પ્રભુતો મેરુ જેવા ધીર હોવાથી લેશ પણ ભય પામ્યા સિવાય ત્યા જઈ ધ્યાનમા રહ્યા

રાત્રિમા શૂલપાણિ વ્યતર આવ્યો પ્રથમ પિશાચનુ રૂપ કરીને પ્રભુને ઘણુ દુ ખ આપ્યુ પણ પ્રભુ ન ગભરાયા ત્યારે તે દુષ્ટે એકેક વેદનાથી અન્ય મનુષ્યના પ્રાણ ચાલ્યા જાય, તેવી મસ્તકવેદના, કર્ણવેદના, નાશિકાવેદના, ચક્ષુવેદના, દાન્તવેદના, પૃષ્ટવેદના, નખવેદના, વિગેરે વેદનાઓ એટલી બધી વધારી મુકી કે આપણા જેવાથી ખમી શકાય જ નહિ પરતુ ભગવાને જરા પણ ગભરાયા વિના, તેમજ શુલપાણિ ઉપર દ્વેષ પણ

લાવ્યા વિના સહન જ કરી

ભગવાનનું આટલું મોટું ધૈર્ય નિહાળીને દેવે બધી પીડાઓ સહરી લીધી અને પ્રભુના ચરણમાં પડી ક્ષમા માગી પ્રભુ પાસે પૂજા, નૃત્ય, ગાન કરી પોતાના સ્થાને ગયો

ત્યાર પછી પ્રભુજી વિહાર કરતા શ્વેતામ્બીનગરી જતા હતા. રસ્તામાં ઘણા માણુસોએ પ્રાર્થના કરી કે, હે પ્રભુજી! આ માર્ગ બહુ ઉપદ્રવવાળો છે અહિ એક મહાભયંકર સર્પ રહે છે તેણે ઘણા માણસોના પ્રાણ લીધા છે તેથી હમણા આ માર્ગ બંધ થઈ ગયો છે માટે આ માર્ગે આપ જશો નહીં છતા પ્રભુજી જરાપણ મુંઝાયા સિવાય માર્ગના મુસાફરોના ભલાની ખાતર અને નાગના પરલોકને સુધારવાની ખાતરતે બાજુ પધાર્યા

પ્રભુજીને આવતા જોઈને સર્પનો ક્રોધ ઉછળી ઊઠયો કુતરાની માફક દોડતો આવી સૂર્ય સામી દષ્ટિ-કરીને ભગવાન ઉપર દષ્ટિજ્વાલા ફેંકી અને પોતે પાછો ખસવા લાગ્યો પરંતુ ભગવાન પડી ગયા નહિ, એટલે ફરીવાર દષ્ટિજ્વાલા મુકી પરંતુ ભગવાન અપ્રકંપ જ રહ્યા, એટલે ઘણો ક્રોધાન્ધ થઇ પ્રભુજીના પગ ઉપર શ્વાનની પેઠે કરડવા ચોટયો, તેથી પ્રભુજીના પગમાથી શ્વેતરુધિરની ધારા નિકળી તે જોઈ નાગને આશ્ચર્ય થયુ આખા જગતના મનુષ્યોનુ રુધિર લાલ હોય છે, જ્યારે આ શ્વેત કેમ? આવી મુદ્રા મે ક્યાક અનુભવી જણાય છે?

એટલામા પ્રભુજી બોલ્યા, બુજ્ઝ! બુજ્ઝ! ચંડકોશિઆ! બસ, આ વાકયો સાંભળતાજ સર્પને જાતિસ્મરણ જ્ઞાન થયું પૂર્વના મુનિ, જ્યોતિષ્કદેવ અને તાપસાધિપતિના ભવો યાદ આવ્યા ક્રોધના પરિણામે સર્પ પણું મળ્યુ એમ સમજાતા

परम ज्ञानसे ग्रंथ ग्रंथ है है न जगतमें ग्रंथ अन्य ।
यह सच्ची परमार्थदृष्टि है इसका है विश्वास अनन्य ।
ज्ञानहीन ही और हीन है वही दीन है जगमें एक ।
निजानंद सुखमें निमग्न श्री कुंथुसिंधुका यही विवेक ॥ ८१ ८२

गीता-छंद—इस ग्रंथकी जगमें पठन पाठन करें जो भव्यजन ।
उनका सदा कल्याण हो यों कुंथु कहते ज्ञानधन ।
अर्हंत सिद्ध सुसूरि सारे दें उन्हें मंगल सदा ।
आचार्य शांति सुधर्मसागर मोक्ष सुख दें शर्मदा ॥ ८३ ॥

दोहा—शांतिसिंधुके शिष्य श्री कुंथुसिंधुने ग्रंथ ।
लघुज्ञानामृतसार रच प्रगट किया शिवपंथ ॥ ८४ ॥

गुरुपद कमल पराग में अक्षय नाम कुमार ।
गुरु रचनापर पद्य रच हर्षित हृदय अपार ।
गुरुका ग्रंथ विशाल है, उसका अर्थ गंभीर ।
यथामति निज बुद्धिसे रचे पद्य गुरुतीर ॥

श्री आचार्य कुंथुसागर महाराज विरचित

## लघुज्ञानामृत सारका पद्यानुवाद

## समाप्त

## પ્રભુ મહાવીરદેવ ઉપર સંગમદેવે કરેલા ઉપસર્ગો

૧ પ્રભુજી ઉપર અત્યંત બારીક ધૂલની વૃષ્ટિ કરી તેનાથી પ્રભુજીના આંખ-કાન-નાસિકા-મુખ અને શરીર ભરાઈ ગયા ભગવાન શ્વાસોશ્વાસ લેતા બંધ થયા પરંતુ પ્રભુજીના આત્મામાં દીનતા ન આવી.

૨ ત્યારપછી વજ્ર જેવા મુખવાળી કિડીઓ છોડી તેણે, પ્રભુજીના શરીરમાં છિદ્ર બનાવી, એક બાજુથી પ્રવેશ કરી, બીજી બાજુ નીકળવા લાગી અને પ્રભુજીનું શરીર ચાયણી જેવું બનાવી નાખ્યું તો પણ ભગવાન ક્ષોભ ન પામ્યા.

૩ તેવી જ ભયંકર સ્વભાવવાળી ધીમેલો બનાવી, તેણે પણ પ્રભુજીના શરીર ઉપર ઘણાજ છિદ્રો બનાવી, શરીરની અંદર અને બહાર લોહી, માંસ અને ચામડીને ચુસવામાં કમિના ન રાખી, પરંતુ પ્રભુજી અડોલચિત્તજ રહ્યા.

૪ ત્યારપછી વળી સર્પો બનાવ્યા, જે એકદમ ચારેબાજુથી ભયંકર ફણાઓ વડે ફૂંફવાડા મારતા શ્વાનની પેઠે પ્રભુના શરીરે ચોટી પડ્યા, અને તીક્ષ્ણ દંષ્ટ્રાઓવડે દંશ આપી તીવ્ર વેદનાઓ આપવા લાગ્યા સર્પો એટલા બધા ચોટયા હોય તેવો દેખાવ ભયંકર હતો. છતાં પ્રભુના એક રોમમાં પણ ભય ન હતો.

ત્યારપછી પણ ૫ વિંછિ, ૬ નોળીયા, ૭ ઉંદરડા, ૮ કુતરા, એમ ક્રમસર એક પછી એક બનાવીને, પ્રભુને હેરાન કરવા સારૂ તેણે ઘણીજ ઉશ્કેરણી કરી, પ્રભુજીના શરીર ઉપર છુટા મુકયા તેમણે પોતાની જાતને છાજે તેવા સર્વ પ્રયાસો કરી જોયા, પરંતુ ભગવાનના ધ્યાનનો નાશ થયો નહિ.

૯-૧૦ ત્યાર પછી હાથી અને હાથિણી બનાવી પ્રભુજી ઉપર છુટા મુકયા તેમણે પ્રભુજીને સુંઢ વડે ઘણાજ પ્રહારો કર્યા,

પ્રભુવચને અનશન કરી, મરીને તે આઠમા દેવલોકમા દેવ થયો

ત્યાગ્પછી વિહાર કરતા પ્રભુજી શાલિશીર્ં ગામના ઉદ્યાનમા પધાર્યા અને કાઉસ્સગ્ગ મુદ્રાએ રહ્યા એ વખતે માઘ માસ ચાલતો હતો દુસ્સહ ઠંડી પડતી હતી લોકોના હાડ કપતા હતા તેવા પુષ્કલ ઠંડીના ધમારા વખતે ગયા ત્રિપિષ્ટવાસુદેવના ભવમા અપમાન પામેલી અને અત્યારે કટપૂગ્ના નામની વ્યતરી થએલી દેવી આવી ભગવાનને દેખીને, ક્રોધાન્ધ બનીને, અને તાપસીનુ રુપ કરીને, ભગવાન ઉપર ખૂબ જ ઠંડા પાણીનો છટકાવ કરવા લાગી પાણી છાટતા થાકી એટલે ભગવાન સામુ જોયુ ભગવાનની નિશ્ચલ દશા જોઈ ને પોતે પણ શાન્ત બની, અને પ્રભુ પાસે ક્ષમા માગી સ્તુતિ કરી, સ્વસ્થાને ચાલી ગઈ

ત્યારપછી એકવાર પ્રભુમહાવીરદેવના જ સ્વય શિષ્ય બનેલા, પ્રભુપાસેથીજ તેજોલેશ્યા વિગેરે વિદ્યાઓ પામેલા, ગોશાળક નામના અધમ આત્માએ, પ્રભુજી ઉપર તેજોલેશ્યા મુકી તેના તાપથી પ્રભુજીને છ માસ સુધી લોહીના ઝાડા થયા પરંતુ પ્રભુજીએ ગોશાળા ઉપર દ્વેષ ન કર્યો અને પોતાની નિશ્ચલતા પણ ટકાવી રાખી

એકદા પહેલા દેવલોકના સ્વામી સૌધર્મેન્દ્ર પ્રભુમહાવીરના ધૈર્યની ખૂબ જ પ્રશસા કરવા લાગ્યા, જે સાભળી અભવ્ય અને મહામિથ્યાદૃષ્ટિ સગમ નામના દેવથી ખમી શકાયુ નહિ અને બધા દેવોની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે તમો કોઈ પક્ષ કરવા ન આવો તો હુ ક્ષણવારમા જ ચલાયમાન કરી નાખીશ આમ કહી તે પ્રભુજી પાસે આવ્યો

---

૧ , તો પણ તે સુરાધમના ઉરમાં હજી અપ્યાજ ન હતા ભગવાન પ્રત્યે પૂજ્યબુદ્ધિ અને ભક્તિભાવ તો દૂર રહો પરંતુ આ દેવાધમના આત્મામાં દયાનો પણ અંશ ન હતો! એટલે ભગવાનને દુખ દેવામાં તેને થાક પણ ન લાગ્યો અને તેણે પર્વતને પણ ઉખેડી નાખે તેવો પવન શરૂ કર્યો અને ભગવાન વર્ધમાનસ્વામીને હજારોવાર પાંદડાની માફક આકાશમાં ઉછાળ્યા અને જમીનઉપર પાડી નાખ્યા પરંતુ પ્રભુમહાવીરનો અંતરાત્મા ધ્યાનરૂપી પર્વતથી નીચે પડ્યો નહિ

૧૭, પોતાની દુર્જનતા ઉપર મુસ્તાક રહેલા સંગમસુરે કલિકાવાત વિકુર્વી (ઉત્પન્ન કરી) ભગવાન મહાવીરદેવને ચાકડા ઉપર ચઢાવેલા માટીના પિંડાની માફક હજારોવાર ચકર-ચકર ફેરવ્યા, પરંતુ મહાવીર દેવના ધ્યાનનો પરાભવ થયો નહિ

૧૮, હવે તો મતિવાસુદેવના છેલ્લા ઉપાય તરીકે આ સુરાધમને તુરત જ કાલચક્ર યાદ આવ્યું કે જેનો કોઈપણ દેવ ક્યારેય ઉપયોગ કરતા નથી, જેનો પ્રયોગ ભયંકર જ લેખાય અને જેના પ્રહારથી મેરુપર્વતનું શિખર પણ તૂટી જાય, તેવું મહાભયંકર કાલચક્ર ભગવાન મહાવીરદેવ ઉપર મુક્યું તેના આઘાતથી ભગવાન ગોઠણ સુધી જમીનમાં ખૂંચી ગયા પરંતુ ધ્યાનની ધારા જરા પણ તૂટી નહિ

૧૯, હવે છલ્લા-છેલ્લા બે-ત્રણ અનુકૂળ ઉપસર્ગ કરીને પણ ધ્યાનથી પતિત કરી નાખું, એવા વિચાર લાવી તે દુરાચારે સૂર્ય ઉગાડ્યો, અને એકદમ પ્રભુ પાસે આવી વિનતિ કરવા લાગ્યો હે દેવાર્ય! હજી કેમ ધ્યાનમાં ઉભા છો? ચાલો રાત્રિ પૂર્ણ થઈ ગઈ છે તમને હેરાન કરનાર દેવ જતો રહ્યો છે

અને પ્રભુજીને જમીન ઉપર પાડી નાખી ઉપર ચઢીને ખુબજ કચરી નાખ્યા, તોપણ પ્રભુજીના ધ્યાનનો અ ત તો ન જ આવ્યો.

૧૧ વળી તે સુરાધમે વ્યાઘ્ર બનાવ્યા અને તેમણે પોતાના તીક્ષ્ણ શસ્ત્રોજેવા દાત અને નખોવડે પ્રભુજીના શરીર ઉપર પુષ્કળ પ્રહાર અને ઉઝરડા કર્યા શરીરમાથી અખડ લોહીધા રાઓ ચાલવા લાગી, તો પણ પ્રભુજીનુ ચિત્ત ચલાયમાન થયુ નહિ

૧૨ હજી પણ તે દુષ્ટદેવ પ્રયાસથી ન થાક્યો અને ભયકર પીશાચોના રુપ બનાવી મોટીમોટી ગર્જનાઓ કરી પરન્તુ પ્રભુજીને તેની અસર થઈ નહિ

૧૩ પછી સિદ્ધાર્થ રાજા અને ત્રિશલાદેવીના રુપ બનાવ્યા તે ભગવાન પાસે આવી કરુણ વિલાપ કરવા લાગ્યા, અને કહેવા લાગ્યા, હે પુત્ર! તું જનની જનકનો ભક્ત છે, અને અમને વૃદ્ધોને છોડીને ચાલી નીકળ્યો, તે વ્યાજબી ન કહેવાય હવે ઘેર ચાલ! અને અમારા અવસાન પછી દીક્ષા લેજે, આવાઆવા વાક્યો બોલી અનેક આક્રદો કર્યા, પરતુ પ્રભુજી ધ્યાનદશાથી પડ્યા નહિ

૧૪ પછી એક મોટો જનસમુદાય બનાવ્યો તેના મનુષ્યો પ્રભુજીના બે પગવચ્ચે અગ્નિ સળગાવી, ઉપર તપેલી મુકી રસોઈ પકાવવા લાગ્યા એક પછી એક અનેક મનુષ્યોએ આવી પ્રભુજીના પગ વચ્ચે રસોઈ બનાવી પરતુ પ્રભુજીના શરીર કે આત્મામા કપારી આવી નહિ

૧૫ વળી તેજ જનસમુદાયના માણસોએ પ્રભુજીના શરીર ઉપર લાબી ચાચવાલા પક્ષીઓના પાંજરા લટકાવ્યા પક્ષીઓએ પ્રભુજીને ચચુ વિગેરેના પ્રહારો કરી ઉપસર્ગ કરવા ઘણી મહેનત કરી પરતુ પ્રભુજીના આત્માના એક અ શમા પણ ક્ષોભ પ્રવેશ કરી શક્યો નહિ

આત્માને ક્રોધ ન આવ્યો ધ્યાન નાશ ન પામ્યું આત્મપતન ન થયું શરીરનું રુવાડું પણ ન ફરકયું

શકા—તમોએ ઉપર બતાવ્યા છે, તેવા એક ઉપસર્ગથી પણ માણસ જીવતો ન રહે, તો પછી આવા વીશ ઉપસર્ગ, થવા છતા મહાવીરપ્રભુને કશું જ ન થયુ, એમ કેમ બને?

સમાધાન—શરીરના બધારણ એક સરખા હોતા નથી પરતુ ઘણા પ્રકારના હોય છે તે વજ્રઋષભનારાચથી લઈને છેવટ્ઠા સુધિના તેના છ પ્રકાર છે તેમા પણ તારતમ્ય ભેદે સેકડો, હજારો કે લાખો પ્રકારો પડે છે

તેથી અરિહત, ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ અને કેટલાક સામાન્ય મનુષ્યોમા પણ વજ્રઋષભનારાચ સઘયણ હોય છે

તીર્થકર પરમાત્માઓના શરીરો વજ્રાગ હોય છે એથી ગમે તેટલા ઉપદ્રવોથી તે અભેદ જ રહે છે નાશ પામતાં નથી

જૈનેતરોએ રામાયણમા હનુમાનને વજ્રાગ માનેલા છે અને તેથી ભાષામા પણ લોકો હનુમાનજીને બજરગી અથવા વજ્રાગી તરીકે ઓળખે છે જૈનગ્રથોમા પણ મહાપુરુષ હનુમાનજીને અને મહાપુરુષ ભીમસેનને વજ્રાગ સ્વીકારેલા છે

શ્રીજિનેશ્વર પરમાત્માઓના જીવો અનેક ભવોમા ઉચ્ચ કોટીની જીવદયા પાળીને અને આ છેલ્લો ભવ પણ જીવોની દયા પાળવા અને પળાવવા માટે પામેલા હોય છે એટલે અતિપુણ્યના પ્રાગ્ભારથી શરીર પણ વજ્રાગજ પ્રાપ્ત થાય છે અને આવા વજ્રાગ શરીરનો તમામ ઉપયોગ સર્વ જગતનું ભલુ કરવા માટે જ કરે છે પરતુ કોઈનું આ મહાપુરુષના શરીરથી અહિત થતું નથી

ચાલો મારી સાથે ગોચરી પધારો ! ઈત્યાદિ ઘણાયે [બનાવટી] કાલાવાલા કરવા લાગ્યો પરંતુ પ્રભુજી તો જેવા વીતરાગ હતા તેવા જ્ઞાની પણ હતા તેથી તેમણે જ્ઞાનથી રાત્રિ જોઈ અને ધ્યાનમા અડગ રહ્યા

૨૦ છેવટે તે સુરાધમ બગલોભક્ત બનીને પ્રભુજી પાસે આવી કરગરવા લાગ્યો હે મહર્ષિ ! આપનુ ધ્યાન અડોલ છે આપની નિશ્ચલતા મેરુ જેવી છે આપના ધ્યાનસમુદ્રનો પાર કોઈ પામી શકે નહિ આપના તપોબળ, ચારિત્ર અને ધ્યાનથી હુ ઘણો જ પ્રસન્ન થયો છુ તમને શુ જોઈએ છે ? જે જોઈએ તે બોલો સ્વર્ગ જોઈએ તો સ્વર્ગ આપુ અને મોક્ષ જોઈએ તો મોક્ષ આપુ

એમ બોલી અનેક રુપવતી દેવાંગનાઓ બનાવી પ્રભુ પાસે મોકલી તે બધી સમકાલે, વચન, અને શરીરદ્વારા અનેક જાતિના નખરા [ સ્ત્રી જાતિના, પુરુષોને રિઝવવાના અને ફસાવવાના જેટલા થાય તેટલા ચાળા ] કરી-કરીને થાકી જેનાથી મનુષ્યનુ મન ચોક્કસ પડી જાય, તેવા વચનના બધા જ પ્રયોગો કરી નાખ્યા જેના જેવાથી મોટા યોગીશ્વરો પણ વખતે ડગી જાય, તેવા શરીરના બધા જ અવયવો બતાવ્યા જેમ અગ્નિના સયોગથી માખણનો પિંડ ઓગળ્યા વિના રહે જ નહિ તેમ નારીના આલિંગનથી પુરુષના શરીરમા વિકાર ઉપજ્યા સિવાય રહે જ નહિ, પરંતુ હજારો દેવાગનાઓએ આલિગનો આપ્યા, છતા ભગવાનનો સાત્ત્વિકભાવ અક્ષુભિત જ રહ્યો

બસ, એ એક જ રાત્રિમા આવા ભયંકર વીશ ઉપસર્ગ સગમ નામના સુરાધમે કર્યા પરંતુ પ્રભુ મહાવીરદેવના

સિંહોના સાત્વિકપણ વેળી પણ પ્રભુમહાવીરનો સાત્વિક ભાવ ચઢી જાય તેવો હતો ગોવાળે ચારે બાજુ તપાસી તમામ વનબાગને દેવ અને મનુષ્યોથી શૂન્ય જોઈને, બન્ને ખીલા બન્ને બાજુએથી પ્રભુના કાનમા પેસાડી દીધા ખીલા એટલા બધા ઊંડા પેસાડ્યા કે, બંને ખીલાના અણીના ભાગો સામસામા મળી ગયા આટલુ કુકર્મ કરતા પણ પાપાત્મા ગોવાળ તૃપ્ત ન થયો, માટે પ્રભુને કાયમી સંતાપ રાખવાની ઇચ્છાથી, આ ખીલા કોઈ જોઈ ન જાય તેવી રીતે બહાર રહેલા ખીલાના અગ્રભાગો કરવતીથી કાપી નાખ્યા એથી પ્રભુ પાસે આવનાર કોઈ પ્રભુનુ આ દુ ખ તત્કાળ જાણી શકે જ નહિ પાપાત્મા આપમાનોનો પોતાનો કાર્યક્રમ પુરો કરીને ચાલ્યો ગયો પ્રભુજી તો કર્મના ઉદયોને જ ખીલા માનતા હતા અને કર્મના ઉદયો જ આવા ખીલા ઓના કારણો છે એમ ચોક્કસ સમજ્યા હોવાથી, તેમને પ્રસ્તુત એ ખીલાઓને કાનમાથી કાઢવા કે કઢાવવાનુ કાંઈ પ્રયોજન હતુ નહિ તેથી એવી જ શલ્યદશાયુક્ત, પ્રભુજી મધ્યમ-અપાપા નગરીમા સિદ્ધાર્થનામના વણિકને ઘેર ગોચરી પધાર્યા, ત્યા ખરક નામના વૈદ્યે પ્રભુજીને શલ્ય જોયા તેણે સિદ્ધાર્થને વાત જણાવી બન્ને જણ પ્રભુજીની સાથે વનમા ગયા, અને બહુ સાવધાનપણે ચાડમાથી બન્ને ખીલા ખેચીને કાઢી નાખ્યા, ત્યા તો એક મ લોહીની પીચકારી ઉછળી જેથી મેરુજેવા અડેલ મને પૃથ્વીજેવા સર્વંસહન કરનારા પ્રભુમહાવીરના મુખમાથી ચીસ નીકળી પડી પ્રભુના તે અરેરાટશબ્દથી આખુ વન ગુંજવા લાગ્યુ વૈદ્યે સ રોહિણી ઔષધિ

શંકા—જ્યારે આવા વીશ ઉપસર્ગ થયા, અને તેમાં કીડીઓએ ધીમેધીમે શરીરને છિદ્રમય બનાવી નાખ્યું તો પછી તે શરીરને ભગવાને કાંઈ ઔષધ ઉપચાર કર્યા વગર સાજું કેવી રીતે કર્યું?

સમાધાન—દેવોદ્વારા ઉપસર્ગો થયાના બીજા પણ ઘણા પ્રસંગો ગ્રન્થોમાં જોવામાં આવે છે, અને ઉપસર્ગની પૂર્ણતા પછી તેનાતેજ દેવોદ્વારા પૂર્વઅવસ્થા હોય, તેવી જ થઈ જાય છે અર્થાત્ ઘાવ, પ્રહાર, વ્રણ, છિદ્ર જે કાંઈ થયું હોય, તેને મૂલસ્થિતિમાં બનાવ્યા પછી જ દેવો પોતાના સ્થાનમાં જાય છે

કલાવતીના હાથ શંખરાજાએ કપાવ્યા હતા પરંતુ કલાવતીના શીલપ્રભાવથી દેવોએ કંકણસહિત હાથ નવા બનાવ્યા ચંદનબાળાનો ચોટલો વણિકપત્ની મૂલાએ કપાવી નાખ્યો હતો તે ચંદનબાળાના શીલ અને તપના મહાત્મ્યથી દેવોએ તેવોને તેવો કેશપાશ નવીન બનાવ્યો હતો તે જ પ્રમાણે જૈનેતર ગ્રન્થોમાં પણ બાણપંડિતે પોતાની જાતે કાપી નાખેલા હાથ-પગ ચંડીદેવીએ નવા બનાવી દીધા હતા એથી સિદ્ધ થાય છે કે, પ્રભુના અવયવોને લાગેલા ઘાવ-પ્રહારો અને થયેલા વ્રણ-છિદ્રો પણ ઉપચાર વિના તત્કાળ અદૃશ્ય થયા હતા

પ્રભુમહાવીરદેવને થયેલો છેલ્લો ઉપસર્ગ મહાભયંકર હતો અને તે એજ કે, એકદા પ્રભુજી કાયાને વોસિરાવી ધ્યાનદશામાં ઉભેલા હતા તેનો લાગ જોઈ આગલા જન્મના પ્રભુના નિકાચિત કર્મોની પ્રેરણાથી, એક ગોવાલ અણીદાર બે વાંસના ખીલા બનાવીને પ્રભુ પાસે આવ્યો પ્રભુજી તો ઉપસર્ગ કે પરિસહ સહન કરવા ઉભા જ હતા કોડો કે અબજો



# श्री १०८ आचार्य श्री कुंथुसागरजी महाराज रचित

## 'लघुबोधामृतसार' का पद्यानुवाद ।

(दोहा)

नमों ज्ञानरवि सर्वप्रद,
मुक्तिरमा भरतार ।
बोध हेतु निर्मित करूँ,
लघुबोधामृतसार ॥ १ ॥

(उपजाति छंद)

आया कहाँसे, चलना कहाँको ।
क्या कर्म करना जगमें सुखी है ।
उद्धार कैसा नर नित्य ऐसा ।
सचित्तमें निश्चयसे विचारे ॥२॥

(१) नरकमें कौन जाता है ?—

कुदेव सेवी शठ पूर्ण भ्रम
कुदेवद्रोही कुलजातिद्वेषी ।
क्रोधी, कुमानी, गुरु-धर्म द्रोही,
निंदा करे जो शठ दानियोंकी ॥३॥
जो श्रावकोंका व्रतधारकोंका,
बने विरोधी शुभ साधकोंका ।
या शीशपे पाप कलापधारी,
हा, हत ! होता नरकाधिकारी ॥४॥

(२) तिर्यंच कौन होता है —

आचारसे हीन विवेकशून्य ।
आलस्यधारी व प्रलापकारी,
विरुद्धगामी व अभक्ष्यभक्षी
मिथ्यावशीभूत कुकर्मनिष्ठ ॥ ५ ॥

ઉપચારથી ઘા રુઝવી નાખ્યા

એક વખત પ્રભુશ્રીમહાવીરદેવે એવો અભિગ્રહ ગ્રહણ કર્યો કે, રાજાની પુત્રી હોય, પરંતુ દાસીભાવને પામેલી હોય, બાલબ્રહ્મચારિણી હોય, પગમા બેડી હોય, માથુ મુંડેલુ હોય, ત્રણ દિવસના ઉપવાસવાળી હોય, આખમાથી આસુ વહેતા હોય, મધ્યાહ્નકાળ હોય, ઓરડાના ઉંબરા ઉપર ડાબોપગ બહાર અને જમણો પગ અદર રાખીને બેઠી હોય, તેની આગળ સુપડામા અડદના બાકુળા લઈને, વહોરાવે તો જ મારે વહોરવું, અન્યથા પારણું ન જ કરવુ પ્રભુજીનો આવો ભીષ્મ અભિગ્રહ પણ ૧૭૫ દિવસે પૂર્ણ થયો. અહાર-પાણી વગર ૧૭૫ દિવસો જવા છતા પ્રભુજીના રોમમા પણ જરા યે દીનતા કે તામસિકતા આવી ન હતી ચપાનગરીના દધીવાહન રાજાની પુત્રી અને મહાબળવાન રાજા કરકંડુનીબેન વસુમતી કર્મની બળવત્તરતાથી કૌશાબીનગરીના ચૌટામા વ્હેચાણી, અને તે નગરીના એક ધનવાન ધનાવહ નામના સુશ્રાવકે તેને ગ્રહણ કરીને, પુત્રી તરીકે રાખી અને તેનુ નામ ચદનબાલા રાખ્યુ આ બાળાએ પ્રભુનો અભિગ્રહ પૂર્ણ કર્યો ભગવાનને અડદના બાકુળા વહોરાવી પોતાનો સસાર અલ્પ કર્યો

શ્રીજિનેશ્વર દેવો છેલ્લા ભવમા જન્મ પામે ત્યાથીજ, લગભગ સસારના તમામ પાપોથી ઉદાસ રહે છે કહ્યુ છે કે, 'उत्तमा जम्मतो वुद्धा' ઉત્તમ પુરુષો જન્મે ત્યારથી વૃદ્ધપુરુષોના ગુણોથી યુક્ત હોય છે અને દીક્ષા લીધા પછી ક્ષમા, મૃદુતા, ઋજુતા, નિર્લોભતા, તપ, સજમ, સત્ય, આત્મશૌચ, અકિંચનત્વ અને બ્રહ્મચર્ય વિગેરે ઉચ્ચકક્ષાના

બધાજ ગુણો પ્રગટ થાય છે પ્રભુશ્રી મહાવીરદેવ સમ્યગ્ દર્શન – જ્ઞાન,–ચારિત્રની અપૂર્વ આરાધનાદ્વારા બાર વર્ષ, છ માસ અને ૧૫ દસ દિવસે કેવળજ્ઞાન અને કેવળદર્શન પામ્યા

જેમનો પ્રતાપ સૂર્યકરતા પણ અનેકગુણો છે જેમની સૌમ્યતા અનેક ચંદ્રોથી પણ વધી ગઈ છે ધીરતા મેરુથી પણ અનેકગુણી છે જેમની ગંભીરતા સમુદ્ર કરતા અધિક છે. તે શ્રીવીરપ્રભુ સર્વકર્મનો ક્ષય કરીને કાર્તિક [ ગુજરાતી આસો ] વદિ અમાવાસ્યાએ મુક્તિપદને પામ્યા સર્વકર્મોથી છૂટા થયા સંપૂર્ણજ્ઞાન અને સંપૂર્ણસુખના ભોક્તા બન્યા ચપળતાનો નાશ થઈ સ્થિરભાવ પ્રકટ થયો ચોરાશી લાખ યોનિના ભ્રમણ અને મુસાફરી બંધ થઈ જન્મ–જરા–મરણના દોરડા તૂટી ગયા શારીરિક અને માનસિક વ્યાધિમાનનો અંત થયો બાહ્ય અભ્યંતર શત્રુઓ નાબુદ થયા વાસનાઓના બધા જ વેગ શમી ગયા અને સંપૂર્ણ સચ્ચિદાનંદમયદશા પ્રકટ થઈ

પ્રભુ શ્રીપાર્શ્વનાથસ્વામીના અને ભગવાન શ્રીમહાવીરદેવના છેલ્લા ભવોના વર્ણનો જાણવાથી આપણને ચોક્કસ સમજવું જોઈએ કે, શ્રીઅરિહંતદેવોના આત્માઓ કેટલા બધા પવિત્રતાથી ભરેલા અને ગુણગણોની ખાણ હોય છેકે, જેમનું જીવન સંપૂર્ણ વાચવાથી આપણી પણ કેટલીએ દુર્ગુણો નાશ પામવા માંડે છે એટલા જ માટે જ્ઞાનિઓએ કહ્યું છે, કે, "वीतराग जनो ध्यायन् भजत वीतरागता" જેમ કામિનીનું ધ્યાન કરનાર કુગતિ પામ્યા વિના રહેતો નથી તેમ વીતરાગનું ધ્યાન કરનાર મુક્તિ પામ્યા વિના રહેતો નથી જેને વીતરાગનું

શંકા—જો આત્મા અસંગ ભાવને પામ્યો છે તો પછી ઉપર વધારે આગળ કેમ વધતો નથી, અને સિદ્ધસ્થાનમાં જ અટકી જાય છે?

સમાધાન—જેમ તુંબડું તદ્દન તળીએથી અસંગ બનીને એકદમ જળની ઉપર આવી જાય છે પરંતુ પાણીથી વધારે ઊંચું જતું નથી તેમ આત્મા પણ અસંગ બનીને લોકાગ્ર સુધી જાય છે, પછી આગળ ધર્માસ્તિકાય વિગેરે સહાયક કારણો નથી માટે આગળ જતો અટકે છે જેમ પાણી હોય તેટલું તુંબડું ઉપર જાય છે તેમ ધર્માસ્તિકાય હોય તેટલો આત્મા ઉંચો જાય છે

સિદ્ધભગવંતો કેટલા છે? કેવા છે? કયા છે? ક્યારથી સિદ્ધ થવા શરુ થયા છે? આ બધી બાબતો સમજવા માટે આપણે હવે ક્રમસર વિચાર કરીએ

આ જગતને કોઈએ બનાવ્યું નથી બનાવવાની બધી યુક્તિઓ માત્ર અજ્ઞાનતાથી ભરેલી છે ઇશ્વર નામની કોઈ પણ અદૃશ્ય વ્યક્તિ જ નથી તો પછી ઇશ્વરે જગત્ બનાવ્યાની વાત ઘટે જ શી રીતે? જો ઇશ્વરે જગત્ બનાવ્યાની વાત સિદ્ધ થાય તો, આત્માનો મોક્ષ થઈ શકે જ નહિ જો ઇશ્વરે જગત્ બનાવ્યાનું નક્કી થાય તો આત્માઓની સંખ્યા પરિમીત થઈ જાય, અને આત્માઓની પરિમીતતા નક્કી કરવા જતા લાંબા કાળે સંસારનો અભાવ કે મોક્ષનો નિષેધ માનવો પડે આ બધી યુક્તિથી એમ જ માનવું પડે કે, જગત અનાદિઅનંત છે જગતને કોઈએ બનાવ્યું જ નથી તો પછી જગતનો કર્તા ઇશ્વર પણ માનવો એ નકામું છે

જેમ દિવસ અને રાત્રિ બેમા પહેલુ કોણ? પુરુષ અને અને નારી બેમા પહેલુ કોણ? આબો અને ગોટલી બેમા પહેલુ કોણ? માતા અને પુત્રી-પિતા અને પુત્ર, બેમા પહેલુ કોણ? આ બધા પ્રશ્નો અણઉકેલ્યા જ રહ્યા છે તેમ આ જગતમા મોક્ષમાર્ગ ક્યારે શરુ થયો? સૌ પ્રથમ ગુરુ કોણ હતા? સૌ પ્રથમ જિનેશ્વર કોણ થયા? સૌ પ્રથમ મોક્ષમા કોણ ગયુ? આ બધા પ્રશ્નો પણ ઉપરની માફક વચનથી અગોચર છે છેલ્લા સર્વજ્ઞ કોણ થશે, છેલ્લા સિદ્ધ ભગવાન કોણ હશે? આ બાબત પણ ઉપરના જેવી જ અગોચર છે માટે જ શ્રીજિનેશ્વરદેવોએ મોક્ષમાર્ગ અનાદિ અનત બતાવ્યો છે, મોક્ષની આદિ કે અત હતો પણ નહિ અને હશે પણ નહિ, માટે જ પૂર્વના જ્ઞાનિમહાપુરુષોએ ફરમાવ્યુ છે કે,

"सिद्धाण बुद्धाण, पारगयाण परपरगयाण;
लोअग्गमुवगयाण नमो सया सव्वसिद्धाण॥"

અર્થ—સર્વ કર્મનો ક્ષય કરીને કૃત્યકૃત્ય થયેલા, કેવળ જ્ઞાન પામેલા, સસારરૂપમસુદ્રના પારને પામેલા, પરપરાથી મોક્ષ પામેલા (એટલે મોક્ષનો પ્રવાહ અનતકાળથી ચાલુ જ છે) ત્યારથી અત્યાર સુધી મોક્ષમા ગયેલા અને લોકના અગ્ર ભાગ ઉપર જઈને સ્થિર થયેલા એવા અનતાનત સિદ્ધ ભગવતોને મારો નમસ્કાર થાઓ

'जैसो अणाइ कालो अणाइ जीवो अणाइ धम्मो।

અર્થ—કાળ અનાદિ છે, જીવ અનાદિ છે તેમ જૈન ધર્મ પણ અનાદિ છે આથી એમ નક્કી થયુ કે, જૈનધર્મ

અનાદિ, હોય તો અરિહંતાદિપાચપરમેષ્ઠી પણ અનાદિ હોય જ તેમા સિદ્ધભગવંતો પણ અનાદિ નક્કી થઈ ગયા

હવે સિદ્ધભગવંતોનુ સંખ્યાપ્રમાણ વિચારીએ

દ્રવ્યથી–આપણે ઉપર જોઈગયાતેમ અરિહંતભગવંતો પણ અનંતકાળમા અનંતી ચઉવીશીઓ, અનંતી વીશીઓ અને ઉત્કૃષ્ટકાળના પણ અનંતાનંત થાયછે તેદરેક જિનેશ્વરદેવોના શાસનમા ગણધરદેવો નવ–દશ–અગ્યાર યાવત્ ચોરાશી અને તેથી પણ વધારે હોય છે દરેક જિનેશ્વરદેવોના શાસનમા હજારો, લાખો, ક્રોડો આત્મા મોક્ષમા જાય છે ભગવાન મોક્ષમા ગયાપછીપણ, સંખ્યાતીતવર્ષો સુધી મોક્ષમાર્ગ ચાલુ રહેતો હોવાથી, એક જિનેશ્વરની નિશ્રાએ અસંખ્યાતા આત્મા મોક્ષમા જાય છે એટલે એક કાળચક્ર જેટલા સમયમા સમયક્ષેત્રમાથી અસંખ્યાતા મોક્ષમા જાય છે તે વાત નિચે મુજબ જુઓ

અનંતા જિનેશ્વરદેવો મોક્ષમાં ગયા છે, તેનાથી સંખ્યાતગુણા ગણધરો મોક્ષમા ગયા છે, તેનાથી અસંખ્યાતગુણા આચાર્ય, ઉપાધ્યાય અને મુનિવરો [સાધુ–સાધ્વી] મોક્ષમા ગયા છે એમ દરેકે દરેક અનંતાનંત મોક્ષમા ગએલા સમજવા

શ્રાવક–શ્રાવિકા દશામા, ભાવમુનિદશા પામી, અનંતાનંત મોક્ષમા ગયાછે, અને અન્યલિંગિઓ પણ તાપસાદિવેશમા ભાવમુનિદશા પામીને, અનંતા મોક્ષમા ગયા છે અનંતા પુરુષો મોક્ષમા ગયા છે, અનંતી સ્રીઓ મોક્ષમા ગઈ છે અનંતા નપુંસકો મોક્ષમા ગયા છે

ક્ષેત્રથી–જંબૂદ્વીપમાથી–એકલાખજોજન ક્ષેત્રમાંથી–દરેક જગ્યાએથી અનંતા મોક્ષમા ગયા છે

બધી બાજુએથી ગોલાકારે ચાર લાખ યોજન ઉપરથી, અનતા મોક્ષમા ગયાછે ધાતકીખડની બધી બાજુએથી, ગોલાકારે આઠલાખ યોજનમાથી, અનતા મોક્ષમા ગયા છે કાલોદધિ-સમુદ્રની બધી બાજુએથી, ગોલાકારે સોલ લાખ યોજનઉપરથી, અનતા મોક્ષમા ગયા છે પુષ્કરવરદ્વીપાર્દ્ધની બધી બાજુએથી, ગોલાકારે સોલ લાખ યોજનમાથી, અનતા મોક્ષમા ગયા છે

શ-ા— જબૂદ્વીપમા, ધાતકીખડમા અને પુષ્કરવરાર્દ્ધ દ્વીપમા, વર્ષધરપર્વતો છે, યુગલિઆઓના ક્ષેત્રો છે તેમાથી તથા ગગા અને સિંધુ વિગેરે નદીઓમાથી તથા લવણ અને કાલો દધિ વિગેરે સમુદ્રોમાથી મોક્ષમા જવાનુ શાસ્ત્રોમા બતાવેલ છે તે શી રીતે ઘટી શકે ? કારણ કે યુગલિઆઓમા મોક્ષે જવાની યોગ્યતા નથી, તથા સમુદ્રો અને નદીઓમાથી મુનિ ચાલી પણ ન શકે, તો ત્યાથી મોક્ષમા શી રીતે જઈ શકે ? વળી ચાર લાખ અને સોળ લાખ જોજન સમુદ્રમા તો મનુષ્યોનો પ્રવેશ પણ અસભવિત છે તો પછી સાધુઓતો જાય જ શી રીતે ? અને ધ્યાનાદિ કયા કરી શકે ? એટલે સમગ્ર અઢીદ્વીપમાથી અને તમામ સ્થાનોમાથી મોક્ષ ગયાની શાસ્ત્રમા લખેલી વાત બરાબર સમજાવો ?

સમાધાન— મોક્ષમા જનાર આત્માઓના ઉત્પત્તિસ્થાનો તો ફક્ત પાચ ભરત, પાચ ઐરવત અને પાચ મહાવિદેહ આ પન્નર ક્ષેત્રો છે, તેમા જન્મેલા મનુષ્ય મોક્ષમા જાય છે, પરતુ પ્રસ્તુત પ નરક્ષેત્રના મુનિવરો પછી કોઈ મુનિરાજ ચરમ-શરીરી હોય, ધ્યાનમા હોય, કેવલજ્ઞાન પામીને નજીકમા મોક્ષ જવાના હોય તેવે વખતે તેમને પૂર્વના કોઈ વૈરી દેવો, મારી

નાખવા માટે સમુદ્રમા કે ટી દેવા પ્રયાસ કરે, તેમા બરાબર સમુદ્ર કે નદી ઉપર આવતા જ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી, કાળધમ પામી મોક્ષમા જાય વળી કોઈ મુનિ નદીશ્વરાદિની યાત્રાયે જતા હોય, કોઈ મુનિ કાર્યવિશેષ—પામી લબ્ધિની શક્તિથી આકાશમાગે જ બૂદ્રીપમાથી ધાતકીખ ડમા કે ધાતકીખ ડમાથી પુષ્કરવરદ્વીપમા જતા હોય, વચમા સમુદ્ર કે નદી ઉપરથી કે યુગલિયાના ક્ષેત્રો ઉપરથી ધ્યાનારૂઢ થઈ કેવલજ્ઞાન પામી આઠે કર્મ ખપાવીને સમશ્રેણિએ મોક્ષમા ચાલ્યા જાય છે તેવા બનાવો પણ એક કાળચક્રમા એક થાય તો પણ અન તકાળે અન તાથાયછે માટે જ પીસ્તાલીશલાખ યોજન ક્ષેત્રમાથી એકેએક જગ્યાએથી પણ અન તા મોક્ષમા ગયાની વાત બરાબર છે એટલે પીસ્તાલીશ લાખયોજન પ્રમાણ અઢીદ્વીપમાથી એકેક અ ગુલ કે એકેક વાલાગ્રભાગમાથી અન તાકાળે અન તા જીવો મોક્ષમા ગયા છે અને લોકના અગ્રભાગ ઉપર પીસ્તાલીશલાખ યોજન પ્રમાણ ક્ષેત્રમા એકેક અવગાહનાએ અન તા સિદ્ધભગવ તો રહેલા છે એટલે પીસ્તાલીશલાખ યોજન ક્ષેત્રના જેટલા આકાશ પ્રદેશ છે તેટલી—અસ ખ્યાતી અવગાહનાઓ થાય છે

કારણથી-એક પુદ્ગલપરાવર્ત્તકાળમા ભરત—ઐરવતક્ષેત્રમા અન તી ચોવીશીઓ થાય છે અને મહાવિદેહક્ષેત્રમાતેનાથી પણ અસ ખ્યાતગુણી વીશીઓ થાય છે એવા અત્યારસુધી અન તાન ત પુદ્ગલપરાવર્ત્ત થઈગયા છે તેથી સિદ્ધભગવ તો પણ અન તા ન ત થયા સમજવા

આ પ્રમાણે ગ્રુવ તોની સ ખ્યા વિચારતા

નત પદો થાય છે એક વાર 'नमो सिद्धाण' પદનો ઉચ્ચાર કરવાથી ઉપર ગણાવેલા સર્વસિદ્ધભગવંતોને નમસ્કાર થાય છે પરંતુ જાપ કરનાર આત્મા જાણકાર અને ઉપયોગી હોય તો ઉત્કૃષ્ટ પરિણામથી એક જ વાર 'नमो सिद्धाण' પદનો જાપ કરતા સર્વકર્મ ક્ષય કરી નાખે છે મધ્યમપદે એક 'नमो सिद्धाण પદનો જાપ કરવાથી મ યમ ફળની પ્રાપ્તિ થાય છે

હવે દ્રવ્યસિદ્ધભગવંતો વિચારીએ

વર્તમાનકાળે પાચમહાવિદેહક્ષેત્રની ૧૬૦ વિજયોમા સર્વજ્ઞભગવંતો વિચરે છે પાચમહાવિદેહની આઠમી, નવમી, ચોવીશમી અને પચ્ચીશમી આ ચાર વિજયોમા અને પાચેની ૨૦ વિજયોમા શ્રીસીમંધરસ્વામી વિગેરે વીશ જિનેશ્વરો હાલમા વિચરી રહેલ છે તે દરેક પ્રભુજીના પરિવારભૂત દશ-દશલાખ કેવલીભગવંતો હોવાથી ૨૦ જિનેશ્વરોનો પરિવાર બે ક્રોડ કેવલીભગવંતો થાય છે તથા બાકી રહેલી ૧૪૦ વિજયોમા પણ પ્રાય લાખો કે ક્રોડોની સ ખ્યામા કેવલીભગવંતો હોવાનો સ ભવ છે આપણો 'नमो सिद्धाण' પદોચ્ચાર, ઉપર બતાવેલા મહાવિદેહક્ષેત્રના ૧૬૦ વિજયોના બધા કેવલીભગ વંતોને પહોચે છે કારણકે બધા કેવલીભગવંતો પણ 'नमो सिद्धाण' પદમા દ્રવ્યથી અ તર્ગ ત થાય છે

તથા વળી જે ચરમશરીરી આત્માઓ છે દાખલા તરીકે મરુદેવાસ્વામિની, પૃથ્વીચ દ્ર અને ગુણસાગર તથા દૃઢપ્રહારી ચોર જેવા આત્માઓ તેજ ભવમા-ભવપ્રાન્તે કે વચમા કેવળજ્ઞાન પામી મોક્ષમા જનારાછે તેપણ દ્રવ્યસિદ્ધો હોવાથી नमो सिद्धाण' પદમા જ અ તર્ગત થાય છે

શંકા—જેમનામાં હજી જૈનધર્મ આવ્યો જ ન હોય, તેઓને નમસ્કાર કેમ કરી શકાય?

સમાધાન—જેમ કોઈએ આવતા જન્મનું દેવનું આયુષ્ય બાંધ્યું હોય તે આત્માઓ દ્રવ્યદેવ કહેવાય છે તે જ પ્રમાણે જેઓ તેજ ભવમાં ચોક્કસ મોક્ષમાં જવાના છે તે દ્રવ્યસિદ્ધ કહેવાય છે, અને તેઓ પણ 'नमो सिद्धाण' પદમાં અંતર્ભાવે છે

હવે મોક્ષમાં પધારી ગએલા મહાન્ પુરુષો છેલ્લા ભવમાં કેટલા ઉચ્ચકોટીના સમ્યગ્દર્શન, જ્ઞાન, અને ચારિત્ર આરાધીને તથા ક્રોધાદિમહાનશત્રુઓ ઉપર વિજય મેળવીને અને કેવા પરિસહો અને ઉપસર્ગો ભોગવીને મોક્ષમાં ગએલા હોયછે તેમાના થોડા ઉદાહરણો અહીં જોઈએ.

## શ્રીઢંઢણમુનિ

ઢંઢણમુનિવર એ ત્રણખંડના રાજવી કૃષ્ણવાસુદેવના પુત્ર હતા, અને ત્રણજગતનાસ્વામી શ્રીનેમનાથપ્રભુજીના શિષ્ય હતા તેઓ મહાત્યાગી, વૈરાગી અને તપસ્વી હતા એક વાર તે મહાત્માને ગયા જન્મના અંતરાયકર્મ ઉદયમાં આવ્યા, આ વખતે તેઓ ભગવાનની સાથે દ્વારિકાનગરીના નજીકના ઉદ્યાનમાં પધાર્યા હતા

તેઓ પોતાને સારુ દ્વારિકામાં ગોચરી ફરતા હતા, પરંતુ આખા નગરમાં તેમને નિર્દોષઆહાર મળતો ન હતો તેથી તેઓ દરરોજ ફરીને પાછા આવતા હતાં છતા તેઓ મનમાં દીનતારહીત હતા ભગવાને તેમને કહ્યુ કે, 'હે વત્સ! તમને લાભાન્તરાયકર્મ ઉદય આવ્યુ છે' પછી તો આ મહાસાત્વિક પુરુષે પ્રભુજી પાસે અભિગ્રહ લીધો કે, 'મને પોતાની. ભતે

कर्मोंका चक्र है, किसतका फेर है ।
झझटमे आके ये, सध्या सवेर है ॥
क्या जाने किवसी सुधरनेमें देर है ॥ ४ ॥
स्वामी छ्या दिखलाओं ना ॥
पतितोंको स्वामी, तुमहीनें उठाये हैं ।
भूले हुवोंको, सुधमे भी लाये हैं ।
सोते हुवोंको दयाकर जगाये हैं ॥ ४ ॥
दुष्कर्म दुर्गोको, जगसे भगाये हैं ।
स्वामी हमें भी जगाओना ॥ ३ ॥ गुरुवर ॥
हमको कषायोंनें हे नाथ पकडा ॥
विद्रूप सर्वेश भावोने जकडा ॥
वे धर्म जीवन हमारा हैं बिगडा ॥
किससे कहें नाथ अपना ये दुखडा ।
धर्म कहे दुखोंसे छुडाओना ॥ ४ ॥ गुरुवर ॥

[ भजन नं ७ ]

॥ तर्ज:–मायरी मेरी मन तेरी लाल हरे ॥
गुरु कुंथु हमारी, आजीवे ध्यान धरो ॥
क्रोधमान मद लोभ फिरते हैं, इनको दूर करो ॥ टेर ॥
काल अनन्तसें भ्रमण करतमें । आयो न धरम लगे ॥२॥
सत्य पथ मुझे सुझे, नाही गुरु अन्तर दीपहरो ॥
जडता हृदय, सद्‌बुद्धि ना आवे ॥
सौम्य प्रकृति करो ॥ गुरु ॥
त्यागी धरम कर जोडी विनवे ॥ मम उर आनंद भरो ॥३॥

તેમ પોતાની ઓલખાણ જણાવ્યા સિવાય, મહામુનિરાજ ઢંઢણઋષિ છ માસ સુધી, દ્વારિકામા દરરોજ એક વાર વહોરવા જતા, પરતુ ગોચરી મળતી નહિ, એક વખત કૃષ્ણ–વાસુદેવે હાથી ઉપરથી ઉતરી બજારવચ્ચે મુનિરાજને વદન કર્યું, તે દેખવાથી એકગૃહસ્થને વિચાર આવ્યો કે, અહો! આ મુનિરાજ મહાગુણી જણાય છે અન્યથા કૃષ્ણવાસુદેવ બજારવચ્ચે વદના કરે તે બને જ કેમ? એમ વિચાર કરીને મુનિરાજને બહુ જ આદરપૂર્વક બોલાવી, ગોચરી વહોરાવી મુનિરાજ પણ અતરાય તૂટ્યો સમજીને ગોચરી મેળવી આનદ પામ્યા, પ્રભુજી પાસે જઈ, વદના કરી, ગોચરી બતાવી ભગવાન કહે છે, હે ઢંઢણ! આ આહાર તમારી પોતાની લબ્ધિથી મળ્યો નથી, પરતુ કૃષ્ણ–વાસુદેવના બહુમાન અને વદન જોઈને, ગૃહસ્થને તમારા ઉપર સદ્ભાવ થયો, તેથી મળેલ છે ઢંઢણમુનિરાજ રોષ, તોષ કે દીનતા લાવ્યા વગર, આહાર પરઠવવા ચાલ્યા છમાસના ઉપવાસ, ભાવનાની વિશુદ્ધિ, પ્રભુઆજ્ઞાનો આદર, અને ત્રિકરણયોગનીશુદ્ધિ થવાથી કેવલજ્ઞાન પામી મોક્ષમા ગયા

---

## ખધકમહામુનિરાજ

ખધકમુનિ એક મોટા રાજાધિરાજના પુત્ર હતા પિતાનુ નામ જિતશત્રુરાજા અને માતાનુ નામ ધારિણીદેવી હતું, ખધકકુમાર ભરયુવાનવયમા ધર્મઘોષસૂરિની દેશના સાભળીને સયમી બન્ય હતા, અવિશ્રાંત છઠ્ઠ–અઠ્ઠમાદિ તપસ્યા કરીને, ઉપર નિરસ આહારનું પારણું કરતા અને પુન ઉગ્ર

---

પોતાની લબ્ધિથી, નિર્દોષઆહાર મળે તો જ મારે ગ્રહણ કરવો, અન્યથા તપોવૃદ્ધિ–ચોવિહાર ઉપવાસ કરવા' આવી ઉત્કૃષ્ટદશામા તે મહામુનિરાજને છ માસ વીતીગયા, પરતુ દ્વારિકા જેવી ધનાઢ્ય અને દાનસપન્ન નગરીમા આ મુનિરાજને શુદ્ધગોચરી મળી નહિ

શકા—દ્વારિકાનગરીમા લાખો જૈનોની વસ્તી હતી બધા મહાશ્રદ્ધાળુ આત્મા હતા મુનિરાજ પણ કૃષ્ણમહારાજના પુત્ર હતા છતા ગોચરી મળી નહિ તે કેમ માની શકાય ?

સમાધાન—શ્રીવીતરાગના આવા આરાધક મુનિરાજો પોતાની ઓળખાણ આપતા જ નથી એટલે હુ અમુકનો પુત્ર હતો, હુ અમુકનો સગો થાઉ છુ, હુ છઠ્ઠ–અઠ્ઠમાદિ તપસ્યા કરુ છુ, હુ અમુક અભિગ્રહધારી છુ, આવુ કાઈ પણ જણાવતા નથી અને દીનતા લાવ્યા સિવાય સાત્ત્વિકભાવ ધારણ કરીને યથાદેશકાળ મળેલા આહાર–પાણી, વસ્ત્ર–પાત્ર પામીને રાગ–દ્વેષ વિના જ ભોગવે છે

જેમ દીક્ષિત બનેલા ધન્નાજી અને શાલીભદ્રજી એકવાર ભગવાનમહાવીરદેવની સાથે રાજગૃહીનગરીમા પધાર્યા અને પોતાની માતાને ઘેર વહોરવા ગયા ત્યા માતા અને પત્નીઓએ, તથા નોકર–ચાકર કે દાસ–દાસીઓએ તેમને ન ઓળખ્યા એક ક્ષણવાર જ ઉભા રહીને પાછા ચાલ્યા ગયા, પરતુ ઘરના કોઈ પણ મનુષ્યને પોતાની ઓળખાણ આપી નહિ, આડકતરી રીતે ઓળખાવાનો ઉદ્યમ પણ ન કર્યો, પરતુ બીજી જગ્યા એથી મળેલી ગોચરીથી પારણુ કર્યું અને ભગવાનની આજ્ઞા પામીને વૈભારપર્વતઉપર જઈને અનશન કરી સર્વાર્થસિદ્ધ ગયા.

આ સાધુના શરીરઉપરથી જીવતી ચામડી ઊતારીને લેઈ આવો, અને મને બતાવો અધમકોટીના રાજસેવકો કાર્યાકાર્યનો વિચાર કરતા જ નથી પરંતુ ઉલ્ટા આવા અતિઅધમ આદેશને સાભળીને ઘણા જ ખુશી થતા પાપને બહુ જ મજબૂત બનાવે છે તેથી તે સેવકોએ મહામુનિરાજ ખધકઋષિ પાસે આવીને રાજાનો આદેશ સભળાવ્યો મુનિરાજ મરણાત ઉપસર્ગ આવ્યો જાણી, જરાપણ ગભરાયાનો નહિ, પરંતુ મનમા અતિખુશી થયા

"મુનિવર મનમાહી આણદયા, પરિષહ આવ્યો જાણી રે,
કર્મ ખપાવવા અવસર એવો, ફરી નહિ આવે પ્રાણી રે
અહો અહો સાધુજી સમતા વરીયા "

મુનિરાજને મરવાનો સમય નજીક આવ્યો છતા, જરા પણ દીનતા આવી નહિ, આપણે અહીં જોઈ શકીશુ કે, મુનિરાજ મહાતપસ્વી હતા, પણ શ્રાપ નઆપ્યો ઘણી લબ્ધિઓ-વાળા હતા, પણ રાજાને કે રાજસેવકોને બાળીને ભસ્મ ન કરી નાખ્યા રાણીના સગાભાઈ હતા, છતા પોતાની ઓળખાણ ન આપી. શરીર ઉપર છુરી ચલાવવાની હોવા છતા દીનતા ન દેખાડી આવા આત્માઓ જ મોક્ષ પામવાના અધિકારી હોય છે રાજસેવકોએ તે મુનિરાજની ચામડી કાપવી શરૂ કરી અને મુનિરાજ પરમસમતારસમા લીન બન્યા.

'ચ્ચ્ચ- ચામડી તેહ ઉતારે, મુનિ સમતારસ ઝીને રે. '

સમતાભાવમા આરૂઢ થયેલા મુનિરાજ જગતના પ્રાણી-માત્રને પોતાના મિત્ર માનતા રાજા અને રાજસેવકોને પણ સમભાવે નિહાળતા, શુક્લધ્યાનારૂઢ બનીને, અતકૃતકેવલી

તપસ્યા કરતા હતા, તેથી શરીર હાડકાનો માળો થઈ ગયું હતું ચાલતા ચાલતા શરીરના હાડકા ખડખડતા હતા, તો પણ મહામુનિરાજ સ્નિગ્ધ કે પુષ્ટઆહાર વાપરતા નહિ એવા તપસ્વીમુનિરાજ એકવાર વિહાર કરતા, પોતાના બનેવી (ભગિનીપતિ)રાજાની નગરીના નજીકના ઉદ્યાનમા પધાર્યા, અને કાઉસ્સગ્ગધ્યાનમા રહ્યા નજીકમા જ રાજાનો મહેલ હતો, પોતે રાજાના શાળા અને મહારાણીના ભાઈ થાય છે, તેની જાણ થવા દીધી નહિ, અને આત્મધ્યાનમા સ્થિર થયા

આ બાજુ રાજમહેલના ગોખમા ઉભેલા, રાણીસાહેબ ઉદ્યાનની શોભા જુવે છે, તેટલામા પોતાની દૃષ્ટિ મુનિરાજ ઉપર પડી, બેને ભાઈને તો ઓળખ્યા નહિ, પરંતુ મનમા વિચારો આવ્યા, કે મારે પણ એક જ ભાઈ હતો, તેમણે દીક્ષા લીધી છે, શુ તે જ આ નહિ હોય ? પણ જો તે જ હોય તો હું તેમની સગી બેન છુ, મને જણાવ્યા વિના કેમ રહે ? એમ વિચાર કરતા, એકજ ભાઈ હતા તે પણ સાધુ થઈ ગયા, પિતાનાકુળનો નિર્વંશ થયો, હવે એક દહાડો પણ પિતાને ઘેરજવાની શાન્તિ નરહી આવા વિચારમા ને વિચારમા સાધુ સામુ જોઈ–જોઈને મહારાણી રડવા લાગ્યા આ બનાવ રાજાએ સાક્ષાત્ જોયો રાજાઓ ઘણું કરીને આગળ પાછળનો વિચાર કરતા નથી અને ભાવિભાવ પણ તેમ જ હોવાથી, રાજાના મનમા વહેમ પડ્યો જરૂર આસાધુ આ રાણીનો પૂર્વ અવસ્થાનો જારપુરુષ હોવો જોઈએ, અન્યથા રાણીનો આટલો રાગ હોય જ નહિ બસ, તત્કાળ પોતાના ગુપ્તચરોને બોલાવીને હુકમ આપ્યો, જાવ ! જલ્દી જાવ !

તદ્દન દરિદ્ર બની જાય છે, જ્યારે એક બાજુનો પક્ષ મહા-ધનવાન થઈ જાય છે, તેમ) મુનિરાજોના આ જ રીતિએ કર્મ ખપવાના અને રાજા તથા પાલકપ્રધાન વિગેરેના મહાસંસાર વધવાનો હશે, તેથી રાજાએ પ્રધાનને ઠીક લાગે તે રીતિએ મુનિરાજોને શિક્ષાકરવાની છુટ આપી.

અધમઆત્મા પાલકપ્રધાન વનના એક વિભાગમા ઘાણી મંડાવી અને મુનિરાજોને પીલવા શરુ કર્યા. ગુરુમહારાજ ખંધકસૂરિવરે, મુનિરાજોને મર્મ સમજાવી, સ્થિર બનાવ્યા સંસારનો ચિતાર સમજાવ્યો આવા મરણો અનંતીવાર થવાનું ભાન કરાવ્યું જીવિત-મરણમાં, શત્રુ-મિત્રમાં સમભાવ કેળવી, બધી પ્રકારની આરાધનાઓ પામી ૪૯૯ મુનિરાજો છેલ્લા સમયે [ અંતકૃતકેવલી થઈને ] કેવલજ્ઞાનપામીને મોક્ષમા ગયા

શંકા—પ્રત્યેકજીવને આમ ઘાણીમા પીલાવાવિગેરેના કુમરણો અનંતીવાર થવાનુ કેવી રીતે બની શકે છે?

સમાધાન—સંસારવર્તી જીવોએ અનંતાભવો કર્યા છે દરેકસ્થાનોમા, દરેકયોનીઓમા, દરેકજાતિઓમા અનંતીવાર જન્મો અને મરણો થયાં છે તેમા આ જીવડો ગેલડી થઈને, તલ બનીને, 'કોડ' નામની માછલી (જેના કલેજાનુ તેલ બને છે તે) તેવા જીવો થઈને, ઘાણીમા પીલાણા છે અત્યારે પણ અનેક જાતિના જાનવરો જુદા જુદા કુમરણોથી પ્રતિદિવસ લાખો કે ક્રોડોની સંખ્યામા મરી રહ્યા છે પરંતુ 'ઓયવોય હાયહાય, ઓ બાપ! મરી ગયો, મારી નાખ્યો' આવા બેભાન મરણોથી, વાસ્દશાના મરણોથી, આત્માને કયો લાભ થયો નથી પરંતુ સંસાર વધ્યો છે ૪૯૯ મુનિરાજો જરા પણ દીનતા લાવ્યા

થઈને મોક્ષમા ચાલ્યા ગયા

પાછળથી રાણીને મુનિરાજની ઓળખાણ થઈ પોતાના ભાઈનુ મરણ થયેલુ જાણ્યું રાજાએ પણ તે વાત જાણી રાણીએ દીક્ષા લીધી, અને પોતાના આત્માની ઘણી નિન્દા કરી આત્મકલ્યાણ સાધ્યું



## શ્રીખધકસૂરિના ૫૦૦ શિષ્ય

ભગવાન શ્રીમુનિસુવ્રતસ્વામીના શિષ્ય, આચાર્યપદવી પામેલા ખધકનામના સૂરિમહારાજ, એકવાર પોતાના શિષ્ય પરિવારસહિત ભગવાનની આજ્ઞા મેળવી, દડકી રાજાના કુભકાર કટક નગરના ઉદ્યાનમા આવ્યા અને ધર્મધ્યાનમા પ્રવૃત્ત થયા અહીં દડકીરાજાને પાલકનામનો મહાનાસ્તિક પ્રધાન છે તેને પુણ્ય, પાપ, આત્મા અને પરલોક બીલકુલ ગમતા ન હતા એટલે મુનિરાજનો ઉપદેશ આદિ ધર્માનુષ્ઠાન તો ગમે જ ક્યાથી? મુનિરાજને જોઈને પાલકને તીવ્ર દ્વેષ થયો વળી તેને મુનિની કુમારઅવસ્થામા પણ ધર્મચર્ચામા, આ મહાત્મા ઉપર ઘણો જ દ્વેષ આવ્યો હતો તેથી તેને આ વખતે વેરની વસુલાત કરવાનો વિચાર થયો આથી તેણે મુનિના રહેવાના ઉદ્યાનમા, એક બાજુ-ગુપ્તસ્થાનમા ગુપ્તરીતે હથીયારો દટાવ્યા અને રાજાને એવુ સમજાવ્યુ, કે, આ લોકો સાધુઓ નથી પણ સુભટો છે તમને મારીને રાજ્ય લેવા આવ્યા છે આમ મુનિરાજોની વિરુદ્ધમા રાજાને ખૂબ ઉશ્કેર્યો ભાવિભાવનુ બલવત્તરપણું હોવાથી (જેમ કોઈકવાર કોઈક વસ્તુના ભાવો અતિ પ્રમાણ વધી જવાથી, એક બાજુનો પક્ષ પાયમાલ થઈ

સ્મશાનભૂમિમા જઈને, ધ્યાનદશામા આરૂઢ થયા આબાજુ તેમહામુનિરાજનો બીજા નબરનો મસરો, સોમાનો પિતા સોમિલબ્રાહ્મણ ભાવિભાવથી ત્યા આવી ચડ્યો પોતાના જમાઈને સાધુ થયેલા દેખી તેને અતિદ્વેષ થયો તેથી તેણે નજીકના જલાશયમાથી ચીકણી માટી લાવીને, મુનિવરના મસ્તક ઉપર ગોળ પાળી બાધી અને સ્મશાનમાથી અગારા લાવીને મુનિવરના મસ્તક ઉપર ભર્યા

મુનિરાજ તો એકાન્ત આત્મદશામાં જ લીન હતા તે મહાપુરુષમાથી, ભવાભિનદી અને પુદ્ગલાનદી બને દુષ્ટદશાઓ પલાયન થઈ ગઈ હોવાથી, આત્માનદીદશા પ્રકટ થઈ હતી. તેથી બ્રાહ્મણને જરા પણ શત્રુ ન માનતા સપૂર્ણ મિત્ર માનવા લાગ્યા અને પોતાના મનને સમજાવવા લાગ્યા કે, 'મારા સસરાએ મને, ઉત્કાલમા ઉત્કૃષ્ટી મોક્ષમા જવાની પાઘડી બધાવી છે' એમ મનને મનાવી, આત્માને સાત્ત્વિકદશામા સ્થિરકરી, જગતના પદાર્થમાત્રમા ઔદાસીન્યભાવ કેળવી, અતકૃતકેવલી થઈ મોક્ષમાં પધાર્યા



મહામુનિરાજ મેતાર્ય

મેતાર્યમહામુનિરાજ રાજગૃહીનગરીના વતની હતા શ્રેણિકરાજાના જમાઈ હતા પૂર્વજન્મના મિત્રદેવની પ્રેરણાથી ભગવાનમહાવીરદેવના શિષ્ય થયા હતા ઉત્તરોત્તર ચારિત્રમા ઘણા જ આગળ વધીને, એકવાર એકમાસના ઉપવાસના પારણે તે જ નગરગૃહીનગરીમા એક સોનીને ઘેર વહોરવા પધાર્યા હતા

રાજગૃહીનગરીના રાજાશ્રેણિક પ્રભુમહાવીરના અનન્ય

વગર અને સપૂર્ણ સાત્ત્વિકભાવ પામીને, મહાજનદિદશાનું અવલબન લઈને રાગ, દ્વેષ, અજ્ઞાનતાનો સર્વથા ત્યાગ કરીને, આત્માની સ્વભાવદશાને પામ્યા

શકા—ખધકસૂરિના શિષ્ય પાચસો પૂરા કે ૪૯૯ હતા?

સમાધાન—ઋષિમડલપ્રકરણ ૨૩ મી ગાથામા 'પણુણે પંચસયે એક ઉણા પાચસો (૪૯૯) એમ કહેલ છે પછી તત્ત્વ કેવલીગમ્ય

પછીથી ગુરુમહારાજખધકસૂરિને ઘણો જ ક્રોધ થયો બધાને મારી નાખવાનુ નિયાણુકરીને દેવગતિને પામ્યા અને રાજા તથા પ્રધાન અને આખાદેશને બાળીને ભસ્મ કરી નાખ્યો રાજ્યનુ દડકારણ્યનામનુ રણ થયુ રાજા-પ્રધાન વિગેરે ઘણો કાલ દુર્ગતિમા પરિભ્રમણ કરનારા થયા

---

## બાલમુનિગજસુકુમાલ

ગજસુકુમાલ મુનિવર કૃષ્ણવાસુદેવના સગાભાઈ અને દેવકીજીના આઠમા પુત્ર હતા તેઓ યૌવનવયને પામ્યા પછી એક રાજપુત્રી સાથે પરણ્યા હતા થોડા કાળ પછી દ્વારિકા નગરીના સોમિલનામના બ્રાહ્મણની સોમાનામની પુત્રીસાથે લગ્ન કર્યું બીજી પત્ની પરણ્યાને હજી થોડો સમય થયો હતો તેટલામા જિનેશ્વરદેવ નેમનાથપ્રભુ દ્વારિકાના ઉદ્યાનમા પધાર્યા કૃષ્ણમહારાજ પોતાના માતા-પિતા, ભાઈઓ વિગેરે પરિવાર સાથે પ્રભુને વાદવા ગયા દેશના સાભળી ઘણા માણસો પ્રતિબોધ પામ્યા તેમા ગજસુકુમાલને પણ વૈરાગ્ય થયો અને પ્રભુજીપાસે દીક્ષાલીધી અને થોડા જ દિવસો પછી પ્રભુજીની આજ્ઞા મેળવી

[ भजन नं ८ ]

॥ तर्ज–मोक्ष जानेका मेरा इरादा हुआ ॥

मेरे भगवान् मेरी यही आशा है ॥ पूर्ण कर दोगे इच्छा ये विश्वास है ॥ १ ॥ मेरे धर्ममें सदा, आपका ध्यान हो ॥ अपनी जातीका, कुलका सदा मान हो ॥ २ ॥ धर्मसेवामें अर्पण, सदा प्राण हो ॥ मेरे तनमें सदा देशका ज्ञान हो ॥ मेरे भगवान् ॥३॥ पांव दुःमार्गमें मैं, कभी ना धरू ॥ न्यायनीतिसे जीवन ये पूरा करू ॥ जातिसेवामें स्वामी, खुशीसे मरू ॥ मेरा मन आपके चरणोंमें सदा धरू ॥ मै तो बलहीन हू नाथ बल दीजिये । मेरी इच्छाये स्वामी, सफलता कीजिये । मेरी सारी समस्याये हल कीजिये । आपके चरणोंमें वास दीजिये ॥ मेरे भगवान् ॥

[ भजन नं ९ ]

॥ तर्ज–तुलसी मगन भये प्रभू गुण गायके ॥

दुःखसिन्धु गुरु देवा, सत्यको बतायके ।
भ्रमको मिटायके, सत्यको बतायके ॥ टेर ॥
क्रोध मान माया, नरकोंका मारग ।
क्षमा सत्य समवास, इनको हटायके ॥ टेर ॥
हिंसा झूठ चोरी, सत्य गुण नाश करें ।
अहिंसा सत्य, अचौरि अशान्तिसे मिटायके ॥ २ ॥

ભક્ત હતા તેથી પ્રભુજી જે દિશામા વિચરતા હોય, તે દિશામા સાત-આઠ પગલા સન્મુખ જઈને, ૧૦૮ સોનાના ચોખાનો સાથીયો બનાવી, પ્રભુજીની સ્તવના કરતા, અને ભગવાનના ગુણોને સભાળીને ખૂબ જ ખુશી થતા હતા

સોની શ્રેણિકરાજાને માટે દરરોજ સોનાના ચોખા બનાવતો હતો આ વખતે તે સોની સોનાના ચોખા બનાવી રહ્યો હતો મુનિરાજને આવતા દેખી, ખૂબ જ ખુશી થઈ અને ઉભો થઈ ગયો, પધારો ! પધારો ! બોલતો સન્મુખ જઈ મુનિના પગે પડ્યો અને બોલવા લાગ્યો

આજ ફલ્યો ઘર આગણેજી, વિણ કાળે સહકાર,
લ્યો ભીક્ષા છે સુઝતીજી, મોદક તણો આહાર, મેતાર્ય ?

મુનિરાજને પધારેલા જોઇ સોનીનાકુટુમ્બના આનદનો પાર ન રહ્યો અને ઘણાઆદરથી ઘરમા તેડી ગયો આ વખતે સોનાના ચોખા ઘણા ખરા તૈયાર થઈ ગયા હતા, તે તેમના તેમ છુટાસુકીને, મુનિરાજને વહોરાવવા ઘરમા ગયો, અને ઘણાભાવથી આદરપૂર્વક મેતાર્યમુનિરાજને લાડવા વહોરાવ્યા

મુનિરાજ ત્યા ઉભા હતા, સોની ઘરમા લાડવા લેવા ગયો હતો, તેવામા એકપક્ષી ત્યા આવ્યું તે કૌચપક્ષી હતો તેણે સોનીના બનાવેલા બધા ચોખા ચણી લીધા અને તે જ ઘરમા ઉગેલા ઝાડઉપર ઉડીને બેસી ગયો સોની ત્યા આવીને જોવા લાગ્યો ચોખા દીઠા નહિ, એને મુનિરાજ ઉપર વ્હેમ પડ્યો મુનિરાજને પૂછવા લાગ્યો, મહારાજ ! તમારા દેખતા હમણા જ હુ આ જગ્યાએ સોનાનાચોખા મુકીને ઘરમા જઈ લાડવા લાવી તમને વહોરાવુ છુ એટલામા ઘરમા બીજુ

કોઈ માણસ આવ્યુ નથી ચોખા અહીંથી ઉપડી ગયા છે. તે જાય ક્યાં ? માટે જરૂર તમે લીધા છે ? બસ, મારા જવલા પાછા આપો નહિ આપો તો પરિણામ સારૂ નહિ આવે, ચોખા લીધા સિવાય હુ તમને જવા દેનાર નથી

મુનિરાજ ત્યા જ ઉભા હતા, તેમની નજર સન્મુખ કૌંચપક્ષી જવલા ગળી ગયો હતો પરતુ ભાવદયાનાસમુદ્ર મહા મુનિરાજ કશું બોલ્યા નહિ મુનિથી જુઠુ બોલાય નહી. અને સાચુ બોલેતો પક્ષીની હિંસા થાય, માટે મુનિરાજ મૌન જ રહ્યા કહ્યુ છે કે,

જેહથી અનર્થ ઉપજે રે, પરને પીડા થાય,
માનુ વયણ તે ભાખતા રે, લાભથી તોટો થાય રે
સાધુજી, કરજો ભાષા શુદ્ધ

જેનાથી હિંસા થાય, એવી પાપવાળી ભાષા પણ વીતરાગનાસાધુ બોલે જ નહિ. બસ, શ્રી વીતરાગશાસનના રહસ્યને સમજેલા મહામુનિરાજ મૌન જ રહ્યા તેથી સોનીને વહેમ વધતો ગયો સાધુ બોલતા નથી માટે ચોર હોવા જોઈએ છેવટે સોનીનો ક્રોધ વધી ગયો અને મુનિરાજના માથા ઉપર આળુચામડુ બાધીને તડકે ઉભા રાખ્યા તો પણ મહામુનિરાજ પક્ષીની દયાના પરિણામથી પડ્યા નહિ અને સોની ઉપર પણ સમતાભાવે રહ્યા ભૂતકાળના મહામુનિરાજોને યાદ લાવી પોતે શુભ ભાવનાએ ચડ્યા ક્ષણવારમા ધ્યાનારુઢદશામા અન્તકૃતકેવલી થઈને (સર્વજ્ઞદશા પામીને) આઠે કર્મનો ક્ષય કરીને મોક્ષમા પધાર્યા

તેટલામા સોનીની પત્નીએ લાકડાનો ભારો લાવીને ઘરમા

પટકયો તેના મોટા ધબકારાથી પક્ષી એકદમ ભડકયો, અને વિષ્ટાવાટે ચોખા બધા જ નિકળી ગયા તે જોઈને સોનારના ચિત્તમા ખૂબ જ દુખ ઉત્પન્ન થયુ આ બાજુ મુનિરાજને મારી નાખ્યાની વાત ગામમા ફેલાણી લોકો તો વાતો કરવા લાગ્યા કે, આ સાધુ તો રાજાનાજમાઈ થાય છે રાજા જાણશે તો જરૂર સોનીના આખા કુટુબનો નાશ કરશે લોકોના મુખથી આવી વાતો જાણી સોનારે [કુટુબસહિત] દીક્ષા લીધી (સાધુ વેશ પહેર્યો) તેટલામા રાજાના સેવકો આવ્યા પરતુ સોનીની દીક્ષિતઅવસ્થા જોઈને પાછા ગયા મુનિરાજના આવા ઉચ્ચસ યમથી પોતાનુ કલ્યાણ થયુ અને મુનિહત્યા કરનાર પાતકી સોનીનુ પણ સયમઆરાધનાના પ્રતાપે કલ્યાણ થયુ

અહીં વીતરાગના મુનિપણાની વિશિષ્ઠતા વિચારવા યોગ્ય છે મુનિશ્રીમેતાર્ય શ્રેણિકરાજાના જમાઈ હતા દેવના મિત્ર હતા લબ્ધિસપન્ન હતા છતા સોની ઉપર ક્રોધ ન કર્યો અને પોતાના પ્રાણના ભોગે પણ ક્રૌચપક્ષીના જીવનનુ રક્ષણ કર્યું પોતાના શરીરની પરવા ન કરી તો જ સ્વપરનુ હિત કરી શકયા

---

## શ્રીમહાબલરાજર્ષિ

મહાબલરાજર્ષિ આ ભરતક્ષેત્રના પૃથ્વીસ્થાનનગરના રાજા સૂરપાળ અને મહારાણી પદ્માવતીદેવીના પુત્ર હતા મહા સતી મલયાસુદરી તેમના પત્ની હતા ક્રમે કરી બે પુત્રો થયા

ઘણોકાળ ગયા પછી બને પુત્રોને જુદા જુદા બે રાજ્ય વહેચી આપ્યા અને પોતે બને રાજા-રાણી (મહાબલ અને મલયાસુદરી) એ દીક્ષા લીધી

અને ગુરુમહારાજની સેવામા રહેતા અનુક્રમે [illegible] ગુરુઆજ્ઞા લઈ એકાકી વિહાર કરતા, એક વખત [illegible] નામના પોતાના પુત્રની નગરીના ઉદ્યાનમા આવીને, [illegible] સ્થિર થયા હવે આબાજુથી આ જ મહામુનિરાજની, [illegible] જન્મની પત્ની અને ચાલુ જન્મની ઓરમાન [illegible] ઘરમાથી નીકળી જઈ, રખડતી રખડતી, તેજ વનમા આવી. ત્યા મુનિરાજ મહાબલ રાજર્ષિને જોયા [illegible] ભિન પ્રકટ થયો મુનિશ્રી તો કાઉસગ્ગધ્યાને [illegible] એટલે પાપિણી કનકવતીએ, પોતાનું પાપ [illegible] માટે વનમાથી કાષ્ઠો એકઠા કરીને, મુનિની [illegible] ચિતા બનાવી મહામુનિરાજ આ બધું જોવા છતા [illegible] ગભરાયા નહિ, અને કનકવતી ઉપર [illegible] પોતે પ્રાન્તસમયની આરાધના કરવા [illegible] ભભુકયો જેમ જેમ મહામુનિરાજનુ [illegible] તેમ તેમ કર્મ પણ બળવા લાગ્યાં, મુનિ [illegible] સર્વકર્મક્ષયકરી મોક્ષમા ગયા

અહીંએ સમજવા જેવું છે કે, [illegible] તપસ્વી હોવાછતા, તેમણે ક્રોધ કરી [illegible] નહિ મરણાન્તઉપસર્ગ જોવા છતા [illegible] તેમજ ગભરાયા નહિ ક ગાનીયત [illegible] નહિ પોતાના પુત્ર રાજાનો આશ્રય [illegible] અને ઉપસર્ગદશામા પણ આત્માને [illegible] પાર પામ્યા

આવા મુનિરાજોના દૃષ્ટાંતો [illegible]

છે અને આવા-રાગ-દ્વેષરહિત થયેલા, અકિંચનબનેલા, અખંડ બ્રહ્મચર્યભાવને પામેલા, પરમાત્મભાવમા પરિપૂર્ણ બનેલા, મહાત્માઓ કર્મ-ખપાવીને મોક્ષમા ગએલા છે જેમને 'नमो सिद्धाण'ના જાપવડે ધ્યાનમા લાવવાથી, ધ્યાનકરનાર આત્મા પણ જરૂર સિદ્ધદશાને પામે છે

એટલે શ્રીજૈનશાસને સ્વીકારેલા, સિદ્ધપરમાત્માઓનુ સ્વરૂપ સમજનાર આત્મા સિદ્ધપરમાત્માઓના ધ્યાનમા જરા પણ નિરાદાર તો ન જ બને પરંતુ સમજવામા આગળ વધીને જેમ કંચનરસના સહયોગથી તુચ્છધાતુઓ સુવર્ણભાવને પામે છે તેમ સિદ્ધભગવંતોના ધ્યાનના સહકારથી પોતાના આત્માને પણ સિદ્ધસ્વરૂપી બનાવે છે

આ રીતે સિદ્ધપદની વિચારણા સંપૂર્ણ થઈ

—*—

હવે 'नमो आयरियाण' પદની વિચારણા કરીએ

શંકા-આ શ્રીજૈનશાસનમા અનંતા આચાર્યો, નરકાદિ કુગતિઓમા ગયા છે ચાલુ મહાવીરદેવના શાસનમા પણ ક્રોડો આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ નરકાદિકુગતિઓમા જવાના છે, એવુ શાસ્ત્રોમા કહેલ છે તો પછી 'नमो आयरियाण' વિગેરે ત્રણપદોને નમસ્કાર કરવાથી શુ લાભ થાય?

સમાધાન—'नमो आयरियाण' વિગેરે ત્રણપદોમા વિચારાએલા સૂરિવરો, વાચકો અને મુનિરાજોમાથી, કોઈપણ પ્રાય દુર્ગતિમા ગયા નથી, જવાના પણ નથી અને જશે પણ નહી જે નરકાદિકુગતિઓમા ગયા છે તે બધા નામધારી અને વેશધારી પાસત્થા, કુશીલીઆ વિગેરે પતિત આચાર્યાદિ જાણવા 'नमो आयरियाण' વિગેરે ત્રણપદોમા જેમને વિચાર્યા છે, તેમનુ

સ્વરૂપ શ્રીજૈનાગમોમા બહુ જ ઝીણવટથી બતાવવામા આવ્યુ છે એવા આત્માઓ મરિચિવિગેરેની માફક, વખતે કર્મોદયની પ્રબળતાથી પડી જાય તો પણ, શીઘ્ર ઉપર આવી જાય છે તેમની ભાવદયાને જ સૂરિ, વાચક અને મુનિપણામા માન્ય ગણેલ છે જેમનુ સપૂર્ણ સ્વરૂપ વાચવાથી દરેક બુદ્ધિમાનમનુષ્યને મુનિ, વાચક ને સૂરિમહારાજ વિગેરેના ગુણનો ખ્યાલ આવશે, અને પદની મહત્તા સમજાશે

આ જગતમા વ્યાકરણાચાર્ય, ન્યાયાચાર્ય, સાહિત્યાચાર્ય વિગેરે કચન-કામિનીને ભજનારા પણ આચાર્ય પદવી પામેલા હોય છે આજકાલ કાશી વિગેરે વિદ્યાકેન્દ્રોમા ઘણા વિદ્વાનો આચાર્યાદિ પદવી પામેલા મળી શકે છે તેજ પ્રમાણે વાચક અને મુનિ પદો પણ સસ્તા થઈ ગયા છે

આપણા 'नमो आयरियाणं' વિગેરે ત્રણપદો માત્ર જ્ઞાન, વેશ કે તપને આધીન નથી કિંતુ ગુણોની મુખ્યતાએ જ શ્રીજૈનશાસનમા પદો અપાતા હોવાથી કોઈપણ પ્રકારના આક્ષેપને અહીં સ્થાન નથી

શ્રીજૈનશાસનના ભાવાચાર્યોને સમજવા માટે બૃહત્કલ્પ ભા ૧ ગા ૨૪૧ થી ૨૪૪

'दसकुलजाइरूवी सघयणी धिइजुओ अणासमी।
अविकत्थणो अमाई, थिरपरिवाडी गहियवक्को ॥ १ ॥
जियपरिसो जियनिद्दो, मज्झत्थो देसकालभावन्नू।
आसन्नलद्धपइभा, णाणाविहदेसभासण्णू ॥ २ ॥
पचविहे आयारे जुत्तो, सुत्तत्थतदुभयविहिन्नू।
आहरणहेउउवणयणयनिउणो गाहणाकुसलो ॥ ३ ॥
ससमयपरसमयविऊ, गभीरो दित्तिम सिवो सोमो।
गुणसयकलिओ, जुत्तो पवयणसार परिकहेउ ॥ ४ ॥

૧ આર્યદેશમા જન્મેલા હોય, તેવા આત્માને બોધ જલ્દિ થાય છે, માટે, આચાર્ય બનનાર આત્મા, આર્યદેશમા જન્મેલા હોવા જોઈએ

૨ કુળવાન એટલે કુળ ખાનદાન હોય અકલક-દૂષણ રહિતપિતાના કુળમા જન્મેલા આત્મા આચાર્યપદને યોગ્યહોય છે

૩ જાતિસપન્ન-ઉચ્ચકુળમા જન્મેલી અને શીલાદિ ગુણ ધારિણી માતાના પુત્ર હોય તેવા આત્માને આચાયપદ આપવુ વ્યાજબી ગણાય અર્થાત્ જાતિસપન્નતા પણ આચાર્ય થનાર આત્મામા જરૂર હોવી જોઈએ તેવા આત્મામા જ વિનય, નમ્રતા, સજ્જનતા અને કોમલતા હોઈ શકે છે

૪ બહુ રુપાલા હોય પરતુ કદરુપા, ઠીંગણા-ઢીચકા મનુષ્યને આચાર્યપદ બીલ્કુલ શોભે નહિ એવા મનુષ્યની પ્રતિભા પડે નહિ તેથી લોકો ઉપર ધર્મની અસર થાય નહિ આચાર્યભગવતો શ્રીજૈનશાસનના રાજવી ગણાય છે ચતુર્વિધ સઘ તેમની આજ્ઞાનુ પાલન કરે છે, માટે આચાર્ય ઉપરના ચાર વિશેષણોથી યુક્ત હોવા જોઈએ

૫ સઘયણી—આચાર્ય થનાર આત્મા સુદર સઘયણવાળા હોય અર્થાત્ નિરોગ અને સશક્ત શરીરવાળા હોય

૬ ધૃતિયુક્ત — આચાર્ય થનાર આત્મા હિંમતવાળા હોય તેથી ગમે તેવી મોટીસભામા વ્યાખ્યાનાદિ કરતા કે પરવાદી સાથે વાદકરતા ગભરાય-મૂઝાય નહિ વળી રાજા અને અધિકારીવર્ગથી ભરેલીસભામા પણ શ્રીજૈનશાસનનો પ્રભાવ જમાવી શકે

૭ અનાશક્ત —આચર્ય થનાર આત્મા વસ્ત્ર-પાત્ર-આહાર-

વસતિ આદિના અલોલુપી હોય લોલુપી ન હોય તો જ ત્યાગ માર્ગની છાપ પાડીને શ્રીજૈનશાસનની શોભા વધારી શકાય છે

૮ અવિકત્થી–એટલે હિત મિત અને પથ્ય ભાષી હોય અર્થાત્ જરૂર વગરનું બોલે નહિ અને જેટલું બોલે તેટલું બોલનાર અને સાભળનારને કર્મનિર્જરાનું કારણ બને વીતરાગ શાસનના સૂરિપુરંદરો કટુભાષા કે કર્કશભાષા ન બોલે પરંતુ મીઠી વાણી બોલે, રહિયાળી વાણી બોલે

૯ અમાથી–વીતરાગના સૂરિપુંગવો કપટ વિનાનુ બોલે તેથી સર્વત્ર વિશ્વાસપાત્ર જ હોય જૈનશાસનમા, કે જૈન-શાસનની બહાર અને રાજા–મહારાજાઓમા પણ સૂરિમહારાજ વિશ્વાસપાત્ર જ હોય

૧૦ સ્થિરપરિપાટી–આચાર્યો સૂત્રાર્થ તદુભયના ઘણા જ અભ્યાસી હોય, અર્થાત્ તદ્દન યાદ હોય, કાર્યકાલે કામમા આવે તેવુ હોય. માટે જ વ્યાખ્યાનસભામા કે વાદમા પ્રભાવ પાડી શકે

૧૧ ગ્રાહ્યવાક્ય–આચાર્યો પોતાના સાધુ–સાધ્વી વર્ગમા અને શ્રમણવર્ગમાં આદેયવાક્યવાળા હોય અર્થાત્ અસ્ખલિત-આજ્ઞાવાળા હોય જેથી સૂરિમહારાજના વચનોથી શ્રીજૈન-શાસનના ધાર્મિકકાર્યો પુષ્ટિપામે અને મુક્તિની આરાધના સારી થાય

૧૨ જિતપરિષત્–આચાર્યો પરિષદને જિતનારા હોય છે સૂરિમહારાજનો સભા ઉપર પ્રભાવ પડે અને રાજા કે વિદ્વાનોની સભામા ક્ષોભ ન પામે. અને તો જ ધારાબદ્ધ વ્યાખ્યાન સભ ળાવી શકે, પરંતુ રાજા–મહારાજા, પરદર્શની કે વિદ્વાનોને દેખીને સૂરિમહારાજ અંજાઈ જાય નહિ તેની શેહમા તણાઈ,

દબાઈ જાય નહિ આ પાચમાઆરામા—કળિકાળમા પણ પૂર્વના સૂરિમહારાજાઓનો રાજામહારાજાઓ ઉપર પ્રભાવ ખૂબ જ પડતો હતો

મહારાજા સંપ્રતિ ઉપર આર્યસુહસ્તિસૂરિમહારાજનો પ્રભાવ ખૂબ પડતો હતો.

ભગવાનશ્રીકાલકાચાર્ય, આર્યખપુટાચાર્ય, શ્રીપાદલિપ્તાચાર્ય, શ્રીમલ્લવાદિસૂરિ, શ્રીસિદ્ધસેનદિવાકરસૂરિ, બપ્પભટ્ટીસૂરિ કલિકાલસર્વજ્ઞ-હેમચંદ્રસૂરિમહારાજ, અને શ્રીહિરસૂરિજીમહારાજ વિગેરે મહાપુરુષોએ, અનેક રાજાઓને, રાજવર્ગીય મોટા માણસોને, ધર્મ પમાડ્યાના ઘણા દાખલા ઇતિહાસમા નોધાયા છે ગ્રંથનુ પ્રમાણ વધી જવાના ભયથી અહીં લખતા નથી

૧૩ જિતનિદ્ર—આચાર્યભગવંતો બહુ જ અલ્પનિદ્રાવાળા હોય છે આચાર્યમહારાજ દિવસે તો ન જ ઊંઘે, પરંતુ રાત્રીમા પણ બહુ થોડા ઊંઘે, પ્રભુ મહાવીરની ૪૭ મી પાટે થયેલા, શ્રીસોમપ્રભસૂરિમહારાજ દરરોજ અગ્યાર અંગનો અર્થસહિત સ્વાધ્યાય કરતા હતા ગુરુઅપ્રમાદી હોય તોજ શિષ્યવર્ગ અપ્રમાદી રહીને આરાધના કરી શકે છે

૧૪ માધ્યસ્થ્યયુક્ત—ગુરુમહારાજ બધા જ શિષ્યો ઉપર સમચિત્ત હોય, તેમ જ ભક્તવર્ગ અને સર્વજીવ ઉપર પણ સમભાવ રાખનાર હોય

૧૫ દેશકાળભાવજ્ઞ—આચાર્યમહારાજ ગમે તે દેશમા અને ગમે તે કાળમા ત્યાના સ્વરૂપને તુરત સમજીને આ દેશમા અથવા આ કાળમા શાસનની પ્રભાવના કેવી રીતે થાય, તે તે બાબતને બરાબર જાણી શકે

૧૬ આમન્તવન્ધપ્રનિભ—પ્રતિભાશાલી સૂરિમહારાજને કોઈ પરવાદી તત્કાલ પ્રશ્નપૂછીને, પાછા પાડવા ઈચ્છા રાખે, પરંતુ પ્રતિભાસંપન્નઆચાર્ય જરાપણ ગભરાયા વિના યુક્તિયુક્ત જવાબ આપી વાદીને નિરુત્તર બનાવે છે

આવા દાખલા ઘણા બનેલા છે, તે પૈકી અહીં એ-બે લોકએ

એક આચાર્યમહારાજ પાસે એક વાદીએ આવીને પ્રશ્ન પૂછ્યો, હે જૈનાચાર્ય! તમારા ભગવાન સર્વજ્ઞ હતા, તેમણે સર્વ પદાર્થ જાણ્યા છે, આવું તમારા શાસ્ત્રોમાં લખ્યુ છે તો પછી વિષ્ટાનો સ્વાદ કેવો હોય જરા સમજાવો તો ખરા?

આચાર્ય મહારાજ જણાવે છે કે, ભાઈ! તમે તમારા શાસ્ત્રો તો જરૂર જોયા હશે? અને વિષ્ણુ ભગવાનના ૧૦ અવતારો પૈકી ત્રીજો અવતાર ભુંડનો થયો, તે પણ આપના ખ્યાલમા જ હશે? ભુંડને વિષ્ટા ઘણી જ પ્રિય હોય છે, માટે ત્યાં વિષ્ણુ-ભગવાનને જ રૂબરૂ મળો અને પૂછો કે વિષ્ટાનો સ્વાદ કેવો હોય છે? બસ, વાદી મૂકબનીને ચાલતો જ થયો

અન્યદા કોઈ જૈનાચાર્ય બહારભૂમિ પધારેલા હતા ત્યા પણ કોઈક વિદ્વાન્ આવી ચડ્યો, અને કાગડાને વિષ્ટા ફેંદતો દેખી, જૈનધર્મની મશ્કરી કરતો બોલ્યો, હે જૈનાચાર્ય! આપ સર્વજ્ઞપુત્ર કહેવાઓ છો, તો ભલા આ કાગડો વિષ્ટા શા માટે ફેંદી રહેલ છે? જરા જ્ઞાનથી સમજીને જવાબ આપો. આચાર્ય કહે છે કે, 'ભાઈ! કાગડાએ એક વખત કોઈક જગ્યાએ પુરાણ વચાતા સાભળ્યુ હતું કે,

"जले विष्णु स्थले विष्णु, विष्णु पर्वतमस्तके
सर्वभूतगतो विष्णुस्तस्माद् विष्णुमय जगत् ॥'

અર્થ—જળમાં વિષ્ણુભગવાન રહેલા છે, સ્થળમા વિષ્ણુ ભગવાન રહેલા છે, પર્વતની ટોચ ઉપર પણ વિષ્ણુભગવાન રહેલા છે, પૃથ્વી-જલ-તેજ-વાયુ અને આકાશ એમ બધા ભૂતોની અંદર વિષ્ણુભગવાન છે તેથી આખું જગત વિષ્ણુ ભગવાનમય છે આ કાગડાને ઉપરના શ્લોકનો અર્થ વિચારતા 'विष्णुमय जगत' એ પદ યાદ આવ્યુ તેથી તેણે આ વિષ્ગ શોધવા માંડી, કે ભલા અહીં કોઈ જગ્યાએ વિષ્ણુભગવાન બેઠા છે બસ, આવા તાત્કાલિક જડબાતોડ જવાબથી 'શઠ પ્રતિ શાઠ્ય કુર્યાત્' જેવા ન્યાયથી વાદિ હારીને ચાલ્યો ગયો માટે જ જૈનાચાર્ય રોબડ જેવા ન હોવા જોઈએ પરતુ મહાપ્રતિભાસપન્ન હોય તેને જ સૂરિપદ મળી શકે

૧૭ નાનાવિદેશભાષાવિધિજ્ઞ —આચાર્યભગવતો, જુદા જુદા દેશની ભાષાઓના પણ જાણકાર હોવા જોઈએ કે, જેથી જુદા-જુદા દેશમા જન્મેલા આત્માઓ સૂરિમહારાજ દ્વારા શ્રીવીતરાગની વાણીના રહસ્યો સમજી શ્રીવીતરાગશાસનના આરાધક બની શકે

૧૮ જ્ઞાનાદિપચાચારયુક્ત —આચાર્યભગવતો ઘણા જ વિદ્વાન હોવા જોઈએ તેમની શ્રદ્ધા પણ ઘણી જ ઉચ્ચકોટીની હોય દેવોના પણ મસ્તક ડોલાવે તેવુ તે મહાપુરુષોનુ ચારિત્ર હોય છઠ્ઠ-અઠ્ઠમાદિ તપસ્યામા તત્પર હોય ક્રિયા-અનુષ્ઠાનમા અને શાસનના કાર્યમા સિંહ જેવા શક્તિસપન્ન હોય, તેવા આચારસપન્નપુરુષો જે હોય, તે આચાર્યપદવી પામી શકે છે અર્થાત્ જેનુ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર ખૂબ જ ઊચુ હોય તે જ મહાપુરુષ આચાર્ય થવાને લાયક ગણાય છે

૧૯ સૂત્રાર્થતદુભયવિધિજ્ઞ —આચાર્યભગવતો સૂત્રના, અર્થના અને તદુભયના રહસ્યને પામેલા હોય છે, તેથી જ ઉત્સર્ગ–અપવાદનો વિસ્તાર પોતે સ્વયં સમજે અને શિષ્યોને સમજાવી શકે છે અને પ્રસંગ આવે ત્યારે ઉત્સર્ગ અને અપવાદને, શાસનની આરાધના અને પ્રભાવના માટે ઉપયોગમા લઈ શકે છે

૨૦ હેતુદાહરણનિમિત્તનયપ્રપંચજ્ઞ —આચાર્યભગવતો હેતુ, દષ્ટાન્ત, નિમિત્તાદિકારણ અને નૈગમાદિનયના વિસ્તારને સમજેલા હોય છે તેથી જ કલિકાલસર્વજ્ઞ-હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ દેવબોધિ જેવા દુર્ધરવાદીઓને હરાવીને શ્રીજૈન શાસનની પ્રભાવના કરી શકયા છે

૨૧ ગ્રાહણાકુશળ —આચાર્યભગવતો વ્યાખ્યાન કરતી વખતે અનેકજાતિની યુક્તિઓ દ્વારા ચર્ચાતા વિષયોને ખૂબ જ મજબુત બનાવીને શિષ્યોને તથા શ્રોતાઓને સંપૂર્ણરીતે શાસ્ત્રના મર્મ સમજાવીને પ્રતિબોધ પમાડી શકે છે, અને શ્રોતાઓને ધર્મમા સ્થિર કરી શકે છે

૨૨ સ્વસમય-પરસમયજ્ઞ —આચાર્યભગવતો પોતાના એટલે શ્રીજૈનાગમના-પંચાંગીના-પૂર્ણ જાણકાર બનીને, પરશાસ્ત્રોના પણ પારને પામેલા હોય છે અને તેથી જ પોતાના સિદ્ધાંતોનું સ્થાપનકરવાપૂર્વક, અન્યમતનું ખંડન કરી, શ્રીજૈનશાસનની પૂર્ણતા સમજાવી શકે છે

૨૩ ગંભીર —શ્રીઆચાર્યભગવંતો મહાગંભીર હોય છે એટલે પોતાની વિદ્વત્તા વિગેરે શક્તિઓને અજબ રીતે પચાવી શકે છે શાસ્ત્રોના ઉદારહસ્યને જેમ પચાવવાની તાકાતવાળા

जूआ चोरी और वेश्या, धर्मको नाश करे।
गुरुदेव कहे प्यारे इनको भगायके ॥ ३ ॥
क्षमागुण आर्जव मार्दव चित धरो।
सत्य शील सतोष, मोक्ष मिलायके ॥ ४ ॥
देव गुरु शास्त्र तीन पद अटल रहो।
धर्म कहे मन्थजीव, प्रमाद नशायके ॥ ५ ॥

[ भजन नं १० ]

॥ तर्ज–मेरे शम्भु कैलास बताया करो ॥

गुरु कुन्थु कहे दान देवे रहो।
खरचा धनका धरममें किया तो करो ॥ टेर ॥
आहार अरु औषधिक दानसे, ज्ञान धन वृद्धी करो।
त्याग जप तप पुण्य करता, करममल दूरी करो।
प्यारे प्रेमसे दान दिया तो करो ॥ १ ॥
देवदान नवदानसे, सेवा करे कर जोड़के।
भोगभूमिमें जन्म तेरा, अतरायको तोड़के।
ऐसा लाभ अमोल मिलाया करो ॥ २ ॥
दारिद्य सब ही भागता, अपकीर्ति नहिं होता कभी।
रोगादि सकट क्रूर भी नित, दूर ही रहता सभी।
सचे पात्रोंके चरण छूयां तो करो ॥ ३ ॥
त्यागी धरम कर जोड़ कहता यह ऋद्धि सिद्धि अमोल है।
ऋद्धि सिद्धि इन्द्रीके आश्रित जन्म यह बहुमोल है।
तीन पात्रोंको दान दिया तो करो ॥ ४ ॥ गुरु कुन्थु॥

વિત હોય છે

મહોપાધ્યાય શ્રીયશોવિજયજીગણિવર ફરમાવે છે કે-

'અત્થમિયે જિન સુરજ કેવલ ચંદે જે જગ દીવો,
ભુવન પદારથ પ્રકટનપટુ તે આચારજ ચિરજીવો રે
ભવિકા સિદ્ધચક્ર પદ વંદો '

પંચ આચાર જે શુદ્ધા પાલે, મારગ ભાખે સાચા,
તે આચારજ નમિએ તેહશું, પ્રેમ કરીને જાચા ભવિકા-
છત્રીશગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે,
જગ બોહે ન રહે ક્ષણ કોહે, સૂરિ નમું તે જોહે રે ભવિકા-
નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવએસે, નહિ વિકથા ન કષાય,
જેહને તે આચારજ નમિયે, અકલુષ અમલ અમાયરે ભવિકા-
જે દિયે સારણ-વારણ-ચોયણ-પડિચોયણ વલી જનને
પટધારી ગચ્છથંભ આચારજ, તે માન્યા મુનિ મનને રે ભવિકા-

અર્થ—શ્રીજિનેશ્વરદેવરૂપ સૂર્ય અને કેવળજ્ઞાનરૂપ ચંદ્ર અસ્તથયે છતે જગતના પદાર્થોને પ્રકાશવામાં દીપકસમાન આચાર્યભગવાન ચિરંજીવો-સદાકાળ જીવતા રહો

જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર આ પાંચે આચારોને એકદમ નિર્મલ-શુદ્ધ પાલે, તેનો જ ઉપદેશ આપે, તન્મયભાવમાં વર્તે અને ભગવાનવીતરાગનો માર્ગ શુદ્ધ બતાવે જરાપણ છુપાવે નહિ ઉત્સૂત્ર પ્રરૂપણાથી ખૂબ જ ડરતા રહે જે વર-શ્રેષ્ઠ એવી છત્રીસ-છત્રીસીઓ એટલે ૧૨૯૬ ગુણે કરીને શોભે છે અને જેમનું પુણ્યબલ એટલું બધું હોય છે કે, તે કાળના મનુષ્યમાત્રમાં તેમની જ પ્રધાનતા હોય તેથી જગતના મનુષ્યમાત્ર તેમના

હોય છે, તેમ જગતની અનેકપ્રકારનીવાતોને પણ, પચાવવાની અને ગળીજવાની તાકાતવાળા હોય છે કે, જેના પ્રમ ગોથી પોતાને અને પરને કર્મના બધન થાય નહિ સમુદ્રના જળનો પાર પામી શકાય, પરતુ આચાર્યભગવતોના ચિત્તનો પાર પામી શ ાય નહિ

૨૪ ખેદસહ—તપસ્યા ખૂબ કરે, શીત અને તાપને સહન કરે, અનેક શિષ્યોને રાત અને દિવસ વાચના આપે, પોતે છટ્ઠ-અટ્ઠમાદિતપસ્યાવાળા હોવા છતા વ્યાકરણ, કાવ્ય, ન્યાય, પ્રકરણ, આગમવિગેરેના કઠીનઅર્થ પુછવાઆવેલ શિષ્યોને અવિશ્રાત સમાધાનો આપે જરા પણ કટાળે નહિ

૨૫ દીપ્તિમાન્—એટલે પનાધૃષ્ય ભગવાનવીતરાગના સૂરિપુગવોની પ્રભા દરેક મનુષ્યો ઉપર પડતી હોવાથી પર વાદીઓથી અધૃષ્ય હોય છે પરવાદીઓથી ગાજ્યા જતા નથી જેમ હેમચદ્રસૂરિમહારાજને પાટણમાથી કાઢવા દેવબોધિ- મહિતે પોતાની બધી શક્તિઓ અજમાવી જોઈ પરતુ છેવટે પોતાને રાત લઈને નાસી જવુ પડ્યુ

૨૬ શીવ—ભગવાનવીતરાગના સૂરિપુગવો, કલ્યાણ અને મગળના ધામ હોવાથી, આશ્રિતોને આ સસારના સર્વમગલિકો અપાવી, પ્રાન્તે મોક્ષ અપાવનારા થાય છે

૨૭ સૌમ્ય—આચાર્યભગવતો બાહ્ય-અભ્યતર સૌમ્ય હોય છે આકૃતિ અને અભ્યતર ચદ્ર જેવા શાન્ત સ્વભાવવાળા હોય છે શાસ્ત્રકાર મહારાજ ઉપમહાર કરતા જણાવે છે કે, સૂરિમહારાજાઓના ગુણો કહેતા પાર આવે તેમ નથી એટલે 'ગુણસયલકલિઓ', સેકડો સદ્ગુણોથી આચાર્યભગવત વિભૂ

વારણા, ચોયણા, પડિચોયણા આપવામા સમજ્યા નથી તેવા ગુરુમહારાજ, શિષ્યને ખોળામા બેસારીને ચાટતા હોય, તો પણ તે શિષ્યોના શત્રુ તુલ્ય જ છે પરન્તુ જે ગુરુ મહારાજ સારણાદિ આપવા માટે, સારણાદિના પાલન માટે, શિષ્યવર્ગને દડાદડે તાડન કરતા હોય તો પણ, તેવા ગુરુદેવ શિષ્યવર્ગના પરમઉપકારી છે જેમ શરણે આવેલાના, અથવા ખોળામા માથુ મુકીને સુઈ ગએલા માણસોના, માથા કાપનાર જેટલા અધમ આત્મા છે તેજ પ્રમાણે પોતાનાગચ્છને સારણા–વારણાદિ નહિ આપતા ગુરુમહારાજ પણ તેવા જ અધમ કોટીના જાણવા જેને માટે શાસ્ત્રોમા કહેલ છે કે જે ગચ્છમા (આચાર્યના સમુદાયમા) સારણા, વારણા, ચોયણા પડિચોયણા છે જ નહિ, તે ગચ્છ વાસ્તવિક ગચ્છ જ નથી મુમુક્ષુ ભવ્ય જીવોએ તેવા ગચ્છનો ત્યાગ કરવો જોઈએ જે આચાર્ય મહારાજ, ગચ્છની ઉપેક્ષા કરીને, સારણા, વારણા, ચોયણા અને પડિચોયણા કરી શકતા નથી, તેમનો સસાર વધી જાય છે પરન્તુ જે સૂરિમહારાજ વિધિપૂર્વક ગચ્છની સભાળ રાખે છે અવિચ્છિન્ન વાચણાદિ આપે છે તેવા મહાપુરુષો [illegible] ભવમા મોક્ષગામી બને છે એમ ભગવતી સૂત્રમા કહ્યુ છે.

એટલે સૂરિમહારાજા થયેલા કે થવાને યોગ્ય [illegible] હોઈ શકે છે, કે, જેમના બાહ્ય ગુણો પણ [illegible] માર્ગની આરાધનામા આકર્ષક બને છે અને [illegible] તર ગુણો આત્માને શીઘ્ર મોક્ષમા પહોચાડે છે [illegible] ભાવાચાર્યસૂરિમહારાજાઓ ત્રીજા ભવે કે [illegible] ભવે જરૂર મોક્ષગામી હોય છે

શોભા મોહ પામે છે, અર્થાત્ ખુબ જ આકર્ષાય છે વળી જગ તના પ્રાણીને પ્રતિબોધ કરે છે કયારેય ક્રોધાદિના કારણો ઉપસ્થિત થવા છતા, શ્રી જૈનશાસનના સેનાધિપતિ આચાર્ય ભગવાન એક ક્ષણ પણ ક્રોધાવેશ લાવતા નથી

તેઓ સવ કાળ અપ્રમત્તદશામા રહેતા હોવાથી, સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા અને રાજકથારુપ વિકથા અને કષાયો તો તેમની પાસે આવતા જ નથી વળી આચાર્ય ભગવાન સદા કાળ અકલુષ- એટલે આત કે રૌદ્રધ્યાનથી રહિત હોય છે નિમલ હોય છે, કપટ વગરના હોય છે સરલસ્વભાવી હોય છે

આચાર્યભગવનો રાજા-મહારાજાની પેઠે પટધારી અને ગચ્છનાસ્થભ જેવા હોવાથી સદાકાળ પોતાના મુનિગણને સારણા, વારણા, ચોયણા અને પડિચોયણા આપ્યા જ કરે છે કારણ કે પોતાના ગચ્છમા સારણાદિ નથી આપતા અને ફોકટ સૂરિમહારાજ બનીને ફરે છે, તેઓને શાસ્ત્રમા કેવા કહ્યા છે? તે જુઓ—

"जीहाजे वि लिहतो, न भद्दओ जत्थ सारणा नत्थि
दडेण वि ताडतो, स भद्दओ सारणा जत्थ ॥ १ ॥
जह सीसाइ निकिंतइ, कोइ सरणागयाण जतूण ।
तह गच्छमसारतो गुरु वि सुत्ते जओ भणिअ ॥ २ ॥
जहि नत्थि सारण वारणा य, चोयण पडिचोयणा य गच्छम्मि
सो गच्छो अगच्छो, सजमकामीहिं मोत्तव्वो ॥ ३ ॥
गच्छ तु उवेहतो कुव्वइ दीह भव त्तिहीप उ ।
पालतो पुण सिज्झइ, तइयभवे भगवईसिद्ध ॥ ४ ॥"

અર્થ-જે ગુરુમહારાજ પોતાનાશિષ્યવર્ગને સારણા,

શિષ્યના દૂષણો જાણવા છતા, એવા કુશિષ્યોને સૂરિ વિગેરે પદવીઓ આપી દે, તો ખચ્ચર તે ગુરુ મહાપાપી ગણાય છે

વાચક, ચોખ્ખુ સમજી શકે કે, શ્રીજૈનશાસનમા ઉપરના શ્લોકનો ખૂબ જ અમલ થયો છે અને પદવીઓ આપવામા ઘણી જ સાવધાનતા રાખીને, ગુણીની પરીક્ષા કરીને પદવીપ્રદાનો થયા છે અને પદવીના લોભથી અયોગ્ય આત્માઓને પદવી નહિ આપવાના બનાવો પણ નોધાયા છે

## જૈનશાસનમા પદવીપ્રદાન કસોટીનો સૌ પ્રથમ બનાવ

પાચમા ગણધર સુધર્માસ્વામીમહારાજના પટ્ટધર, છેલ્લા કેવળી ભગવાન જબૂસ્વામીમહારાજ થયા તેમના પટ્ટધર પ્રભવસ્વામીમહારાજ થયા તેઓ સપૂર્ણ ચૌ૦ પૂર્વધર હતા અને ચોથા આરાની લગોલગ હતા તેમણે પોતાની પછી આખા સમુદાયની જવાબદારી સાચવે તેવા, પટ્ટધરની શોધ કરવા, પોતાના પૂર્વના જ્ઞાનનો ઉપયોગ મૂક્યો, પરતુ આખા સમુદાયમા, એક પણ સાધુ પટ્ટધર થવાને યોગ્ય જણાયો નહિ અહીં સમજવા જેવી એક બાબત એ પણ છે કે શ્રીમાન્ પ્રભવસ્વામીના વખતમા મતમતાતર કે ગચ્છ-ગચ્છાતરો હતા જ નહિ તેથી તમામ મુનિરાજો એક આચાર્યભગવાનની છત્રછાયામા હતા. વળી સાધુઓ પણ લાખોની સખ્યામા હતા તેમા પૂર્વજ્ઞાનના અભ્યાસી પણ ઘણા હતા તેમાથી એક પણ પટ્ટધર થવાને યોગ્ય મહાત્મા દેખાયા નહિ એ પણ એક ઘણી જ સમજવા યોગ્ય બાબત છે

પ્રશ્ન—ભગવાન મહાવીરદેવના સાધુઓ ફક્ત ૧૪ હજાર બતાવ્યા છે અને ત્યાર પછી તો, મહાવીર ભગવાનના વખત કરતા

શ્રીવીતરાગશાસનના સૂરિમહારાજાઓ વ્યાકરણ, સાહિત્ય, ન્યાય, અલંકાર, જ્યોતિષ, ઇતિહાસ, ભૂગોળ, ખગોળ, પ્રકરણો અને સર્વાંગ જૈનાગમોના અભ્યાસમાં સંપૂર્ણ નિષ્ણાત બનેલા હોય છે અને સાથોસાથ ઇતર દર્શનોનો પણ ઉંડો અભ્યાસ કરી વ્યાખ્યાનાદિમાં અતિકુશલ બનેલા હોય છે

પ્રશ્ન—શાસ્ત્રોમાં જે રીતિએ આચાર્યોના ગુણોનું વર્ણન બતાવ્યું છે તે મુજબ શું સર્વત્ર સાચવણ રખાઈ હશે ખરી?

ઉત્તર—બરાબર, ભવનાભીરુ પૂર્વપુરુષોએ, જેમ પોતામાં ગુણનો સંચય વધાર્યો હતો, તે જ પ્રમાણે પોતાના ઉત્તરાધિકારી બનાવવામાં સાવધાનતા પણ રાખી છે સાથોસાથ શાસનમાં સડો ન પેસી જાય તે માટે ભલામણ પણ લખી છે કે,

—"वूढो गणहरसद्दो, गोयमाइहिं धीरपुरिसेहिं,
जो त ठवइ अवत्ते, जाणतो सो महापावो"

અર્થ—આ શ્લોક આચાર્ય વિગેરે પદવીઓ આપવાની સાવધાનતા સૂચક છે અને તેથી ગણધર શબ્દના ઉપલક્ષણથી ગણધર, ગણી, વાચક, સૂરિ, ક્ષમાશ્રમણ, દિનાકર વિગેરે શબ્દો પ્રાય આચાર્યપદના પર્યાયવાચક શબ્દો છે એમ સમજવુ જેમકે, ધર્મદાસગણી, સંઘદાસગણી, ઉમાસ્વાતિવાચક, જિનભદ્રગણી ક્ષમાશ્રમણ, સિદ્ધસેનદિનાકર, કેશિગણધર, [illegible] બિરુદો આચાર્યભગવંતોને અપાયા છે તેથી પૂજ્ય [illegible]વે છે કે,—ગૌતમાદિ ધીરપુરુષોએ જે ગણધર [illegible]ચાર્ય વિગેરે] શબ્દ ધારણ કર્યો છે શબ્દને યથાર્થ [illegible] છે આવા મહાપવિત્ર શબ્દને કોઈ પણ આચાર્ય [illegible] કે પરના કૃપાત્રશિષ્યને અર્પણ કરે, પોતાના કે પરના

છતાં ગણધરપદવી તો ગણધર નામા મહાપુરુષોને જ અપાય છે. જેમ નગરમાં કે દેશમાં, લાખો મનુષ્યોની કરોડો મનુષ્યોની વસતિ હોવા છતાં, પ્રધાન થવાની યોગ્યતા કોઈક મનુષ્યમાં જ હોય છે. તેમ તે ગણ માંહેના આરાધક ગુણો પણ હોવા છતાં સજ્જનના પણ ખૂબ જ હોય તો પણ, આચાર્યપદવીની યોગ્યતા એ એક જુદી જ વસ્તુ છે. રાજ્યપદવીની જેમ મોટી જોખમદારી છે તેમ, તેના કરતાં વધારેગુણી જોખમદારી આચાર્યપદવી લેવામાં અને આપવામાં સમાયેલી છે.

શ્રી પ્રભવસ્વામીજીએ જ્યારે સાધુસમુદાયને જ્ઞાનથી તપાસ્યા પછી, શ્રાવકસમુદાયમાં ઉપયોગ મુક્યો. શ્રાવકો તો તે વખતે હોંશીલા ધર્મમાં હતા, ધર્મના પણ અભ્યાસી હતા, ભક્તિવાન અને આરાધક પણ હતા, છતાં પ્રભવસ્વામી–મહારાજને પોતાના પટ્ટધર થવાને યોગ્ય કોઈપણ જણાયા નહિ ત્યારે ઈતરદર્શનમાં ઉપયોગ મુક્યો તો રાજગૃહનગરમાં વસતા શય્યંભવભટ્ટ પૂર્ણયોગ્ય જણાયા. શય્યંભવ બ્રાહ્મણ હતા, ચૌદવિદ્યાના પાર પામી હતા, જૈનદર્શનના પૂર્ણ પ્રતિપક્ષી હતા, છતાં તે પરમાર્થદર્શી જરૂર હતા. એ ગુરુમહારાજે મોકલેલા બે મુનિઓના, પરમાર્થપૂર્ણ વાક્યો સાંભળીને, તે વિચાર કરવા લાગ્યા. જ્યાં તે વાક્યનો પરમાર્થ સમજાયો કે, તુર્ત જ સર્વસ્વનો ત્યાગ કરીને ગુરુ પાસે આવ્યા. ભગવાન પ્રભવસ્વામીજી તો જ્ઞાની જ હતા. તેમણે તો તેમની પહેલા જ જ્ઞાનથી પરીક્ષા કરી લીધી હતી. એટલે તત્કાળ દીક્ષા આપી શાસ્ત્રો ભણાવી, ચૌદપૂર્વધર બનાવ્યા, પછી આચાર્યપદવી અને યુગપ્રધાન પદ આપ્યું. પરિવારની ભલામણ આપી પોતે અનશન કરી

પણ વધારે એટલે લાખોની સખ્યામા સાધુઓ હતા આ વાત કેવી રીતે સાચી મનાય?

ઉત્તર—ભગવાનમહાવીરદેવના સમયમા, સાધુઓ ૧૪ હજારજ ન હતા, પરતુ ફક્ત શ્રીમહાવીરના ખુદના શિષ્યો ૧૪ હજાર હતા પરતુ શિષ્યપરપરા તો લાખોની સખ્યામા હતી શ્રીઋષભદેવસ્વામીના શિષ્યો ૮૪ હજારજ હતા પરતુ શિષ્ય-પરપરા ક્રોડોની હતી તેમ અહીં એકવા ૧૧ ગણધરોએ દીક્ષા લીધી, ત્યારે તેમની સાથે ૪૪૦૦ શિષ્યો હતા તે બધા ગણધરોના શિષ્યોમા ગણાયા છે પણ ભગવાનના શિષ્ય તો ૧૧ ગણધરો જ ગણેલા છે તે પ્રમાણે એકલા ગૌતમસ્વામીના ૫૦ હજાર શિષ્યો બતાવ્યા છે, તે જ પ્રમાણે નદિષેણ નામના શ્રેણિકના પુત્ર (ભગવાન મહાવીરદેવના શિષ્ય) હતા જે દીક્ષા સુધી ૧૨ વર્ષ વેશ્યાના ઘેર રહેલા હતા તેમના પણ ઘણા શિષ્યો થયા છે એટલે ભગવાનના ૧૪ હજાર શિષ્યોના શિષ્યો અને તેમના શિષ્યોની સખ્યા, બે-ત્રણ-ચાર લાખ કે તેથી પણ અધિક હોઈ શકે છે

પ્રશ્ન—શુ ચોથા આરા જેવા તે કાળમા, એટલા બધા મોટા સમુદાયમા, એવા ગુણી ગુરુઓના સહવાસમા અને પૂર્વના અભ્યાસકાળમા પણ કોઈ આત્મા સુપાત્ર નહિ જ હોય?

ઉત્તર—સુપાત્ર ભલે લગભગ બધા જ હોય અને થોડા જ ભવોમા મોક્ષે જવાની લાયકાતવાળા પણ હોય, છતા આચાર્યપદની જોખમદારી લેવી કે આપવી, એ વળી જુદી જ વાત છે જેમ ભગવાનજિનેશ્વરદેવના હજારો સાધુઓ-શિષ્યો હોય છે તેમા કેટલાક તે જ ભવમા મોક્ષમા જનાર પણ હોય,

[ भजन न ११ तर्ज़-मगन ]

सरस्वतीना व्हाला, हमने मूख लागी छे।
सामध्याना प्यारा हमने मूख लागी छे ॥ टेर ॥
इन हुडावसरपणीमध्ये, गुरु महाव्रतको धारा।
दया करी सब जीवोंपर, हमने मूख लागी छे ॥
गुरु भेदाभेद बताया, फर तत्वज्ञान दरसाया।
फिर मोक्षमार्ग बतलाया, हमने मूख लागी छे ॥
गुरु सोती भारतको जगाई, अर मिथ्या मोह नसाई।
नेकीका रास्ता बताया, हमने मूख लागी छे ॥
कह धर्मसागर झट आया, चरणोंमें वो लिपटाया।
फिर हरष २ गुण गाय, हमने भूख लागी छे ॥
सारस्वतीना व्हाला, हमने मूख लागी छे ॥

[ भजन न १२ ]

॥ तर्ज़-मोक्ष जानेका तुमने इरादा किया ॥
जैन साधूके तपका, चमत्कार है।
इस चमत्कारको ही नमस्कार है ॥
घोर गरमी पडे चाहे, बरसात हो।
शीत मारी पडे चाहे हीम पात हो।
ये तो फिरते सदा ही, यथाजात हो ॥
मानो इनका प्रकृतिपे अधिकार है।

સ્વર્ગવાસી થયા

અહીં આપણે જોઈ શકીશુ કે, શ્રીજૈનશાસનમા પદની કેટની મહત્તા છે ? આવા પદ માટે થોડીપણ છુટછાટ નથી, સાથે પક્ષપાત વિનાનો ગુણાનુરાગ પણ છે છે કયાય શિષ્ય મોહ ? છે કયાય પક્ષમોહ ? શિષ્યવર્ગમા પણ અભિમાન, અમર્ષ કે ઈર્ષ્યાભાવને કયાય સ્થાન છે ? નથી જ જ્યા એકલો ગુણાનુરાગ ભર્યો હોય, ત્યા અભિમાન ઇર્ષ્યા વિગેરે પાપો હોય જ શા માટે ?

ચાલીશ પચાસ–સાઈઠવર્ષોના દીક્ષિતોએ પણ, નવીન–દીક્ષિત શરચંદ્રભનને વડીલ બનાવવા આનદપૂર્વક સ્વીકાર કર્યો બધા પુણ્યવાન આત્માઓ હતા તેથી ગુણને અને ગુરુને આધીન હતા જેઓમા ગુણાનુરાગ હોય તેમને ગુરુવચન ઉપર પણ રાગ જરૂર હોય

પ્રશ્નો—ગુણાનુરાગ હોય અને ગુરુ ઉપર રાગ ન હોય. એમ ન બની શકે ?

ઉત્તર—બને જ નહિ કારણકે, ગુણાનુરાગી શિષ્ય ગુણ વાન ગુરુનો રાગી ન હોય, એ બને જ નહિ, જેને ગુરુ ઉપર પ્રેમ ન હોય અને પોતાનામા ગુણાનુરાગ માને, તે મસ્તક વિનાના શરીર જેવી વાત છે

પ્રશ્ન—પોતે ગુણાનુરાગી હોય, ગુરુની સેવા–ભક્તિ કરે, પણ ગુરુના વચન ન માને તો તેને આરાધના ખરી કે નહિ ?

ઉત્તર—સેવાભક્તિને આરાધના કહી જ નથી, પરંતુ વચનના આદરને જ આરાધના કહી છે વચનનો આદર આવ્યા પછી કરેલી સેવાભક્તિ આરાધના ગણાય છે શાસ્ત્રોમા કહ્યુ છે કે–

"आणाए तवो आणाए संजमो तहय दाणमाणाए ।
आणारहिओ धम्मो पलालपुल्लव्व पडिहाइ ॥ १ ॥"

અર્થ—તપ સંજમ અને દાનાદિ બધું જ આજ્ઞાપૂર્વક કરવું તે જ આત્માને હિતકર બને છે. આજ્ઞાવગરનો ધર્મ તે ફોતરાના પુળા જેવો જ કહેવ છે. વળી કહ્યું છે કે,

"प्रायश्चित गुरूणां हि, वचांसि निखिलैनसाम् ।
नातिक्रान्तगुरूणा हि क्रिया कापि फलेग्रही ॥१॥"

અર્થ—ગુરુમહારાજના વચનો બધા પાપોનું પ્રાયશ્ચિત છે. ગુરુના વચનને અનુસરનાર શિષ્યની ક્રિયા સફળ છે અર્થાત્ ગુરુના વાક્યોનું ઉલ્લંઘન કરનાર ગમે તેટલા તપ અને ક્રિયા કરતો હોય તો પણ કશું ફલ મેળવતો નથી.

આથી એ નક્કી થાય છે કે, શ્રીજૈનશાસનમાં ગુરુમહારાજની આજ્ઞા એ જ ધર્મ છે. માટે ગુરુ એવા હોવા જોઈએ, કે, સંપુર્ણશાસન ઉપર પોતાની સંપૂર્ણ આજ્ઞા પળાવી શકે.



### બીજી ઘટના વરાહમિહિરની

આ વરાહમિહિર શ્રી ભદ્રબાહુસ્વામીમહારાજનો સગો ભાઈ હતો. બીજા ઉત્તમ શિષ્યોની આચાર્ય પદવી થવાની હતી ત્યારે વરાહને પણ આચાર્ય થવાની ભાવના હતી પરંતુ ગુરુ મહારાજને તે સર્વથા અયોગ્ય જણાવાથી, તેને ગુરુજીએ આચાર્યપદવી ન આપી. આચાર્યપદ લેવા સારુ વરાહમિહિરે ઘણા ધમપછાડા કર્યા, પણ તેને પદવી ન જ મળી. છેવટે તે દીક્ષા મૂકીને જ્યોતિષજીવી પંડિત થયો. ત્યાં પણ તેણે શ્રીજૈન

શાસનની અને ભદ્રબાહુસ્વામીની ઘણી જ નિંદ કરી પ્રાન્તે જૈનધર્મ ઉપરના દ્વેષપૂર્વક મરીને વ્યતરદેવ થયો અને શ્રીજન સઘ ઉપર ઘણો જ ક્રોધાયમાન થઈ, મરકીનો રોગ ફેલાવ્યો, જેના પરિણામે ઘણા માણસો મરણ પામ્યા તેની ભદ્રબાહુ સ્વામી મહારાજને જાણ થતા તેમણે 'ઉવસગ્ગહર' સ્તોત્ર બનાવીને, મરકીનો રોગ બધ કરી, શ્રીસઘને આપત્તિમુક્ત કર્યો, અહીં આપણે સમજવાની બીના એ છે કે, દરેકના બધા જ ચાળા ગુરુદેવે જ્ઞાનથી જોયા હતા 'दुजन प्रथम वंदे' એ ન્યાયથી પણ વરાહમિહિરને સૂરિપદ ન આપ્યું વરાહમિહિરને સૂરિપદ ન આપવાથી, થનારા નુકશાનને પણ ન જોયુ અને એ નુકશાન કરતા પણ કુપાત્રને સૂરપિદ આપવુ, વધારે અનર્થનુ કારણ છે એમ નક્કી કરી બતાવ્યુ

---

## ઘટના ત્રીજી સ્થૂલભદ્રમહારાજની

શ્રીસ્થૂલભદ્રસૂરિમહારાજ જૈનશાસનમા મહાબ્રહ્મચારી તરીકે ખૂબ જ પકાયા છે આ મહાપુરુષ માટે જૈનશાસનમા ઘણું જ સન્માન છે શ્રીજૈનશાસનમા જિનેશ્વરદેવો અને ગણધરોથી લઈને યાવત્ આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુ સાધ્વીજીઓ બધા જ, સયમીઓમા, ત્રિકરણ બ્રહ્મચારી જ હોય છે તો જ તેમનુ ચારિત્ર પવિત્ર લેખાય છે છતા સ્થૂલભદ્રસ્વામીજી મહાબ્રહ્મચારી ગણાયા છે કારણ કે સાધુ થયા પછી, બ્રહ્મચર્યથી પતન થવાના કારણભૂત વેશ્યાના ઘરમા ચોમાસુ રહ્યા, ત્યા એકાતવાસ હતો, ચિત્રશાલામા રહેઠાણ હતું, ષટ્રસ ભોજન હતા, જુવાની હતી, વેશ્યા પરમ રાગવાળી હતી ચોમાસાનો

કાર હતો, છતા સ્થૂલભદ્રમહારાજ મનથી પણ ખરડાયા નહિ.

આ મહાપુરુષ, આચાર્યભગવાન શ્રીભદ્રબાહુસ્વામી પાસે પૂર્વનો અભ્યાસ કરતા હતા, ૧૦ પૂર્વ અર્થસહિત પુરા થવાની તૈયારી હતી એકદા દિવસના ભાગમા સ્થૂલભદ્રમહારાજ, ગુરુમહારાજથી થોડે દુરના પ્રદેશમા સૂત્રપાઠ ગોખતા બેઠેલા હતા તેવામા સ્થૂલભદ્રમહારાજની સાધ્વી થયેલી સાત બહેનો, યક્ષા યક્ષદિન્ના વિગેરે, ભદ્રબાહુસ્વામીને વદન કરવા આવ્યા ગુરુને વાદીને, સ્થૂલભદ્રમહારાજને વદન કરવાની ઇચ્છા જણાવી ગુરુમહારાજે સ્થાન બતાવ્યુ સાધ્વીજીઓ ત્યા ગયાં, પરતુ પોતાની બહેન સાધ્વીજીઓને આવતા દેખીને, સ્થૂલભદ્રમુનિરાજને કુતૂહલ થયું વિદ્યાબળથી પોતાનુ રુપફેરવી, સિંહનુ રુપ બનાવ્યું ભગિની સાધ્વીજીઓએ જોયુ તો, ભાઈમુનિ દેખાયા નહિ, પણ સિંહ નજરે પડ્યો, અને ભયપામીને ભાગી આવ્યાં ગુરુમહારાજાએ ભયપામવાનો પરમાર્થ-કારણ પૂછયુ સાધ્વીજી કહે છે, મહારાજજી! આપે બતાવેલા સ્થાને અમે ગયા પરતુ ત્યા સ્થૂલભદ્રમુનિ મહારાજ નથી પરતુ મહા વિકરાળ એક સિંહ બેઠો છે સ્થૂલભદ્રમહારાજનું શુ થયુ? આપ જલદી તપાસ કરાવો ભદ્રબાહુસ્વામીમહારાજાએ જ્ઞાનથી, સ્થૂલભદ્રમુનિની કુતુહલપ્રિયતા જાણી લીધી, અને સાધ્વીજીને ફરી ત્યા જવા આજ્ઞા આપી સાધ્વીજીઓ ત્યા ગયા ભાઈને વદન કરી, પોતાના સ્થાને ગયા થોડા સમય પછી મુનિમહારાજસ્થૂલભદ્રજી ગુરુમહારાજ પાસે, પૂર્વનો પાઠ લેવા આવ્યા ગુરુમહારાજ કહે કે, તમે હવે શ્રુતપચાવવાને યોગ્ય નથી સ્થૂલભદ્રમુનિ તો આભા જ બની ગયા અને પૂછવા લાગ્યા, કેમ બાપજી? ગુરુમહારાજ

ફરમાવે છે કે, ભાઈ! તમને શ્રુતજ્ઞાનનું અજીર્ણ થયુ છે તે જ અજીર્ણની ઉલટીરુપ, તમારે આ સિંહનુ રુપ લેવુ પડયુ સ્થૂલભદ્રમહારાજ કહે છે, પ્રભુ! આ તો મે જરા ગમ્મત કરી હતી ગુરુમહારાજ કહે છે, ભાઈ! પૂર્વેનુ જ્ઞાન ગભીરતા વગરના જીવો જીરવી શકે નહિ અને હવે પછીના પૂર્વો અનેકવિદ્યાઓ, ઔષધિઓ અને કલ્પોથી ભરેલા છે તે તમને પાચન થવા અશક્ય જ છે માટે આપવા ઇચ્છા નથી

ઉપર મુજબના ગુરુના વાક્યો અને વિચારો જાણી સ્થૂલભદ્રમુનિમહારાજને ઘણું દુ ખ લાગ્યુ, અને પોતે કરેલી ભૂલની ક્ષમા માગી આલોચના પણ માગી પરતુ ગુરુમહારાજાએ પાઠ આપવા નકાર જ સભળાવ્યો આ બાબતની શ્રીસઘને ખબર પડી ગઈ સઘ એકઠો થઈ ગુરુજી પાસે આવ્યો, અને નમ્રતાપૂર્વક ઘણી દલિલો કરી જણાવ્યુ કે, હે પ્રભો! સ્થૂલભદ્રમહારાજ જેવા મહાગુણી શિષ્યને આપ જો અયોગ્ય માનશો, તો આ સાધુ સમુદાયમા બીજા એવા યોગ્ય સાધુ મળવા મુશ્કેલ છે માટે કૃપા કરી સ્થૂલભદ્રમુનિને વાચના આપવા અનુગ્રહ કરો સઘના અત્યાગ્રહથી ભદ્રબાહુસ્વામીમહારાજે પાછલા ચાર પૂર્વ મૂલમાત્ર ભણાવવા હા કહી, પરતુ અર્થ નહિ વળી હવે પછી-૧૧-૧૨-૧૩-૧૪મું આ ચાર પૂર્વ મૂલ પણ કોઈને ન ભણાવવા ભલામણ કરી એટલે સ્થૂલભદ્રસ્વામીને ૧૦ પૂર્વ અર્થ સહિત અને ચાર પૂર્વ મૂલ મળ્યા ત્યાર પછીની પરપરામા વયરસ્વામી સુધી ૧૦ પૂર્વ અર્થ સાથે રહ્યા, અને આર્યરક્ષિતસૂરિમહારાજથી દશ પૂર્વમા પણ ઓછાશની શરુઆત થઈ

આપણે અહીં એ વિચારવુ જોઈએ કે, સ્થૂલભદ્રસ્વામી મહારાજ એક મહાન વ્યક્તિ હતા તેમના માટે શ્રીજૈનશાસનમા એવો, ઘોષ છે કે ૮૪ ચોવીશી સુધી આવા બ્રહ્મચારી પુરુષ થશે નહિ છતા આવા મહાન્ વ્યક્તિને પણ, ગુરુ મહારાજે અયોગ્ય માની, છેલ્લા ચાર પૂર્વની અર્થવાચના ન આપી. આથી એમ જ સિદ્ધ થયુ કે, શ્રીજૈનશાસનમા દોષો સુદ્દલ પાલવતા નથી અને ગુણોનો પુષ્કળ આદર છે

---

## કસોટીનો ચોથો દાખલો

ભગવાન વયરસ્વામીઆચાર્યની પાસે પૂર્વનો અભ્યાસ કરનાર, તોસલિપુત્રઆચાર્યના શિષ્ય, આર્ય રક્ષિતસૂરિમહારાજ સાડાનવ પૂર્વ સુધીના પૂર્વશ્રુતપાઠી હતા તે મહાગુણી હતા તેમનો શિષ્યસમુદાય ઘણો હતો તેમા દુર્બલિકાપુષ્પમિત્ર, વન્ધ્યમુનિ, ગોષ્ઠામાહિલ અને ફલ્ગુમિત્ર વિગેરે કેટલાક સાધુઓ ઘણા વિદ્વાન પણ હતા "આ આર્યરક્ષિતસૂરિમહારાજ તેજ છે કે, જેમને શક્રે નિગોદનુ સ્વરૂપ પૂછવા આવ્યા હતા." તેમના બધા શિષ્યોમા, ત્રણ શિષ્યો, દુર્બલિકપુષ્પમિત્ર, ગોષ્ઠામાહિલ અને ફલ્ગુરક્ષિત મોખરે હતા તેમના મોસાલપક્ષનો ગોષ્ટામાહિલને, પટ્ટધર બનાવવા આગ્રહ હતો તેમના કુટુબીજનોનો, ફલ્ગુરક્ષિતને આચાર્ય બનાવવા આગ્રહ હતો. કારણ કે તે તેમના સગા ભાઈ અને પ્રથમશિષ્ય હતા. છતા ગુરુમહારાજઆર્ય રક્ષિતસુરિવરે, ગુણી આત્મા દુર્બલિકપુષ્પમિત્રને, પોતાના પટ્ટધર બનાવ્યા હતા

સુરિમહારાજના અનશન પછી ગોષ્ટામાહિલે ઘણી જ

ધમાચકડી મચાવી હતી સમુદાયને ભભેરીને પક્ષો પાડવાની બની તેટલી તરકીબો કરી છેવટે સૂત્રવિપરિત પ્રરૂપણા કરીને શાસનના વિરાધી થઈને અનેકને માર્ગથી પતિત બનાવ્યા

અહીં સમજવા યોગ્ય એ છે કે, આર્યરક્ષિતસૂરિમહારાજા કુટુંબના મોહમા ન તણાતા અને પોતાના સગા મામા ગોષ્ટા માહિલ અને સગા ભાઇ ફલ્ગુરક્ષિતને, આચાર્યપદવી ન આપતા યોગ્ય આત્મા દુબલિકાપુષ્પમિત્રને જ, પોતાના પટ્ટધર બનાવી સમગ્રસમુદાયની લગામ તેમના હાથમા સોંપી હતી

## કસોટીનો પાચમો પ્રસગ

અને આચાર્યભગવાન પ્રદ્યોતનસૂરિમહારાજ

ભગવાન શ્રીસુધર્માસ્વામીમહારાજની પાટપરપરાએ' ૧૮મા પટ્ટધર શ્રીમાન્ પ્રદ્યોતનસૂરિમહારાજ થયા તેમણે પોતાની વૃદ્ધાવસ્થામા પોતાના ઉત્તરાધિકારી બનાવવા, પોતાના સમગ્ર શિષ્યપરિવારમાથી, માનદેવનામના મુનિપ્રવરને લાયક આત્મા માની, આચાર્યપદવી આપવા વિચાર કર્યો હતો આ મહાપુરુષને શિષ્યપરિવાર ઘણો હતો વિદ્વાનો પણ ઘણા હતા ચારિત્ર પાળવામા ચોથા આરાનુ ધ્યાન ખેચે તેવા હતા છતા હજારો મહામુનિવરોમા પટ્ટધરની પસદગી એકની જ થઈ, અને શ્રીસઘને વાત જણાવી શુભ-તિથિ, વાર નક્ષત્ર, કરણ અને ચદ્ર વિગેરે જોઈ પદવીપ્રદાનની જાહેરાત કરી

છેટેથી અને નજીકથી ઘણા શ્રાવક-શ્રાવિકાઓ એકઠા થયા સાધુ-સાધ્વી પણ વિહારકરીને પહોચાય તેટલા પહોચી આવ્યા મુહૂર્તના દિવસે, સુપ્રભાતે, મગળમુહૂર્તમા ચતુર્વિધ શ્રીસઘની ભરચકસભામા ગુરુમહારાજાએ ક્રિયા શરૂ કરાવી ત્યારે

ને શંકા ઉત્પન્ન થઈ હશે? અને તે શંકા થવી વ્યાજબી છે કહ્યું છે કે,

"યૌવનનય લક્ષ્મી અને, વિદ્યા રૂપ અધિકાર,
જિનશાસન જો નોય તો, રખડાવે સંસાર"

માટે ગુરુદેવની શંકા દૂર થાય અને શાસનની નિંદા થતી બચે, તેમ મારે કરવું ઉચિત છે એવો વિચાર કરીને મહાપુરુષ શ્રીમાનદેવમુનિરાજે, શ્રીસંઘસમક્ષ ગુરુમહારાજ પાસે માગણી કરી કે, હે ગુરુદેવ? આજથી જીંદગી પર્યંત મને, બે અભિગ્રહો-પ્રતિજ્ઞાઓ આપો જેનું હું જીંદગી પર્યંત પ્રાણોની પેઠે પાલન કરીશ અને તે એજ કે,—૧ બધી વિગઈઓ આજથી સર્વથા ત્યાગ રાખીશ અને ૨ ભક્ત-કુળોના આહાર વાપરીશ નહિ મહાભાગ્યશાળી શિષ્યના, આવા ઉદ્ગારોથી ગુરુમહારાજ ઘણા જ પ્રસન્ન થયા અને સભા તો આશ્ચર્યચકિત થઈ ગઈ ગુરુ મહારાજાએ અભિગ્રહ કરાવીને અધુરી ક્રિયા પૂર્ણ કરાવી લાખોની મેદની વચ્ચે સૂરિપદપ્રદાન થયું જૈનશાસનના જયની ઘોષણાઓ થઈ ગુરુદેવ પણ પાછળથી આરાધનાપૂર્વક સ્વર્ગવાસી થયા માનદેવ મુનિ મટીને માનદેવસૂરિ મહારાજ થયા પાછળથી આ મહાપુરુષની રત્નત્રયીની આરાધનાથી જયા વિજયા, અપરાજિતા, અને અજિતા અથવા પદ્મા આ ચાર દેવીઓ સદાકાળ સાંનિધ્ય કરનારી બની હતી વળી આ મહાપુરુષે તે જ ચાર દેવીઓની સહાયતાથી 'લઘુશાન્તિસ્તવ' બનાવી, શ્રીસંઘને ઉપદ્રવથી બચાવ્યો હતો તેમ જ 'તિજયપહુત્તસ્તોત્ર' પણ શ્રીસંઘની શાન્તિ સારૂ તેમણે જ બનાવ્યું છે

ૐ

જૈનશાસનમા આચાર્યપદવી આપતા કેટલી બધી સાવધાનતા રખાઈ છે, તે ખાસ ધ્યાન ખેચે તેવુ છે આવા રૂપાળા, સધમાન્ય, વિદ્વાન અને શુભ લક્ષણવાળા શિષ્યોને પણ આચાર્યપદ આપતા ગુરુને મુંઝવણમા નાખી દીધા હતા અને આચાર્યપદવી આપવી કે કેમ ? એ પ્રશ્ને લણવાર અટકાવી રાખ્યા હતા બસ, ફક્ત ગુણના જ પૂજારી, શ્રીજૈનશાસનની બલીહારી છે



## કસોટીનો છઠ્ઠો પ્રસગ

કલિકાલસર્વજ્ઞભગવાન હેમચન્દ્રસૂરિમહારાજ મહાપ્રભાવક પુરુષ હતા રાજા કુમારપાલના ઉપકારી ગુરુ હતા અઢાર-દેશમા અમારિ પ્રવર્તના કરાવી હતી તે મહાપુરુષને શિષ્ય પરિવાર ઘણો હતો પરન્તુ આચાર્યપદ ફક્ત રામચન્દ્રમુનિરાજને આપવાનુ નક્કી કર્યું હતુ તેથી તેમનો બીજો એક શિષ્ય બાલચન્દ્ર ઉશ્કેરાયો તેણે કુમારપાલરાજાના ભત્રિજા અજયપાલને પક્ષમા લીધો અને તેણે કલિકાલસર્વજ્ઞભગવાનની હાજરીમા પણ ઘણા ધમપછાડા કર્યા પોતાનો પક્ષ પણ ઉભો કર્યો પરન્તુ ગુરુમહારાજાએ આચાર્યપદવી ન જ આપી કહેવાય છે કે, આચાર્યપદના ભૂખ્યા બાલચન્દ્રે, અજનશલાકાની વિધિના મુહૂર્તમાં, ગોટાળો કરાવ્યો અને ગુરુમહારાજને ગોચરીમા ઝેર આપ્યુ

ગુરુદેવ કલિકાલસર્વજ્ઞહેમચન્દ્રસૂરિમહારાજ સ્વર્ગે સિધાવ્યા પછી પણ, બાલચન્દ્રે આચાર્યપદવી લેવા માટે બધા જ દાવો અજમાવી લીધા છેવટે અજયપાલરાજાની સહાયથી

રામચદ્રસૂરિનો નાશ કરાવવા સુધીની અધમતા પણ અજ માવી લીધી રાજા અજયપાલ રામચદ્રસૂરિને બોલાવીને કહે છે કે, બાલચદ્રજીને સૂરિપદ આપો, નહિતર આ ધખી રહેલી શીલા ઉપર સુઈ જાવ! રામચદ્રસૂરિ કહે છે કે, ગુરુવચન પાલવામાટે, મરણ થાય તો મને જરાપણ ભય નથી, પણ ગુરુવચનનો ભગ કરીને સૂરિપદ નહિ આપુ" રાજા અજયપાલના કહેવાથી રામચદ્રસૂરિ મહારાજ ધગધગતી શીલા ઉપર અનશન કરીને સુઈ ગયા પરતુ ગુરુદ્રોહી બાલચદ્રને સૂરિપદ ન જ આપ્યુ બાલચદ્ર પાછળથી મરીને વ્યતર થયો સઘને હેરાન કરવા લાગ્યો પોતાના આસુરી બળવડે, પોતાની અનાયેની સ્નાતસ્યા થોયની આરાધના શ્રીસઘ પાસે ચાલુ કરાવી શ્રીસઘે આવા આક્રમણો સહન કર્યો, પરતુ મહાપુરુષોને આપવા યોગ્ય સૂરિપદનુ દાન કુપાત્રમા કર્યું નહિ

જેમ શાસનના સુકાની ગુરુદેવો પરીક્ષાપૂર્વક પદવીપ્રદાન કરતા હતા તે જ પ્રમાણે ભવના ભીરુ મહાનુભાવ શિષ્યો પણ સૂરિ વિગેરે પદવીઓ લેવા ખુશી પણ ન હતા તેઓ સૂરિ પદની મહત્તા અને પોતાની શક્તિનુ માપ વિચારતા હતા અને ગમે તેટલા સન્માનો કે આગ્રહોનો પણ નમ્રતાપૂર્વક નિષેધ કરીને, પોતાથી કેટલુ શક્ય છે? તેટલુ જ લેઈને સાચવવાના ખપી થતા હતા

દાખલાતરીકે ૧૭ મી શતાબ્દિમા આચાર્યશ્રી-વિજયસિંહ સૂરિમહારાજની પાટે સત્યવિજય-પંન્યાસને સ્થાપવા, ગુરુપુરુષોનો અને શ્રીસઘનો વિચાર થયો ખાનગીમા ઘણીવાર પ્રયાસો કર્યા ગુરુમહારાજ અને સાધુ તથા શ્રાવકસમુદાયના

આ ૧૦૫ પુરુષોએ, સત્યવિજયપન્યાસને, સૂરિપદ લેવા આગ્રહ કર્યો પરંતુ નિસ્પૃહશિરોમણિ અને ભવનાભીરુ સત્યવિજય પન્યાસે, સૂરિપદનો સ્વીકાર કરવા ચોખ્ખી ના પાડી અને ચારિત્રમાર્ગમાં ઘુસી ગયેલું શૈથિલ્ય હઠાવવા, ક્રિયોદ્ધાર કરીને બનતા સુધારા કર્યા.

ખંડનખાદ્ય અને 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય મોટી ટીકા, જેવા દુર્ઘટ અને બીજા ઘણા ગ્રંથોના પ્રણેતા, તથા કાશી જેવા વિદ્યાના કેન્દ્રમાં, અને વિદ્વાનોની સભામાં જિત મેળવી જૈનશાસનનો વિજયવાવટો ફરકાવનાર ન્યાયાચાર્ય નામ પ્રવર શ્રીમાન્યશોવિજયજી ગણિવર જેવા પ્રભાવપ્રતાપી અને ઉજ્વલ ચારિત્રમાન પુરુષે પણ આચાર્યપદ લીધી નથી.

સાતમો ગ્રંથોની સાક્ષીઓ ટાંકીને 'દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ' એ ચાર વિભાગમાં લોકપ્રમાણ જેનો અજોડ અને અમૂલ્ય ગ્રન્થ બનાવનાર, કલ્પસુબોધિકા વિગેરે બીજા પણ અનેકગ્રન્થો તથા મહા વ્યાકરણના પ્રણેતા અને સિદ્ધાન્તના પ્રખર વિદ્વાન ઉપાધ્યાયજીમહારાજ શ્રીવિનયવિજયજી ગણિવરે પણ સૂરિપદવીની ઈચ્છા કરી નથી.

વળી જેમને પશ્ચિમદિશાનો અધિષ્ઠાયક વરુણદેવ તુષ્ટમાન હતો અને સર્વઇચ્છિતકાર્ય કરી આપતો હતો. અકબર જેવા મહાસમ્રાટે જેમને સાક્ષાત્ ખુદાની ઉપમાઓ આપી હતી જેમના ઉપર અકબરબાદશાહને અસમાન સન્માન હતું એવા શ્રીમાન્ શાન્તિચન્દ્રઉપાધ્યાયે પણ આચાર્યપદવી લીધી નથી.

જેમને સિદ્ધિચન્દ્ર જેવા મહાવિદ્વાન ઘણાશિષ્યો હતા. જેમની વ્યાખ્યાનશક્તિમાં અકબરસમ્રાટ્ મંત્રમુગ્ધ બન્યો

पांव पैदल चले किन्तु थकते नहीं ॥
मुह कभी दूसरेका ये तकते नही।
विघ्न बाधा इन्हें रोक सकते नहीं ॥
आत्म शक्तिका, इनके नहीं पार है ॥
विश्वकी संपदा इनके आगे पड़ी ॥
इन्द्रकी अप्सरा ये सेवामें खड़ी।
इनके दिलकी दिवालें बड़ी हैं कड़ी ॥
रहते निर्मोह निश्चल वा अविकार है ।
सारी दुनियाके जीवोंके ये मित्र है ॥
देते शिक्षायें सबको ही सु-पवित्र है।
इनका अद्भुत निराला ही चरित्र हैं ॥
इनका जीवन समीका सलाहकार है ।
खाने पीनेकी इनको न परवाह हैं ॥
न पलङ्गोंकी महलोंकी भी चाह हैं ।
आत्मकल्याणका मनमें उत्साह है ॥
धन्य संसारमें इनका अवतार है।
देखो केसोंको कैसे ये उखाड़ते ॥
खेतसे घासको जैसे हो काटते ।
कुछ भी चेहरेपे दुखको न उघाटते ॥
धर्म कहे जिनाहे इनका सुशाकार है।

તો અસાવધાનતાને, તિલાજલી જ આપનાર નાયક, સ્વપરનો રક્ષક થઈ શકે છે

તે જ પ્રમાણે આચાર્યભગવંતો પણ, નિદ્રાવિગેરે પાંચે પ્રમાદોને સર્વથા દેશવટો જ આપનારા હોય છે તે મહાપુરુષો આહાર, ઉપધિ અને પરિવારના લોલુપી પણ બીલકુલ હોતા નથી ભગવાનમહાવીરદેવના શાસનમાં, ઘણા આચાર્ય ભગવંતો છ વિગઈ અને પાંચ વિગઈના ત્યાગી હતા માનદેવસૂરિમહારાજ, મુનિચંદ્રસૂરિ મહારાજ, જગચ્ચંદ્રસૂરિમહારાજ ધર્મઘોષ સૂરિમહારાજ વિગેરે કેટલાક આચાર્ય ભગવંતો છ વિગઈ ઉપરાંત રસ-કસના પણ ત્યાગી હતા ભક્તકુળોના આહારના પણ ત્યાગી હતા આર્યમહાગિરિસ્વામીજી તો, છેલ્લી વયમાં પોતાને ઓળખે તેવા સ્થાનમાથી, ગોચરી પણ વહોરતા ન હતા આવા આચાર્યભગવંતો તે જ ભવમાં કે બે-ત્રણ-ચાર પાંચ ભવમાં મોક્ષમાં જનારા હોય છે આવા ઉચ્ચ આચરણોદ્વારા આ મહાપુરુષો જિનનામકર્મ વિગેરે ઉચ્ચ પ્રકારના પુણ્યો પણ ઉપાર્જન કરી, ભવોભવ જૈનશાસનની પ્રભાવના કરી, મોક્ષમાં જનારા બને છે

એટલે આચાર્યપદના વર્ણનના પ્રારંભમાં બતાવેલા ગુણો અને સ્થિરતા, ધીરતા, ગંભીરતા, ઉદારતા, વીરતા, સાત્ત્વિકતા વિગેરે અપરિમિત ગુણગણના ધારક આત્માઓ જ આચાર્યપદ લેવાને યોગ્ય છે તેવા આત્માઓને બરાબર પરીક્ષા કરીને, ગુરુપુરુષોએ આચાર્ય બનાવ્યા છે, અને જેમને આચાર્યપદવી પચાવી શકવાની પોતાની યોગ્યતા સમજાઈ, તેમણે જ લીધી છે

હતો જેમનુ ચારિત્ર અતિઉજ્વળ હતુ એવા વાચકવર ભાનુચંદ્રઉપાધ્યાયે પણ, સૂરિપદવીની ઇચ્છા કરી નથી

સોમવિજય ઉપાધ્યાય અને કીર્તિવિજયજી ઉપાધ્યાય (વિનયવિજયજી ઉપાધ્યાયના ગુરુ) બન્ને સગાભાઈ હતા વીરમગામપરગણાના મોટાઅધિકારી વીજી મલિકના પૌત્ર હતા બાલબ્રહ્મચારી હતા, અકલંક ચારિત્રધારી હતા, વિનય વિજયજી ઉપાધ્યાય જેવા વિદ્વાન્ શિષ્યોના ગુરુ હતા વળી વિજયહીરસૂરિમહારાજના ડાબા–જમણા હાથ હતા છતા એ મહાપુરુષોએ આચાય પદવી લીધી નથી

આવા બનાવો શ્રીજૈનશાસનમા એટલે શ્રીમહાવીર શાસનમા અને અગાઉના કાળમા, પણ હજારો–લાખોની સખ્યામા નોધાયા છે તે બાબત શ્રીવીતરાગશાસનના અનુભવી આત્માઓ સહેજે સમજી શકે તેવી છે

એટલે આચાર્યવિગેરે પદવીઓ લેવી તે, અતિવિષમ માર્ગમા પ્રયાણ કરવા સમાન છે કાચો પારો પચાવવા બરાબર છે લડાઈના સેનાધિપતિપદ કરતા પણ વધારે જોખમદારી ઉપાડવા સમાન છે જૈનાચાર્ય એટલે સપૂર્ણ કે એક વિભાગના શ્રી જૈનશાસનના સેનાધિપતિ જ લેખાય છે એમને માન અને પૂજા કરતા પણ જોખમદારીની માત્રા વધારે પ્રમાણમા હોય છે સેનાના નાયક–સેનાધિપતિ દિવસે તો શુ રાત્રે પણ નિદ્રા લઈ શકતા નથી ઘણી નિદ્રા લેનારને સેનાધિપતિપણું છુટી નીકળે છે ઊંઘનારો માણસ પોતાનો નાશ કરે છે, અને આશ્રિતોને પણ પાયમાલ બનાવે છે, એટલે પરીક્ષામા પાસ થયેલાને જ સેનાધિપતિનુ સ્થાન અપાય છે નિદ્રાને અથવા

તો જ ઉપરની બાબતોનું અપૂર્વ ફલ મેળવી શકે છે

કારણ કે, વ્યાખ્યાન કરનાર, તથા ઉદ્યાપન, તીર્થયાત્રા અને સંઘાદિનો ઉપદેશદેનાર શ્રીજૈનશાસનના પ્રભાવક મનાયા છે અને તેવા પુરુષો હજારોના તારણહાર બનીને પોતાને પણ સંસારનો પાર પમાડનાર બનેલા છે

કેમ કે, પોતાને તારનાર અને બુડાડનાર પોતાનો જ આત્મા છે કહ્યુ છે કે –

' अप्पा नइ वअरणी, अप्पा मे कुडसामली।
अप्पा कामदुघाघेणू अप्पा मे नदण वण ॥
अप्पा कत्ता विकित्ताय, सुहाण य दुहाण य।
अप्पा मित्तममित्त च, सुपटिअ दुप्पठिअ॥"

અર્થ–આપણા પોતાના આત્માને જેવો બનાવીએ તેવો થાય છે એટલે આત્માને અનાચારી બનાવીએતો, નરકગતિના ભયંકરસ્થાનો, વૈતરણીનદી અને તરવારના જેવા પાદડાવાળા શાલ્મલીવૃક્ષ વિગેરે, આપણો પોતાનો આત્મા જ બને છે અને આપણા આત્માને સદાચારી બનાવીએતો દેવગતિના ઉત્તમ સાધનો, કામધેનુગાય અને નંદનવનનો બગીચો પણ આપણો પોતાનો આત્મા જ બને છે

સુખ કે દુઃખનો કર્તા પણ આત્મા છે, અને સુખ કે દુઃખનો નાશકરનાર પણ આત્મા છે આત્મા પોતે જ પોતાનો મિત્ર છે અને શત્રુ પણ પોતે જ છે

આ બધું જોતા આપણે કહી શકીશું કે, શ્રીજૈનશાસનના પ્રથમપુરુષોએ અને પરંપરાગતપુરુષોએ આચાર્યાદિસ્થાનોને ઉજ્વલ બનાવ્યા છે અને ઉજળા જ રહે તેવી યોજના

જેમનામા આવા ગુણ ન હોય, છતા તેમને પન્યાસ-ઉપાધ્યાય કે સૂરિ પદની કોઈ આપે અથવા પોતે લે તો, તે બન્ને આત્માઓ ઊંચેચઢવાને બદલે ઉલ્ટા નીચા પડે છે વાચકવર યશોવિજયજી કહે છે કે,

'જેમ જેમ બહુશ્રુત બહુજનસમ્મત બહુશિષ્યે પરિવરિયોજી,
તેમ તેમ જિનશાસનનો વૈરી જો નવિ નિશ્ચય દરિયોજી "

અર્થ—જે આત્મામા ભાવાચાર્યપણુ કે ભાવવાચકપણુ કે ભાવસાધુપણુ આવે નહિ, અને આત્મા પૌદ્‌ગલિક સામગ્રીમા પરવશ બની જાય તો, તે આત્મા પોતે જ પોતાનો વૈરી થાય છે, એટલુ જ નહી જૈન શાસનનો પણ તે વૈરી જ છે એટલે કે, વિદ્વત્તા, કે ઘણો ભક્તવર્ગ કે ઘણો શિષ્યપરિવાર પુદ્‌ગલાનદી એવા સૂરિ વાચક કે સાધુને, પરલોકના ભલા માટે થવાને બદલે સસાર વધારનાર થાય છે

કોઈ મહાશય એમ પણ માને કે, હુ હજારોને ઉપદેશ આપીને તારુ છુ લાખો રૂપીઆ ખર્ચાવી શકુ છુ મારા ઉપદેશથી ઘણા ધર્મસ્થાનો પોષાય છે મે ઘણાઓને સસારથી ઉદ્ધર્યા છે મારાઉપદેશથી હજારો ધર્મરસિક બન્યા છે આવુ વિચારનારને પણ કહે છે કે—

"પર પરિણતિ પોતાની માને, વર્તે આરતધ્યાને,
બધ મોક્ષ કારણ ન પીછાણે, તે પહેલે ગુણઠાણે "

એટલે હજારોના તારણહાર, લાખો ખર્ચાવનાર, સઘ, ઉદ્યાપનાદિ કરાવનાર, લોકોને ધર્મમા જોડનાર, ઘણા શિષ્યો અને ભક્તોના ગુરુ થનાર પણ, જો પરમાર્થના અજાણ હોય તો જરૂર લપસી જાય છે પણ જો પરમાર્થ પામેલા હોય

આપી પ્રશ્ન પૂછે છે, ભો ભંતે ! કિં તત્ત ? પ્રભુજી પ્રકાશે છે ઉપન્નેઇ વા, વળી પ્રદક્ષિણા અને ખમાસમણ આપીને પ્રશ્ન પુછે છે, ભો ભંતે ! કિં તત્ત ? પ્રભુજી પ્રકાશે છે ધુવેઇ વા, આમ ત્રણ પ્રશ્નના, ભગવાન જિનેશ્વરદેવ ત્રણ પ્રત્યુત્તર આપે છે, અને જેમ હુંશીયાર-શેઠની સાધારણ સૂચનાથી, તેમના હુંશીયાર, દિકરા કે મુનિમો, ઘણું સમજીને વિસ્તારથી કામ બજાવે છે તેમ પ્રભુજીના મુખથી, ઉપરની ત્રિપદી=માતૃકાપદો સાંભળીને તત્કાળ સંજમ પામેલા, પ્રભુજીના પ્રથમ નંબરના શિષ્યો દ્વાદશાંગીની રચના કરે છે એટલે પ્રભુજી તેમને દ્રવ્ય, ગુણ પર્યાયથી તીર્થની અનુજ્ઞા ફરમાવે છે આ મહાપુરુષો ગણધર કહેવાય છે એવા ગણધરો શ્રીઋષભદેવસ્વામીને ૮૪ હતા અને છેવટ શ્રીમહાવીરસ્વામીને ૧૧ હતા તેમના નામો ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્તસ્વામી, સુધર્માસ્વામી, મંડિતસ્વામી મૌર્યપુત્રસ્વામી, મેતાર્યસ્વામી, પ્રભાસસ્વામી, અકંપિતસ્વામી અને અચળભ્રાતાસ્વામી

આ પ્રમાણે પ્રત્યેક જિનેશ્વર પાસે પ્રથમ દીક્ષાલેનાર અને ત્રિપદી પામી દ્વાદશાંગીના રચનાર, સંપૂર્ણ ચઉદ પૂર્વ અને દ્વાદશાંગીનાજ્ઞાતા, સૂત્રાર્થ તદુભયના પ્રણેતા અને વ્યાખ્યાતા, અનેકલબ્ધિઓના ભંડાર, હજારો અને લાખો ગુણોની ખાણ, સાધુસમુદાયમાત્રના ગુરુ, ઇન્દ્રાદિચાર-નિકાયનાદેવોના પણ પૂજ્ય, વિનયના ભંડાર એવા ચોવીશજિનેશ્વરના ૧૪૫૨ ગણધર ભગવંતો થયા છે પાંચ ભરતક્ષેત્ર અને પાંચ ઐરવતક્ષેત્રના સાડાચૌદ હજારથી વધારે ગણધર થયા છે પાંચ મહાવિદેહક્ષેત્રમાં આટલાજ ટાઇમમાં અસંખ્યાતા ક્રોડા ક્રોડી ગણધર ભગવંતો થયા છે

અને ભલામણની સાવધાનતા પણ ચોક્કસ રાખી છે

હવે नमो आयरियाण પદ કેટલા વિભાગવાળું છે? કેવુ માહાત્મ્યથી ભરપૂર છે? કેવા અને કેટલા કોહીનૂર રત્નોની ખાણ છે? તે હવે વિચારીએ

## સૌ પ્રથમ ભગવાનશ્રીગણધરદેવો

શ્રીજિનેશ્વરદેવો દીક્ષિત થયા પછી, તત્કાળ ચાર જ્ઞાનના ધારક બને છે, છતા દેશના આપતા નથી તેથી પેલા તીર્થંકર એક હજાર વર્ષ અને છેલ્લાજિનેશ્વર સાડાબારવર્ષ છદ્મસ્થ રહ્યા અને ઘોરતપ, પરિષહ અને અભિગ્રહોવડે ઘાતિકર્મનો ક્ષય કરી, કેવળજ્ઞાની બન્યા ત્યારપછી દેવતાઓએ આવી સમવસરણબનાવ્યુ તે સમવસરણમા બેસીને પ્રભુજીએ ચઉમુખ દેશના આપી

પ્રત્યેક પ્રભુજીને કેવલજ્ઞાન થતાની સાથે જ દેવોને ખબર પડે છે તેથી દેવતાઓ પ્રભુના જ્ઞાનનો જગતને લાભ આપવા ૧૯ અતિશયો દ્વારા પ્રભુજીના મહાત્મ્યની જાહેરાત કરે છે જેની જાણ થતા સ્થાને–સ્થાનેથી મનુષ્યોના અને ચાર નિકાયના દેવદેવીઓના ટોળા, ભગવાનના દર્શન કરવા અને દેશના સાભળવા આવે છે પ્રભુજીની દેશના સાભળીને, પેલાજ દિવસે ઘણા જીવો પ્રતિબોધ પામે છે તેમા તે કાળના મોટા કુળમા જન્મેલા અને જગતભરમા માન પામેલા તથા બુદ્ધિના નિધાન, કેટલાક મહાપુરુષો પ્રભુજીની દેશના સાભળી, તેમની પાસે દીક્ષા ગ્રહણ કરે છે વિધિપૂર્વક સજમ અગીકાર કરી પ્રભુજીને પ્રદક્ષિણા આપીને પ્રશ્ન પૂછે છે ભો ભદત ! કિતત્ત ?

પ્રભુજી પ્રકાશે છે ઉપ્પનેઈ વા, વળી પ્રદક્ષિણા અને ખમાસમણ

વર્ણ જ ઉજ્વળ હોય છે તેમનુ સમ્યગ્જ્ઞાન પણ જેટલુ હોય તેટલુ તદ્દન ચોખ્ખુ અને સચોટ હોય છે તે મહાપુરુષોનુ ચારિત્ર પણ, અતિચાર વગરનુ ખૂબ જ નિર્મળ હોય છે તપ અને ત્યાગ પણ ભલભલાનુ મસ્તક ડોલાવે તેવા હોય છે અને આ મહાપુરુષો એકાવતારી એટલે એક દેવનો ભવ કરીને મોક્ષમા જનાર હોય છે

શકા—તમે ઉપર જણાવ્યુ કે, "કદાચ ક્ષાયિકસમ્યક્ત્વ ન હોય તો ક્ષાયોપશમિક હોય પણ તે ક્ષાયિકસમકિત જેવુ ઘણુ ઉજ્વળ હોય છે અહી કદાચ શબ્દથી એવો ધ્વનિ નીકળે છે કે, યુગપ્રધાનોમા વખતે કોઈ ક્ષાયિકસમકિતવાળા પણ હોઈ શકે છે તો શુ પાચમા આરામા યુગપ્રધાનને ક્ષાયિકસમકિત થાય ખરુ ?

સમાધાન—પાચમા આરામા ક્ષાયિકસમકિત કોઈ પણ જીવને થાય નહિ, પણ હોય ખરુ, કારણકે શાસ્ત્રોમા કહ્યુ છે કે,

'तम्मिय तइयचउत्थ भवमि, सिज्झति खइयसम्मत्ते ।
सुरनिरयजुगलिसु गइ इम तु जिणकालियनराण ॥"

અર્થ—ક્ષાયિકસમકિત પામેલો આત્મા તે જ ભવે મોક્ષે ન જાય તો વધારેમા વધારે ત્રીજા-ચોથા ભવે-ઉપલક્ષણથી છેવટે પાચમા ભવે મોક્ષે જાય (કૃષ્ણ વાસુદેવ ક્ષાયિકસમકિતી પાચમે ભવે મોક્ષમા જવાના છે) અને ક્ષાયિકસમકિતી જીવ, મરીને અનન્તરભવે દેવ, નારક અને યુગલિકમા અવતરે છે, આ ક્ષાયિકસમકિત કેવળી ભગવ... કાળના મનુષ્યોને જ થાય છે એટલે ક્ષાયિકસમકિત ... આરાના મનુષ્યોને ... નહિ પરતુ વખતે ...

અતીતકાળમા અઢીદ્વીપમા અનતાનત થયા છે અને ભવિષ્ય કાળે અઢીદ્વીપમા અનતાનત થવાના છે

**પ્રશ્ન**—એક અવસર્પિણી કે ઉત્સર્પિણી જેટલા કાળમા ભરતક્ષેત્રમા ૧૪૫૨ ગણધર થયા છે તો પછી મહાવિદેહ-ક્ષેત્રમા અસખ્યાતા શી રીતે થયા ?

**ઉત્તર**—અહીં ફક્ત એક ચોવિશી તીર્થંકર ભગવતો થાય છે, ત્યારે મહાવિદેહક્ષેત્રમા પ્રાય કોઈ કાળે જિનેશ્વરનો વિરહ હોતો નથી ત્યા અસખ્યાતી ચોવીશી જિનેશ્વરભગવતો થાય છે અને દરેકને ૮૪ ગણધરગિણ્યો થતા હોવાથી પાચ મહાવિદેહક્ષેત્રમા એકઅવસર્પિણી જેટલા કાળમા અસખ્યાતા-કોટાકોટી ગણધરભગવતો થાય છે અને તે ખરોબર છે ભૂત કાળમા બધા ક્ષેત્રોમા અનતાનત ગણધરમહારાજો થયા છે અને ભવિષ્યકાળે બધા ક્ષેત્રોમા અનતાનતગણધરભગવતો થવાના છે આપણો 'नमो आयरियाण' પદોચ્ચાર સર્વક્ષેત્રના અને સર્વકાળના અનતાનત ગણધરભગવતોને ચોક્કસ પહોચે છે

## યુગપ્રધાન આચાર્ય ભગવતો.

શ્રીજિનેશ્વરદેવના શાસનમા ગુણની જ મુખ્યતા છે, ગુણનીજ પૂજા છે, ગુણનોજ આદર, પ્રશસા અને અનુમોદના છે માટે આચાયપદવીની સમાનતા છતા, ગણધરદેવો પ્રથમ કહેવાયા તે જ પ્રમાણે ગણધરદેવોની ગેરહાજરીમા, ગણધર-ભગવતોની વાનકી જેવા, સમ્યગ્દર્શન—જ્ઞાન—ચારિત્રની સીમા-સમાન, તે તે કાળના **યુગપ્રધાન** મહાપુરુષો છે

આ મહાપુરુષોમા કદાચ ક્ષાયિકસમ્યક્ત્વ ન હોય તો ક્ષાયોપશમિકસમ્યક્ત્વ હોય પણ તે ક્ષાયિકસમકિત જેવુ

[ भजन नं १३ ]

॥ तर्ज–मेरे शम्भु कैलाश बुलाली मुझे ॥

गुरू कुन्थु सिंधु चिरजीवी रहो ।
चिरजीवी रहो आरोग्य रहो ॥
धन्य है देश करनाटक तुम्हारो ।
नगर एनापुर चिरजीवी रहो ॥ १ ॥
धन्य है श्रावक सातप्पा कुल तेरो ।
सरस्वती माता चिरजीवी रहो ॥ २ ॥
विश्व उद्धार किया कुंथु गुरूवर ।
धर्म दिगम्बर चिरजीवी रहो ॥ ३ ॥
रचाये ग्रन्थ नये नये गुरूवर ॥
ज्ञान तुम्हारा चिरंजीवी रहो ॥ ४ ॥
त्यागी धरम ये नित चाहे ॥
स्वस्थ रहो आयु तुम्हारी चिरजीवी रहो ॥ ५ ॥

[ भजन नं १४ ]

॥ तर्ज–वारों चरणको तारे ॥

पारसोला तेरी गली सुधर गई रे ॥ टेर ॥
गुरू पधारे सबको भाये सभीका किया सुधारा ।
कन्या विक्रय अरु मरण भोजका, गुरूने मूल उखाड़ा ॥ २ ॥
आचार विचारसे हीन भये है, जिसको गुरू सुधारा ।
उपदेशामृत पायकेरे, मनका मेल निकारा ॥ ३ ॥ पारसोला ॥

'વખતે હોય ખરુ' એનો અર્થ એ છે કે, ગયા જન્મમા કોઈ આત્મા, (ભરત વિગેરે ક્ષેત્રોમા) કેવલીભગવંતોના કાળમા ક્ષાયિકસમકિત પામીને, દેવલોકમા જાય, ત્યાથી અત્યારે ભરત ક્ષેત્રમા (યુગપ્રધાન જેવા આત્માઓ ક્ષાયિકસમકિત સાથે લઈને પણ અવતરી શકે છે અને તેથી જ છેલ્લા દુપ્પ્રભાચાર્ય નામના યુગપ્રધાન ક્ષાયિકસમકિતના ધણી હશે તેઓ ત્રીજા (ગયાના આગલા) જન્મમા ક્ષાયિકસમકિત પામેલા છે બીજો ભવ દેવનો, ત્રીજો ભવ દુપ્પસહસૂરિ તરીકેનો, અને ચોથોભવ દેવનો કરી, પાચમા ભવે મનુષ્ય થઈ મોક્ષમા પધારશે

આવા યુગપ્રધાનપુરુષો, ભગવાનમહાવીરદેવના શાસનમા ૨૦૦૪ થવાના છે તે પૈકી પ્રભુમહાવીરદેવના નિર્વાણકાળથી લગભગ એકહજાર વર્ષ આસપાસ ૪૩ યુગપ્રધાન મહાપુરુષો થયા છે તે નીચે મુજબ

૧ સુધર્માસ્વામી, ૨ જબૂસ્વામી, ૩ પ્રભવસ્વામી, ૪ શય્યભવસ્વામી, ૫ યશોભદ્રસ્વામી, ૬ સભૂતિવિજયસ્વામી ૭ ભદ્રબાહુસ્વામી, ૮ સ્થૂલભદ્રસ્વામી, ૯ મહાગિરિસ્વામી, ૧૦ આર્યસુહસ્તિસ્વામી, ૧૧ ગુણસુન્દરસૂરિ, ૧૨ શ્યામાચાર્ય, ૧૩ સ્કંદિલાચાય, ૧૪ રેવતીમિત્રસૂરિ, ૧૫ શ્રીધર્માચાય, ૧૬ ભદ્રગુપ્તસૂરિ ૧૭ શ્રીગુપ્તસૂરિ, ૧૮ વજ્રસ્વામી મહારાજ, ૧૯ આર્યરક્ષિતસૂરિ, ૨૦ પુષ્પમિત્રસૂરિ, ૨૧ વજ્રસેનસૂરિ ૨૨ નાગહસ્તિસૂરિ, ૨૩ રેવતીમિત્રસૂરિ, (બીજા) ૨૪ સિંહગિરિ સૂરિ, ૨૫ નાગાર્જુનસૂરિ ૨૬ ભૂતદિન્નસૂરિ, ૨૭ કાલકાચાર્ય, ૨૮ સત્યમિત્રસૂરિ, ૨૯ હારિલસૂરિ, ૩૦ જિનભદ્રગણિક્ષમાશ્રમણ, ૩૧ ઉમાસ્વાતિસૂરિ, ૩૨ પુષ્પમિત્રસૂરિ, ૩૩ સભૂતિ

સૂરિ ૩૪ માઢરમ ભૂતિસૂરિ, ૩૫ ધર્મરત્નસૂરિ, ૩૬ જ્યેષ્ઠાગ સૂરિ, ૩૭ ફલ્ગુમિત્રસૂરિ, ૩૮ ધમઘોષસૂરિ ૩૯ શીવમિત્રસૂરિ ૪૦ વિનયમિત્રસૂરિ, ૪૧ રેવતીમિત્રસૂરિ, ૪૨ સ્વપ્નમિત્ર સૂરિ, ૪૩ અર્હન્મિત્રસૂરિ

સર્વક્ષેત્ર અને સવ કાળના યુગપ્રધાનઆચાર્યો અનતા નત થાય છે તે સવ પુરુષોને 'नमो आयरियाण' પદ વડે સાવધાન અને જાણકાર આત્મા નમસ્કાર કરી શકે છે

ભગવાન મહાવીરદેવના શાસનમા જેમ ૨૦૦૪ યુગપ્રધાન થવાના છે, તેમ યુગપ્રધાન જેવા અને એકાવતારી કે ભવ ભવોમા મોક્ષજનારા અગ્યારલાખ અને સોળહજાર શાસનપ્રભાવક આચાર્યો થવાના છે, તેમા કેટલાક થઈ ગયા છે તેમાના થોડાક મહાપુરુષોના નામો અહીં આપીયે છીયે

૧ ભદ્રબાહુસ્વામી, ૨ સ્થૂલભદ્રસ્વામી, ૩ આર્યસુહસ્તિ સૂરિ, ૪ ઉમાસ્વાતિવાચક, ૫ શ્યામાચાર્ય, ૬ વજ્રસ્વામી, ૭ સ્કંદિલાચાર્ય, ૮ દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ, ૯ પાદલિપ્તસૂરિ, ૧૦ આર્યખપુટસૂરિ, ૧૧ વૃદ્ધવાદિસૂરિ, ૧૨ સિદ્ધસેનદિવાકરસૂરિ, ૧૩ કાલકસૂરિ, ૧૪ જિનભદ્રગણિક્ષમાશ્રમણ, ૧૫ હરિભદ્રસૂરિ, ૧૬ ધર્મદાસગણિ, ૧૭ જિનદાસગણી, ૧૮ સંઘદાસગણી ૧૯ વાદિવેતાલ-શાંતિસૂરિ, ૨૦ માનતુંગસૂરિ, ૨૧ વાદિદેવ સૂરિ, ૨૨ માનદેવસૂરિ, ૨૩ દેવચંદ્રસૂરિ, ૨૪ કલિકાલસર્વજ્ઞ-હેમચંદ્રસૂરિ, ૨૫ મલયગિરિસૂરિ, ૨૬ બપ્પભટ્ટીસૂરિ, ૨૭ સર્વદેવસૂરિ, ૨૮ મુનિચંદ્રસૂરિ, ૨૯ વર્ધમાનસૂરિ, ૩૦ જિનેશ્વરસૂરિ, ૩૧ ધનેશ્વ સૂરિ, ૩૨ મલધારિ-હેમચંદ્રસૂરિ, ૩૩ અભયદેવસૂરિ ૩૪ [illegible]

'વખતે હોય ખરુ ' એનો અર્થ એ છે કે, ગયા જ મમા કોઈ આત્મા, (ભરત વિગેરે ક્ષેત્રોમા) કેવલીભગવતોના કાળમા ક્ષાયિકસમકિત પામીને, દેવલોકમા જાય, ત્યાથી અત્યારે ભરત ક્ષેત્રમા (યુગપ્રધાન જેવા આત્માઓ ક્ષાયિકસમકિત સાથે લઈને પણ અવતરી શકે છે અને તેથી જ છેલ્લા દુપ્પ્રસાચાર્ય નામના યુગપ્રધાન ક્ષાયિકસમકિતના ધણી હશે તેઓ ત્રીજા (ગયાના આગલા) જન્મમા ક્ષાયિકસમકિત પામેલા છે બીજો ભવ દેવનો, ત્રીજો ભવ દુપ્પસહસૂરિ તરીકેનો, અને ચોથોભવ દેવનો કરી, પાચમા ભવે મનુષ્ય થઈ મોક્ષમા પધા શે

આવા યુગપ્રધાનપુરુષો, ભગવાનમહાવીરદેવના શાસનમા ૨૦૦૪ થવાના છે તે પૈકી પ્રભુમહાવીરદેવના નિર્વાણકાળથી લગભગ એકહજાર વર્ષ આસપાસ ૪૩ યુગપ્રધાન મહાપુરુષો થયા છે તે નીચે મુજબ

૧ સુધર્માસ્વામી, ૨ જબૂસ્વામી, ૩ પ્રભવસ્વામી, ૪ શય્યભવસ્વામી, ૫ યશોભદ્રસ્વામી, ૬ સભૂતિવિજયસ્વામી ૭ ભદ્રબાહુસ્વામી, ૮ સ્થૂલભદ્રસ્વામી, ૯ મહાગિરિસ્વામી, ૧૦ આર્યસુહસ્તિસ્વામી, ૧૧ ગુણસુન્દરસૂરિ, ૧૨ શ્યામાચાર્ય, ૧૩ સ્કદિલાચાર્ય, ૧૪ રેવતીમિત્રસૂરિ, ૧૫ શ્રીધર્માચાર્ય, ૧૬ ભદ્રગુપ્તસૂરિ ૧૭ શ્રીગુપ્તસૂરિ, ૧૮ વજ્રસ્વામી મહારાજ, ૧૯ આર્યરક્ષિતસૂરિ, ૨૦ પુષ્પમિત્રસૂરિ, ૨૧ વજ્રસેનસૂરિ ૨૨ નાગહસ્તિસૂરિ, ૨૩ રેવતીમિત્રસૂરિ, (બીજા) ૨૪ સિંહગિરિસૂરિ, ૨૫ નાગાર્જુનસૂરિ ૨૬ ભૂતદિન્નસૂરિ, ૨૭ કાલકાચાર્ય, ૨૮ સત્યમિત્રસૂરિ, ૨૯ હારિલસૂરિ, ૩૦ જિનભદ્રગણિક્ષમાશ્રમણ, ૩૧ ઉમાસ્વાતિસૂરિ, ૩૨ પુષ્પમિત્રસૂરિ, ૩૩ સભૂતિ

सूरि ३४ गाढरस भूतिसूरि, ३५ धर्मरत्नसूरि, ३६ ज्येष्ठाग सूरि, ३७ फल्गुमित्रसूरि, ३८ धर्मघोषसूरि ३९ शीलमित्रसूरि ४० विनयमित्रसूरि, ४१ रेवतीमित्रसूरि, ४२ स्वप्नमित्र सूरि, ४३ अर्हन्मित्रसूरि

सर्वक्षेत्र अने सर्व काळना युगप्रधानआचार्यो अनंत नंत थाय छे ते सर्व पुरुषोने 'नमो आयरियाण' पदवडे सावधान अने जाणुमत आत्मा नमस्कार करी शके छे

भगवान महावीरदेवना शासनमां जेम २००४ युगप्रधान थवाना छे, तेम युगप्रधान जेवा अने एकावतारी के अल्प भवोमा मोक्ष जनारा अग्यारलाख अने सोळहजार शासनप्रभावक आचार्यो थवाना छे, तेमा केटलाक थई गया छे तेमाना थोडाक महापुरुषोना नामो अही आपीये छीये

१ भद्रबाहुस्वामी, २ स्थूलभद्रस्वामी, ३ आर्यसुहस्ति सूरि, ४ उमास्वातिवाचक, ५ श्यामाचार्य, ६ वज्रस्वामी, ७ स्कंदिलाचार्य, ८ देवर्द्धिगणिक्षमाश्रमण, ९ पादलिप्तसूरि, १० आर्यखपुटसूरि, ११ वृद्धवादिसूरि, १२ सिद्धसेनदिवाकरसूरि, १३ कालकसूरि, १४ जिनभद्रगणिक्षमाश्रमण, १५ हरिभद्रसूरि, १६ धर्मदासगणि, १७ जिनदासगणी, १८ मलवादिसूरि, १९ वादिवेताल-शान्तिसूरि, २० मन्तवादिसूरि, २१ वादिदेव सूरि, २२ मानदेवसूरि, २३ देवचन्द्रसूरि, २४ कलिकालसर्वज्ञ-हेमचन्द्रसूरि, २५ मलयगिरिसूरि, २ बप्पभट्टीसूरि, २७ सर्वदेवसूरि, २८ मुनिचन्द्रसूरि, २९ वर्धमानसूरि, ३० जिनेश्वर सूरि, ३१ धनेश्वर सूरि, ३२ मलधारि-हेमचन्द्रसूरि, ३३ अभयदेवसूरि, ३४ जगच्चन्द्रसूरि, ३५ देवेन्द्रसूरि, ३६ धर्म-

ઘોષસૂરિ, ૩૭ વર્દ્ધમાનસૂરિ, ૩૮ વિજયચંદ્રસૂરિ, ૩૯ સોમસુંદરસૂરિ, ૪૦ નંતસૂરિ, ૪૧ ગોવિંદસૂરિ, ૪૨ મુનિસુંદરસૂરિ, ૪૩ આનંદવિમલસૂરિ, ૪૪ વિજયહિરસૂરિ વિગેરે

અહીં ૪૪ નામો લખ્યા છે માટે એટલા જ થયા છે એમ ન સમજવુ, પરંતુ શ્રીજૈનશાસનમા શાસનપ્રભાવકો, ખરતર અને અચળ વિગેરે ગચ્છોમા પણ ઘણા થયા છે જ્યારે ગચ્છોના ભેદો હતા નહિ, અને અનેક ગચ્છો થયા પછી પણ કોઈ ગચ્છાન્તરનુ ખંડનકર્યા સિવાય શ્રીજૈનશાસનની પ્રભાવના કરતા, અને પોતાની આરાધનામા જાગૃત રહેતા, એવા મહાપુરુષોને શાસનપ્રભાવક જણાવ્યા છે

તેવા પ્રભાવકપુરુષો એક નાનકડા ક્ષેત્રે થોડા જ કાળમા, અર્થાત્ ૨૧ હજાર વર્ષમા, અગ્યાર લાખ અને સોળ હજાર થવાના છે તેમ ૨૪ જિનેશ્વરના શાસનકાળમા અસંખ્યાતા કોટાકોટી અને અઢીદ્વીપમા પણ અનેકગુણા અસંખ્યાતા કોટાકોટી થયા છે અતીતકાળે અનંતા શાસનપ્રભાવક સૂરિપુંગવો થયા છે અને ભવિષ્યકાળે પણ અનંતા થવાના છે તેજ પ્રમાણે સર્વક્ષેત્ર અને સર્વકાળના યુગપ્રધાનો કરતા અનેકગુણા શાસનપ્રભાવક જૈનાચાર્યો થયા છે અને ભવિષ્યકાળે પણ અનંતાનંત થવાના છે તે સર્વમહાપુરુષોને આપણા 'नमो आयरियाण' પદવડે જાણકાર અને સાવધાન આત્માઓનો નમસ્કાર જરૂર થાય છે

ભગવાન શ્રીજિનેશ્વરદેવના શાસનના રક્ષક પુરુષો પણ જૈનાચાર્યો હોય છે જેમ રાજ્યના રક્ષક પુરુષો વડે જ રાજ્ય સુરક્ષિત રહે છે રાજા પોતાની પસંદગીના પ્રધાનો અને અધિ

શત્રુઓને રોકીને, રાજ્યને બરાબર મજબૂત બનાવે છે, અને શત્રુરાજ્યોના આક્રમણોથી પણ બચાવે છે, તે જ પ્રમાણે આચાર્યમહાપુરુષો, સમગ્ર સાધુ-સાધ્વી અને શ્રાવક-શ્રાવિકારૂપ ચતુર્વિધસંઘના ઉપરી ગણાય છે તેમને મોહરાજરૂપ શત્રુગણના આક્રમણથી બચાવે છે એ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ શ્રીસંઘના રક્ષણ માટે ઉપાધ્યાયો, સ્થવિરો, પન્યાસો પ્રવર્તકો ગણાવચ્છેદકો, અને ગણિવરોને નિયુક્ત કરે છે અને તેઓ દ્વારા આખા શ્રીસંઘનું ધ્યાનપૂર્વક રક્ષણ કરે છે દરેક ગામો અને પ્રદેશોમાં યથાયોગ્ય સાધુ-સાધ્વીઓને (ચાતુર્માસ) રાખી, શ્રીસંઘમાં ધર્મનો ફેલાવો કરે છે સાધુ-સાધ્વીઓના ચારિત્રના રક્ષણ તથા વૃદ્ધિ માટે ભણાવવા વિગેરેની, ખાસ ખબરદારી તો તકેદારી એટલે સાવધાનતા રાખે છે સાધુ-સાધ્વીજીઓને, વ્યાકરણ, કાવ્યો, ન્યાય, પ્રકરણ સાહિત્ય, અને સિદ્ધાન્ત ભણવા માટે તેવા નિષ્ણાત પંડિત-સાધુઓ દ્વારા ભણાવવાની ગોઠવણ કરાવે છે વળી સાધુઓના બ્રહ્મચર્ય વિગેરે ચારિત્રગુણોનું, બરાબર રક્ષણ થાય તે માટે, સ્થવિરસાધુઓને સાથે રાખે છે એટલે સાધુઓના સમુદાયમાં ઘણા વર્ષોના અનુભવી, ઘણા વર્ષના દીક્ષાપર્યાયવાળા અને વયથી પણ અવસ્થાના પરિપાકવાળા બે-ચાર-પાંચ સ્થવિરોને સાથે રાખે છે તે જ પ્રમાણે સાધ્વીગણમાં પણ સ્થવિર સાધ્વીજીઓ ઘણાં હોવાથી સાધ્વીસમુદાયનું ચારિત્ર રક્ષણ થઈ શકે છે

ગચ્છાચાર્ય આચાર્ય ભગવાન, સાધુ અને સાધ્વી વર્ગના સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રના રક્ષણ અને વૃદ્ધિ

માટે તથા શ્રાવકશ્રાવિકાના દેશવિરતિધર્મના પોષણ માટે નિયુક્ત ઉપાધ્યાયઆદિ આરાધકપુરુષો દ્વારા બરાબર સાવધાનતા રાખે છે અને તેમ કરવાથી પોતાની અને શ્રીસંઘની આરાધના પુષ્ટ થાય છે તેથી ઘણા આચાર્યભગવતો **જિન નામકર્મ** પણ બાંધે છે, અને મોટાભાગે એકાવતારી થઈ મોક્ષમા જાય છે

નાના–મોટા આચાર્યો વધુ પ્રમાણમા પણ હોય છે પરંતુ ગચ્છાચાર્ય તો એકજ હોય છે ભૂતકાળમા **આચાર્યપદવી તો મોટીવાત છે** પરંતુ **પન્યાસ કે ગણીપદવી પણ પરીક્ષા વિના અપાતી હતી નહિ** એટલે સંપૂર્ણ ગચ્છાચાર્યની પદવી તો ઘણી પરીક્ષા પછી આપવામા આવતી હતી

**પ્રશ્ન**—પરીક્ષામા ખાસ વ્યાખ્યાનકાર હોય કે વિદ્વાન હોય તેને જ આચાર્ય બનાવાય કે બીજી પણ ઘણી યોગ્યતાઓ જોવી પડે છે?

**ઉત્તર**—શ્રીજૈનશાસનની સંપૂર્ણ ધૂરા ઉપાડવા માટે એકની વિદ્વત્તાકે વ્યાખ્યાનશક્તિને જ મહત્ત્વ અપાયું નથી જો એમ જ હોત તો, **વિજયહિરસૂરિમહારાજના** સમાનકાળમા, વિજયહિરસૂરિમહારાજની અપેક્ષાએ વધુ વિદ્વાન અને વધુ વ્યાખ્યાનનિપુણ પુરુષો ઘણા હતા, છતા બધાને છોડી આ મહાપુરુષ **વિજયહિરસૂરિમહારાજસાહેબ** જ ગચ્છાચાર્ય પદ પામ્યા અને તેમનાથી વધારે વિદ્વાનો અને વધુ ચારિત્ર-પર્યાયવાળા મહાપુરુષો પણ, વિજયહિરસૂરિ મહારાજના આજ્ઞાધારક થયા આથી સમજી શકાશે કે, ગંભીરતા વિગેરે અનેકગુણયુક્તને જ સૂરિપદ અપાય છે ગચ્છાચાર્ય બનનાર

મહાપુરૂષનું સમ્યક્ત્વ ઘણું જ શુદ્ધ હોય વ્યાકરણ ન્યાય અને સિદ્ધાન્તો વિગેરે જૈનશાસનના બધા શાસ્ત્રોના પાર પામી હોય તેના રહસ્યને સમજેલા હોય, જેમનાથી રાજા-મહારાજાઓ અને સત્તાધિકારીઓ પણ વ્યાખ્યાન સાંભળી આકર્ષણ પામી શકે દીક્ષાદિનથી પ્રારંભી અવસાનદિન સુધી જેમનું ચારિત્ર ઘણું જ નિર્મળ હોય, એટલે પાંચ મહાવ્રત તદ્દન ચોકખા હોય અખંડિત હોય, ચાર પ્રકારનો આહાર, વસતિ, વસ્ત્ર, અને પાત્ર તથા શિષ્ય શિષ્યા ઉપર મમતા વગરના હોય, ભીરુતા ખુબ જ હોય પ્રતિભાસંપન્ન હોય, અલ્પભાષી હોય, સદા ત્યાગી અને વૈરાગી હોય, પ્રારંભમાં બતાવેલા બધા જ ગુણોથી સંપન્ન હોય એવા આત્માને ગચ્છાચાર્ય પદવી આપવામાં આવે છે ટુંકમાં કહીએ તો છત્રીશ છત્રીશીઓ એટલે બારસો છન્નુ (૧૨૯૬) ગુણ ગણના ધારક મહાપુરૂષને ગચ્છાચાર્ય બનાવવામાં આવે છે

શ્રીજૈનશાસનમાં પરીક્ષાની કેટલી બધી સૂક્ષ્મતા છે અને કેવી પરીક્ષા પછી ગચ્છાચાર્ય બનાવ્યા છે, આ વાત શરૂઆતમાં ઉદાહરણો આપીને બતાવી છે આવી પરીક્ષામાં પાસ થયેલા અને ચતુર્વિધ શ્રીસંઘને માન્ય તથા સુધર્માસ્વામીગણરાજની પરંપરાને શોભાવનાર સૂરિશ્રેષ્ઠોના પતિતપાવન અભિધાનો બતાવાય છે

ભગવાન મહાવીરદેવના ૧૧ ગણધરપુરૂષો હતા, તે બધામાં સુધર્માસ્વામી પાંચમા ગણધર હતા, જ્યારે ગણધરોના આયુષ્યથી સુધર્માસ્વામીનું આયુષ્ય વધારે હતું તેથી બધા ગણધરભગવંતોએ પોતાનો પરિવાર સુધર્માસ્વામીને

સોપ્યો હતો આ કારણે મહાવીરપ્રભુના શાસનના તમામ સાધુ-સાધ્વી, પાચમા ગણધર સુધર્માસ્વામીનો પરિવાર ગણાયો છે તેથી, પ્રભુશ્રી મહાવીરસ્વામી પછી, ગચ્છાચાર્ય અથવા પટ્ટધર તરીકે પેના પુરુષ સુધર્માસ્વામી ભગવાન ગણવામા આવ્યા છે



## ગચ્છાચાર્ય અથવા પટ્ટધર પુરુષોના નામો

૧ સુધર્માસ્વામી, ૨ જબૂસ્વામી, ૩ પ્રભવસ્વામી, ૪ શય્યભવસૂરિ, ૫ યશોભદ્રસૂરિ, ૬ સભૂતિવિજયસૂરિ, અને ભદ્રબાહુસ્વામી, ૭ સ્થૂલભદ્રસ્વામી ૮ મહાગિરિસ્વામી, અને સુહસ્તિસૂરિ, ૯ સુસ્થિતસૂરિ અને સુપ્રતિબુદ્ધસૂરિ ૧૦ ઈન્દ્રદિન્નસૂરિ, ૧૧ દિન્નસૂરિ, ૧૨ સિંહગિરિસૂરિ, ૧૩ વજ્રસ્વામી, ૧૪ વજ્રસેનસૂરિ, ૧૫ ચદ્રસૂરિ (વિગેરે ચાર) ૧૬ સામતભદ્રસૂરિ, ૧૭ વૃદ્ધદેવસૂરિ, ૧૮ પ્રદ્યોતનસૂરિ ૧૯ માનદેવસૂરિ, ૨૦ માનતુગસૂરિ, ૨૧ વીરસૂરિ, ૨૨ જયદેવસૂરિ, ૨૩ દેવાનદસૂરિ, ૨૪ વિક્રમસૂરિ, ૨૫ નરસિંહસૂરિ, ૨૬ સમુદ્રસૂરિ, ૨૭ (બીજા) માનદેવસૂરિ, ૨૮ વિબુધપ્રભસૂરિ, ૨૯ જયાનદસૂરિ, ૩૦ રવિપ્રભસૂરિ, ૩૧ યશોદેવસૂરિ, ૩૨ પ્રદ્યુમ્નસૂરિ, ૩૩ (ત્રીજા) માનદેવસૂરિ, ૩૪ વિમલચદ્રસૂરિ, ૩૫ ઉદ્યોતનસૂરિ, ૩૬ સર્વદેવસૂરિ ૩૭ શ્રીદેવસૂરિ, ૩૮ (દ્વીતીય)દેવસૂરિ, ૩૯ યશોભદ્રસૂરિ તથા નેમિચદ્રસૂરિ, ૪૦ મુનિચદ્રસૂરિ, ૪૧ અજિતદેવસૂરિ, ૪૨ વિજયસિંહસૂરિ, ૪૩ સોમપ્રભસૂરિ તથા મણિરત્નસૂરિ, ૪૪ જગચ્ચદ્રસૂરિ, ૪૫ દેવેન્દ્રસૂરિ, ૪૬ ધર્મઘોષસૂરિ, ૪૭ સોમપ્રભસૂરિ, ૪૮ સોમતિલકસૂરિ, ૪૯ દેવસુન્દરસૂરિ, ૫૦ સોમસુન્દરસૂરિ, ૫૧ મુનિસુન્દરસૂરિ, ૫૨ રત્નશેખરસૂરિ, ૫૩ લક્ષ્મીસાગરસૂરિ, ૫૪

સુમતિસાગ સૂરિ, ૫૫ હેમવિમલસૂરિ, ૫૬ આનંદવિમલસૂરિ, ૫૭ વિજયદાનસૂરિ, ૫૮ વિજયહીરસૂરિ, ૫૯ વિજયસેનસૂરિ ૬૦ વિજયદેવસૂરિ, ૬૧ વિજયસિંહસૂરિ

ઉપર મુજબ ૬૧મી પાટ સુધી પરપરાએ ગચ્છાચાર્ય અથવા પટ્ટધર પુરુષોની સ્થાપના થઈ હતી વિજયસિંહસૂરિ મહારાજને ઘણા શિષ્યો હતા બધામા પન્યાસ સત્યવિજય ગણિ મુખ્ય હતા ગુરુ તથા સાધુસમુદાયને સત્યવિજયપન્યાસ ઉપર ખૂબ જ આદર હતો શ્રાવક સમુદાય પણ આ મહાપુરુષને આચાર્ય બનાવવા રાજી હતો છતા પન્યાસપ્રવર સત્યવિજયગણિ, આચાયપદની મહત્તા અને જવાબદારી બરાબર સમજતા હોવાથી, ગુરુપ્રવર અને શ્રીસઘ પાસે, નમ્ર પ્રાર્થના કરી નીકળી ગયા, અને આચાય પદવી લીધી નહિ

ત્યારથી અત્યાર સુધીમા—વીશમી શતાબ્દીના લગભગ ચાલીશવર્ષ ગયા ત્યા સુધીમા, ઘણાવિદ્વાનો અને રત્નત્રયીના મહાન આરાધક શ્રી યશોવિજય ઉપાધ્યાયજી જેવા ઘણા મહાપુરુષો થયા છતા, કોઈએ આચાય પદવી લીધી નહિ એકસઠ પાટ સુધી પટ્ટધરસૂરિવરો થયા અને ત્યાર પછી પટ્ટધરપદ કે આચાયપદ ઘણે અશે અપાતા બધ થયા તે પણ પરીક્ષા અને યોગ્યતાની સિદ્ધિને મજબૂત કરે છે

આ રીતે ચોવીશજિનેશ્વરદેવોના પટ્ટધરપુરુષો અસખ્યાતા ક્રોડાક્રોડી થયા છે તેજપ્રમાણે વતમાનકાળમા જબૂદ્વીપમા અસખ્યાતા ક્રોડાક્રોડી થયા જાણવા અતીત કાળે અનતા પટ્ટધરપુરુષો થયા છે ભવિષ્યકાળે અનતા થવાના છે તે સવ મહાપુરુષોને આપણા 'नमो आयरियाण' પદવડે સા

થાય અને જાણકારનો નમસ્કાર જરૂર પ્રાપ્ત થાય છે અહીં આપણે સર્વક્ષેત્રના અને સર્વકાળના ગણધરભગવતો વિચારીએ તથા સર્વક્ષેત્રના અને સર્વકાળના યુગ પ્રધાનો અને શાસન-પ્રભાવકો વિગેરે ભાવાચાર્યો વિચારીએ તો-ભૂતકાળે અઢી દ્વીપમા અનતા થયા છે ભવિષ્કાળે અનતા થવાના છે વર્તમાનકાળે અઢીદ્વીપમા સખ્યાતા છે તે સર્વ સખ્યાને લખવામા આવે તો અનતાલોકાકાશમા પણ લખાઇ શકે નહિ અને દેટલામા છે-તી સિદ્ધભગવતોની સખ્યા થકી પણ સૂરિભગવતોની સખ્યા વિશેષાધિક થાય છે

આચાયભગવતોના થોડાક નામો આપણે જોઈ ગયા આચાયભગવતોનુ સ્વરૂપ પણ ટુકાણમા જોયુ, હવે આચાય-પદ પૈકીના પ્રભુમહાવીરદેવના શાસનમા થયેલા થોડાક આચાર્યોના ઉદાહરણો પણ વિચારીએ

## સોથી પ્રથમ સર્વલબ્ધિનિધાન ભગવાન ગૌતમસ્વામી મહારાજનુ ઉદાહરણ જોઈએ

**ગૌતમસ્વામી ગોબરગામના** વતની હતા પિતાનુ નામ **વસુભૂતિજી** અને માતાનુ નામ **પૃથ્વીદેવી** હતુ પોતે મહાવિદ્વાન હતા પોતાનુ નામ **ઇન્દ્રભૂતિ** હતુ તેમનુ ગૌતમ ગોત્ર હતું જ્ઞાતિએ બ્રાહ્મણ હોવાથી વેદ અને વેદાગના પરગામી હતા અને આજ કારણથી વેદને નહિ માનનારા બધા દર્શનો ઉપર તેમને અતિદ્વેષ હતો આમ પચાસવર્ષ વેદધર્મની ઉપાસનામા પૂર્ણ કર્યા, ત્યા ભગવાનમહાવીરદેવનો સમાગમ થયો

પ્રભુમહાવીરદેવને કેવલજ્ઞાન થયું પ્રભુજી સર્વજ્ઞ બન્યા તેના બીજા દિવસે **મહસેનનામના** વનમા પ્રભુજી પધાર્યા

તેમનુ નામ ઇન્દ્રભૂતિએ જાણ્યુ અને પોતે પોતાના ૫૦૦ છાત્રો સહિત ભગવાન સાથે વાદ કરવા આવ્યા, સમાગમની પ્રથમક્ષણે જ પ્રભુજીએ, ઇન્દ્રભૂતિજીના મનોગત સશયનુ નિરસન કર્યું

મનોગતમશય નિરાકરણ થવાથી, તેમનો વૈદિકદર્શનનો હઠાગ્રહ પણ પલાયન થઈ ગયો, અને પ્રભુમહાવીરદેવના મહા વિનીત શિષ્ય થયા વિનીત આત્માઓ જગતમા અનતા થઈ ગયા છે, હોઇ શકે છે અને થશે, પરતુ ઇન્દ્રભૂતિમહા પુરુષના વિનયનો અવધિ ન હતો

તેઓ પ્રથમથી જ ચૌદવિદ્યાના પારગામી હતા દીક્ષિત થયા પછી ચૌદપૂવધર અને મનપયવજ્ઞાની, વયા ભગવાન મહાવીરદેવના લાખોની સખ્યાવાળા સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકારૂપ સઘમા, તેમનો પ્રથમ નબર હતો બધા ગણધરોમા પણ પહેલો નબર ગૌતમસ્વામીનો જ હતો છતા ભગવાનનુ સમુદ્ર જેવુ જ્ઞાન જોઈ, તેઓ સદાકાળ પોતાને, ખાબોચિયા જેવા અજ્ઞાની માનતા હતા તેમનામા બધી લબ્ધિઓ હાજરાહજુર હતી તેઓ પાચ-દશ તોલા ક્ષીર કે કોઇ આહાર વહોરી લાવીને, પોતાની અક્ષીણમહાનસીલબ્ધિવડે હજારો કે લાખો સાધુઓને જમાડી શકતા હતા તેમનુ રૂપ દેવોને આશ્ચર્ય પમાડે તેવું હતુ દીક્ષાદિનથી કાયમ છઠ્ઠ અને એકાસણ અને તે પણ ચઉવિહાર કરતા હતા

તેમનુ જ્ઞાન, તેમની લબ્ધિઓ, તેમની તપસ્યા અને તેમનું રૂપ જોઈને ચારે નિકાયના દેવો તેમની મુક્તકઠે પ્રશસા કર્યા કરતા હતા, છતા આ મહાપુરુષને ન્વોત્કર્ષ આવતો નહિ

सम्यक्त्व पकड मिथ्यात्व छोडदो, ये ही शिक्षा हमारा
क्रोध तजो मायाको छोडदो हो जावों भवपारा ॥ ३ ॥
त्यागी धर्म सबको समझावे, नेमको करदो गाढा ।
इन नेमोंको जो तोडेगा, नरको बीच पछाडा ॥ ४ ॥

[ भजन नं १५ ]

॥ तर्ज–माड छनगारीरा ढोला ॥

गुरू कुंथु पधारे, हमको सुधारे, पारसोलापुरमें आय ॥ टेर ॥
कथा निकये अरू मरण भोजने तुरत दीना निकार ।
उपदेशामृत पायकेरे हमको कीना नेहालरे ॥ गुरूराज ॥ १ ॥
सपसहित गुरुदेव पधारे, जय जय करे नर नार ।
भाग्य उदय अब हुआ हमारा, जल्दी करो भवपार रे ॥ गुरूराज ।
विश्वका उद्धार किया है, रचिया ग्रन्थ अपार ।
ज्ञानामृत बोधामृते, शांतिसिंधु सुखकाररे ॥ गुरूराज ॥ ३ ॥
नमिसागरजी, अजितसिन्धु हैं देवसेन गुरु लार ।
वीर गुरू, अरु बाहुबलीजी, हमरा करो उद्धारे ॥ गुरूराज ॥ ४ ॥
त्यागी "धर्म" करे विनती क्षुल्लक आदिके लार ।
गुरू–चरणोंमें करजोरे, भूलो नाही लगारेरे ॥ गुरू ॥ ५ ॥

[ भजन नं १६ ]

॥ तर्ज–तरकारी लेलो मालन आई बिकानेरसे ॥

कुंथूसागर स्वामी अरजी मेरी सुनलीजिये ।
मोह मदिराको मैंने पीदो, सुधबुध सब बिसराई ।
परवस्तुको आपनी जानके, नरक बिषे दुख पाये ॥ १ ॥

ચ્યવીને, મહાસતી **ધારિણીદેવીની** કુક્ષિમા ઉત્પન્ન થયો દેવીએ સ્વપ્નમા જબૂવૃક્ષ જોયું હોવાથી, જન્મ વખતે પુત્રનુ નામ **જબૂકુમાર** આપ્યું માતા-પિતા, ધાવમાતાઓ અને દાસ-દાસીઓ દ્વારા લાલન-પાલન કરાતો અને ઉત્તમકોટીના અધ્યાપકોદ્વારા વિદ્યાભ્યાસ પામતો, જબૂકુમાર પરુષોની ૭૨ કલાઓનો પારગામી થયો, જબૂકુમાર ૧૬ વર્ષની વયના થતા માતા-પિતાએ, કોટ્યાધીશ આઠ વ્યવહારીઓની, ગુણવતી અને રૂપવતી આઠકન્યાઓ સાથે સગપણ કર્યું

હવે આ બાજુ ભગવાન સુધર્માસ્વામી વિહાર કરતા **રાજગૃહીનગરીમા** પધાર્યા નગરવાસી ધર્મીમનુષ્યો ગણધર મહારાજના દર્શન કરવા અને દેશના સાભળવા ગયા **જબૂકુમાર** પણ માતાપિતાની આજ્ઞા પામીને, ગણધરભગવાનના દર્શન કરવા ગયો અને દેશના સાભળવા બેઠો **સુધર્માસ્વામી મહારાજે** સસારની અસારતાનું વર્ણન કર્યું ઘણા આત્માઓ ધમ પામ્યા **જબૂકુમાર** પણ ચારિત્ર લેવાની ભાવનાવાળા થયા અને ગુરુદેવને જણાવ્યું કે, "હે ભગવાન! હું માતા-પિતાની રજા લઈ આવુ, ત્યા સુધી આપ વિહાર કરશો નહિ, મારે આપ સાહેબની પાસે દીક્ષા લેવી છે"

ગુરુમહારાજને આ પ્રમાણે વિનતિ કરીને, જબૂકુમાર ઘેર આવવા લાગ્યા, નગરના દરવાજા પાસે હજુ પહોચ્યા નથી ત્યા દરવાજો જૂનો હોવાથી પડી ગયો તે જોઈ જબૂકુમારને વિચાર આવ્યો જો હું થોડો ઉતાવળો ચાલ્યો હોતતો, જરૂર દરવાજાની નીચે દબાઈ જાત, અને દુર્ધ્યાનથી મરીને, તિર્યંચગતિમા ચાલ્યો જાત, માટે હજી ગુરુ પાસે જઈને, **સમ્યક્ત્વ**

અને મહાકાળ પોતાને અલ્પજ્ઞ જ સમજતા હતા, વિનય અને નમ્રતાગુણથી છલોછલ ભરેલા, **ગૌતમસ્વામીમહારાજે** ૩૦ વર્ષ **પ્રભુમહાવીરદેવની** સેવા કરી, અને કેવલજ્ઞાની થયા પછી ૧૨ વર્ષ સુધી **ભરતક્ષેત્રના** ભવ્યજીવોનો ઉપકાર કરી પોતે મોક્ષમા પધાર્યા

———※———

આચાર્ય મહાપુરુષોની મહત્તા જણાવતું બીજુ ઉદાહરણ

**શ્રીજબૂસ્વામી મહારાજનુ**

આ મહાપુરુષ પણ **રાજગૃહીનગરીના** જ વતની હતા **મહાવીરપ્રભુના** સમયમા, **રાજગૃહીનગરી** મહાપુરુષોની ખાણ હતી મુક્તિનગરીનુ સીધુ કામકાજ રાજગૃહીનગરીમા થતું હતું અર્થાત્ ઘણા મુક્તિગામી આત્મા રાજગૃહીનગરીમા જન્મતા હતા મુક્તિપુરીના છેટલા સાર્થવાહ આ મહાપુરુષ પણ **રાજગૃહીમા** જ જન્મ્યા હતા

**મગધદેશની** રાજધાની જગતભરના વ્યાપાર-ઉદ્યોગમા આગળ વધેલી અને કુબેર જેવા હજારો ધનવાનોથી શોભતી **રાજગૃહીનામની** નગરી હતી જેમા ભગવાન મહાવીરદેવનો અનન્ય ભક્ત, **શ્રેણિકરાજા** રાજ્ય કરતો હતો તેમના રાજ્યમા ભગવાનમહાવીરનો ભક્ત, નગરવાસી મનુષ્યો અને રાજ્યમા પણ સન્માન પામેલો **ઋષભદત્તનામનો** વણિક વસતો હતો તેને શીલાલંકાર-ધારિણી અને પતિવચનાનુસારિણી **ધારિણી** નામની પ્રાણપ્રિયા હતી

આ શ્રાવક-શ્રાવિકા દંપતીનો ઘણો કાળ સુખમય પસાર થયા, પછી એકદા મધ્યરાત્રીએ પંચમદેવલોકથી એક મહર્દ્ધિકદેવ

કે આ સાભળીને કન્યાના પિતાઓ ચમકી ઊઠ્યા, અને અમે જમાઈ બીજો કરીશુ, એમ પણ સભળાવી દીધુ ઘેર જઈ પોતપોતાની પુત્રીઓને, જબૂકુમારના દીક્ષાના અને સાથોસાથ પોતાના બીજો જમાઈ કરવાના, વિચારો પણ જણાવી દીધા આઠે કુમારિકાઓ મહાસતીઓ હતી જૈનશાસન અને જબૂ કુમારના ગુણોને પામેતી હતી તેથી તે બાળાઓ પિતાના વિચારોને સમત ન થતા, ચોખ્ખા શબ્દોમા જણાવી દીધુ કે, અમારો જાહેર થએલો સ્વામી, સસારમા રહેશે તો, અમે એની દાસીઓ થઇશુ, અને સાધુ થશે તો, અમે તેની શિષ્યાઓ થઇશુ પરતુ આ જન્મમા અમે, બીજા પતિને તો નહિ જ પરણીએ

પોતપોતાની પુત્રીઓના આવા વિચારો સાંભળી, ધર્મી અને મહાભાગ્યશાળી માતા–પિતાઓ પણ ઘણા ખુશી થયા વિવાહ નક્કી કરી નાખ્યા ઘણી ધામધૂમથી લગ્નની તૈયારીઓ થઈ અને લગ્ન પણ થઈ ગયા. સાસુ–સસરાઓએ નવાણુક્રોડ સોનામહોર કરમોચનમા આપી આઠે મહાસતીઓ પદ્મિનીઓ હતી

પરણીને જબૂકુમાર પોતાને ઘેર આવ્યા, સાસરામાથી આવેલુ ધન પણ ઘરમા લાવીને નોકર–ચાકરો દ્વારા જ્યા ત્યા નાખેલુ પડયુ હતુ રાત્રી પડ્યાથી આઠે પત્નીઓ અને જબૂ કુમાર, પોતાના એકાન્તભવનમા આવ્યા અને દીક્ષાની વાત શરૂ થઈ જબૂકુમાર બાળાઓને કહે છે કે, લો મહાભાગ્યશાળી આત્માઓ ! તમો જાણતા જ હશો કે, હુ પરણીને બીજા જ દિવસે દીક્ષા લેવાનો છુ વળી એ પણ ખબર હશે

અને શીલવ્રત એમ બે પ્રતિજ્ઞાઓ લઈને પછી ઘેર જાઉં તરત જ ગુરુ પાસે આવી ત્રણરત્નો (સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર) પૈકીનું એકરત્ન લીધું અને પાંચમહાવ્રતો (સર્વથા હિંસા, જુઠ, ચોરી, મૈથુન, અને પરિગ્રહના ત્યાગ) પૈકી એકવ્રત પણ અંગીકાર કર્યું અને ઘેર આવ્યા

માતાપિતાને પોતાના વિચારો જણાવ્યા માતા-પિતાને પુત્ર એક જ હતો તેથી લાડકો હોય એમાં શી નવાઈ? એટલે દીક્ષાલેવાની વાત ગમે જ શાની? માતા-પિતા કહે છે કે, ભાઈ તું અમારે એકનોએક પુત્ર છે તારી સગાઈ કરેલ છે, વિવાહનું મુહૂર્ત જોવાયું છે પરણવાનો દિવસ નક્કી કર્યો છે ત્યારે તું આવી વાત કરે છે? અમને કેટલું દુઃખ થતું હશે? એનો તું જરા તો વિચાર કર જો તું આઠ કન્યા પર ણીશ તો અમને ઘણો જ હર્ષ થશે અમે ઘણા વેવાઈ-વેવાણો અને સગા-સ્વજનોમાં મ્હાલશું, વળી આપણા કુળની પરંપરા પણ ટકી રહેશે જો તું દીક્ષા લેશે તો, અમારા મનના મનોરથો ધૂળધાણી થશે, અને કુળ નિર્વંશ થશે માટે હે પુત્ર! જેમ તું તારૂં ભલું વિચારે છે, તેમ અમારો પણ કાંઈક વિચાર કર આ પ્રમાણે માતા-પિતાનો અત્યાગ્રહ થવાથી, જંબૂકુમારે પરણવાની હા પાડી, પરંતુ પરણીને તુરત દીક્ષા લઈશ એ પણ ચોક્કસ જણાવી દીધું

જંબૂકુમારના દીક્ષાના વિચારો નગરમાં પણ જાહેર થઈ ગયા અને જંબૂકુમારની ચારિત્રનેવાની ચર્ચાઓ પણ પુર-જોસથી થવા લાગી **ઋષભદત્તશેઠે** પણ પોતાના વેવાઇઓને બોલાવીને જણાવી દીધું કે, જંબૂ પરણીને જ, દીક્ષા લેવાનો

જબૂકુમારની વૈરાગ્યની વાતો સાભળવાની સાથે, જબૂ કુમારના વૈરાગ્ય માટે પણ, બાલાઓ તથા પ્રભવસિહચોરને ઘણો જ આદર પ્રગ્ટ થયો બાલાઓ વિચાર કરે છે કે, આખુ જગત લક્ષ્મી અને લલનાઓ માટે ફના થઈ રહેલ છે હજારો સ્ત્રીઓ હોવા છતા, રાવણ જેવો રાજા સીતા માટે રણમા રોળાયો અને નરકમા ગયો. કચન અને કામિની માટે જ જગત્ આખુ, દુર્ગતિમા જઈ રહ્યુ છે વિષયના ભોગ માટે પશુઓ પણ લડીને મરણ પામે છે ત્યારે દેવોને પણ દુર્લભ એવી અમે આઠે બાલાઓ પદ્મિનીઓ છીએ સ્વાધીન છીએ. છતા આ મહાપુરુષનુ મન જરાપણ લલચાતુ નથી તો પાછી આપણે પણ લાલસાને તિલાજલી આપવી જોઈએ એવો વિચાર મનમા નક્કી કરી, પોતાના સ્વામીને જણાવ્યુ કે, અમે પણ આપના માર્ગને અનુસરવા તૈયાર છીએ

બાલાઓના વિચાર સાભળી પ્રભવસિહ વિચાર કરવા લાગ્યો અહો મહાપુરુષની મહાનુભાવતા તો જુઓ! જગત્ જેને માટે હજારો પાપ કરી રહેલ છે, જગત્ જેને માટે હજારો તાપ કષ્ટ સહીરહેલ છે આખુ જગત જેને સારૂ હિંસા,જુઠ અને ચોરી કરતા પણ ખચકાતુ નથી ત્યારે જબૂકુમારની પાસે તે કચન અને કામિનીઓ બીચારા રાક થઈને કરગરે છે, અમને ભોગવો, છતા જબૂકુમાર તેનો ત્યાગ કરી રહેલ છે જુઓ તો ખરા! આ ક્રોડો સોનામહોરોના ઢગ વેરણ-સેરણ પડયા છે આ અપ્સરા જેવી બાલાઓ સામી બેસીને વિનવી રહી છે ચુબન અને આલિગનની વાત તો દૂર રહો પણ આખમાય વિકાર નથી અરેખર જ્ઞાનીપુરુષોએ કહ્યુ છે તે બરાબર છે

કે, દેવોના પણ પૂજ્ય ભગવાન **સુધર્માસ્વામી** ગણધરદેવ પાસે મે જાવજજીવ બ્રહ્મચર્યવ્રત પણ લીધુ છે મારા આ નિર્ણયને જાણીને પણ, તમે મારુ સગપણ કબુલ રાખ્યુ છે માટે **બુદ્ધિમતી અને ધર્માત્મા મહાસતીઓ ! તમને** હવે મારે વધુ જણાવવુ જરૂરી નથી સવારમા વહેલી પ્રભાતે જ ભગવાન **સુધર્માસ્વામી** પાસે હુ સજમ અગીકાર કરીશ કારણ કે ભગવાન અહીં વધુવખત રોકાય તેમ નથી

**જબૂકુમારના** ઉપર મુજબના વાક્યો સાભળીને, સસારના રાગમા રગાએલી બાળાઓએ, જબૂકુમારને ફેરવવાનો બનતો બધો જ પ્રયાસ કરી જોયો પરતુ જબૂકુમારે વૈરાગ્ય-પક્ષના સમર્થનની વકીલાત ચાલુ જ રાખી આ બાજુ **આઠે બાળાઓએ**, સસારનાપક્ષને મજબૂત કરવા, દલિલોનો વર્ષાદ વર્ષાવ્યો પરતુ **જબૂકુમારની** દલિલો રૂપી પવનના ઝપાટાથી, બાળાઓની દલિલોના વાદળા વિખરાઈ ગયા

જબૂકુમાર અને બાલાઓનો સવાદ તો ચાલુ જ હતો ત્યા, ૪૯૯ ચોરને સાથે લઈને, **પ્રભવનામનો** મહાચોર, જબૂ-કુમારના ઘરમા ચોરી કરવા પેઠો, તેણે પણ જબૂકુમાર અને બાલાઓનો સવાદ સાભળ્યો ચોરવાની વાતને પડતી મૂકીને, તેણે પણ બાલાઓના પક્ષની ખૂબ જ દલિલો કરી જબૂકુમારે તેને પણ નિરુત્તર કર્યો

આઠ બાલાઓના અને **પ્રભવસિહ**ચોરના, સસાર પક્ષને સમર્થન કરનારા, બધા જ વચનો નકામા ગયા ઉપરથી જબૂકુમારની દલિલોને તોડી તો ન શક્યા, પરતુ પોતાનો પક્ષ પણ છોડવાનો વખત આવ્યો

'લક્ષ્મી કારણ બાપડા, ભટકે દેશ વિદેશ
પાપ હજારો આચરે, પણ પામે નહિ લેશ ૧
ધન મેળવવ જીવડો, કરે ઘણા વ્યાપાર,
અનેકની સેવા કરે, ન કરે ધર્મ લગાર ૨
ધન મેળવના નાનમા, બેસી જાય વિદેશ,
પણ પૈસો પામ્યા વિના આવે ભૂંડે વેશ ૩
ધન કારણ ચોરી કરે, યુદ્ધ અનેક પ્રકાર
પાપ કરીને જીવડો, જાય નર્ક મોઝાર ૪
હરિ હર બ્રહ્મ પુરંદરા, મનુષ્ય પશુને દેવ,
રાંક બની નારી તણા, કરે ચરણની સેવ" ૫

આખુ જગત કંચન-કામિનીનુ દાસ છે ત્યારે જંબૂ કુમાર કંચન-કામિનીનો ત્યાગ કરે છે હુ મારો વિચાર કરુ તો-હુ એક રાજપુત્ર છુ રાજ્યધર્મનો ત્યાગ કરીને, એક અધમ ચોર બન્યો છુ જંબૂકુમાર વમન અને વિષ્ટાની પેઠે જે લક્ષ્મીનો ત્યાગ કરી રહેલ છે, તે જ નરકાદિદુર્ગતિને આપ નારી લક્ષ્મીને હું ચોરવા આવ્યો છુ ધિક્કાર થાઓ આ લક્ષ્મીને કે જેના સહયોગથી પ્રાણીઓ સારાસારનો વિચાર પણ ભુલી જાય છે

જંબૂકુમારના ઉપદેશથી ૮ બાલાઓ તથા પ્રભવસિંહ વિગેરે ૫૦૦ ચોર, જંબૂકુમારના માતા-પિતા અને સાસુ-સસરાઓ, વૈરાગ્ય પામ્યા અને પ્રભાતે સુધર્માસ્વામી પાસે જઈને, ૧૬ વર્ષની વયે ૫૨૬ જણ સાથે જંબૂકુમારે દીક્ષા લીધી ૨૦ વર્ષ છદ્મસ્થ પણે રહી, ૩૬ વર્ષની ઉંમરે કેવળ જ્ઞાની બન્યા, અને ૪૪ વર્ષ કેવલીપર્યાય ભોગવી પ્રભુમહાવી-

क्रोधघगों माया अतिभारी, लोभ बड़ो दुखदाई ।
तृष्णा नागनी नित २ डसे इनसे दो छुड़ाई ॥ २ ॥
अज्ञान अंधेरा भरा उर मेरे निज आतम न दिखाई
ज्ञानचिराग जगा गुरुदेवा सबको दोगा नसाई ॥ ३ ॥
विश्व उद्धार किया गुरुवर, जैनका झंडा फहराई ।
मोक्षमार्ग बताय भव्यको दुर्गतिम लीना बचाई ॥ ४ ॥
त्यागी धर्म नित प्रति ध दे, गुरुचरण चित्तलाई ।
मेरी गती सुधार गुरु स्वामी कर्मोंसे दोगा छुड़ाई ॥ ५ ॥

[ भजन न १७ ]

॥ तर्ज–गुरुवर ज्ञान सिखाओ ना ॥

गुरुवर ध्यान लगाना, हमे मिलजाओ ना ॥ टेर ॥
ससार चक्करमें गुरुवर पड़ा हूँ ॥
इससे छुड़ाओ मैं सन्मुख खड़ा हू ।
मातापिता त्रिया पुत्रोने पकड़ा ।
पीछे लगा है कषायोंका लफड़ा ।
सुशिक्षा हमसे सुनाओना ॥ गुरुवर ॥ १ ॥
इन्द्रियोंका–चक्कर अह मायाकी जाल है ।
करने न देते हैं पुण्य अर दान है ।
बचत पड़ा जाय पीछे हैरान है ।
यही गुरुमें हमारा सवाल है ।
कुन्थुगुरु इससे छुड़ाओना ॥ गुरु ॥ २ ॥
अज्ञान अंधेराको हमसे भगाईये ।
ज्ञानके मारगपर हमको लगाईये ।

આજે સોનાનો સૂર્ય ઉગ્યો, મોતીના મેહ વૂઠ્યા, તેમ માનવા લાગી, તેણીને આજે જાણે સાક્ષાત્ સ્વર્ગ મળ્યું હોય, તેવો આનંદ થયો. કોશાવેશ્યાએ સ્થૂલભદ્રની દીક્ષાની વાત જરૂર સાભળી હતી છતા તે એમ જ માનતી હતી કે, મારા વગર તેઓ રહી શકવાના જ નથી એટલે આજે મુનિવેશધારી સ્થૂલભદ્રને આવતા જોઈ 'પોતાની ધારણા સાચી ઠરી' એમ તેણીના મનમા નિશ્ચય થયો.

મહામુનિરાજસ્થૂલભદ્રજી મહાત્યાગી મુનિરાજને છાજે તેવી ઢબથી, વેશ્યાના મહેલમા પ્રવેશ કરીને કોશાની પાસે યાચના કરી તમારી ચિત્રશાળામા ચોમાસું રહેવા ઇચ્છા છે તમારી રજા હોય તો, અમે તેમા ઉતારો કરીએ! મહામુનિરાજસ્થૂલભદ્રજીની, આવી માગણીમા કોશાને નવાઈ લાગી, અને બોલી સ્વામીનાથ! આમ કેમ બોલો છો? આ માલમિલ્કત, આ દાસ-દાસી પરિવાર અને આ મહેલ તથા હુ પોતે, બધુએ આપનુ જ છે આપને આમ બોલવુ શોભતું નથી

કોશાવેશ્યાના આવા રાગથી નીતરતા વચનો સાભળીને, મહામુનિરાજ કહેવા લાગ્યા, અમે હવે રાગી નથી પણ ત્યાગી છીએ ભોગી નથી પરતુ યોગી છીએ આ ચિત્રશાળામા ઉતારો કરીને ભોગ સાધવો નથી, પરતુ યોગ સાધવો છે વીતરાગના મુનિઓનો એવો આચાર છે કે, સસારમા રહેલા પોતાના માતા-પિતાના ઘરમા, પણ (માલિકને) પૂછીને જ મુકામ કરી શકાય એટલે ઉતરવા માટે તમારી રજા લેવી જરૂરી છે

કોશાવેશ્યા સ્થૂલભદ્રજીનુ આવુ વર્તન તદ્દન ધતીંગ સમ

જતી હતી સ્થૂલભદ્રજી આ બધો ડોળ કરે છે જંગલમાં રહેનારા યોગીઓ, વેશ્યાને ઘેર આવે જ નહિ સજ્જન મનુષ્યોને પણ વેશ્યાના ઘરમાં પેસવું તે કલંકરૂપ ગણાય છે તો પછી સાધુ-સંતને વેશ્યાના ઘરમાં આવવાનું હોય જ શાનું? એટલે તેઓપણ આ વેશને ફગાવીને, હમણાં મારી સાથે ભળી જશે જગતમાં સ્ત્રીરૂપ અગ્નિની પાસે, પુરુષ બાપડો માખણના પિંડ જેવો જ છે ને? વિષ્ણુભગવાન હજારો રાણીઓ હોવા છતાં, ગોપીઓના રૂપમાં ગાંડા થઈ ગયા હતા, **મહાદેવજીને** **પાર્વતી** અને ગંગા બે પત્ની છતાં, તે પણ ભીલડીને જોઇને લલચાઈ ગયા હતા **બ્રહ્માજીને સાવિત્રી** રાણી હોવા છતાં, પોતાની સગી પુત્રીના રૂપમાં રંગાયા હતા ઈન્દ્રને એક સાથે આઠ ઈન્દ્રાણીઓ હોવા છતાં, ગુરુપત્ની આહલ્યાના રૂપમાં આસક્ત થઈ ગયા હતા **સૂર્યને રત્નાદેવી** હોવા છતાં સમુદ્રમાંથી નીકળેલી વડવા [ઘોડી]ને જોઇને તેના વિલાસમાં લાગી ગયા અને તે વડવાને સૂર્યથી ગર્ભ રહ્યો, તેજ તેનો પુત્ર વડવાનલ થયો **જમદગ્નિ, વિશ્વામિત્ર,** અને **પારાસર** જેવા મહાન્ તપસ્વીઓ, હજારો વર્ષ સુધી તપ કરનારા, અને સુકી સેવાળ અને સુકાં પાદડાં ખાનારા હોવા છતાં પણ, સ્ત્રીઓના રૂપમાં, દીવામાં પતંગીઆની માફક હોમાઈ ગયા છે તો પછી આ તો મારા પ્રાણવલ્લભ છે આમને તો હું એકજ વારના આંખના ઈસારામાત્રમાં વશ કરી લઈશ

વેશ્યા એમ જ માનતી હતી કે, આજ ને આજ મારા નાથને હું યોગી મીટાડીને, ભોગી બનાવી નાખીશ છતાં એ તો બધી વેશ્યાની કલ્પના જ હતી જો કે વેશ્યાની કલ્પના સ્થૂલ

ભદ્ર સિવાય, બીજાને માટે વ્યાજબી જ હતી કારણ કે સાધુએ વેશ્યાના ઘરમા, એક દિવસ પણ રહેવાય નહિ. તો પછી ચોમાસુ રહેવાની વાત હોય જ શાની ? આવી વાત કોઈ સાચી માને પણ શી રીતે ?

સ્થૂલદ્રસ્વામી વેશ્યાની ચિત્રશાળામા ઉતર્યા વેશ્યાએ અનેક જાતિના ભોજનો વહોરાવ્યા, દિવસ અને રાત્રી હાવભાવ, રગરાગ, ગાનતાન ચાલુ જ રાખ્યા આખના ચાળા, પગના ઠમકા, હાથના લટકા, મુખના મટકા અને વચનના વિકારો તથા વિજળી જેવા તેજસ્વી પોતાના અવયવો જઘા, નાભિ, સ્તન અને કક્ષા વિગેરે પ્રગટ કરી બન્યા તેટલા બતાવ્યા, પરંતુ મહામુનિરાજ સ્થૂલભદ્રના મનરૂપી મેરુપર્વતને, ભેદવાને તે સમર્થ થઈ શકયા નહિ

મહામુનિરાજ સ્થૂલભદ્રજીએ વેશ્યાના હજારો ઉપાયોના જવાબમા સસારની અસારતા જ જણાવી હતી છેવટે વેશ્યા થાકી અને ધર્મસાભળવાની ઈચ્છા બતાવી મહામુનિરાજે ગૃહસ્થને પાળી શકાય તેવો ધર્મ સમજાવ્યો મહાભાગ્યશાળી આત્મા વેશ્યાએ, સમ્યક્ત્વમૂલ બાર વ્રતો અગીકાર કર્યા મુનિરાજ ચોમાસુ પૂર્ણ થયે વેશ્યાના સ્થાનનો ત્યાગ કરીને ગુરુજી પાસે આવ્યા અનુક્રમે ચૌદપૂર્વી બન્યા અને આરાધનાપૂર્વક આયુષ્ય પૂર્ણ કરી દેવલોકે ગયા

આ મહાપુરુષના જીવનને વિચારશુ તો, જગતમા કોઈ જગ્યાએ ન મળી શકે તેવુ, એમા ઘણું જાણવાનુ મળી રહે છે આપણા જગતની વાતોમા કચન અને કામિનીના જ વર્ણનો ભર્યા છે જ્યારે આ મહાપુરુષના જીવનમા આ બન્ને વસ્તુનો

અજબ ત્યાગ તરવરે છે આ જગતમા વેશ્યાઓના ફંદમાં ફસાઈને લાખો-કોરો મનુષ્યો પાયમાલ થયા છે અને આ મહાપુરુષે, તેજ વેશ્યાના ઘરમા જઈને, વેશ્યા ઉપર જિત મેળવી છે એક તો ચોમાસાનો કાળ હતો, વિકાર ઉત્પન્ન કરે તેવુ રહેવાનું સ્થાન હતું, વેશ્યાના ઘરનો ખોરાક એટલે છએ રસથી ભરપૂર ભોજન હતું, 'સીતાનો રાગ જેવો રામ ઉપર હતો તેવો સ્થૂલભદ્ર ઉપર વેશ્યાનો રાગ હતો, એકાન્તવાસ હતો, છતા આ મહામુનિરાજના મનરૂપી મહા પર્વતની, કાંકરી પણ ખસી નહિ થઈ મહાપુરુષે કહ્યુ છે કે,

"गिरौ गुहायां विजने वनान्तरे, वासं श्रयन्तो वशिनः सहस्रशः ।
हर्म्यतिरम्ये युवतिजनान्तिके वशी स एकः शकडालनन्दन ॥"

વંદન, પૂજન, સત્કાર અને સન્માનના
પણ વિરોધિ એક જૈનાચાર્ય ઉદાહરણ ચોથુ

શ્રીસ્થુલભદ્રસ્વામિના પ્રથમપટ્ટધર, આર્યમહાગિરિજી મહારાજ, પોતાની છે લ્લીવયમા, સમગ્રગચ્છનો ભાર પોતાના ગુરુભાઈ, દશપૂર્વના જ્ઞાની આર્યસુહસ્તિસૂરિ મહારાજને સોંપીને, પોતે જિનકલ્પ વિચ્છેદ ગયા છતા, જિનકલ્પની તુલના કરતા હતા એટલે તીર્થ કરદેવો અને સામાન્ય કેવલીભગવંતોના સમયમા, મહાત્યાગી આત્માઓ, મહાતપ, મહાત્યાગ અને ગજબ અભિગ્રહોવાળો જે જિનકલ્પ (આત્માના ચિકણા કર્મ ખપાવવાનો કલ્પવિશેષ,) આચારતા હતા ભગવાન જબૂસ્વામિના નિર્વાણ પછી, આત્માઓમા શકિતનો ઘટાડો થવાથી, તે જિન કલ્પની આચારણા બંધ થઇ હતી, તો પણ આર્યમહાગિરિજી-મહારાજ જિનકલ્પતો નહિ જ, પરંતુ જિનકલ્પની વાનકી-તુલના

કરતા હતા જગતના પૂજા, સત્કાર-સન્માન અને શિષ્યપરિવા-રનો સ દતર ત્યાગ કરીને, નિદ્રા વિગેરે પ્રમાદો બ ધ કરીને, એકાકી પણે વિચરતા હતા અને પ્રાયેણુ દિન-રાત ઉભા રહીને જ ધ્યાન કરતા હતા બધા પ્રકારના સ્વાદો ત્યજી, પાત્રામા કે હસ્તમા લેપ ન લાગે તેવો નિરસ આહાર, તેપણુ બે-દિવસે, ત્રણુ દિવસે કે ચારદિવસે લેતા હતા તેઓ તેવી રીતે અને તેવા પ્રદેશમા (વનોમા) રહેતા હતા કે, તેમને કોઇ ઓળખી શકે નહિ તેઓ તદ્દન અજાણ્યા પ્રદેશમા ભીક્ષા વહોરવા જતા હતા એક વખત ભવિતવ્યતાના યોગથી, આર્યસુહસ્તિસૂરિ મહારાજ એક ગામમા પધાર્યા અને તે જ દિવસે એકાકી વિહાર કરતા આર્ય મહાગિરિ-મહારાજ પણુ તે ગામમા અને તે જ સ્થાનમા પધાર્યા પોતાની સભામા હજારો માણુસો હાજર હતા છતા આર્યમહાગિરિમહારાજને આવતા દેખીને, આર્ય સુહસ્તિસૂરિ મહારાજ, પરિવાર સહિત એકદમ ઉભા થઈ ગયા અને તેમના પગમા પડી દ્વાદશાવર્તવ દન કર્યું જે દેખીને સભાના લોકોને ઘણું જ આશ્ચર્ય થયુ અહો ! આવા દશપૂર્વધરસૂરિમહારાજ, જેને વ દન-બહુમાન કરે છે, તે મહા-પુરુષ કેટલા મોટા અને કેટલા ગુણી હશે ? આથી આર્યમહા ગિરિજીમહારાજની આખા ગામમા અને આજુબાજુમા ખૂબ જ જાહેરાત થઈગઇ જેથી આર્યમહાગિરિમહારાજે તે પ્રદેશનો ત્યાગ કર્યો અને જ્યા પોતાને કોઇ ન ઓળખે તેવા પ્રદેશમા ચાલ્યા ગયા

અહીં ખાસ સમજવા યોગ્ય અને વિચારવા યોગ્ય બાબત એ જ છે કે,સામેથી મળવા છતા આવા મહાપુરુષોને પૂજા,

સત્કાર-સન્માન ગમતા ન હતા અને જોઈતા જ ન હતા. જ્યારે આજે અમારા જેવા પામર આત્માઓ પણ, રાત-દિવસ પૂજાના ઝંખી રહ્યા હોય છે છતાં કોઈ સામુએ જોતું નથી

માટે કહ્યુ છે કે, 'માગે ત્યાથી ભાગે અને ત્યાગે તેને વળગે ' જે જન અભિલષે રે, તે તો તહેથી નાસે. તૃણ સમ જે ગણે રે, તેહને નિત્ય રહે પાસે

"પૂજાના ઇચ્છા કરે, પૂજા થાય ન લેશ,
ગુણી પૂજા ઇચ્છે નહિ, પૂજે દેવ નરેશ ૧
કાચન તજવું સહજ છે, સુલભ નારીનો ત્યાગ,
આપ બડાઈ ત્યાગતા, તે મોટા મહાભાગ ૨
કાચન તજવુ સહજ છે, નારી સુત પરિ[illegible]
ત્યાગે ચાર કપાયને, ધન્ય તાસ [illegible] ૩
તપસા ને ત્યાગીપણુ, બાહ્ય ત્યાગ [illegible]
ત્યાગે ચાર કપાય તો, શીઘ્ર મોક્ષમાં [illegible] ૪

અહીં એક એ પણ સમજવાનુ છે કે, [illegible] મહારાજાઓ છેલ્લી વયમા રાજ્યાદિકનો ત્યાગ [illegible] પુરુષો, ધનમાલપરિવારનો ત્યાગકરીને, ચ[illegible] અને બને છે તેમ આચાર્યભગવતો પ[illegible] વયમા, પોતાના પરિવારમાથી, યોગ્ય [illegible] ભળાવીને, વિશેષ રીતે યોગની સાધના [illegible] પૂર્વના મહર્ષિઓ મોટા ભાગે છેલ્લી [illegible] તપ ત્યાગ અને ધ્યાનમા મગ્ન [illegible]

**મહાપુરુષ આર્યવજ્રસ્વામી [illegible]**

આ મહાપુરુષનો [illegible]

પિતાનુ નામ **ધનગિરિજી** અને માતાનું નામ **સુનંદાદેવી** હતું તેમના સગા મામા એટલે સુનંદાદેવીના સગાભાઈ **આર્ય સમિતજી** હતા તેમણે ઘણા વખત પહેલા દીક્ષા લીધી હતી આર્યવયરસ્વામિજી ગર્ભમા આવ્યા, ત્યા તે પિતાને વૈરાગ્ય થયો અને તમણે પણ દીક્ષા લીધી **વજ્રકુમાર** ગયા જન્મમા તિર્યગ્જભણ્ દેવ હતા અને **અષ્ટાપદપર્વત** ઉપર **ગૌતમ સ્વામી મહારાજ**ની દેશના સાભળવાથી, તેમને શ્રીજૈન શાસન અને વિરતિધર્મ ઉપર અતિશયરાગ થયો હતો તેજ કારણથી આવા ધર્મી માતા-પિતાનો યોગ સાપડયો હતો

**વજ્રકુમાર**નો જન્મ થયો, ત્યારે, માતાની સખીઓના મુખથી, પિતાની દીક્ષાના સમાચાર સાભળ્યા દેવકુમાર જેવા બાલકને જોઇને, આજુબાજુની સખીઓ અને બહેનપણીઓ આવીને, વજ્રકુમારને રમાડવાનો લ્હાવો લેવા ચૂકતી નહિ અને વાતે-વાતે કહેતી કે, તારા પિતાજી તો સાધુ થઇ ગયા છે તુ પણ સાધુમહારાજ થજે આવા વારવાર કાને પડતા શબ્દો વજ્રકુમાર ધ્યાનપૂર્વક સાભળતી રહેતે આમ વારવાર દીક્ષાનુ નામ સાભળવાથી **વજ્રકુમાર**ને આટલી નાનકડી વયમા પણ જાતિસ્મરણ જ્ઞાન થયુ

જાતિસ્મરણ થતા જ, ભગવાન ગૌતમસ્વામિ મહારાજની દેશના યાદ આવી જૈનશાસન અને વિરતિધર્મ પ્રત્યેના રાગનુ પુન પ્રકટીકરણ થયુ 'પોતાને પણ પિતાજીની પેઠે ચારિત્રજ અગીકાર કરવુ' એવો મનમા નિર્ણય કરી લીધો અને ચારિત્ર મળે કેમ ? એના વિચારો કરતા એક યુક્તિ સૂઝી આવી કે જો માતાને મારી ઉપર અણગમો થાય તો જ હુ સજમ પામી

શકુ એમ વિચાર કરી આખો દિવસ અને રાત રડવાનુ શરૂ રાખ્યુ ક્ષણવાર પણ બાળક રડતો બંધ ન રહે. આથી માતા સુનંદાદેવી ખૂબ જ કંટાળી ગયા એકદા પોતાના ઘેર વહોરવા પધારેલા મુનિરાજ ધનગિરિજીને, (બાલક પ્રત્યેનો પોતાનો અણગમો જાહેર કરવા પૂર્વક) બાલક વહોરાવી દીધો ધનગિરિજી મહારાજ બાલકને ઝોળીમા લઈ ગુરૂજી પાસે આવ્યા બાલકના શરીરનું વજન ખૂબ વધુ જણાવાથી ગુરુમહારાજ સિંહગિરિસૂરિજીએ તેનુ વજ્ર નામ પાડ્યુ હવે બાલ વજ્ર સાધ્વીજીના ઉપાશ્રયમા ઉછરવા લાગ્યો તેની ત્રણ વર્ષની વય થઈ તેટલા સમયમા તે, સાધ્વીજીનો સ્વાધ્યાય સાભળીને પોતે પણ અગ્યાર અંગ ભણ્યા અને ક્રમે કરીને ભદ્રગુપ્ત-સૂરિ મહારાજ પાસે દશ પૂર્વધર થયા તેઓ બાલપણાથી જ નિરતિચાર ચારિત્ર પાળતા હતા એ વખત વિહારમાં, વજ્રકુમારમુનિ ઘણા થાકી ગયા સુધા પણ ખૂબ લાગી હતી તે વખતે, ગયા જન્મના મિત્રદેવોએ, એકવાર સ્કધાવાર (છાવણી) દેખાડીને કોળાપાકની ભીક્ષા અને બીજીવાર મનુષ્યોનીવસતિ વાળા નાના ગામડા દેખાડી ઘેબરની ભીક્ષા આપવા પ્રયત્ન કર્યો પરતુ સાવધાન એવા વજ્રકુમારમુનીએ દેવોને ઓળખી લીધા અને 'અમને (વીતરાગના સાધુઓને) દેવપિંડ કલ્પે નહિ' એમ સ્પષ્ટ જણાવી ભીક્ષા ન લીધી તેમની આવી દ્રઢતાથી ખુશ થએલા દેવોએ, તેમને આકાશગામિનીવિદ્યા અને વૈક્રિયલબ્ધિ આપ્યા

એકવાર પાટલીપુત્રનગરમા, સાધ્વીજીના ઉપાશ્રયમા, વજ્રકુમારમુનિના રુપ-વિદ્યા-યશ વિગેરે ગુણોના, ખૂબ જ

વખાણ થતા હતા તે સાભળી તેજ નગરના ધનાવહશેઠની પુત્રી રુકમિણીએ પ્રતિજ્ઞાકરી કે, આ જીદગીમા વજ્રકુમાર સિવાય હુ બીજાને પરણીશ નહિ

આ બાજુ ગ્રામાનુગ્રામ, વિહાર કરતા, વજ્રકુમારમુનિ પણ, એક વખત પાટલીપુત્રનગરમાં પધાર્યા. ત્યાંના શ્રીસઘે ઘણા જ બહુમાનપૂર્વક, ગુરુદેવનુ સામૈયું કર્યું વ્યાખ્યાનમા શ્રોતા વર્ગની ઠઠ જામતી હતી અને સભા વચ્ચે જ, કુમારિકા રુકમિણીએ પોતાનો અભિપ્રાય જાહેર કર્યો અને સાથોસાથ કુમારિકાના પિતાએ પણ જણાવ્યું કે, મારે સ તાનમા એકજ દીકરી છે, જો તમે મારી પુત્રી રુકમિણીનુ પાણીગ્રહણ સ્વીકારો તો, મારી ક્રોડોની, મી-કત, હુ તમને અપ ણ કરવા વચન આપુ છુ

પિતા-પુત્રીના આવો અભિપ્રાય સાભળી, મહાપુરુષ વજ્રકુમારમુનિરાજે, ઘણા જ વૈરાગ્યવાની દેશના આપી. અને કુમારિકારુકમિણીને, પ્રતિબોધ પમાડી દીક્ષા આપી સાધ્વી બનાવી અને પિતા ધનાવહશેઠને ઉપદેશ આપી, તેમની તમામલક્ષ્મીનો, સાતક્ષેત્રમા સદ્વ્યય કરાવ્યો

વજ્રકુમારમુનિપ્રવરને, દશપૂર્વધર આચાર્યમહારાજ ભદ્રગુપ્તસૂરિ પાસે, દશપૂર્વનો અભ્યાસ કરાવ્યો અને પછી ગુરુદેવ સિહગિરિસ્વામી મહારાજે, વજ્રકુમારને, આચાર્યપદવી આપી દશપૂર્વધર એવા વજ્રસ્વામીભગવાન ૧૮ મા યુગપ્રધાન બની, રથાવર્તનામના પર્વત ઉપર અનશનકરીને, દેવલોક પધાર્યા અનશનના સમય દરમ્યાન વજ્રસ્વામી મહારાજને, સૌધર્મઈન્દ્ર વદન કરવા આવ્યા હતા

---

૧૯ મા પટ્ટધર **માનદેવસૂરિમહારાજ** થયા જેમણે આચાર્યપદવીના દિવસથી જ છ વિગઈ અને ભકતકુળની ગોચરીનો જાવજ્જીવ ત્યાગ કર્યો હતો તે વાત આપણે પહેલી જોઈ ગયા છીએ

## શ્રી અભયદેવસૂરિમહારાજ

નવાંગીટીકાકાર આચાર્યમહારાજ **અભયદેવસૂરિ મહારાજ**નો કંઠ ઘણો જ મધુર હતો વ્યાખ્યાનશૈલી અજબ હતી છતા ગુરુદેવની આજ્ઞાથી ફક્ત જુવારનો અને તે પણ નીરસ ખોરાક ૧૬વષ સુધી વાપરતા રહ્યા તેથી શરીરમા કોઢનોરોગ થયો પરંતુ ગુરુવચનમા અડગ રહેનાર, મહાપુરુષ અભયદેવસૂરિમહારાજે ખોરાકમા ફેરફાર કર્યો નહિ છેવટે રોગથી કંટાળીને અનશન કરવા તૈયાર થયા ત્યા **પદ્માવતીદેવી** આવ્યા તેમણે રોગ મટાવવાનો ઉપાય બતાવ્યો અને અનશન નહિ કરવા–સાથે, ઠાણાંગાદિનવ અંગની ટીકા કરવા વિનંતિ કરી જેનો સ્વીકાર કરી, સુંદર આરાધના કરી દેવગતિને પામ્યા

## આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરિમહારાજ

આ મહાપુરુષ **ચિત્તોડગઢના, જિતારિરાજાના**, મહામાનીતા પુરોહિત હતા ચૌદ વિદ્યાના પારગામી હતા તેમનામા એવું અભિમાન હતું કે, 'હું સર્વશાસ્ત્રનો જાણકાર છું, મને કોઈ અપૂર્વ સૂક્ત સંભળાવે, અને જો મને તેનો અર્થ ન આવડતો, તેનો હું જીંદગીનો દાસ બનું,' બસ પુણ્યવાન આત્માઓને '**अहङ्कारोऽपि बोधाय**' અભિમાન પણ બોધને માટે બને છે અને થયું પણ તેમ જ, ભટ્ટરાજહરિભદ્ર ` ´
ચાલ્યા જતા ` ´ ી માઈ આવતું હોવાથી,

પગથીઆ ઉપર ઉભા રહ્યા, તે મુકામ હતુ જૈનસાધ્વીજીનો ઉપાશ્રય તેમા મહાવિદુષી સાધ્વીજી **યાકિનીમહત્તરા** પરિવાર સાથે ઉતરેલા હતા અને આગમોના પાઠનુ આવર્તન કરતા હતા. તેમા એક ગાથા એવી આવી કે,

"चक्कीदुग हरिपणगं पणगं चक्कीण केसवो चक्की।
केसव चक्की केसव दु चक्की केसी अ चक्की अ॥"

બસ, આ ગાથા સાંભળતાની સાથે કંઠે થઈ ગઇ એ-ચારવાર અર્થવિચાર્યો, પણ ભાવ બીલ્કુલ હાથમા ન આવ્યો, અને એમ પણ થયુ કે, આ **ચકીચકી** બોલ્યા કરે છે આનો પરમાર્થ કાંઇ છે કે, એમ ને એમ બોલ્યા કરે છે જોઉં તો ખરો એમ નિર્ણય કરીને ઉપાશ્રયમા ગયા **યાકિનીમહત્તરાને** પરમાર્થ પૂછયો તેમની પાસે પરમાર્થ તૈયાર જ હતો કે, આ અવસર્પિણીકાળમા ૧૨ ચક્રવર્તી અને ૯ વાસુદેવ આ ક્રમથી થયા કે 'પ્રથમ બેચક્રવર્તી થયા, પછી લાગટ પાચવાસુદેવ થયા, પછી પાચચક્રવર્તી થયા, પછી એકવાસુદેવ, પછી એકચક્રી, પછી એકવાસુદેવ, વળી એકચક્રવર્તી થયા, ત્યારબાદ બેચક્રવર્તી થયા, પછી બેવાસુદેવ થયા, પછી એક વાસુદેવ અને એક ચક્રવર્તી થયા' આ પ્રમાણે ગાથાનો વિશેષાર્થ સાંભળીને મહાભાગ્યવાન આત્મા ભટ્ટરાજ **હરિભદ્રજી** મહારાયનો ગર્વ, અગ્નિ પાસે માખણની માફક પીગળી ગયો અને તુરતજ,**મહત્તરામહામતી** યાકિનીજીના ચરણમા શિર ઝુકાવીને નમ્રભાવે પ્રાર્થના કરવા લાગ્યા કે, અત્યાર સુધી હુ મારા આત્માને સર્વજ્ઞ માનતો હતો પરંતુ આજે આપના જ્ઞાનસૂર્ય પાસે, મારો ગર્વરૂપ હીમાચળ, ઓગળીને પાણી થઈ ગયો છે આજથી હુ આપનો શિષ્ય થવા ઈચ્છુ છુ

ભટ્ટરાજહરિભદ્રના આવા નમ્રતાથી ભરપૂર વચનો સાંભળીને, યાકિનીમહત્તરા સાધ્વીજીમહારાજ જવાબ આપવા લાગ્યા, ભાઈ! તમો ઘણા જ વિદ્વાન છો આ ગામમાં તમારી વિદ્વતા ખૂબ જ વખણાય છે અમે તો નારીજાતિ છીએ અમારૂં જ્ઞાન તો ખાબોચીયા જેટલું જ હોય એટલે અમારાથી હજારો ગુણા જ્ઞાની, આચાર્યભગવાન અહિંજ પધારેલા છે, તેઓ અમારા પણ ગુરુદેવ છે શ્રી જૈનશાસનમાં પુરુષ જ પ્રધાન લેખાય છે તમો ઘણા જ બુદ્ધિશાળી છો, સાથ મહાવિનીત આત્મા છો, એટલે એવા સુગુરુજીના યોગથી, તમારૂં પોતાનું અને પરનું અનેકનું કલ્યાણ કરી શકશો મહાકિમતી હીરો હોય અને ઝવેરીનો સહયોગ મળે પછી શું ખામી રહે?

યાકિનીમહત્તરા સાધ્વીજીના, ઉપના વાક્યો ભટ્ટરાજને ખૂબ ગમી ગયા એટલે યાકિનીમહત્તરા સાધ્વીજી, ભટ્ટરાજ શ્રીહરિભદ્રને સાથ લઈ ગુરુમહારાજની પાસે ગયા અને ઉપરની બધી ઘટના જણાવી ગુરુમહારાજે પણ ભટ્ટજીની યોગ્યતા સમજીને દીક્ષા આપી દીધી તો હતો જ, અને મહાઝવેરીના હાથમાં આવ્યો પછી પૂછવું જ શું? અલ્પસમયના નાનીગીતાર્થ થઈને સૂરિપદને પામ્યા

એમણે એમની જીંદગીમાં ૧૪૪૪ ગ્રન્થો બનાવ્યા અન્ત તત્યાગમય જીવન જીવી સ્વર્ગમાં પધાર્યા

પ્રશ્ન—પુરુષને પ્રધાન બતાવ્યા છે, તો શું શ્રીજાતિ સર્વથા અવગુણની ખાણ જ છે? વળી જૈનશાસનમાં,ચંદનબાલા— મૃગાવતી, [illegible]રી, સુલસા, રેવતી,

सुमति सखीसे हमको मिलाईये।
कुमतिसे दामन हमारा छुडाईये।
मोहराजाको गुरूवर हटाओना ॥ ३ ॥ गुरू ॥
त्यागी धरमकी यही अरज है
फिकर लगी है हमें मनकी मरज है।
और किसीकी न हमको गरज है।
गुरूवरके चरणोंमें यही अरज है।
मोक्षपथ–पगदान सिखलाओना ॥ ४ ॥ गुरू ॥

[ भजन न १८ ]

॥ तर्ज–दिलादे भीख दर्शनकी ॥

मजा जिनको फकीरीमें, अमीरी क्या विचारी है ॥ मजा ॥
तजा घरबारका नाता, लगा है प्रेम आतममें।
तजा है क्रोध अरु माया, फिरे वन वन विहारी है ॥ मजा ॥
कभी वो धूपमें बैठ, कभी छायामें जा लेट।
लगे बरसाद घुन मारी, छबी जङ्गलकी न्यारी हैं ॥ मजा ॥ २ ॥
कभी लड्डू कभी पेडा कभी नीरस निराहार ॥
सिखावे धर्मवारीका इन्द्रोकी रीत न्यारी है। मजा ॥ ३ ॥
करे उपकार दुनियाका, स्वयका कोई नहि स्वार्थ,
दयाका है गुरू दरिया, सुमति हिरदे विराजी हैं ॥ मजा ॥ ४ ॥
कहे किंकर धरम सागर भी इसे भी कोई नहि इच्छा ॥
रखलो चरणोंमे स्वामीजी, यही अरजी हमारी हैं ॥ मजा ॥ ५ ॥

દ્વારા, જૈનધર્મની પ્રાપ્તિ થઈ હોવાથી, જાવજજીવ આ મહા સતીને, પોતાની માતા તરીકે જ માન્ય રાખ્યા હતા અને તેમણે પોતાના દરેક ગ્રંથોમા પોતાને યાકિનીમહત્તરાસુનુ તરીકે ઓળખાવેલ છે

'સમકિતદાતાર ગુરુ તણો, પચ્ચુવયાર ન થાય,
ભવ કોડાકોડે કરી, કરતા સર્વ ઉપાય'

સમકિતના આપનાર ગુરુનો બદલો ક્રોડોભવે પણ વાળી શકાતો નથી, આ વાત તેમના આત્મામા અક્ષરશઃ કોતરાઈ ગઈ હશે

## ૪૦ મા પટ્ટધર શ્રી મુનિચંદ્રસૂરિમહારાજ

મુનિચંદ્રસૂરિમહારાજ બાલ્યવયથી જ મહાવૈરાગી હતા તેમના રોમેરોમમાં ત્યાગ છવોછવ ભર્યો હોવાથી, તેમને રસો વાપરવા ગમતા જ નહિ તેથી તે મહાપુરુષે દુધ, દહિં, ઘી, તેલ,ગોલખાંડવિગેર અને પક્વાન્ન, આ છએ વિગઈઓ, જાવજ્જીવ ત્યાગ કરી હતી ફક્ત કાજી જ વાપરતા હતા છતા તેમની પ્રજ્ઞા શક્તિ અજબ હતી તે મહાપુરુષે લગભગ ૨૦ જેટલા નવા ગ્રંથો બનાવ્યા હતા અને પૂર્વપુરુષોના ગ્રંથો ઉપર ટીકાઓ પણ ઘણી લખી છે તેઓ તાર્કિક પણ ખૂબ જ હતા તેથી ઘણી જગ્યાએ, વાદસ્થળોમા જિત પણ પામ્યા હતા તેમને અજિતદેવસૂરિ અને વાદિદેવસૂરિ જેવા મહાવિદ્વાન અને પ્રભાવક શિષ્યો ઘણા થયા હતા

## કલિકાલસર્વજ્ઞ ભગવાન હેમચંદ્રસૂરિજી મહારાજ

આ મહાપુરુષ જેવા આત્માઓ, ચોથા આરામા પણ થોડા થયા હશે જેમણે પાચવર્ષની ઉંમરે દીક્ષા લીધી હતી અને

સાધ્વીઓ અને શ્રાવિકાઓ વિદુષીઓ અને નિર્મલ ચારિત્રધારિણી ઘણી ઉત્તમસ્રીઓ થઈ છે તથા જૈનતરદર્શનમા પણ ઘણુ વેની અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મદોદરી, મીરાબાઈ વિગેરે ઘણી મહાગુણી મહાસતીઓના નામો આબાળગોપાલ પ્રસિદ્ધ છે પછી એકલાજ પુરુષ પ્રધાન કેમ લખાય છે?

ઉત્તર—ગુણીપણુ અને આરાધકતા એ જુદી વાત છે અને ગુરુપણુ, નાયકપણું, આગેવાનપણું એ જુદી વાત છે એટલે ગમે તેટલા ઉચ્ચગુણો આવવા છતા, સ્રીજાતિની આગેવાની હોઈ શકે જ નહિ જુઓ જૈન અને જૈનેતર બધા દર્શનોના, પ્રાચીન ઇતિહાનો તપાસો તો ખાત્રી થશે કે, ગુરુપણુ અને આગેવાનપણુ તો, પુરુષોનુ જ હતુ, અને તેમનુ જ હોઈ શકે શ્રીજૈનશાસનના આદ્યપુરુષો, શ્રીજિનેશ્વરદેવો અને ગણધરદેવો તે બધા પુરુષો જ હતા જૈનેતરશાસનમા પણ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, બુદ્ધ, મહમદ, ઈસુ, આદિ તમામ ધર્મપ્રવર્તકો પુરુષો જ થયા છે ઋષિમુનિઓ હજારો—લાખો થયા છે ગ્રન્થો—પુસ્તકો બનાવનાર હજારો થયા છે તે બધા પ્રાય પુરુષો જ થયા છે માટે પુરુષોનુ પ્રાધાન્યપણું બરાબર જ છે જો કે સ્રીજાતિમા પણ ગુણી અને આરાધક આત્મા ઘણા થયા છે પરંતુ તેઓ ગુરુપુરુષોની આજ્ઞામા રહીને મર્યાદાસાચવીને જ

અહીં હરિભદ્રસૂરિમહારાજના જીવનમા જાણવા યોગ્ય, મુખ્ય બાબત તેમનો સત્યગવેષણસ્વભાવ છે જે ઘણો જ અનુમોદનીય છે અભિમાનની પ્રબળતા હોવાના કારણે પ્રતિજ્ઞા લીધી હતી પરંતુ સ્ખલના આવી એટલે અભિમાનનો ત્યાગ કરતા વાર લાગી નહી વળી મહાસતી યાકિનીમહત્તરાજી-

**અર્થ**—ભગવાનમહાવીરદેવ પોતે, જ્યારે સાક્ષાત્ વિચરતા હતા ચોથા આરા જેવો ધર્મયુગ ચાલતો હતો ચારબુદ્ધિના નિધાન, **અભયકુમાર** જેવા, જેને મહામંત્રીશ્વર હાજર હતા તથા પોતાને પણ ભગવાનમહાવીરપ્રભુ ઉપર અનન્ય રાગ હતો આવા **શ્રેણિકમહારાજા** પણ જે જીવદયા ન પળાવી શક્યા તે આ પાંચમા આરામાં ભયંકર કલિકાળમાં, ધર્મભક્ષક હજારો [illegible] માછીઓના સખત જુલ્મમાં, જેમહાપુરુષના વચનામૃતોનું પાન કરીને, કુમારપાળરાજા જે જીવદયાને પળાવી શક્યા છે, તે **કલિકાળસર્વજ્ઞ હેમચંદ્રસૂરીશ્વરજીમહારાજ** સદા જયવંતા વર્તો

**પ્રશ્ન**—ઘણીવાર અને ઘણા લોકો પાસે, સાંભળવામાં આવે છે કે, **હેમચંદ્રસૂરિમહારાજના** ભવો, (શાસ્ત્રોમાં) આમલીના પાંદડા જેટલા બતાવ્યા છે, તો શું આ વાત સાચી નથી? તમે તો ઉપર એ વાતની [ત્રીજા ભવે મોક્ષ જવાના] જણાવો છો તે શું બરાબર છે?

ઉત્તર—ચારિત્રસુંદરગણિમહારાજનું બનાવેલ અને આત્માનંદસભામાં છપાયેલ કુમારપાળમહાકાવ્યમાં, **હેમચંદ્રસૂરિમહારાજ** અને **કુમારપાળરાજાના** ભવવર્ણનઅધિકારમાં, કુમારપાળરાજાએ, પોતાના અતીત, અનાગત ભવોના કરેલા પ્રશ્નોના જવાબમાં, મહાવિદેહક્ષેત્રમાં **શ્રીસીમંધરસ્વામી મહારાજ** પાસે, શ્રીમતી **પદ્માવતીમહાદેવીને**, મોકલીને મંગાવેલા, વર્ણનઅનુસારે આપેલા જવાબમાં, પોતાના ભવોનું વર્ણન પણ છે અને તે ઉપર મુજબ જ છે

[જુઓ કુમારપાળમહાકાવ્ય સર્ગ ૯ પૃષ્ઠ ૫૪ શ્લોક ૪૨-૪૩]

જે ૮૪ વર્ષનુ જીવન જીવ્યા છે તેમા **કુમારપાલ** જેવા મહાનસમ્રાટ્‌ને પ્રતિબોધ કર્યો શાસન અને રાજ્ય ઉપર આવેલી સેકડો આપત્તિઓનો નિર્દોષ સામનો કરીને, શ્રીજૈનશાસન તથા રાજ્યનુ રક્ષણુ કર્યું અવશકિતસપન્ન **દેવબોધિ** જેવા પ્રતિસ્પર્ધિને હરાવીને, જૈનશાસનનો વાવટો ફરકાવ્યો **કટ કેશ્વરી** જેવા અનેક કાટાઓમાથી, **કુમારપાળરાજાને** બચાવી લઈ ને, વીતરાગશાસનની આરાધના કરાવી તથા ૧૮ દેશમા કોઈ ચૂકા-જૂ પણ મારી શકે નહિ તેવો અમારિપડહ વગડાવ્યો વલી જેમણે જુગાર, માસ, મદિરા, વેશ્યા, પાપર્દ્ધિ [શીકાર] ચોરી, અને પરદારસેવા, આ સાતે વ્યસનોને કુમારપાળના સપૂર્ણ રાજ્યમાથી દેશનિકાલ કરાવ્યા છે આ ઉપરાત આ મહાપુરષે **સિદ્ધહેમશબ્દાનુશાસન** જેવુ **મહાવ્યાકરણ, અભિધાનચિતામણિ, અનેકાર્થસગ્રહ, દેશીનામમાલા** પ્રમુખ **કોષો, દ્વયાશ્રય** અને **સસંધાન** વિગેરે મહાકાવ્યો, **યોગશાસ્ત્ર** અને **ત્રિશષ્ટિ** શલાકા વિગેરે રત્નત્રયીના પોષક ગ્રન્થો તથા **અન્યયોગ વ્યવચ્છેદિકા** અને **પ્રમાણમિમાસા** વિગેરે દાર્શનિક ગ્રથો અને બીજા પણ અનેક વિષયના ઘણા ગ્રથો બનાવી, પાછળની પ્રજા માટે લાખો શ્લોકો વારસામા મુકી ગયા છે અને પ્રાન્તે તેઓ અનશનકરી, ચોથા દેવલોક પધાર્યા ત્યાથી મનુષ્યજન્મ પામી મોક્ષમા પધારશે કોઈક મહાપુરુષે કહ્યુ છે કે,

"पूर्व वीरजिनेश्वरेऽपि भगवत्याख्याति धर्मं स्वय,
प्रज्ञावत्यभयेऽपि मन्त्रिणि न या कर्तुं क्षम श्रेणिक ।
अक्लेशेन कुमारपालनृपतिस्ता जीवरक्षा व्यधात्,
यस्यास्वाद्य वच सुधा स जयतु श्री हेमचन्द्रो गुरु ॥

લેવો કલ્પે નહિ' એવો નિયમ લીધો આ મહાપુરુષ જેવા ત્યાગી હતા, તેવા જ વિદ્વાન પણ હતા તે તેમની મધાચાર ભાષ્ય વિગેરે કૃતિઓથી સમજી શકાય તેમ છે

શાસનપ્રભાવક પુરુષોના વર્ણન લખવા બેસીએ તો, આ ગ્રંથ નાનો પડે આવા મહાપુરુષો આ પાંચમાઆરામાં પણ ઘણા જ થયા છે જેમનો ત્યાગ, જેમની વિદ્વત્તા, અને શક્તિઓ વાંચીને પણ, આપણા આત્મામાં ગુણાનુરાગ જરૂર પ્રકટે, પરંતુ ગ્રન્થગૌરવ થઈ જવાના ભયથી, ઘણું લખવાની ભાવના હોવા છતાં છોડી દેવું પડે છે

સૂરીશ્વરભગવંતોના ગુણો સમજવા માટે, પૂર્વપુરુષો ઘણી વાતો બતાવી ગયા છે નમુના દાખલ આપણે તેમાંથી થોડી વાતો અહીં જોઇએ આચાર્ય ભગવંતોને ૩૬×૩૬ ગુણે કરી વિભૂષિત માનેલા છે એટલે છત્રીશ છત્રીશી ગુણો તેમનામાં પ્રકટ થયા હોવા જોઇએ તેમાંથી કેટલાક આપણે અહીં લખીયે છીયે

૯ બ્રહ્મચર્યગુપ્તિને ધારે છે ૯ નિયાણા બધા ત્યાગે છે
૯ કલ્પ વિહાર કરે ૯ નવતત્ત્વના સંપૂર્ણ રહસ્યને જાણે છે

૩૬ (આ એક છત્રીશી-છત્રીશ ગુણ યુક્ત થઈ)

૨૭ સાધુના ગુણને ધારે છે ૯ કોટીશુદ્ધ આહાર કરે છે

૩૬ (આ બીજી છત્રીશી થઇ)

૧૦ પ્રકાર સમાચારી જાણે-પાળે ૧૦ સમાધિસ્થાનો સાચવે
૧૬ કષાયના ત્યાગી હોય. ૩૬ (આ ત્રીજી છત્રીશી થઇ)
૨૮ લબ્ધિના ધારક હોય ૮ પ્રકારે પ્રભાવકપણ હોય

૩૬ (આ ચોથી છત્રીશી થઈ)

૨૨ પરિષહ સહન કરે ૧૪ અભ્યંતર પરિગ્રહ ત્યાગે

## ભગવાન મહાવીરદેવની ૪૬ મી પાટે થયેલા ધર્મઘોષસૂરિમહારાજ

ધર્મઘોષસૂરિમહારાજ મહાત્યાગી અને મહાપ્રભાવક હતા, એકવાર તેમને મહાવિષધરસર્પે દંશ દીધો શ્રીસંઘ ભેગો થઈ ગયો લોકોના ચિત્તને ઘણો જ આઘાત થયો કેટલાકોની આખોમાથી આસુની ધારાઓ ચાલવા લાગી વિષનો વેગ હજુ વ્યાપક થયો ન હતો તે પહેલા મહાપુરુષે પોતાના શ્રુતજ્ઞાનના અનુભવથી જાણીને, શ્રીસંઘને ધીરજ આપતા જણાવ્યુ કે, થોડીવારે મારામા વિષનો વેગ ખૂબજ ફેલાઈ જશે તેથી હુ આખીરાત મૂર્ચ્છિતદશામાજ રહીશ પરંતુ મારા આયુષ્યનો ક્ષય થશે નહિ આવતી કાલે સવારમા કઠીયારા લોકો લાકડા લઇને ગામમા આવશે તે પૈકીના અમુક નિશાનીવાળા કઠીયારાના કાષ્ઠના ભારામા, એક વનસ્પતિનો વેલો વળગેલો હશે તે વાટીને આ સર્પદંશઉપર ચોપડશો એટલે બધુ ઝેર ઉતરી જશે

શ્રીસંઘે તેમ કર્યુ અને સૂરિમહારાજ નિર્વિષ થઈ ગયા, પરંતુ તેથી તે મહાપુરુષનો વૈરાગ્ય વધુ મજબુત થયો તેઓ વિચારવા લાગ્યા કે, જો મને શ્રીજૈનશાસન અને શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થઈ ન હોત તો, આ સર્પદંશથી મારા પ્રાણ ચાલ્યા જાત, અને મારો આત્મા કોઈ મહાકુગતિમા ચાલ્યો ગયો હોત, તો હવે માર મારા આત્મા અને પ્રાણના રક્ષણહાર, જૈનશાસનની સવિશેષ આરાધના કરી લેવી જોઇએ એમ વિચાર કરીને, તે મહાપુરુષે 'મારે આજથી જીવુ ત્યા સુધી, છ વિગઇનો સર્વથા ત્યાગ અને જુવારના ખોરાક સિવાય, અન્ય કાંઈ પણ ખોરાક

અસ્થમિયે જિનસૂરજ કેવલચંદ્રે જે જગદીવો,
ભુવનપદારથપ્રકટનપટુ તે, આચારજ ચિરંજીવો રે ૫

ટુંકમાં આચાર્ય ભગવંતો જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર, આ પાંચે આચારને અને તેના ઉત્તર ભેદો ૩૯ થાય છે તેને પોતે બરાબર જાણે છે, આચારે છે અને તેનો ખૂબ ખૂબ પ્રચાર પણ કરે છે અને ભગવાન વીતરાગદેવોએ પ્રરૂપેલ માર્ગને શુદ્ધ રીતે લોકોને બતાવે છે તેમા જીવવિશેષોને સમજીને, નિશ્ચય—વ્યવહાર, ઉત્સર્ગ-અપવાદ અને વિધિ—નિષેધનુ યથાયોગ્ય પ્રતિપાદન કરે છે

——૪——

પ્રશ્ન— નિશ્ચય અને વ્યવહાર, ઉત્સર્ગ અને અપવાદ, વિધિ અને નિષેધ, આ બધા માર્ગો જિનેશ્વરદેવોએ જગતના ભલા માટે જ બતાવ્યા છે તો પછી અમુકને બતાવવા અને અમુકથી છુપાવવા એનુ શું કારણ ?

ઉત્તર—જેમ મોટો વેપારી પોતાની પેઢીમા ક્રોડોનો વેપાર ચલાવે છે, હજારો આડતીયાઓને માલ મોકલી પૈસાની ધીરધાર કરે છે પેઢીની કુલ સત્તા, પોતાને ઘણા છોકરા હોય તેમાથી જે બરાબર નિષ્ણાત હોય તેને સોંપે છે અને તેને ગમે તે આડતીયાને, ગમે તેટલી રકમ ધીરવા કરવાની પરવા નગી આપવામા આવે છે બાકીના છોકરા તેવા હુશીયાર ન હોય તો, તેમને પોતાના સગાપુત્રો હોવાછતા, થોડીપણસત્તા આપવામા આવતી નથી તે બન્નેમા મુખ્યકારણ મી લ્તને વધારી શકે, અથવા સાચવી શકે, તેને સપૂર્ણસત્તા આપવામા વાંધો હોય જ નહિ જે વધારવાનુ તો દૂર રહો, પરતુ

૩૬ ( આ પાચમી છત્રીશી થઈ )

૧૨ અગ અને૧૨ ઉપાગના સૂત્રાર્થનાજ્ઞાતા હોય તથા
૧૦ સમકિતના જ્ઞાતા હોય ૨ ગ્રહણ-આસેવન શિક્ષા જાણે

૩૬ (આ છઠ્ઠી છત્રીશી થઈ)

૫ આચાર પાલે ૫ ઇન્દ્રિય જીતે ૫ સમિતી ધારે ૫ મહાવ્રત ધારે ૪ કષાય ત્યાગે ૩ ગુપ્તિ ધારે તથા ૯ પરિગ્રહ ત્યાગે

૩૬ (આ સાતમી છત્રીશી થઇ )

૮ અષ્ટાગયોગ સાધે ૮ કર્મનુ સ્વરૂપ જાણે અને આઠે કર્મ ને જીતે ૮ દૃષ્ટિ સમજે ૮ બુદ્ધિના (આઠ) ગુણ સમજે અને ધારે ૪ અનુયોગ જાણે ૩૬ ( આ આઠમી છત્રીશી થઈ )

અહીં તો આપણે, ફક્ત આઠ છત્રીશીઓ વિચારી, પરંતુ શાસ્ત્રોમા ૩૬ છત્રીશીઓ બતાવી છે જે જાણવાથી સમજી શકાય કે, આચાર્ય ભગવતો કેટલા બધા ગુણોના ભડાર હોય છે? એને માટે મહામહોપાધ્યાય યશોવિજયજી ગણિવર પણ ફરમાવે છે કે,

"પચ આચાર જે સુધા પાળે, મારગ ભાખે સાચો,
તે આચારજ નમિયે તેહસુ, પ્રેમ કરીને જાચો રે
ભવિકા ' સિદ્ધચક્રપદ વદો ૧
વર છત્રીશ ગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે,
જગ મોહે ન રહે ખિણ કોહે સૂરિ નમુ તે જોહે રે ૨
નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવએસે, નહિ વિકથા ન કષાય,
જેહને તે આચારજ નમિયે અકલુષ અમલ અમાયરે ૩
જે દિયે સારણ વારણ, ચોયણ, પડીચોયણ મુનિજનને,
પટ્ટધારી ગચ્છ થભ આચારજ, તે માન્યા મુનિમનને રે ૪

[ भजन नं १९ ]

॥ तर्ज–विना रघु नायके देखे ॥

श्री गुरू कुन्थुवर स्वामी, किया उद्धार मर्ज्योंका ।
फेराया जैनका झंडा, बताया ज्ञानका मौका ॥ श्री ॥
खुलाई पाठशालावों, मिटा अज्ञान दुनियाका ।
हुई घुमी ज्ञानकी घर घर, किया उद्धार भारतका ॥श्री॥
डुवे भव सिन्धुके माँही, किया उद्धार गुरुवरने ॥
किनारे किस्ति वो मेरी लगाया शीघ्रही धक्का ॥ श्री ॥
रचाये ग्रन्थ अतिभारी करी गुरु शिवकी तयारी ।
पिलाई ज्ञानकी वारी, हुआ है ज्ञान आतमका ॥ श्री ३ ॥
हुवे जो जैन जैनेतर, छुडाया मास अरु मदिरा ।
सुनाया जैन तत्वोंको,किया गुरुराजने पक्का ॥ श्री ॥
कहे स्वामी धरम भी यों, किया उद्धार ऋषिसिवरने ।
लगाया ज्ञान मारगपर जमाया जैनका सिक्का ॥ श्री ॥

[ भजन नं २० ]

॥ तर्ज–छनगालीरा ढोला ॥

गुरू कुंथु पधारे हमको उधारे चर्तुगती दुख मार ॥
नर्क निगोदमें गुरुदेवा, पायो दु ख अपार ॥
एक स्वासमें अठदस वेरा, जनम्यो मर्यो दुखपार ॥ १ ॥
एक इद्रिमें छेदन काटन, दो इद्री दुख लार ।
तेइद्री घाण्योसे मारा, चऊ इन्द्री दुखकार ॥ २ ॥

મીલ્કતને વેડફી નાખે કે ફના કરી નાખે, તેવા પુત્રને સત્તા આપવી, એ ભયકર જોખમ જ છે તેમ નિશ્ચય-વ્યવહાર, ઉત્સગ-અપવાદ અને વિધિ-નિષેધ વિગેરે બધા માર્ગો, પણ, કેવલ આત્મગુણના ઉત્કર્ષ માટે જ છે 'જે આત્મા આત્મગુણના ઉત્કર્ષને એટલે વૃદ્ધિને મજબૂત કરવા સારૂ, અથવા આત્મ ગુણના ઉત્કર્ષને વિઘ્નકરનાર કારણોને નિર્મૂલ કરવા સારૂ વખતે અપવાદ સેવે તો પણ, તેને આરાધના જ થાય છે' આમ યથા-યોગ્યસમજી શકનારને, ઉત્સર્ગ અને અપવાદ બને સમજાવવામા વાધો નથી જેમ કોઈ પેટના વ્યાધિવાળા માણસને, દવા આપવાથી ફાયદો થઈ જતો હોય તો, ઓપરેશન કરવુ ગેરવ્યાજબી છે તેમ ઉત્સર્ગમાર્ગથી જ, આત્મા ટકી શકતો હોય તેણે, અપવાદ સેવવો ગેરવ્યાજબી છે પરતુ દવાથી ફાયદો થવાનો સભવ જ ન હોય તેણે ઓપરેશન કરાવવુ પડે છે ઓપરેશન ન કરાવે તો વખતે મરણનો પણ ભય રહે છે માટે ન છુટકે જેમ ઓપરેશન પણ અનિવાર્ય છે તેમ ન છુટકે અપવાદ પણ અનિવાર્ય છે

"महल्लधम्मकज्जेसु, अन्नयाओवि दसिओ ।
न पूणो पावकज्जमि जिणधम्ममि कत्थवि ॥

માટે ઉત્સર્ગ-અપવાદના કારણો સમજવાની તાકાતવાળા જીવોને બન્ને વાતો સમજાવવી યોગ્ય છે પરતુ જેઓમા સમજવાની તાકાત ન હોય, તેવાઓને તે સમજાવવી વ્યાજબી નથી જેમ એક વૈદરાજ પાસે એકસાથે બે તાવના રોગી આવ્યા બન્નેને લગભગ ૧૦૫ ડીગ્રી તાવ હતો વૈદરાજ નાડીના સપૂર્ણ જાણકાર હતા એકજણને પરિશ્રમ ઘણો

થવાથી તાવ ચડ્યો હતો તેને થાક ઉતરી જવાથી તાવ ઉતરી જવા સંભવ હતો તેથી તેને ઘેર જઈ પૌષ્ટિકખોરાક લેવા ભલામણ કરી, અને બીજા માણસને અતિઅજીર્ણ થવાથી તાવ ચડયો હતો તેને સંપૂર્ણ લંઘન કરવા સૂચના કરી કહ્યું છે કે,

यलावरोधि निर्दिष्ट, ज्वरादौ ल्घन हित ।
अनेऽनिल श्रम-क्रोध—शोक-काम-क्षतज्वरान् ॥ १ ॥

અર્થ —વાયુથી, પરિશ્રમથી, ક્રોધની તીવ્રતાથી, શોકની અધિકતાથી કામનાસેવનથી અને મારપછાડ વિગેરેના કારણે, જેને તાવ આવ્યો હોય, તેને છોડીને, મળના ભરાવા વિગેરેથી આવેલા તાવને અટકાવવા માટે તુરતજ લંઘન શરૂ કરી દેવું જોઈએ કારણકે લંઘનકરવાથી જ્વરનું જોર અટકી જાય છે

ઉપરના બીજાનંબરના તાવના રોગીને વૈદ્યરાજની વાત જરા પણ ન ગમી ગમી નહિ તેટલું જ નહિ પણ વૈદ્યરાજની ઉપર ગુસ્સો આવ્યો અને જ્યાંને ત્યાં બકવા લાગ્યો કે, વૈદ્યમાં જરા પણ ભલીવાર નથી વૈદ્ય કશું જાણતો જ નથી, અરે ! અમને બન્નેને સરખા જ ૧૦૫ ડીગ્રી તાવ હોવા છતા પેલાને માલ ખાવાનું કહ્યું અને શાવાએ મને લંઘન બતાવ્યું કેટલો પક્ષપાત છે ?

બીજાનંબરના રોગીએ, વૈદ્યરાજને ઘણી ગાલો દીધી, એટલું જ નહિ પરંતુ ઘેર જઈને, પોતાની જાતે અધોશેર ઘીના શીરો બનાવીને ખાઈ પણ લીધો, બસ બીચારાનો તાવ વધી ગયો અને સંનિપાતરોગ થઈ ગયો દર્દી
આના દર્દી ૧, બીજા દર્દી—રોગીને

ભીટક્તને વેડરી નાખે કે ફના કરી નાખે, તેવા પુત્રને સત્તા આપવી, એ ભયંકર જોખમ જ છે તેમ નિશ્ચય–વ્યવહાર, ઉત્સગ–અપવાદ અને વિધિ–નિષેધ વિગેરે બધા માર્ગો, પણ, કેવલ આત્મગુણના ઉત્કર્ષ માટે જ છે 'જે આત્મા આત્મગુણના ઉત્કર્ષને એટલે વૃદ્ધિને મજબૂત કરવા સારૂ, અથવા આત્મ ગુણના ઉત્કર્ષને વિઘ્નકરનારા કારણોને નિર્મૂલ કરવા સારૂ વખતે અપવાદ સેવે તો પણ, તેને આરાધના જ થાય છે' આમ યથાયોગ્યસમજી શકનારને, ઉત્સર્ગ અને અપવાદ બ ને સમજાવવામા વાધો નથી જેમ કોઈ પેટના વ્યાધિવાળા માણસને, દવા આપવાથી ફાયદો થઈ જતો હોય તો, ઓપરેશન કરવુ ગેરવ્યાજબી છે તેમ ઉત્સગ માર્ગથી જ, આત્મા ટકી શકતો હોય તેણે, અપવાદ સેવનો ગેરવ્યાજબી છે પરતુ દવાથી ફાયદો થવાનો સભવ જ ન હોય તેણે ઓપરેશન કરાવવુ પડે છે ઓપરેશન ન કરાવે તો વખતે મરણનો પણ ભય રહે છે માટે ન છુટકે જેમ ઓપરેશન પણ અનિવાર્ય છે તેમ ન છુટકે અપવાદ પણ અનિવાર્ય છે

"महल्लधम्मकज्जेसु, अववाओवि देसिओ ।
न पुणो पावकज्जंमि जिणधम्ममि कत्थवि ॥

માટે ઉત્સર્ગ–અપવાદના કારણો સમજવાની તાકાતવાળા જીવોને બન્ને વાતો સમજાવવી યોગ્ય છે પરતુ જેઓમા સમજવાની તાકાત ન હોય, તેવાઓને તે સમજાવવી વ્યાજબી નથી જેમ એક વૈદ્યરાજ પાસે એકસાથે બે તાવના રોગી આવ્યા બન્નેને લગભગ ૧૦૫ ડીગ્રી તાવ હતો વૈદ્યરાજ નાડીના સપૂર્ણ જાણકાર હતા એકજણને પરિશ્રમ ઘણો

જેમ વ્યાજખો ન ી, તે જ રીતે પાચનશક્તિના અભાવવાળા અલ્પમસ્ત્વવાળા આત્માને, ઉત્સ ા-અપવાદથી ભરેલા, શ્રીવીત રાગના વચનો પણ, બીજા ન બરના રાગીની માફક કુગતિમા ધકેલનારા બનતા હોવાથી આપવા યોગ્ય નથી

તેમ જ આચાર્યભગવ તો છત્રીશ-છત્રીશી ગુણોને ધારણ કરનારા હોય છે તથા તે કાળના ઉપાધ્યાય, પન્યાસ, ગણી, ગણાવચ્છેદક અને સ્થવિર, સાધુઓમા પોતાની પ્રતિભા જમાવી શકે છે દેશવિદેશ વિચરી લોકોને ભગવાનવીતરાગનુ શાસન સમજાવે છે વળી ક્ષણવાર પણ ક્રોધાદિ-કષાયવાળા થતા નથી તથા સ્રીકથા, ભોજનકથા દેશકથા, અને રાજકથાથી બીલકુલ પર હોય છે વળી સ પૂર્ણ દિવસ-રાત્રી પોતાના આશ્રિત-સાધુજનને સારણા, વારણા, ચોયણા અને પડિચોયણ આપ્યા કરે છે નાની કહે છે કે, આ મહાપુરુષોના કેટલા વખાણ કરીએ જિનેશ્વરદેવરુપ સૂય નો અને કેવલનાનરુપ ચ દ્રનો અસ્ત થઈ જવાથી, દીપકના જેવા સૂરિમહારાજો પણ આખા જગતના પદાર્થને પ્રકાશમા લાવી શકે છે તે સૂરિભગવ તો સદાકાળ જીવતા રહો

આ રીતે આ ચાર્યભગવ તોના ગુણોની પૂર્ણતા-નકુત્તા સમજવા સાથે, અઢીદ્વીપ અને ત્રણકાળના સૂરિભગવ તોનુ સ ખ્યાપરિમાણ જાણનાર આત્મા, સ પૂર્ણ સાવધાનપણે **नमो, आयरियाण'** પદોચ્ચાર કર તો ૫૦ સાગરોપમના પાપો નાશ કરી નાખે એ પણ એક મ ત્રમ કોટીની જ વાત છે પર તુ જાગૃત અને જ્ઞાનવાન આત્મા સવ કર્મનો ક્ષય કરી નાખે તે પણ અતિશયોક્તિ ન જાણવી બનવા યોગ્ય છે આ પ્રમાણે આચાર્યપદનુ ટૂ ક વણ ન પૂરૂ થયુ

## नमो उवज्झायाणं' પદના વર્ણનનો પ્રારંભ

આપણે 'नमो अरिहंताणं', 'नमो सिद्धाणं', અને 'नमो आयरियाणं' આ ત્રણ પદો અતિટુંકાણમાં જોઈ ગયા, હવે ક્રમાગત ચોથું 'नमो उवज्झायाणं' પદ વિચારીએ

ઉપાધ્યાય, વાચક, પાઠક વિગેરે એકાર્થક અને પર્યાયવાચક નામો છે ઉપાધ્યાયમાં उप અને अध्याय બે શબ્દો મળેલા છે, એનો અર્થ उप એટલે પાસે અને अध्याय એટલે સ્વાધ્યાય છે જેની-તે ઉપાધ્યાય અર્થાત્ જેની સમીપમાં-જેની પાસે સર્વ કાલ સ્વાધ્યાય ચાલુ જ રહેતો હોય તેઓ ઉપાધ્યાય ભગવાન કહેવાય છે બીજા બે શબ્દો પણ 'સૂત્રોના વાચક અને સૂત્રોના પાઠક-એટલે ભણાવનાર' એવા અર્થવાળા હોવાથી તે ઉપાધ્યાય શબ્દના જ અર્થને જણાવનારા છે

આપણું ઉપાધ્યાયપદને વિશેષ સમજવા માટે ઉપાધ્યાય શ્રીમદ યશોવિજયજી ગણિવર શું ફરમાને છે ? તે જોઈએ –

'દ્વાદશ અંગ સજ્ઝાય કરે જે પારગ ધારગ તાસ,<br>
સૂત્ર અર્થ વિસ્તાર રસિક તે, નમો ઉવજ્ઝાય ઉલ્લાસ રે<br>
ભવિકા' સિદ્ધચક્રપદ વંદો ૧

અર્થ સૂત્ર દાન વિભાગે, આચારજ ઉવજ્ઝાય,<br>
ભવ ત્રીજે જે લહે શિવસંપદ, નમિયે તે સુપસાય રે ભ૦ ૨

મૂરખ શિષ્ય નિપાઈ જે પ્રભુ, પાહણને પલ્લવ આણે,<br>
તે ઉવજ્ઝાય સકલજનપૂજિત, સૂત્ર અર્થ સવિ જાણે રે ભ૦ ૩

રાજકુંવર સરિખા ગણચિંતક, આચારજ પદ જોગ,<br>
જે ઉવજ્ઝાય સદા તે નમતા, નાવે ભવભયસોગ રે ભ૦ ૪

આનનાચ દનસમમ વચરો, અહિત તાપ સનિ રાને,
તે ઉવજઝાય નમિજે જે વળી, જિનશાસન અજવાલે રે ભ૦ ૫
તપ સજઝાયે રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતા રે,
ઉપાધ્યાય તે આત્મા, જગબંધવ જગભ્રાતા રે
મહાવીર જિનેશ્વર ઉપદિશે ૬

ભાવાર્થ—ઉપાધ્યાયભગવંતો આચારાંગાદિ બાર અંગ પોતે ભણે છે અને અન્યને ભણાવે છે વાચના, પૃચ્છનાદિ પ્રકાર વડે જેઓ બારે અંગનો સ્વાધ્યાય કરતા જ રહે છે દ્વાદશાંગીના પઠન-પાઠન, ચિંતન-મનન, નિદિધ્યાસનથી તેના રહસ્યના પારને પામેલા હોય છે

સૂરિ અને વાચકપદનો ભેદ ઉપાધ્યાયમહારાજસૂત્રની દેશના-વાચના આપે છે, જ્યારે આચાર્યભગવંતો અર્થની વાચના આપે છે એટલે સૂત્ર અને અર્થના વિભાગથી, ઉપાધ્યાય આચાર્ય કહેવાય છે ભાવવાચકદશાને પામેલા ઉપાધ્યાય તો ત્રીજાભવે, શિવસંપત્તિ એટલે મોક્ષ મેળવે છે

ઉપાધ્યાય બનેલા મહાપુરુષેમાં, એવા ગુણો પ્રગટ થયા કે, જેમના સહવાસથી પત્થરજેવા-મૂર્ખ શિષ્યને વિત-ભણાવીને મહાપંડિત બનાવે છે વળી નો બધા આગમો અને આગમના તમામ પણ પાર પામેલા હોય છે ઉપરાંતથી કાવ્ય, ન્યાય, પ્રકરણ, ઇતિહાસ, જ્યોતિષ શાસ્ત્રોના પણ ઉપાધ્યાય-ભગવંત જાણકાર બધા શાસ્ત્રોના રહસ્યને સમજેલા હોય છે
[illegible]

પામે ઉપાધ્યાયમહારાજ પણ, યુવરાજપદવી ભોગવે છે જેમ યુવરાજ સમગ્રદેશ અને રાજ્યની વ્યવસ્થા સભાળે છે તથા સ્વ-પરચક્રના ભયની સાવધાનતા રાખે છે કોઈવાર રાજ્યમા વિપ્લવ ઉત્પન્ન થાય કે તુરત જ કુનેહથી દબાવી શકે છે યુવરાજ, રાજા અને પ્રજાને બરાબર સુખ આપનાર થાય છે તે જ પ્રમાણે, ઉપાધ્યાય મહારાજ પણ, આચાર્ય દેવની આજ્ઞાનુ, સપૂર્ણ પાલન કરવાપૂર્વક ગચ્છને પણ બરાબર સભાળે છે

ગચ્છમા રહેલા સાધુ-સાધ્વીને યથાયોગ્ય વ્યાકરણ વિગેરેની સાથે સૂત્રાદિની વાચના આપે છે શરીરથી સીદાતાને દવા અને વૈયાવચ્ચ આદિથી પોષણ આપીને સ જમની આરાધના કરાવે છે અને ચારિત્રથી સીદાતા સાધુને, સ સારની અસારતા અને ચારગતિની ભ્રમણતા સમજાવી, ચારિત્રની આરાધનામા મજબૂત કરે છે શ્રદ્ધાથી સી દાતા શિષ્યોને, દેવ-ગુરુ-ધર્મનુ રહસ્ય સમજાવી, તેમનુ સમ્યક્ત્વ નિર્મલ કરાવે છે તથા આખા ગચ્છની, વસ્ત્ર, પાત્ર, વસતિ, અને ઔષધાદિની નિર્દોષ સગવડ પૂરી પાડે છે તથા આચાર્યભગવતનો સ્વય ખૂબ જ વિનય સાચવે છે અને શિષ્યવર્ગની હૃદયભૂમિમા વિનયના બીજ ખૂબ જ ઊડા વાવે છે

જેમ કોઈ દાહજ્વરવાળા મનુષ્યને, બાવનાચદન લગાવવાથી એકદમ શાન્તિ થઈ જાય છે તેમ ઉપાધ્યાયભગવતો પાઠ આપે ત્યારે, ગમે તેવા ક્રોધી શિષ્યોના પણ, ક્રોધરૂપી દાહજ્વરો ચાલ્યા જાય છે અર્થાત્ ઉપાધ્યાય ભગવતોની વાણી બાવનાચદન જેવી શીતળ હોય છે, જેથી આશ્રિત આત્માઓના ક્રોધાદિ બધા તાપો શમી જાય છે

વળી ઉપાધ્યાયમહારાજના સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર એટલા ચોખા–નિર્મળ હોય છે કે, જેમને દેખીને પરદર્શનમા પણ શ્રીજૈનશાસનનો પ્રભાવ પડે છે અહીં વાચકવર **શ્રીયશોવિજયજી ગણિવર, ઉપાધ્યાય શ્રીવિનયવિજયજી ગણિવર, ઉપાધ્યાય શ્રીસકળચદ્રજી ગણિવર, ઉપાધ્યાય શ્રીશાન્તિચદ્રજી ગણિવર, ઉપાધ્યાય શ્રીભાનુચદ્રજી ગણિવર** આદિ આધુનિક મહાપુરુષોના પણ જીવન રહસ્યો જૈન, અજૈન સમગ્ર જગતમા, પ્રભાવ ફેલાવનાર બન્યા છે

વળી બાર પ્રકારના તપમા અને બાર અગના સ્વાધ્યાયમા જે સર્વકાળ સાવધાન રહે છે એવા ઉપાધ્યાયમહારાજની આરાધના કરનાર આત્મા, પોતાના સસારને અતિ અલ્પ કરે છે ઉપાધ્યાય ભગવતોનુ દર્શન, વદન, ધ્યાન, જાપ, પ્રાણી માત્રના પાપને નાશ કરનાર બને છે



**' અર્થ સૂત્રના દાન વિભાગે, આચારજ ઉવજ્ઝાય "**

એટલે હમેશા અર્થની વાચના આપે તે આચાર્ય–ભગવાન કહેવાય, અને જે સૂત્રની વાચના આપે તે ઉપાધ્યાય કહેવાય છે આ કારણથી ગણધરદેવોમા પણ ઉપાધ્યાયપદ લાગુ પડે છે કારણ કે, શ્રીગણધરદેવો સૂત્રની જ વાચના આપે છે અને અરિહતદેવો અર્થની વાચના આપે, છે એથી ગણધરદેવો શ્રી તીર્થંકરદેવો પાસે, ઉપાધ્યાય ગણાય અને આખા સઘના આચાર્ય ગણાય આ બાબત એ કલ્પના માત્ર નથી એ સમજવા માટે આપણે ઘણો **પ્રાચીન શ્રીગૌતમસ્વામીમહારાજનો મત્ર જોઈએ**

ॐ ह्रीँ श्रीँ अरिहंत उवज्झाय-गौतमस्वामिने नमः

અર્થ–શ્રીઅરિહંતદેવરૂપ ગુરુમહારાજના શિષ્ય ઉપાધ્યાય ગૌતમસ્વામિને નમસ્કાર થાઓ આ મંત્રની સાક્ષી ૧૪૫૨ ની સાલમા બનેલા, ગૌતમસ્વામીના રાસમા મલે છે

" પંચનમુક્ખર પહેલો પભણીજે, માયાબીજ અવણ નિસુણીજે
શ્રીમતી શોભા સંભવે એ દેવહ ધુરિ અરિહંત નમીજે,
વિનયપહુ ઉવજ્ઝાય થુણીજે એ મંત્રે ગોયમ સમરીજે '

અર્થ–' પણવાક્ષર ' એટલે 'ૐકાર માયાબીજ' એટલે 'હ્રીँકાર' 'શ્રીમતી શોભા' એટલે 'શ્રીંકાર લાગોલાગ 'ધુરિ' એટલે પહેલા 'અરિહંત' શબ્દ સ્થાપન કરવો, પછી વિનય-ગુણ છે મુખ્ય જેમા (ઉપાધ્યાયમહારાજ પોતે મહાવિનયી હોય છે અને શિષ્યોને પણ વિનયગુણ ખૂબ જ સમજાવે છે) એવા 'ઉવજ્ઝાય' શબ્દને સ્થાપન કરો એ મંત્રથી ગૌતમસ્વામિનો જાપ કરો એટલે આ રીતે આખો મંત્ર-એવો બન્યો

ॐ ह्रीँ श्रीँ अरिहंत-उवज्झाय-गौतमस्वामिने नमः'

આ ઉપાધ્યાયભગવંતો કેવા ગુણરત્નોથી ભરેલા હોય છે ? તે સમજવા માટે થોડા સૂત્રો જોઈએ

" શ્રીઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું,
અંગ-ઉપાંગના જાણ મુણીન્દા,
સાધુ બજાવે શિષ્યને હિત કરી
કરે નવપલ્લવ પરાણ વિનીતા
શ્રીઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું ૧
અર્થ સૂત્ર કહેવાના વિભાગથી,
સૂરીશ્વર પાઠક સાર મોહંતા,

બધુ હીનુ હોય છે તે બતાવે છે તેઓ અંગ-ઉપાંગ અને ઉપલગણથી મૂલ, છેદ, પયન્ના અને નંદિ-અનુયોગદ્વાર આ પીસ્તાલીશે આગમોના, સૂત્રઅર્થ અને તદુભયના રહસ્યને, પામેલા હોય છે અને તે તે કાળમા વર્તમાન અન્યદર્શનોના પણ સિદ્ધાન્તના, રહસ્યને સમજેલા હોય છે વળી પોતે આઠે પ્રહર શાસ્ત્રાધ્યયન કરવા છતા, શિષ્યોને ભણાવે છે તેઓ પથ્થર જેવા જડશિષ્યોને પણ, નવપલ્લવ એટલે પંડિત બનાવે છે આ પાઠકભગવંતોના પાને વસનારા શિષ્યો પણ મહાવિનીત હોય છે

શ્રીજૈનશાસનના આચાર્યભગવંતો ગચ્છાચાર્ય, અનુયોગાચાર્ય, વાચનાચાર્ય વિગેરે અનેક પદને પામેલા હોય છે તેમાના જે માત્ર અર્થ જ ભણાવતા હોય છે તેઓ આચાર્યમહારાજ કહેવાય છે અને જેઓ માત્ર સૂત્ર જ ભણાવતા હોય છે તેઓ ઉપાધ્યાય-મહારાજ કહેવાય છે આવા ગીતાર્થ, ભાવથી વાચક-શ્રાને પામેલા મહાપુરુષો, પ્રાયેણ ત્રીજા ભવે અવિનાશીપદ એટલે મોક્ષ પામે છે આ મહાપુરુષો બાહ્ય-અભ્યંતર પરિગ્રહના સર્વથા ત્યાગી હોવા છતા, યુવરાજ પદવીના આનંદને અનુભવે છે જેમ પાટવીકુમાર, પિતાની જવાબદારી નીચે નિર્ભય રીતે, નજદીક સુખનો આસ્વાદ અનુભવે છે તે જ પ્રમાણે સૂરિમહારાજરૂપ રાજવીની જવાબદારી નીચે, નિર્ભય રીતે ગચ્છના સંચાલક બનેલા ઉપાધ્યાય ભગવંત, શમ-સંવેગાદિ મહાગુણોના રસાસ્વાદને અનુભવે છે તથા ચૌદ દોષોથી ભરેલા અવિનીત શિષ્યને, સ્યાદ્વાદ-સિદ્ધાન્તના જાણ ઉપાધ્યાયભગવંતો, ગ્રહણ અને આસેવન-શિક્ષાથી પન્ન-

पच इन्द्रिमें जन्म हमारो, मन बिन दु ख अपार ।
मनसचेत पचेंद्री भयो तो, ईष्ट अनिष्ट दुखकार ॥ ३ ॥
पच इन्द्रिके दुखसे छुडायो, यही अर्जी हिये धार ॥
आप बीना कोन तारे गुरुजी, त्यागी धर्म भी ल्हार ॥४॥

[ भजन न २१ ]

॥ तर्ज–तुमको लाखो प्रणाम ॥

कुन्थु सिन्धु ऋषिराजा, तुमको लाखो प्रणाम ॥
एनापुर शुभ नगर तुम्हारा वैश्यवर्णमें हुवा अवतारा
सावप्पाके लाला तुमको लाखो प्रणाम लाखो ॥ १ ॥ कन्थु ॥
धन्य देवी सरस्वती गुरुमाता जीवनके कुलमें जन्मे गुरु दाता॥
चारों वर्णको तारे तुमको लाखो प्रणाम ॥ ॥ कुन्थु ॥
उत्तर देश गुरुवरने तारे गुजरात प्रान्तका किया सुधारा ।
मेवाडमें पग धारे, तुमको लाखों प्रणाम ॥ ३ ॥ कुन्थु ॥
आत्मतत्व गुरुदेव बतावे, सब दुनियाँके मनमें आवे ।
कुरीतिका जडमूल उखारे लाखों प्रणाम ॥ ४ ॥
जैन अजैन गुरूके गुण गावे, दौड दौड चरणोंमें आवें ॥
त्यागी धर्म भी ल्हार तुमको लाखो प्रणाम ॥५॥ कुंथु ॥

[ भजन न २२ ]

॥ तर्ज–हम तो जिनवाणी सबको सुनाते जायेंगे ॥
हम गुरुवरके कशलोंच, देखनको आये हैं ।
देखनको आये हैं, सिरको झुकाये हैं ॥ हम ॥ टेर ॥

પણ કહે છે અને આ વાત કલ્પના માત્ર જ નથી શાસ્ત્રોમા પ્રભુમહાવીરને પણ, વૃષભની ઉપમા આપી છે 'जिणवरवसहस्स वद्धमाणस्स'

અથ—'જિન એટલે અવધિજ્ઞાની, મનપર્યવજ્ઞાની વિગેરે, તેઓમાં વર એટલે શ્રેષ્ઠ કેવલીભગવાન તે કેવલી ભગવતોમા પણ વૃષભસમાન મોટા, એવા પ્રભુ વર્ધમાન સ્વામીને' આવો અર્થ થયો એટલે, વૃષભ શબ્દ પણ અતિશ્રેષ્ઠ છે

આવી ઉચ્ચ કોટીની ઉપમાઓ પામેલા, ચોથાપરમેષ્ઠિ પદના ધારક, ઉપાધ્યાય મહાપુરુષો, ગુણરત્નોની ખાણ હોય એમા આશ્ચર્ય શુ ? આપણે ધ્યાનમા રાખવુ જોઈએ કે, માચારત્નો કે હીરાઓની કીંમત, ખરેખરો પરીક્ષક ઝવેરી જ આંકી શકે ઝવેરી દ્વારા નક્કી થયેલી કિંમતને જેમ કોઈ ફેરવી શકતુ નથી તેમ પચમહાપરમેષ્ઠિરૂપ રત્નોને શ્રીજિનેશ્વરદેવો અને ગણધરભગવતોએ પરીક્ષા કરીને, ગુણી તરીકે જાહેર કર્યા છે માટે તેમના ગુણોમા શકાને સ્થાન હોય જ શા માટે ? અને તેથી જ આચાપરીક્ષક શ્રીજિનેશ્વરદેવો અને ગણધરભગવતોએ, જેમને ઉપરની મોટા ઉપમાઓ આપી છે તે ઉપાધ્યાયભગવતો,પચમહાપરમેષ્ઠિમા,તીર્થકરદેવો,સિદ્ધભગવતો તથા આચાય ભગવતોની સાથોસાથ, અભેદભાવથી ગોઠવાયા છે, તે પણ વ્યાજબી અને યુક્તિસગત જ છે

પ્રભુ મહાવીરદેવના શાસનના પચીશસો વરસમા, ગુણરત્નની ખાણ જેવા, હજારો ઉપાધ્યાયભગવતો થઈ ગયા છે પરતુ શ્રીજૈનશાસનની રીત મુજબ, ઘણાખરા ઉપાધ્યાયભગવતો પાછળથી આચાર્યપદ પામી, આચાયભગવતની ગણનામા

ગુણવાળા બનાવે છે ઉપાધ્યાયભગવંતો પોતાના શિષ્યોને, વાચનાના પચીશ આવશ્યક શીખવે છે, પચીશ ક્રિયાઓનો ત્યાગ કરાવે છે, વળી પાંચમહાવ્રતની પચીશ ભાવનાઓ સમજાવે છે, અને ઉપાધ્યાયના પચીશ ગુણો ઉપર રાગ કરાવનાર હોય છે એક તો દક્ષિણાવર્તશંખ પોતે જ ઉજળો હોય છે તેમાં વળી દુધભરવામાં આવે અને જેમ શંખની ઉજ્વલતા દીપી ઉઠે છે તેમ ઉપાધ્યાયભગવંતનો આત્મા અતિનિર્મલ હોય છે તેમાં પ્રમાણ અને નયોના જ્ઞાનથી, ખૂબ જ વધારો થાય છે

જ્ઞાનીઓએ આ ચોથાપદના ધારક મહાપુરુષોને સોળ ઉપમાઓ આપી છે અશ્વ, હસ્તિ, વૃષભ, સિંહ, વાસુદેવ, ચક્રવર્તી, ઇન્દ્ર, સૂર્ય, ચન્દ્ર, કુબેર, જંબૂદ્વીપ, શીતાનદી, મેરુપર્વત, સ્વયંભૂરમણ સમુદ્ર, રત્ન અને રાજા આ ૧૬ ઉપમાઓ મહાપુણ્યવાન આત્માઓને શોભે છે આ બધી ઉપમાઓ અર્થ સાથે આપેલી છે તે ઉત્તરાધ્યયનાદિ ગ્રન્થોથી જાણી લેવી.

પ્રશ્ન—અશ્વ, હસ્તિ, સિંહ વિગેરેની ઉપમાઓ બરાબર છે, પરંતુ બળદની ઉપમા સારી કેમ ગણાય? કારણ કે મૂર્ખ માણસને કહેવાય છે કે, આ તો બળદ જેવો છે ગુણીપુરુષોને આવી ઉપમા કેમ અપાય?

ઉત્તર—જેમ ઘોડાની જાતમાં અલ્પ કિંમતના ઘોડાઓ બોજા ઉંચકનારા હોય છે તેવા ઘોડાઓને લોકો 'ટટ્ટુ' કહે છે તે જ પ્રમાણે ક્ષુદ્રજાતિના-આખલાઓને લોકો બળદીઆ કહે છે, પરંતુ મહાકિંમતી અને રુપવંતા તથા રાજા-મહારાજાને ત્યાં ઉછરેલા, તે તો વૃષભ જ કહેવાય છે જેને લોકો ધોરી

## ઉપાધ્યાય મહાપુરૂષોની થોડી નામાવલી

૧ ઉપાધ્યાયજી મહારાજ મહીમસુદ્ર, ૨ લબ્ધિસમુદ્ર, ૩ અમરનંદી, ૪ જિનમાણિક્ય, ૫ શ્રીધર્મંહંસ, ૬ આગમમંડન ૭ ઈન્દ્રહંસ, ૮ ગુણસોમ ૯ અનંતહંસ, ૧૦ સંઘસાધુ, ૧૧ અમૃતમેરુ, ૧૨ સકલચંદ્રજી, ૧૩ શાંતિચંદ્રજી, ૧૪ સોમવિજયજી ૧૫ સિંહવિમલજી, ૧૬ કલ્યાણવિજયજી ૧૭ ભાનુચંદ્રજી ૧૮ સિદ્ધિચંદ્રજી ૧૯ કીર્તિવિજયજી ૨૦ શ્રીવિનયવિજયજી અને ૨૧ શ્રીયશોવિજયજી ઉ આમાં ઘણા નામો અર્વાચીન છે ઘણી શોધના પરિણામે પ્રાપ્ત થયેલ થોડા પ્રાચીન નામો પણ મથાળે ટાંકયા છે, આ બધા મહાપુરુષો પાંચસો વર્ષની આસપાસના હોવા છતાં, રત્નત્રયીની ત્રિવેણી-સંગમ જેવા હતા

અહીં પ્રાપ્ત થયેલ કેટલાક ઉપાધ્યાયભગવંતોના, થોડાં દૃષ્ટાંતો જોઈએ જે જાણવાથી ઉપાધ્યાયભગવંતો પ્રત્યેના આપણા ગુણાનુરાગમાં દ્રઢીકરણ આવશે

### ઉપાધ્યાયજી મહારાજશ્રીમદ્દમકલચંદજી ગણિવર

આ મહાપુન્ય મંડાયોગિરાજ હતા, અને મહાધ્યાની પણ હતા તેમની કિંવદન્તી એવી છે કે,

આ મહાપુરુષને ચોથીઓ (ચોથાદિવસે આવનાર) તાવ આવતો હતો અને તાવ એવો સખત આવતો કે, તે હોય તેટલીવાર, કાઈ પણ આરાધના થઈ શકે નહિ આ મહાપુરુષ યોગ-શક્તિવાળા હોવાથી, જ્યારે જ્યારે પ્રતિક્રમણાદિ ક્રિયા કરવી હોય ત્યારે ત્યારે, યોગશક્તિથી તાવને કપડામાં ઉતારી નાખતા હતા અને અમૃત-ક્રિયા જેવી બધી ક્રિયા પૂર્ણ થયા પછી, કપડો ઓઢી લેતા અને તાવ પાછો શરીરમાં સંક્રમી જતો

મુકાઇ ગયા હોવાથી,આચાર્યભગવતો જેટલા ઉપાધ્યાયભગવતોના નામો મળી શકતા નથી તો પણ જેટલા મળે છે, તે પણ ઘણા છે

જેમને ઉપાધ્યાયપદ આપવાનુ હોય તે મહાત્મા, પૂર્વની મુનિદશામા કેવા હોય છે? તે પણ જરા જોઇએ આગલ મુનિપણાનુ વર્ણન આવવાનુ છે, તેવુ નિરતિચાર મુનિપણુ જેમનામા બરાબર હોય ઉપાધ્યાયપદવી એટલે આચાર્યપદની પૂર્વભૂમિકા જેમ ભવિષ્યમા આખીપૃથ્વીનો ભાર જેના ઉપર મુકવાનો હોય, જેને રાજવી બનાવવાનો હોય, તેને જ યુવરાજ પદ અપાય છે તે જ પ્રમાણે ભવિષ્યમા જેમને, સમગ્રગચ્છનો ભાર સોપવાનો હોય, તેને જ ગુરુમહારાજ ઉપાધ્યાય પદારૂઢ બનાવે છે

જેમનામા આખા સમુદાયને સાચવવાની તાકાત હોય, જેમનામા સ્વપરશાસ્ત્રોનુ રહસ્ય પરિણામ પામ્યું હોય, જેઓ વ્યાકરણાદિ બધા શાસ્રોના જ્ઞાતા હોય, જેઓ શાસ્ત્રાર્થ કરવા માટે પરવાદી સાથે બાથ ભીડવામા અક્ષોભ હોય, જેઓ સમતાના સમુદ્ર હોય, જેમની ગભીરતા અથાગ હોય, સૂર્ય જેવી તેજસ્વીતા હોય, ચદ્ર જેવી શીતળતા હોય, વાણી સુધા જેવી હોય, જેઓ રૂપમા રાજા જેવા હોય, દર્શનમા દેવ જેવા હોય, જેમનામા સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રનો ત્રિવેણી સમાગમ હોય, જાવજ્જીવ અકલક ચારિત્ર હોય, જેમના તપસ્યા અને ત્યાગ અમેય હોય, મુનિદશામા પણ જેમનામા આવા અનેક ગુણો પ્રકટ થયા હોય, એવા ઉચ્ચ આત્માઓને ઉપાધ્યાય-પદારૂઢ બનાવી શકાય છે

પોતાના જાનને પણ, જોખમમા મુકી દેવા તૈયાર હતા એ અત્રીશકોષના વિહારમા, તેમના શરીરની સ્થિતિ ખૂબ જ લથડી ગઈ હતી

## તેમની દૈવીશક્તિઓ.

પશ્ચિમ દિશાનો સ્વામી **વરૂણદેવ** તેમને સાક્ષાત્ થયો હતો તેમણે એકવાર **અકબરબાદશાહને**, તેના પોતાના મરણ પામેલા પિતાના, લશ્કર સહિત દર્શન કરાવ્યા હતા જે વખતે બીજા પણ હજારો મનુષ્યો સભામા હાજર હતા તેમણે **અટકનો કીલ્લો** વગર મહેનતે, અકબરને જીતી આપ્યો હતો તેમણે અકબરના એક અધિકારીને, તેની મરી ગયેલી સ્ત્રી સાક્ષાત્ બતાવી હતી તેમણે અકબરના કાજી મુલ્લા અને સવ ઉમરાઓને પણ, પોતાની શક્તિથી સ્વાધીન કરી લીધા હતા

---

## ઉપાધ્યાયજી મહારાજ શ્રીમદ્ ભાનુચદ્રજી ગણિવર

**શાતિચદ્ર ઉપાધ્યાયના** વિહાર પછી, અકબર બાદશાહના દરબારમા આ મહાપુરુષ પધાર્યા હતા તેઓશ્રી પણ ઘણી શક્તિઓના ધારક હતા સાથે મહાત્યાગી વૈરાગી હતા તેમના શિષ્ય **શ્રીમાન સિદ્ધિચદ્રજી ઉપાધ્યાય**, તેમના આજીવન અતવાસી હતા

એક વખત અકબરની કાશ્મીરની મુસાફરીમા પોતાની તદ્દન નજીકમા જ **ભાનુચદ્રઉપાધ્યાયને** ઉતારો આપ્યો હતો આ વખતે સખત ઠડી પડતી હતી તેથી કેટલાંક સ્થાનો પર ઝાડ-પાન પણ બળી ગયા હતા તેવા કડકડતી ઠડીના સમયમા, ઉપાધ્યાયજીમહારાજ ભાનુચદ્રજીગણિવર ખુલ્લા શરીરે ધ્યાન કરતા

હતો કપડામા તાવ રહે ત્યાસુધી કપડો ધ્રૂજ્યા કરતો આટની શકિત હોવા છતા તાવને કાઢવા માટે તેમણે ઉદ્યમ કર્યો નહીં



## ઉપાધ્યાયમહારાજ શ્રીમત્શાન્તિચદ્રજી ગણિવર

આ મહાપુરુષ ઉપર જેમનુ ટૂકવર્ણન આપણે જોયું, તે મહાપુરુષ સકલચદ્રજી ઉપાધ્યાય પ્રવરના શિષ્ય હતા અને શ્રીવિજયહિરસૂરિ મહારાજના લગભગ બે હજાર મુનિમહારાજોમા તેઓ મોખરે હતા તેઓમા વિદ્વત્તા, ત્યાગ અને આજ્ઞાધારકપણું વિગેરે ગુણો સાથે, દૈવીશકિત પણ જબ્બર હતી કૃપારસકોષ અને સૂર્યપ્રજ્ઞપ્તિ ટીકા તેમની વિદ્વત્તાની સાક્ષી પુરે છે, વળી તેઓ આચાર્યભગવતની આજ્ઞાથી, વર્ષો સુધી અકબરબાદશાહને પ્રતિબોધવા, બાદશાહની પાસે અને બાદશાહ જ્યા જાય ત્યા સાથે રહીને ધર્મ સમજાવતા હતા બાદશાહ અકબરે પ્રસગો પામીને, જે જે પ્રશ્નો પૂછયા, તેના તેમણે સચોટ જવાબ આપીને, બાદશાહને ખુશ કર્યો હતો

એકવાર અકબરે અન્ય દેશ સાધવા જતા, એક દિવસે ૩૨ કોષનુ પ્રયાણ કર્યુ હતું સાજે અકબરે સાથે આવનારા મોટા પુરુષોના નામો પૂછયા તેમા ઉપાધ્યાયપ્રવરશાતિચદ્ર ગણિવરનુ નામ પણ આવ્યું જે સાભળી અકબરના મન ઉપર ખૂબ અસર થઈ

ગુરુદેવહિરસૂરિમહારાજનુ ફરમાન એ જ હતુ કે, બાદશાહ રહે ત્યા રહેવુ અને પ્રસગોચિત્ત શ્રીવીતરાગદેવના ધર્મની વાતો કરવી ધન્યવાદ છે આવા મહાપુરુષોને, તેમને ગુરુઆજ્ઞાની કિંમત કેટલી હતી, કે જેઓ આજ્ઞાપાલન માટે

**શ્રીવિજયહીરસૂરિજી**મહારાજના પ્રશિષ્ય હતા તેઓના સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર ખૂબ જ ઉજ્જવળ હતા તેમની વિદ્વત્તા પણ ખૂબ હતી તેમના બનાવેલ **લોકપ્રકાશ, સુબોધિકા, શાન્તસુધારસ ભાવના,** અને **હૈમપ્રક્રિયા,** તથા તેની ટીકા લગભગ ૩૦૦૦૦ શ્લોક પ્રમાણ વિગેરે ગ્રન્થો તેમની રત્નત્રયી અને વિદ્વત્તાની વાનગી રૂપ છે તેઓ સસ્કૃત, પ્રાકૃત અને સિદ્ધાન્તના રહસ્યને પામેલા હતા તે તેમની લોકપ્રકાશમા મુકેલી ૭૦૦ લગભગ સાક્ષીઓથી સમજાય તેવુ છે, તેઓ શ્રીજૈનશાસનના આગમસમુદ્રનો પાર પામેલા હતા તેઓ **શ્રીયશોવિજયઉપાધ્યાય**ના પરમ મિત્ર હતા કાશીમા ૧૨ વર્ષ સાથે રહ્યા હતા

—*—

## ઉપાધ્યાયમહારાજ શ્રીમાન્ યશોવિજયજી ગણિવર

આ મહાપુરુષ બહુજ ઉચ્ચકોટિના વિદ્વાન હતા કહેવાય છે કે, તેમણે ૧૦ વર્ષ **કાશી**મા રહીને, વ્યાકરણ અને ન્યાયનો ખૂબ અભ્યાસ કર્યો હતો તેમણે **કાશી**મા ઘણા વિદ્વાન પુરૂષોની સભામા શાસ્ત્રાર્થો કરીને, શ્રીજૈનશાસનનો વિજયધ્વજ ફરકાવ્યો હતો તેમણે **ખડનખાદ્ય** વિગેરે ન્યાયના ઘણા ગ્રન્થો બનાવી દાર્શનિક વિષયને ઘણો જ મજબૂત અને વિકસિત બનાવ્યો છે તેઓની રત્નત્રયી ખૂબ જ ઉજ્વલ હતી કહેવાય છે કે, તેઓનુ જીવન ચોથા આરાની વાનગી રૂપ હતુ અને તે તેમના ૧૨૫-૧૫૦-૩૫૦ ગાથાના સ્તવનો અને દ્રવ્યગુણ પર્યાયનોરાસ અને સમકિત સડસઠ બોલની અને આઠ દ્દષ્ટિની સજ્ઝાય અને ૧૮ પાપસ્થાનકની સજ્ઝાયો

હતા તે જ અરસામા બાદશાહઅકબરની ત્યા દષ્ટિ ગઇ આ દશ્ય જોઈ બાદશાહ ખુશ થઇ ગયો અને શ્રી જૈનધર્મની ઘણી પ્રશસા કરવા લાગ્યો આ મહાપુરુષને પ્રાય એસી જેટલા શિષ્યો હતા પોતે તથા પોતાનો શિષ્યવર્ગ ખૂબ જ વિદ્વાન હતા, છતા તેમણે કોઈપણ પ્રકારની પદવી લીધી ન હતી એકવાર બાદશાહ અકબરે પૂછ્યુ હતુ કે, 'આપને સૂરિ મહારાજે કયા બિરુદ દિયા હૈ' વાચકવરે જવાબ આપ્યો 'સૂરિમહારાજ પાસે, મારી કરતા ઘણા વિદ્વાન અને વધુ લાયક એવા ઘણા શિષ્યો છે જેમના નામની યાદિમા મારૂ નામ ઘણા દુરના સ્થાન ઉપર આવે છે બાદશાહઅકબર વાચકવરના આવા જવાબથી, તેમની નિરભિમાનપણાની ઘણી તારીફ કરવા લાગ્યો અને સૂરિમહારાજ ઉપર મુનિભાનુચન્દ્રને વાચક પદ અર્પણ કરવા માટેનુ નમ્રતાપૂર્વક ફરમાન લખી મોકલ્યુ હતુ

### ઉપાધ્યાયશ્રીમત્સોમવિજયજી ગણિવર

આ મહાપુરુષ વીરમગામ પરગણાના અધિકારી **વીરજી મલ્લિકના**, પૌત્ર અને **સહસ્રમલ્લશેઠના** પુત્ર હતા અને વાચકવર **કીર્તિવિજયજી** ઉપાધ્યાયના, સહોદર વડીલ બધુ હતા તેમજ આચાર્યદેવ**વિજયહિરસૂરિજીમહારાજના** પ્રધાન પુરુષ હતા આખી જીદગી ગુરુકુળવાસી હતા આચાર્યદેવની સપૂર્ણ વૈયાવચ્ચ પોતે જ કરતા હતા તેઓ વિદ્વાન પણ હતા આખા ગચ્છ ઉપર તેમની મીઠી નજર હતી, સમુદાયની પણ તેમના ઉપર ઘણી ચાહ હતી

### ઉપાધ્યાય શ્રીમદ્ વિનયવિજયજી ગણિવર

આ મહાપુરુષ કીર્તિવિજયઉપાધ્યાયના શિષ્ય અને

दिगंबर साधुका यही चमत्कार है ॥
चमत्कार ही को सदा नमस्कार है ॥
धन्य है गुरुवर तुमने शक्ति दिखाई है ॥
किसान खेतसे गास उखार फेके ।
इसी तरह गुरुवर वालोंको खेंच नाले '
हम तो चरणोंमें शिरको झुकाये जायेंगे ॥
जैन अजैनोंको मोद हुई है भारी ।
जय जय करे है सभी नरनारी ।
हम गुरुवरके गुणोंको गाते जायेंगे ॥
पंचम कालमें गुरुवर उद्धार किया ।
सोते हुवे को गुरुवर जगाय दिया ।
त्यागी धरम भी धन्यवाद गाये जाये हैं ॥

[ भजन नं २१ ]

गुरुवर मोक्षका मारग बताते जायेंगे ॥
बतायें जायेंगे, सुनाये जायेंगे ॥ गुरुवर ॥
गुरुवरके उपदेशसे, पांखडका नाश हो ।
सचे तत्वोंका हृदयमें प्रवेश हो ।
झूठे तत्वोंको गुरुवर छुडाते जायेंगे ॥१॥गुरु॥
अजैनोंके हृदयमें धर्मका वास करो ॥
जैनोंके हृदयमें सम्यक् प्रकाश करो ।
गुरुवर चारो वरणको [illegible] जायेंगे ॥ गुरु ॥ २ ॥

વિગેરેના વાચનથી સમજી શકાય તેવુ છે આ મહા પુરુષ માટે શ્રીજૈનશાસનને ઘણું માન છે એમ જ **સસ્કૃત, પ્રાકૃત** અને **ગુજરાતી** દરેક કૃતિઓનો સિદ્ધાન્ત જેટલો જ આદર છે

એમના માટે એવી પણ કિંવદ તી છે કે, તેમના કાળના એક **મહાઅધ્યાત્મી** મુનિરાજ જેમનુ **મણિઉદ્યોત** નામ હતુ, તેમને પાડાનો રોગ હતો છતા તેઓ ચિકિત્સા કરાવતા ન હતા તેમના રોગની અને ધીરતાની પરાકાષ્ઠાથી આકર્ષાઈને, એક દેવ તેમની પાસે આવ્યો અને તેમના પાડાના રોગને મટાડવા માટે પ્રાથના કરી મુનિરાજે ધ્યાનપાળીને દેવને રોગ ન મટાડવા જણાવ્યુ દેવે તેમના સાત્વિકભાવની ઘણીઘણી સ્તુતિ કરી અને કઈક માગણી કરવા કહ્યુ મુનિરાજે કહ્યુ, જો આપની **શ્રીસીમ ધરસ્વામીમહારાજ** પાસે જવાની શક્તિ હોય તો, **મારા યશોવિજયજી** અને **આન દઘનજી**ના ભવ પૂછી લાવો દેવે મુનિવચનનો સ્વીકાર કર્યો અને **સીમ ધરસ્વામી**મહારાજ પાસે જઈ આવીને બોલ્યો, સાત, પાચ, અને ત્રણ ભવો કહ્યા છે એમ કહીને દેવ ચાલ્યો ગયો ઉપાધ્યાયજીમહારાજની પ્રરૂપણા અને તેમનુ જીવન એટલા બધા નિર્મલ હતા કે, તેમની ત્રણ પાચ કે સાત ભવની કિંવ૰ તી લગભગ સાચી ભાસે છે

—*—

અહીં વાચક મહાપુરુષોના બધાજ ઉદાહરણો લગભગ ૪૦૦ વર્ષના ગાળામા થએલા મહાપુરુષોના લખ્યા છે તેથી પણ આગળના મહાપુરુષોમા રત્નત્રયીની ઘણી જ ઉજ્વલતા હતી આપણે તો પાચમાઆરાના અને હમણાના કાલના જ

મહાપુરુષોના જીવન વિચાર્યા છે

પરંતુ ચોથાઆરામાં અસંખ્યાતા આચાર્યો અને ઉપાધ્યાયો થયા છે જેમના જીવનવૃત્તાન્તો દેવતાઓને પણ મંત્રમુગ્ધ બનાવી નાખે તેવા હતા 'नमो उवज्झायाण' પદમાં બિરાજેલા મહાપુરુષો ગુરુદેવો અને શ્રીમંઘની પરીક્ષાપૂર્વક તે પદને પામેલા હોય છે, તેથી તેઓ જીવનભર રત્નત્રયીની અપૂર્વ આરાધના કરી, પોતાનું અને આશ્રિતોનું જીવન શ્રેયસ્કર બનાવી, સંસારને અત્યંત અલ્પ કરી, થોડા કાળમાં મોક્ષમાં જનારા હોય છે

## ઉપાધ્યાય ભગવંતોની સંખ્યા

नमो उवज्झायाण પદને સંખ્યાથી વિચારાય તે, આ **ભરતક્ષેત્રમાં**, આ અવસર્પિણી કાળમાં, **શ્રીઋષભદેવસ્વામિના** શાસનથી અત્યારસુધીમાં, અસંખ્યાતા ક્રોડાક્રોડી ઉપાધ્યાયભગવંતો થયા છે તે જ પ્રમાણે બીજા ચાર **ભરતક્ષેત્ર** અને **પાંચ ઐરવત ક્ષેત્રમાં** પણ, અસંખ્યાતા ક્રોડાક્રોડી ઉપાધ્યાયો થયા છે અને **પાંચ મહાવિદેહક્ષેત્રમાં**, ત્યાં ક્ષેત્ર, ધર્મ અને કાળની મહત્તા હોવાથી, ભરત-ઐરવતક્ષેત્રની અપેક્ષાએ, અનેકગુણા અસંખ્યાતા ક્રોડાક્રોડી ઉપાધ્યાયભગવંતો થયા છે તથા અતીતકાલે અઢીદ્વીપમાં, અનંતાનંત ઉપાધ્યાયભગવંતો થયા છે અને ભવિષ્યકાળે પણ અઢીદ્વીપમાં અનંતાનંત ઉપાધ્યાયભગવંતો થવાના છે તે સર્વના નામો મોટા આયુષ્યવાળા એવા, અનંતા કેવલીભગવંતો લખે તો પણ લખાઈ ન રહે તેટલા હોઈ શકે છે

આપણે પ્રથમ વિચારી ગયા છીએ કે, ગણધરદેવોમાં

છતા, અને ઘણા ગુણો પ્રકટ થવા છતા પણ આત્મા દુર્ગતિમા જતો હોય તો પછી, તે વિદ્યા-ચતુરાઇ અને ગુણોથી આત્માને શુ ફાયદો છે? એટલે એવુ જ્ઞાન ભલે પાતાલમા જાય, એવી ચતુરાઈ ભલે નાશ પામે અને એવા ગુણો ભલે ભસ્મીભૂત થઈ જાય જેમ રસાયણ ખાવાથી, શરીર નીરોગી અને પુષ્ટ બનવાના બદલે નાશ પામતું હોય તો, તે રસાયણ ખાવાથી ફાયદો શ્યો?

એટલે રત્નત્રયી આવ્યા પહેના ગુણો આવતા નથી અને કદાચ આવે તો થોડો વખત ટકે છે જો તે દરમ્યાન સમકિત આવી જાય તો ઉપરના ગુણો, થોડા-ઘણા મલીન હોય તો પણ, ઉજવલતાને પામે છે અને તેથી જ કોઈ કોઈ આત્માઓમા, સમ્યક્ત્વ થવાની પૂર્વ તૈયારીરૂપ, માર્ગાનુસારિતા વિગેરે ગુણો પ્રકટ થાય છે

પ્રશ્ન—સમ્યક્ત્વગુણ આવ્યા પછી માર્ગાનુસારિપણું આવે કે, માર્ગાનુસારિપણું આવ્યા પછી સમ્યકત્વ ગુણ પ્રકટ થાય?

ઉત્તર—સમ્યક્ત્વગુણ આવ્યા પછી માર્ગાનુસારિ પણું ચોક્કસ આવે છે, પરતુ માર્ગાનુસારિજીવમા સમ્યક્ત્વ આવે જ, એવુ ચોક્કસ નથી પરતુ માર્ગાનુસારિગુણો એટલા ઊંચા છે કે, તેનાથી સમ્યક્ત્વ આવવાનો સભવ ખરો

પ્રશ્ન—માર્ગાનુસારી જીવની ઓળખાણ શુ?

ઉત્તર—જેમ બને તેમ દોષવગરની અને અલ્પદોષ વાની ઉચિત આચરણાઓ, માર્ગાનુસારી જીવમા જરૂર હોય માર્ગાનુસારી જીવમા કષાયોની અલ્પતા હોય, લોકવિરુદ્ધ ન હોય, તેને પરલોકના ભય સાથે આલોકનો પણ

ભય હોય, આથી વિશેષ જાણવાના અર્થીએ, માર્ગાનુસારિતાના ૩૫ ગુણ જોઈ લેવા

સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર ગુણોને લાવનારા, અથવા સમ્યગ્દર્શનાદિકમે પ્રકટ થએલા ગુણો, તેજ વાસ્તવિક ગુણો કહેવાય છે બાકીના ગુણો, ઘણી ખરી વાર ગુણાભાસો બનીને, આત્માના મિત્રો બનવાની જગ્યાએ, આત્માનું શત્રુપણું જ ભજનારા બને છે

**પ્રશ્ન**—ઉપર કહેવાયું છે કે, શ્રીજૈનશાસનમા વેશ કે વ્યક્તિની મહત્તા નથી તો શું વેશ તદ્દન નકામો જ છે?

**ઉત્તર**—જે આત્માઓને ગુણાનુરાગ, ગુણની ઓલખાણ અને ગુણનો આદર જોતો જ ન હોય, ગુણ અને ગુણી જીવોની જરૂર જ ન હોય, તેવા આત્માઓને, વેશથી જરાપણ ફાયદો હોય, તેમ કયાય જાણવા મળ્યું નથી અને એજ કારણથી કહેવાય છે કે, આ આપણા જીવે મેરુપર્વત જેટલા ઓઘા–મુહપત્તિ અને ચરવલા-મુહપત્તિઓ લીધી, પરંતુ જીવનો સંસાર ઘટયો નથી કહ્યુ છે કે,

સંસારસાગરમિણ પરિભમતહિં સવ્વજિવેહિં
ગહિયાણિ ય મુક્કાણિ ય ણન્તસો દવ્વલિંગાઇ ।'

**અર્થ**—આ સંસાર સમુદ્રમા પરિભ્રમણ કરતા સર્વ જીવોએ મનુષ્યજન્મ પામીને અનંતીવાર દ્રવ્યવેશ લીધા અને મુક્યા છે પરંતુ કશો જ લાભ થયો નથી

ગુણાર્જન માટે મુનિગુણ રત્નમૂર્તિમહારાજ ફરમાવે છે કે

"स्वाध्यायमाधित्ससि ना प्रमादै , शुद्धा समितीर्गा गुप्तीश्च धत्से।
तपो द्विधा नाजसि देहमोहा-दल्पपि हेतौ दधसे कषायान् ॥१॥

परिषहान् नो सहसे न चोप-सर्गान् न शीलाङ्गधरोऽपि चासि ।
त मोक्षमाणोऽपि भवाब्धिपारं, मुने कथं यास्यसि वेशमात्रात् ॥२॥

**અર્થ**-હે મહામુનિરાજ ! તમે નિદ્રા વિકથા અને વિષયો વિગેરે પ્રમાદોને વશ બનીને, **વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા** લક્ષણ સ્વાધ્યાય કરતા નથી **પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ** પ્રવચનમાતાને ધારણ કરતા નથી ( આ આઠ પ્રવચન માતાને જ જ્ઞાનીપુરુષોએ ચારિત્ર કહેલ છે જેની પાસે પ્રતિક્ષણ આ **આઠ પ્રવચન માતા**ઓ હાજરાહજુર રહેતી હોય, તેજ ભાગ્યશાળી આત્મા **ભાવમુનિ** કહેવાય છે ) તથા છ બાહ્ય અને છ અભ્યંતર બાર પ્રકારે તપને, શરીરના મોહથી આદરતા નથી (કદાપિ કોઈ ક્ષુધા સહન કરવારૂપ પ્રથમભેદને આચરતા હોય, પણ પછીના પાંચ બાહ્ય અને છ અભ્યંતરને ઓળખીને, આચરનારા બહુ જ થોડા હોય છે) વળી કારણ ન હોય અથવા તુચ્છ કારણ પામીને પણ પ્રતિક્ષણ કષાયોને ચોંટેલો જ રહે છે એટલે મુનિવેશને પામવા છતા, બીચારો હતભાગી આત્મા ક્રોધ, માન, માયા, લોભરૂપ મહાશત્રુઓને, ઓળખતો જ નથી એટલે ક્યારેક ક્રોધ, વલી કોઈવાર માન, કોઈવાર માયા, કોઈવાર લોભને વશ બની, આઠે કર્મોને મજબૂત બનાવી રહેલ છે વલી હે મુનિરાજ ! તુ ક્ષુધા-તૃષા વિગેરે પરિષહો અને કોઈએ કરેલ અપમાન જેવા, તુચ્છ ઉપસર્ગોને પણ સહન કરી શકતો નથી તેમ જ અઢાર હજાર શીલાંગોને પણ તુ સમજતો નથી (તો પછી આદરવાની વાત જ કયા રહી ?) હે મુનિ ! જો તુ આ મુનિપણાના અંગોને, જરા પણ આદર નહિ આપે તો, કમનો

નાશ કરનારા અને સ મ રસમુદ્ર તારનાગ, સ્ના યાયાદિ આધનો વિના, ફક્ત ઓઘા-મુહુપત્તિ, કપડા-ચોલપગ, પાત્રા, તરપણીની મહાયથી—વ્સ્ત વેશમાત્રથી—તુ મોક્ષમા શી રીતે જઈ શકીશ?

તાત્પય એ જ છે કે, જેમ કોઈ માણસ સા ી બજારમા માસિક બસો-ત્રણસે ના ભાડાનું મકાન રાખે, મોટા પગારના ગુમાસ્તા અને નોક -રસોઈઆ રાખે, ગાદી તકીયા અને નાખવા ગોઠડા વસાવે, ધી તુ રસોડુ રાખે અને માલિક પોતે ચોવીશે કલાક નાટક-સીનેમા જુએ, ખાનપાન અને નિદ્રામા મસ્ત રહે તો, ત પાઈ પણ કમાય તો નહિ પણ, દેવાળુ જ કાઢે પોતે ખુવાર થાય અને આશ્રિતોને પાયમાલ બનાવે તેની સાથે ધીરધાર કરનારનેપણ તે ભીખમ ગા બનાવે જો ધણી પોતે સાવધાન-હુશીયાર ન હોય તો, બજાર અને દુકાન બાપડી શુ કમાઈ આપવાના હતા? તે જ પ્રમાણે ઝવેરીની બજાર જેવી જૈનશાસનરૂપ બજારમા, મુનિપણારૂપ દુકાન લીધી, મોગ ઓચ્છવો વિગેરે પણ કર્યા, ઘણા ચેલા અને ભક્તો પણ મળ્યા ખાવાપીવાનુ પણ ઘર કરતા ઘણું સારુ મળ્યુ, વળી ઓઘા-મહુપત્તિ તરપણી-પાત્રા, કામની કપડા ઘણા મળ્યા, વળી 'સાતા છે મહારાજ? સાતા છે આપજી? પૂછનાર હજારો મળ્યા પણ નિર્ભાગી આ આપણા જીવટે મુનિપણું સમજવા તસ્દી લીધી જ નહિ એટલે દ્રવ્યમુનિપણું-ફક્ત સાધુવેશ અનતીવાર મળ્યા છતા, માત્ર એ વા વેશથી, જીવનુ ક યાણ થયુ નહિ

**પ્રશ્ન**-તો પછી ગુણપ્રાપ્તિ થાય તેજ વ્યાજબી છે, વેશ લેવો તે નકામુજ ગણાયને?'

ઉત્તર-જેને ધન કમાવાથી પ્રયોજન છે, તેણે દુકાન વસાવવી નકામી છે આમ બોલનારા કે સમજનારા, વાસ્તવિક દુકાનના જ વિરોધી નથી, પણ કમાણીના જ વિરોધી છે, તેમ જે સાધુવેશનો વિરોધ કરનારા છે, તે ફક્ત સાધુવેશનાજ વિરોધી નથી, પરંતુ આત્માના અભ્યુદયના જ વિરોધી છે ગમેતેવા હુશીયારને પણ દુકાનની જરૂર છે દુકાન પણ કમાવાનું સબળ અંગ છે, તેમ સાધુવેશ પણ ગુણાર્જનનું સબલ અંગ છે

સાધુવેશ પામેલા આત્માને, અનેક ગુણીઆત્માઓનો સહવાસ સાંપડે છે અનેક શાસ્ત્રો ભણવાનો અવકાશ મળે છે સુગુરુઓની પરાધીનતા થવાથી, જીવના ઘણા દુર્ગુણો ઉપર અંકુશ આવે છે ગુણીજીવોના સહયોગથી ગુણોની ખીલવણી થાય છે નવાનવા ગુણો વિકસવા માંડે છે ગુણી પુરુષોની સેવાનો લાભ મળે છે ગુણી પુરુષોના ગુણો જાણવાનું મળે છે વળી પોતાની અંદર રહેલા દુર્ગુણોની ઓળખાણ થાય છે આગમ ગ્રન્થોના વાચનથી રત્નત્રયી સમજાય છે ચારે અનુયોગ જાણવા મળે છે કર્મબંધના અને કર્મ છુટવાના કારણો સમજવા મળે છે જડ-ચેતનનો ભેદ સમજવા મળે છે વિષય-કષાયો ઉપર કાપ મુકવાની સમજણ પડે છે આ બધું મુનિપણારૂપ દુકાન ઉપર આત્મારૂપી વેપારી બીરાજમાન થાય તો જ સાંપડે છે

## મુનિવેશ જીવને પડતો બચાવે છે

**પ્રસન્નચંદ્રરાજર્ષિ** જેવા મહાપુરુષને, રૌદ્રધ્યાન આવી જતાં, સાતમીનરકની મજબૂત તૈયારી થઈ જવા છતાં, દ્રવ્ય મુનિવેશે બચાવી લીધા બન્યું એવું કે, બાળ પુત્રના મોહથી

શત્રુરાજાઓ સાથે મનમા લડાઈ શરુ કરી એ મનમા ચાલી રહેલી લડાઈમા, બધા હથિયારો ખુટી જવા પડી, પોતાના મસ્તક ઉપ રનો મુકુટ મારીને, શત્રુને હરાવવાનો વિચાર થયો અને તેથી હાથ મસ્તક ઉપર ગયો મસ્તકે લોચ કરેલો હોવાથી, હાથ ખાલી પાછો પડ્યો, અને પોતાનુ મુનિપણું યાદ આવ્યુ સાધુદશાનુ ભાન થયુ પાછી અન્યત્વ ભાવના જાગી, ચાનુ અને આગલા કર્મોનો ક્ષય કરી કેવલજ્ઞાન મેળવ્યુ અહીં પ્રસન્નચન્દ્ર રાજર્ષિનો ફક્ત દ્રવ્યવેશથી જ બચાવ થયો, તે સ્પષ્ટ સમજાય છે

## મુનિવેશ રાકને રાજા બનાવે છે

મહાનક ભીખારીને, શ્રીઆર્ય સુહસ્તિસૂરિ મહારાજ પાસેથી સાપડેલા મુનિવેશે, તેને મહારાજાધિરાજ બનાવ્યો અવિચારક મનુષ્યોની દૃષ્ટિએ, તે વેશ હાસીપાત્ર જ હતો ફક્ત તેણે ખાવા માટે જ પ્રાર્થના કરેલી ખાવા માટે તેણે મુનિવેશ લીધો ખોરાક વધુ ખાવાથી મરણ પથારીએ પડ્યો તે વખતે મુનિરાજોનો દિલાસો, અતિપ્રમાણ સેવા, શ્રાવક–શ્રાવિકા વર્ગથી થતી દવાઓ, અને પગચપી વિગેરે સેવાઓ જોઈને, ભીખારી (સાધુવેશધારી આત્મા) આભોજ બની ગયો અને વિચારવા લાગ્યો આ વેશને હજારો ધન્યવાદ છે હુ તો તેનો તે જ છુ મારામા કોઈપણ ગુણ આવ્યા નથી, છતા મારો આટલો બધો સત્કાર થઈ રહેલ છે આ ગુરુદેવ, આ મુનિરાજો અને આ શ્રાવક–શ્રાવિકાઓ પણ મારા ખરેખરા ઉપકારી આત્માઓ છે ગણાનાર પહેલા મને પોતાના બારણે ઉભો રહેવાની ના કહેતા હતા, તે જ ધનવાન મનુષ્યો, આ વેશના પ્રતાપે, મારા પગ દાબે છે ધન્યવાદ છે આ વેશને ! આ પ્રમાણે વેશની અનુ

મોદના કરતો, અવાતર ભવમા રાજાધિરાજ મ **પ્રતિગજા** થયો

જ બૂસ્વામીના આત્મા **ભવદેવે** બાર વર્ષ સુધી મુનિ વેશ જ રાખ્યો હતો મુનિપણું આવ્યુ ન હતું, છતા જેમ દુકાન કાઢી ન નાખે અને માલ પડયો રહે તો, વખતે ભાવ આવી જાય અને ધનવાન થઇ જવાય તેમ મુનિવેશરુપ દુકાન કાઢી ન નાખે, અને મુનિપણાને બગાડે તેવા ખરાબ કૃત્ય ન કરે તો, ભવદેવની માફક, ભાવની વૃદ્ધિ થતા, જીવ ઊંચો પણ ચઢી જાય તે જ ભલીવાર વગરના **ભવદેવ**, પાચમાભવે **શ્રીજ બૂસ્વામી** મહારાજ બન્યા તે વેશમા રહ્યાનો જ પ્રતાપ છે પરંતુ વેશ ફગાવીને, **નાગીલા**ના નાથ બની ગયા હોત તો, આત્મા ઊંચો ચઢવાના બદલે જરૂર નીચે પટકાઈ જાત

કેવળજ્ઞાન જેવી આત્માની સ પૂર્ણદશા થવા છતા પણ, વેશનો આદર ચોક્કસ છે જ **પૃથ્વીચ દ્ર** અને **ગુણસાગર** ગૃહસ્થદશામા જ કેવળજ્ઞાન પામ્યા છે, વણિકપુત્ર **ગુણસાગરને** કેવલજ્ઞાન થયુ ત્યારની ઘટના —

અ બર ગાજે દુદુભિ, જય જય રવ કરતા રે લોલ,
અહો જય જય રવ કરતા રે લોલ
સાધુવેશને સુરવરા, સેવાન અનુસરતારે લોલ
અહો સેવાને અનુસરતારે લોલ ....

તથા પૃથ્વીચ દ્રરાજાને કેવલજ્ઞાન થયુ ત્યારે પણ—
ધ્યાનબળે સવી આવરણ ક્ષય કરી, પામ્યા કેવળજ્ઞાન મુનીશ્વર
હર્ષ રગી સોહમપતિ આવીયા, વેશ વદે બહુમાન મુનીશ્વર

અહીં બંને જગ્યાએ દેવો વેશ લેઈને આવ્યા અને તે મહાપુરુષોએ વેશ પરિધાન કર્યો ત્યારપછી જ દેવો આદિ

બધા જ ભવ્યજનોએ, વંદનવિધિ આચર્યો આ જ પ્રમાણે ગૃહસ્થદશામાં સર્વજ્ઞપણાને પામેલા, ભરતમહારાજા પ્રમુખ મહાપુરુષોને પણ સાધુવેશ પહેર્યા પછી જ વંદનવિધિ થયો છે

પ્ર૦—ત્યારે નિચોડ એ જ આવ્યો કે, કેવળજ્ઞાન પામેલા મહાત્માઓને પણ સાધુવેશ ન હોય તો વંદનવિધિ થઈ શકે નહિ?

ઉ૦—વેશ પહેરવાનો સમય જ ન હોય તેવા તદ્દન ટુંકા આયુષ્યવાળા, અંતકૃતકેવળીભગવંતો સિવાય બધા જ કેવળી ભગવંતોને દેવતાઓ તત્કાળ વેશ અર્પણ કરે છે, અને તેઓ ચોક્કસ વેશ પહેરે છે અને પછી જ વંદન થાય છે જો કે કુર્માપુત્ર જેવા કોઈક મહાપુરુષને કારણવશાત્ વેશ પહેરવામાં વિલંબ થયું છે પરંતુ તેમણે વંદનાદિક કરાવ્યાનો ઉલ્લેખ પણ નથી

પ્ર૦—તો પછી એમ જ થયું કે, વેશવગરના ગમે તેવા ગુણી આત્માને પણ, વંદન કરાય નહિ? અને આમ થવાથી એ પણ નક્કી થયું કે, ગુણોને વંદન નથી પરંતુ વેશને જ વંદન છે?

ઉ૦—વેશ વગરના ગુણી આત્માને દ્રવ્યવંદન ન થાય, એમ હોવા છતાં પણ, વેશને જ વંદન છે ગુણને નહિ' આમ કહેવું તે તદ્દન ગેરવ્યાજબી છે, કારણ કે ગુણી આત્માઓને ભાવવંદન મનથી ચોક્કસ કરી શકાય છે અને તે "नमो लोए सव्वसाहूण' પદ બોલતા, છઠ્ઠા ગુણઠાણાથી લઈને, ચઉદમા ગુણઠાણા સુધી રહેલા છેલ્લા નવે ગુણઠાણાના સાધુઓને નમસ્કાર થાય છે એટલે તે તે ગુણઠાણાને પામેલા, ભાવમુનિરાજોને જ, નમ-

નથી, હુ ભૂખ્યો છુ, માદો છુ, નિર્ધન છુ, આવી રાકદશા ક્યારે પણ આત્માને સતાવે નહિ, એનુ નામ સાત્વિકભાવ કહ્યુ છે કે,

"एगोऽह असहायोऽह, कृशोऽह अपरिच्छद ।
स्वप्नेऽप्येवविधा चिन्ता, मृगेन्द्रस्य न जायते ॥

અર્થ—હુ એકલો છુ, હુ અસહાય છુ, હુ દુબળો છુ, હુ પરિવાર વિનાનો છુ આવી ચિંતા સિંહને સ્વપ્ને પણ થાય નહિ સિંહ જેવો ભાવ તેનુ જ નામ સાત્વિકભાવ જ્ઞાની-પુરુષો ફરમાવે છે કે,

"दशाया विषमाया चेद्, वीरत्व नोपयुज्यते ।
तत्तस्य समये कुत्रोपयोग क्रियन जनै ॥"

અર્થ—જ્યારે આપત્તિ, દુ ખ કે વિષમતા આવી જાય, ત્યારે આત્મા સાવધાન રહી, વીરવૃત્તિ ધારણ ન કરે, તોપછી આ વીરપણુ-બહાદૂરી કયા કામમા ઉપયોગી થાય ?

"यथा गच्छन्ति सौख्यानि, तथा दु खानि कर्मण ।
हर्षखेदौ तथाप्यत्र, विमूढाना शरीरिणा ॥"

અર્થ—જેમ પુણ્યના ઉદયથી સુખો આવે છે અને દુ ખો ચાલ્યા જાય છે તે જ પ્રમાણે પાપના ઉદયથી દુ ખ આવે છે અને સુખો ચાલ્યા જાય છે આવો અનતાકાળનો સૃષ્ટિક્રમ હોવા છતા, સુખ આવે હર્ષ પામવો અને દુ ખ આવે રોવા બેસવુ, આવુ આચરણ મૂર્ખ માણસોનું જ હોય બુદ્ધિમાનોનુ હોય નહિ બુદ્ધિમાનો તો એ જ વિચાર કરે કે,

"કેવલજ્ઞાની જ્ઞાનથી, દેખેલુ તે થાય,
તે ક્યારે પલટે નહિ, કરતા સર્વ ઉપાય ॥૧॥

રડનાથી રહેશ નહિ, કરગર્યે કાઈ ન થાય,
સુહૃત પામ્તા સર્વના સુખ-દુ ખ ચાલ્યા જાય. ॥૨॥
રાજાને લક્ષ્મીધરે, પંડિત ને ગુણવાન,
પુણ્ય ઉદયે પૂજાય છે, પુણ્ય વિના હેરાન. ॥૩॥
પાપ ઉદય થાના વકી, મિત્રો શત્રુ થાય,
લક્ષ્મી ને પરિવાર પણ, છોડી ચાલ્યા જાય " ॥૪॥

આવી બધી વાતો વિચારનાર આત્મામા, સાત્ત્વિકભાવ પ્રકટ થાય છે અને આવ્યો હોય તો મજબુત થાય છે માટે સૌથી પ્રથમ આત્માએ સાત્ત્વિકતાગુણ ખીલવવા ઉદ્યમ કરવો જોઈએ

પ્ર૦—અહી તો સમ્યગ્દર્શનની વાત ચાલે છે તેમા વચમા સાત્ત્વિકભાવની, વાત કરવાની શી જરૂર હતી ?

ઉ૦—સાત્ત્વિકગુણવાળો મનુષ્ય, જેમ શત્રુઓના ટોળામાં એકલો રહી શકે છે, અને પોતાનો પક્ષ વધારી શકે છે તેમ સાત્ત્વિકગુણ પણ એકલો હોવા છતા, અનતાનત દોષોના સમુદાયમા પણ પોતાનો માર્ગ મેળવી શકે છે અને ગુણનો પક્ષ વધારી શકે છે

સાત્ત્વિકતા ગુણના અભાવે, આવેલા ઘણા ગુણો પણ, અનતા દોષોના ટોળામા, **બીચારા અને ગરીબ થઈ ને વસે** છે દાન, શીલ, ત્યાગ તપ ગુણો આવે છે, પણ દોષોના દબાણથી રાકડા જેવા થઈને રહે છે, અને તે જીવનુ કશું જ ભલુ કરી શક્તા નથી એટલે કે જ્યા દાનગુણ હોય ત્યા, કૃપણતા આવીને, દાનગુણને કાળો કરી નાખે છે જ્યા શીલગુણ આવે કે ત્યા, વાસનાઓ હાજર થઈને, તેને નસાડી મુકે છે તપ, ગુણ આવે કે તેના ભેગી જ ખાવા-પીવાની હજારો લાલસાઓ

હાજર થઈ જાય, અને તપના ગુણને રવાના કરી મૂકે છે ચારિત્ર ગુણ આવ્યો કે સાધુ, પરિગ્રહ-મમતા આણીને ઘેલી રહે છે પછી પાત્રા, ઓઘા, કામળો, કપડા વિગેરેના સંગ્રહ, ચેલા-ચેલીઓ વધારવાની મમતા વધવા માટે છે

પ્ર૦—પરિગ્રહ તો ગૃહસ્થોને હોય વીતરાગના સાધુઓને હોય ખરો ?

ઉ૦—વીતરાગનુ સાધુપણું ન સમજતા હોય, તેને પરિગ્રહ હોય કે ન હોય, પણ તુ મમતાનો દોષ ચોક્કસ લાગે છે કારણ કે વીતરાગના સાધુઓને 'કુક્ષિસંબલ' કહેલા છે તેનો અર્થ એ જ છે કે, મુનિને પોતાના રોજના નિર્વાહથી વધારે, કશું જ પાસે કે અન્ય સ્થળે કરીને, રાખવું કલ્પે નહિ જેને વીતરાગનું શાસન મળ્યું છે, તેને કશી વસ્તુની કમીના છે જ નહિ એટલે સંજમના નિર્વાહ માટે, પોતાને ચાલુ ઉપયોગી એવા ચારિત્રના ઉપકરણોથી વધારે, જે કાંઈ રાખવું તે પરિગ્રહ જ છે

પ્ર૦—તમે તો કહો છો કે, પરિગ્રહ ન હોય તો પણ અનાણીને પરિગ્રહ-મમતાનો દોષ ચોક્કસ લાગે છે એ કેવી રીતે ?

ઉ૦—પૂર્વના જ્ઞાનીપુરુષો કહી ગયા છે કે,

'अच्छंदा जे न भुंजन्ति न से चाइत्ति वुच्चइ।
साहीणे चयइ भोए से हु चाइत्ति वुच्चइ॥"

અર્થ—જેને ધનધાન્ય, વસ્ત્ર-પાત્ર અને નારીપરિવાર ન હોય, માટે જે તેનો ભોગોપભોગ નકરે, તે ત્યાગી ગણાય નહિ. પરંતુ પોતાની પાસે સ્વાધીન એવા ભોગના સાધનો હોય, શરીર નીરોગી હોય, છતા નિરીહભાવથી, તેનો જે ત્યાગ કરે, તે જ ત્યાગી કહેવાય છે

में नहीं आता है । इतना समझन पर भी यह सब अग मूल भट रहा है, पच पापों में पड़ा हुआ है और उसमें दर्शन मोहनीय के उदय ने सम्यक्त्वका घात किया है; चारित्र मोहनीय कर्म उदयने सयमका घात किया है । इस प्रकार इन दोनों कर्मों अनन्त काल से जीव का घात किया है । फिर अपने को क्या चाहिए ?

सुखप्राप्ति जिसको करने की इच्छा हो उस जीव को हमा.. आदेश इतना ही है कि दर्शन मोहनीय कर्म का नाश करके सम्यक्त्व प्राप्त करो । चारित्र मोहनीय कर्म का नाश करो, सयम को धारण करो । इन दो मोहनीय कर्मों का नाश कर अपना आत्म कल्याण करो, यह हमारा आदेश है, यह हमारा उपदेश है, सब जीवों को यही उपदेश है । अन त काल से यह जीव ससार में परिभ्रमण कर रहा है । किस कारण से ? एक मिथ्यात्व कर्म के उदय से । अपना कल्याण किससे होगा ? इस मिथ्यात्व कर्म के नाश से । अतः उसका नाश अवश्य करना चाहिये । सम्यक्त्व प्राप्ति कर लेना चाहिए । सम्यक्त्व किसे कहते हैं इसे कुन्दकुन्द स्वामी ने समयसार, प्रवचनसार, नियमसार, पचास्तिकाय, अष्ट पाहुड और गोम्मटसारादि बड़े २ ग्रन्थों में वर्णन किया है । पर इसपर श्रद्धा रखता कौन ? अपना आत्मकल्याण करने वाला रखेगा । और इसी तरह ससार में भ्रमण करना है तो वह भ्रमण करता आ ही रहा है, उसका उपाय नहीं । परन्तु ऐसा करना उचित नहीं, यह हमारा आदेश है, उपदेश है । ओं सिद्धाय नमः ।

વપરાતા સાધનો મમત્વ વિના રખાય તો, પરિગ્રહનો દોષ ન લાગે પરંતુ ચાલુ વપરાશની વસ્તુઓ પણ, જો મમત્વભાવથી રાખેલી હોય તો, તે ચીજ જોઈ આત્મામાં વારંવાર હર્ષ, આનંદ, રતિ, રાગ, વગેરે પેદા થયા કરે તો, મમત્વભાવ પોષાય છે, માટે તે પરિગ્રહ જ લેખાય

પ્ર૦–ચારિત્રના ઉપકરણો પણ, ચાલુ વપરાશથી વધારે કોઈ સાધુ કે સાધ્વી રાખે તો, તેને પરિગ્રહનો દોષ લાગે, આ વાત બરાબર છે ને ?

ઉ૦–ગચ્છાચાર્ય અને ગચ્છગુરુણી (જેને પ્રવર્તિની કહેવાય છે) તેને છોડીને એટલે સમુદાયના મુખ્ય પુરુષો સિવાય, સંજમના ઉપકરણો પણ, બીજા કોઈપણ સાધુ–સાધ્વીજીઓએ લેવા કે સંગ્રહ કરવા ન જોઈએ અને ગચ્છાચાર્ય વિગેરે પણ જેઓ અમૂર્છદશાવાળા રહી શકતા હોય તેઓ જ જરૂર પૂરતા લઈ કે રાખી શકે, અને તેમને સંગ્રહનો દોષ લાગે નહિ પરંતુ જેમને ડગલે ને પગલે, વસ્તુમાત્ર ઉપર મમત્વભાવ ચાલુ જ હોય, તેમને પરિગ્રહનો દોષ લાગ્યા વગર કેમ રહે ?

પ્ર૦–વારૂ, હવે આપણને સમયગ્દર્શનની પ્રાપ્તિ થઈ છે એ બાહ્ય લક્ષણોથી જાણી શકાય ખરૂ ?

ઉ૦–જ્ઞાનીપુરુષોએ પોતે જ સમ્યગ્દર્શનની પ્રાપ્તિના પાંચ લક્ષણો બતાવ્યા છે તે જોઈએ, સમકિતના ૬૭ બોલ—

ચાર સદ્દહણા (૪), ત્રણલિંગ (૭), દશ પ્રકારે વિનય (૧૭), ત્રણ પ્રકારે શુદ્ધિ (૨૦), પાંચ દૂષણ (૨૫), આઠ પ્રભાવક (૩૩), પાંચ ભૂષણ (૩૮), પાંચ લક્ષણ (૪૩), છયતના (૪૯), છ આગાર (૫૫), છ ભાવના (૬૧), અને છ સ્થાન (૬૭)

ઉપરના શ્લોકનો ભાષાનુવાદ,

"જે ધન કણ કંચન કામિની, અછતે અણભોગવતા રે,
ત્યાગી ન કહીએ તેહને, જો મનમાં સવિ જોગવતા રે, ૧
ભોગ સંયોગ ભલા લહી પરિહરે જે નિરીહ રે
ત્યાગી તેહી જ ભાખીઓ, તસ પદ નમું નિશ-દિહ રે, "૨

એટલે ખરી વાત જ અભ્યંતર ત્યાગની છે, મનમાં ત્યાગ ન હોય તો બહારનો ત્યાગ નકામો છે

પ્ર૦–જે કંચન-કામિની અને સ્વજન પરિવારનો ત્યાગ કરી દીક્ષા લે છે, તેનો ત્યાગ ગણી શકાય નહીં ?

ઉ૦–જેવી રીતે નારી, પરિવાર, ઘરબાર, લક્ષ્મી અને મોજશોખનો ત્યાગ કર્યો, તેવો ને તેવો જો જીંદગી સુધી ત્યાગ ટકી રહે, તો ચોક્કસ તે આત્મા ત્યાગી જ ગણાય પરંતુ સંસારના પરિગ્રહનો ત્યાગ કર્યો અને સાધુદશાના પરિગ્રહની ગાંસડીઓ બાંધવા માંડે, ઘરના બાલબચ્ચા અને નોકર-નોકરનો ત્યાગ કર્યો, અને સાધુદશામાં ચેલા-ચેલી કરવા માટે ધડાપીટ મચાવી મૂકે, એનો અર્થ પરિગ્રહનો ત્યાગ છે જ નહિ એ પરિગ્રહનો ત્યાગ નથી, પરંતુ પ્રયત્નથી પ્રાપ્ત થતા પરિગ્રહનો ત્યાગ અને હરામના-અનીતિના પરિગ્રહની છુટ ? એટલે કે એ તો **ઓલામાથી ચૂલામાં** પડવા જેવું અને ખચ્ચર ઉપર બેસીને ગામ મોસરૂ ચાલતા શરમ લાગવાથી ગધેડા ઉપર બેસવા બરાબર છે

પ્ર૦–તો પછી જરૂર પૂરતા સંજમના ઉપકરણો રાખવા તે પણ પરિગ્રહ જ ગણાય ને ?

ઉ૦–સંજમના નિર્વાહ માટે, પોતાને જરૂર જેટલા, ચાલ

ગીત, નાચ અને નાટકોમા મજા પડે છે તેમ સમકિત પામેલો કે પામવાની તૈયારીવાળો આત્મા હોય, તેને વીતરાગની વાણી સાભળવામા ખુબ જ રસ પડે છે શ્રીવીતરાગદેવના ધર્મની આરાધના ઘણી ગમે છે જેને વીતરાગવાણી અને વીતરાગધર્મ ગમતો હોય તેને, ધર્મના દાતાર ગુરુદેવની સેવા પણ જરૂર ગમે છે તેવો આત્મા ગુરુસેવામા જરાપણ એ ર ાર વ ય નહિ જેમ વિદ્યાસાધક જ્યાપજ આરાધ કર્યા સિવાય, સાધનામા જ તો રહે છે, તેમ આગમના રહસ્યનો અને ધર્મનો અર્થી આત્મા, ગુરુદેવની સેવામા સતત જાગૃત રહે છે કહ્યુ છે કે,

"ક્ષુધાળુને ભોજન વહાલુ, તૃષાળુને પાણી,
વિલાસીને વનિતા વહાલી ધર્મનિ જિનવાણી " ૧

શ્રીવીતરાગશાસનને પામેલા કે પામવાની તૈયારીવાળા આત્મામા વિનયગુણ પણ જરૂર પ્રગટ થાય છે કારણ કે વિનય એ ધર્મનુ, તપોનુ, ગુણોનુ અને વડેવાનુ મૂળ છે વિનય વિનાના આત્મા સર્વત્ર સીદાય છે વિનય વિવેકનો સગો ભાઈ છે વિનયી જીવમા જ વિવેક આવે છે વિનયી આત્મા માતા, પિતા, વડીલબંધુ વિગેરે ક્રુદ્ધ બના માણસને પણ, પોતાને વશ કરે છે, વિનયી માણસ પોતાના શેઠને, અધિકારીને કે રાજાને પણ, પોતાના બનાવીને, પોતાનુ કાર્ય સાધી શકે છે, વિનયી જીવ ગુરુને અને દેવને પણ વિનયથી આરાધી શકે છે, અને અતિગુપ્તવચનવાળા શાસ્ત્રના રહસ્યો પણ, ગુરુપાસેથી પામી શકે છે

## વિનયગુણ ઉપર બે ભાઈઓની કથા

[illegible]

આ ૬૭ પ્રકાર સમજીને, તેનુ મનન કરવાથી અનુભવી આત્માને, પોતામા સમકિત છે કે કેમ? તેનો થોડો-ઘણો ખ્યાલ જરૂર આવશે કારણ કે—

સમકિતીજીવમા અથવા સમકિત પામવાની તૈયારીવાલા આત્મામા નમ્રતા, કોમલતા, વિનય અને વિવેક પ્રગટ થવા માટે છે જેના યોગથી બીજા પણ કેટલાક ગુણો આવવા માડે છે

૧ સમકિત પામેલા કે પામવાની તૈયારીવાલા આત્માને, જીવ-અજીવ આદિ નવ તત્ત્વો, છ દ્રવ્યો, સપ્તભંગી અને સાત નયો વિગેરેનો, પરમાર્થ જાણવાની રુચિ ઉત્પન્ન થાય છે

૨ પરમાર્થરુચિવાલા આત્માને, ભાવાચાર્યની સેવા અને તેમની સોબતમા ઘણો જ આનંદ આવે છે

૩ ભાવાચાર્યની સોબતથી રંગાએલા અને પરમાર્થ સમજેલા આત્માને, કુગુરુઓની સોબત બીલકુલ ગમે નહિ એ પણ સ્વાભાવિક જ છે

૪ સમકિત પામેલા કે પામવાની ભૂમિકામા પ્રવેશેલા આત્માને, અન્યલિંગીઓની સોબત પણ ગમે નહિ, તેવાઓના પુસ્તકો વાચે તો પણ, સત્ય છોડે નહીં અને તેવાઓના સ્થાનમા પણ જાય નહિ કારણ કે કુલિંગીઓની સોબતથી આત્મા પ્રાય શ્રદ્ધાગુણથી પતન પામે છે માટે જ કહ્યું છે કે,

"પરદર્શનીના સંગ તજીએ ચોથી સદ્દહણા કહી,
હીના તણો જે સંગ ન તજે, તેહનો ગુણ નવિ રહે,
જ્યુ જલધિજલમા ભલ્યુ, ગંગાનીર લુણપણુ લહે"

૫ જેમ અતિક્ષુધાતુરને મિષ્ટાન્ન-પકવાન્ન દેખી અતિ આનંદ થાય છે જેમ વિલાસી સુખી મનુષ્યને કિન્નરકંઠીઓના

વાત સાભળતા જ, અતિવિનયથી અને વિવેકી નાનો ભાઈ, બગીમાથી નીચે ઉતરી, આગળ ચાલી, મહારાજાની પાસે જઈ, નમ્રતાથી હાથ જોડી ઉભો રહ્યો રાજા સાહેબ પૂછે છે, 'શેઠજી આ શુ છે?' શેઠ કહે છે, 'સાહેબ! પરદેશથી એ- સુન્દર ચીજ બનાવરાવીને, આપ સાહેબને ભેટ આપવા લાવ્યો છુ,' આવ્યાને દિવસો ઘણા થયા, પરંતુ અમારૂ ઘર અવાવરુ હોવાથી, સુધારા-વધારા કરવામા, થોડો ટાઈમ ચાલ્યો ગયો આપ કૃપાસિંધુને મળવા ઘણી જ ત્વરા હોવા છતા મોડુ થઈ ગયુ, તેની ક્ષમા આપશો' એમ વિનયવચનો સભળાવી ઘોડાથી જોડેલો, રત્નજડિત રથ લાવીને, રાજા સાહેબના ચરણે ધર્યો શેઠનુ આવુ મીઠુ ભાષણ અને કિંમતી ભેટ જોઈ મહારાજા ઘણા જ ખુશી થયા નાનાશેઠને ઘણું માન આપ્યુ. અને જ્યારે જ્યારે અવસર મળે ત્યારે, પોતાને મળવા રાજ-સભામા કે અતપુરમા, સંકોચ વિના આવવુ એવી છુટ આપી.

આ બાજુ મોટા ભાઈ હાથી ઉપર આવતા હતા, તેમને પણ પોતાના સેવકે, મહારાજાની સવારી આવવાની ચેતવણી આપી હતી પરતુ પૈસામા ગર્વિષ્ટ બનેલા શેઠજીએ, 'એમા શું છે?' કહીને હાથી ઉપરથી નીચા ઉતર્યા નહી, એમ જ બેસી રહ્યા પછી ગતના માન સન્માનની તો વાત જ કયા રહી?

મોટાશેઠની આવી ઉદ્ધતાઇ જોઇ, મહારાજા ચીડાઈ ગયા, અને શેઠનું અપમાનભરેલુ વતન જોઈ, રાજાએ શેઠનો હાથી લઇ લીધો ઘર ઉપર જપ્તિ બેસાડી સર્વસ્વ આચકી લીધુ આ બિના નાનાભાઈના સાભળવામા આવી કે, તુરત જ સાચા મોતીનો થાળ ભરી મહારાજા પાસે જઇને ભેટ ધરી, પોતાના

કમાવા સારૂ દુર પ્રદેશ રત્નદ્વીપમા ગયા ત્યાથી ઘણુ ધન કમાઈને, પાછા પોતાના દેશમા આવ્યા તેઓ લક્ષ્મી એટલી બધી લાવ્યા હતા કે, તેની પાસે નગરના રાજાનીપણ, કશી ગણના ન હતી બન્ને ભાઈ દરરોજ નવનવા સાધનોથી, ગામમા ફરવા નિકળે અને લોકોના ટોળા જોવા એકઠા થાય નગરવાસી લોકો એમ જ માને કે, આ દેવલોકમાથી આવ્યા જણાય છે!

આ વાત રાજાની પાસે પહોચી રાજા ઘણો જ ઉત્તમ આત્મા હોવાથી, આ બન્ને ભાઈની લક્ષ્મીની વિપુલતા સાભળી, ખૂબ જ ખુશી થયો છતા ઘણા ખુશામતીયા લોકો, રાજાને ઉશ્કેરવા લાગ્યા 'સાહેબ! આ શેઠીયાઓના માન-મરતબા પાસે આપની કશી જ કિંમતનથી આખા ગામમા આપને કોઈ સભારતુ નથી જ્યારે એ બન્ને ભાઈઓની, જે જેકાર બોલઈ રહી છે', આવી વાતો સાભળવા છતા, સજ્જન એવો રાજા જરા પણ મનમા ઈર્ષ્યા લાવતો નહિ

ભાવિભાવથી એક દિવસ એવો પ્રસગ બન્યો કે, આ બે ભાઈ પૈકી એક નાનો ભાઈ, રત્નથી જડેલો, સોનાનો રથ શણગારી, બે સુદર ઘોડાઓ જોડીને, બજારમા ફરવા નીકળ્યો આ વાતની ખબર થતા, બીજા મોટા ભાઈ પણ, હાથીઉપર સુવર્ણની અમાડી ગોઠવી તેમા બેસીને, પરિવાર સહિત ફરવા નીકળ્યા બન્ને ભાઈ જુદા રસ્તે ચાલ્યા જાય છે આગળ જતા આ બન્ને રસ્તા ભેગા થતા હતા ત્યા, અકસ્માત્ સામેથી નગપતિની સવારી આવતી દેખાણી, આ વાત બન્ને ભાઈઓના ખાસ મનુષ્યોએ આવી, પોતપોતાના શેઠને જણાવી દીધી કે, 'સ્વામી! આપણા નગરના માલિક સામેથી આવે છે' આ

વાચન-મનનમા તથા અન્યને બજાવવામા વિતાવતા હતા

નવીન ૫ ઠોરા શ્રાવિકા પણ ઘરનુ કામ પતાવીને તમામ વખત સામાયિકમ શેઠજી ની પાસે જ વિતાવતા હતા નવી શ્રાવિકા ગામડામા જન્મેલી હોવાથી, અને તે સમયમા ગામડા ઓમા નિશાળો ન હોવાથી, અંક કે બારાખડી જેવુ પણ ભણેલા હતા નહિ પરંતુ શેઠજીના બધા વાચનમા, લગભગ તેમની અચુક હાજરી રહેતી હતી

આવી રીતે દશ-પદર વર્ષ વીતી ગયા દરરોજ સાન ળવાથી, ધાર્મિકક્રિયાઓમા, અને જ્ઞાનમા શ્રાવિકાનો રસ વધતો ગયો સાથે શેઠની સેવામા પણ વૃદ્ધિ થઈ એક વિનીત શિષ્ય, જે રીતે ગુરુદેવની સેવા ઉઠાવે, તે જ પ્રમાણે મહાસતી શ્રાવિકા પણ, શેઠજીના મનને અનુકૂળ સેવા કરવામા, ઘણીજ સાવધાનતા રાખતા હતા શેઠની શી ઈચ્છા છે? તે એકાળી સમજી જતા, ભાષામા પણ 'જી' શબ્દોના કોમળ ઉચ્ચારથી, શેઠના આત્માને, ખૂબ જ શાંતિ આપતા હતા

અને શેઠાણીના આવા વર્તણુથી, તેમના ઉપર શેઠની અભ્યતર આશીષો ઉતરવા લાગી એક દિવસ શેઠ વાચતા હતા અને શ્રાવિકા સાભળતા હતા ત્યારે ભાવિભાવના યોગે શેઠના મુખમાથી નીકળી ગયુ કે, **'આજ તો તુ વાચીને અર્થ કર અને હુ સાભળુ'** શેઠનાં અચાનક નીકળેલા આવા વાક્યો સાભળીને, સુસતી શ્રાવિકાએ તુરત જ **'તહત્તિ'** વચન બોલી, વાચવુ શરૂ કર્યું વાચતાં ગયા અને અર્થ કરતા ગયા, આમ દિન-પ્રતિદિન વિનય અને જ્ઞાન બન્નેની પરસ્પરમા સરસાઈ ... ી, શેઠાણીએ શેઠ પાસેથું શાસ્ત્ર

મોટા ભાઈના ઉદ્ધત વર્તનની અને ગજાના ગુમ્માની ક્ષમા માગી નાનાભાઇ ઉપર પ્રસન્નચિત્ત બનેલા મહારાજાએ, મોટા ભાઇનો પણ ગુન્હો માફ કર્યો નાનાભાઈના વિનયથી, મોટા ભાઈની આપત્તિ પણ દૂર થઈ તેમ આલોક અને પરલોક સુખી બનાવવો હોય તો, આત્મામા નમતા વિગેરે લાવવાની જરૂર છે શાસ્ત્રો કહે છે કે,

विणयाओ नाण नाणाओ दसण, दसणाओ चरण ।
चरणाहिंतो मोक्खो, मुक्खे सुक्खं निराबाह ॥ '

**અર્થ**–વિનયથી આત્મામા જ્ઞાન આવે છે, જ્ઞાનથી સમકિતની પ્રાપ્તિ થાય છે સમકિતી આત્મા ચારિત્ર પામે છે, અને ચારિત્રથી આત્મા સર્વકર્મ ક્ષય કરી મોક્ષ મેળવે છે એટલે સર્વ ગુણોનુ ભાજન વિનય ગુણ જ છે માટે લૌકિક અને લોકોત્તર બન્ને માર્ગને નિષ્કટક બનાવવા હોય તો, આત્માને વિનય ગુણની ખાણ બનાવવો જોઈએ

આ વિનયગુણ ઉપર બીજાપણ આશ્ચર્યકારી લૌકિક લોકોત્તર દાખલા ઘણા છે, એક તદ્દન તાજી અને બનેલી ઘટના આપણે જોઇએ

હાલના રાજનગર શહેરમા, સારગપુર–તળીયાની પોળમા, પ્રાય વિશમી સદીના પ્રારભમા, એક ધર્માત્મા ગૃહસ્થ રહેતા હતા, તેઓના પ્રથમ પત્ની ગુજરી જવાથી, તેમણે ગામડામાથી, કોઇ સારા ખાનદાન ગૃહસ્થની પુત્રી સાથે, ફરીવાર લગ્ન કર્યાં હતા શેઠ પોતે પ્રકરણ–કર્મગ્રન્થાદિ તત્ત્વોના ઘણા ઊંડા જાણકાર હતા પોતાની થોડી મુડીમા સામાન્ય વ્યાજના વેપારથી સુખ–પૂર્વક આજીવિકા ચલાવતા, અને દિવસનો ઘણોખરો ભાગ

फिर आपको क्या करना चाहिये ? दर्शनमोहनीय कर्मका क्षय करना चाहिये। किससे उसका क्षय होता है ? एक आत्म चिंतन से होता है। कर्म निर्जरा किससे होती है ? आत्मचिंतनसे होती है। तीर्थयात्रा करने पर पुण्यबंध होता है। प्रत्येक धर्म कार्य करने पर पुण्यबंध होता है। कर्म-निर्जरा होने के लिये आत्मचिंतन साधन है। अनंतकर्मों की निर्जरा के लिये आत्मचिंतन ही साधन है। आत्मचिंतन किये बिना कर्मोंकी निर्जरा होती नहीं, केवलज्ञान होता नहीं, केवलज्ञान के बिना मोक्षप्राप्ति नहीं होती है। फिर अपने को क्या करना चाहिये ? चौबीस घण्टोंमें छह घडी उत्कृष्ट कही गई है, चार घडी मध्यम कही गई है, दो घडी जघन्य कही गई है। जितना समय मिले उतना समय आत्मचिंतन करे। कमसे कम १०, १५ मिनट तो करे। कम से कम हमारा कहना है कि पांच मिनिट तो करे। आत्मचिंतन किये बिना सम्यक्त्व-प्राप्ति नहीं होती है। सम्यक्त्वके बिना कर्मोंका संसार बंधन टूटता नहीं, जन्म जरा मरण छूटता नहीं। आगे सम्यक्त्व होने पर संयम के पीछे लगना चाहिए। यह चारित्र मोहनीय कर्मका उदय है कि सम्यक्त्व होकर ६६ सागर तक रहता है, परंतु मोक्ष नहीं होता। क्यों ? चारित्रमोहनीय कर्म का उदय होने से। इसलिये चारित्रमोहनीय कर्म का क्षय करने के लिये संयम को ही धारण करना चाहिये। संयमके बिना चारित्र-मोहनीय कर्म का नाश नहीं होता। इसीलिये यह संयम कैसा भी हो, परंतु संयम धारण करना चाहिये, हठो मत, संयम धारण करने

ખરૂ તત્ત્વજ્ઞાન મેળવી લીધુ જેના યોગે પ્રકરણ-ભાષ્ય, કમ ગ્રથ, સગ્રહણી, ક્ષેત્રસમાસ, પ્રવચનસારોદ્ધાર અને લોક-પ્રકાશ જેવા ગ્રથોનુ ઊડુ રહસ્ય પણ સમજી લીધુ

પ્ર૦—તમે ઉપર જણાવી ગયા છે કે, બાઈને-શ્રાવિકાને બારાક્ષરી પણ આવડતી ન હતી, તોપછી શેઠના વચને વાચવુ શરૂ કર્યું, આ વાત કેમ મનાય?

ઉ૦—આવા દાખલા કોઈક ઠામમા જ બને છે, આ બાઈ ચોક્કસ ભણેલા હતા જ નહિ, પરતુ પતિના અતિપ્રમાણ વિનય અને વેયાવચ્ચ ગુણથી, બાઈમા એકલવ્ય ભીલની પેઠે, વિનયગુણના ફળરૂપ, જ્ઞાનગુણ પ્રકટ થયો હતો આવો એક-બીજો દાખલો, રૂપાન્તરથી ઉપાધ્યાય શ્રી વીરવીજયજી મહારાજના પ્રસગમા, ભાવનગરની આજુબાજુના ગામમા, એક મુગા અને તદ્દન બહેરા છોકરાનો બની ગયો છે જે છોકરો જન્મથી જ મુગો અને બહેરો હતો તેને દેરાસરમા ઉપાધ્યાય શ્રીવીરવિજયજી મહારાજે વાસામા થાબડીને ફરમાવ્યું કે, 'બોલ, કયુ નહિ બોલતા?' આવા વાક્યો સાભળી છોકરો બોલવા લાગ્યો હતો

પ્ર૦—શેઠજીના ('આજ તો તુ વાચીને અર્થ કર હુ સાભળુ') આદેશને સાભળીને, શ્રાવિકાએ પોતે ભણેલા ન હોવા છતા, ના કેમ પાડી નહિ? હુ કયા ભણી છુ!' આવો જવાબ કેમ ન આપ્યો? મારા સ્વામી મારી મશ્કરી કરે છે, આવુ પણ મનમા કેમ ન આવ્યુ?

ઉ૦—ઉત્તમકોટીના શિષ્યો, પુત્રો, પત્નિઓ અને સેવકો ગમે તેવા વિષમ આદેશો હોય તો પણ, તેમા સશય કરતા નથી,

અને પોતાના તે તે પૂજ્ય અને વડીલપુરુષના, મરણસુધીના આદેશો, પ્રભુવચન તરીકે સ્વીકારી લે છે કહ્યુ છે કે,

"सती पत्यु प्रभो पत्तिर्गुरो शिष्य पितु सुत ।
आदेशे सशय कुर्वन्, खण्डयत्यात्मनो व्रत ॥"

અર્થ—સતીનારી પોતાના સ્વામીના વચનમા સ દેહ કરે તો, પોતાનુ પતિવ્રતાપણું મલીન થાય, ઉત્તમકોટીનો સેવક–નોકર પોતાના માલિકના વચનમા સ દેહ કરે તો, પોતાનુ સ્વામિભક્તપણું મલીન થાય શિષ્ય પોતાના ગુરુદેવના વાક્યમા સ દેહ કરે તો, પોતાની ગુરુભક્તિને મલીન બનાવે અને પુત્ર પિતાના વાક્યમાં સ દેહ કરે તો, પોતાના પુત્રપણાને કલ કિત કરે કહ્યુ છે કે,

प्रायश्चित्त गुरूणां हि, वचासि निर्मलचेतसा ।
मातिक्रान्तगुरूणा हि, क्रिया कापि फलेप्रदी ॥ १ ॥

અર્થ—ગુરુપુરુષોના વચનો, આરાધક આત્માઓને, પ્રાયશ્ચિત્ત તુલ્ય છે અર્થાત્ ગમે તેવા પાપો થઈ ગયા હોય, પર તુ સુગુરુઓના વચનોરુપ આશીર્વાદ મળી જાય તો, દૃઢપ્રહારી અને કામલક્ષ્મી જેવા, પાપી આત્માઓ પણ, તમામ પાપોથી મુક્ત બની મોક્ષગામી થયા એટલે ગુરુદેવોના વચનથી બધાએલા આત્માઓને, ગુરુઓના વચનો જ, તરવામા અસાધારણ કારણ બને છે પર તુ જે આત્માઓ, ગુરુઓના વચનોનો અનાદર કરી, રખડતા–ભટકતા સ્વેચ્છાચારી બને છે, તેમની કોઈ પણ તપ વિગેરે ક્રિયા, ફલ આપનારી બનતી નથી શાસ્ત્રોમા પણ કહ્યુ છે કે,

'छट्ठट्ठमदसमदुवालसेहिं मासद्धमासखमणेहिं ।
अकरेंतो गुरुवयण, अनतससारीओ होइ ॥१॥'

**અથ**—કોઈ આત્મા છઠ (બે ઉપવાસ) અઠમ (ત્રણ ઉપવાસ) દશમ (ચાર ઉપવાસ) દ્વાદશ (પાચઉપવાસ) માસ (એકમાસના ઉપવાસ) અર્ધમાસ (પંદર ઉપવાસ) જેવા, દુષ્કરતપ કરનારો હોવા છતા, જો તે ગુરુવચનનો અનાદર કરતો હોય, ગુરુવચનની અવગણના કરતો હોય તો, ઘોર તપથી પણ તે અનંતોકાળ સંસારમા જ રખડનારો બને છે તેને તપશ્ચર્યાથી પણ કશો લાભ થતો નથી આ વાતથી એમ નક્કી થાય છે કે, ગુણી આત્માઓ વડીલોને પરાધીન હોય છે ગુરુ, પિતા, પતિ અને માલિકની સંપૂર્ણ આજ્ઞા માને છે મનમા પણ કુવિચારો લાવતા નથી આ પ્રમાણે **શ્રાવિકાબેન** પણ, પોતાના સ્વામીના વચનમા જરા પણ શંકા લાવ્યા સિવાય, સ્વામિની આજ્ઞાથી વાચવા લાગ્યા, અને **એકલવ્યભીલની** માફક વડિલનો વિનય કર્યો વિનય એટલો બધો કર્યો કે, આ શ્રાવિકાબાઈએ પ્રકરણનુ ઊંડુ જ્ઞાન પામીને, વૃદ્ધાવસ્થામા ઘણા શ્રાવક–શ્રાવિકાઓને પણ ભણાવ્યા ઘણા ભાઈઓ તેમની પાસે ભણીને, તેમના સગા પુત્રો જેવા ભક્ત બન્યા કહેવાય છે કે, આ સુશ્રાવિકા, પોતાના પતિના મરણ પછી, અમદાવાદશહેરમા, **કાકીમાના** નામથી એક સારા અનુભવી આત્મા તરીકે પ્રસિદ્ધ થયા

અમને આ સંપૂર્ણ હકીકત અમદાવાદના એક માનવંતા વીશાશ્રીમાળી જૈન કોમના શેઠ અને આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિ, હાજાપટેલની પોળમાની રામજીમંદિરની પોળના રહીશ, **શેઠ મયાભાઇ સાંકળચંદ** જેઓ ૧૯૮૭ની સાલમા, અમારી પાસે કર્મગ્રંથનો અભ્યાસ કરવા આવતા હતા, તેમણે કહેવી છે, તે અમે લાભની ખાતર અહીં લખી છે

તાત્પર્ય એ કે સમકિત પામેલો કે પામવાની નિકટ થએલો આત્મા અરિહંત, સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય, સાધુ, ક્ષમાદિદશવિધ ધર્મ જિનપ્રતિમા, શ્રીજિનસંઘ, જૈનાગમ, અને સમ્યગ્દર્શન. આ દશે પ્રકારનો મન, વચન અને કાયાથી વિનય આચરે છે

વિનયી આત્મા તેને કહેવાય, કે જે, ગુણી અને વડિલ પુરુષો પ્રત્યે ૧ યથાયોગ્ય ભક્તિ સાચવે, ૨ ચિત્તમાં બહુમાન રાખે, ૩ ગુણનો આદર થવાથી વારંવાર પ્રશંસા–સ્તુતિ ગાયા કરે, ૪ અવગુણ ક્યાર પણ મનમા લાવે નહિ અને બીજે પણ નહિ ૫ અને કોઈ પણ પ્રકારની આશાતના થવા દે નહિ

આ પ્રમાણે દશ પ્રકારના ગુણીજનોનો, પાંચભેદે વિનય કરનાર કોઈ કર્મની નિર્જરા કરી મોક્ષે જાય છે અને કોઈ જિનનામકર્મ પણ ઉપાર્જે છે ત્યાર કોઈ આત્મા, પ્રવર પુણ્યનો બંધ કરીને, શ્રીભરત–બાહુબળીની પેઠે મોટી રિદ્ધિ–સંપત્તિને પણ પામે છે

સમકિત પામેલા કે પામવાની તૈયારીવાળા જીવને શ્રીજિનવચન તદ્દન સાચા લાગે. શંકારહિતપણે લાગે 'तमेव सच्चं निस्संकियं, जं जिणेहिं पवइयं' બીજું બધુ ખોટુ છે, એવુ લાગે વળી શ્રીજિનરાજની ભક્તિથી જે ન બની શકે, તે બીજાથી થઈ શકે જ નહીં, આવુ પ્રસંગ આવે ત્યારે નિર્ભય બોલે કોઈ એવો પણ પ્રસંગ આવી જાય કે, કોઈ દેવ–દાનવ કે રાજા–મહારાજા, બલાત્કારથી, અન્ય દેવ–દેવીને નમાવવા આગ્રહ કરે તો પણ તેને નમન ન જ કરે

"દેઓ બધો પેખતા જ, જે ગહેતા અનેક પ્રકાર જે,
જિન વિણ પર સુર નવિ નમેરે તેની માયા શુદ્ધિ ઉદાર જે ॥૧

અર્થ—જિનેશ્વરદેવ સિવાય બીજા દેવ-દેવીને નમસ્કાર કરે જ નહિ પ્રાણાન્ત કષ્ટો સહન કરે, સર્વસ્વનો નાશ થઈ જાય, અનેક વેદનાઓ ભોગવે, પણ અન્યદેવને સ્વપ્નામા પણ ઈચ્છે નહિ મન-વચન-કાયાની આવી શુદ્ધિ જેની હોય, તે આત્મા સમકિત પામી શકે છે, અથવા પામેલુ ટકાવી શકે છે

જે આત્મા ભગવાન વીતરાગના વચનો વાચીને, શ્રી વીતરાગપ્રભુને સંપૂર્ણ ઓળખવા અભ્યાસ કરે છે જેમ જેમ અભ્યાસ કરે છે તેમ તેમ અનુભવ વધે છે જે આત્મા સર્વજ્ઞદેવની વાણીનો અનુભવી હોય, તે નીચેના પાચ મહાદોષોથી બચી શકે છે

'शङ्का काङ्क्षा विचिकित्सा, मिथ्यादृष्टे प्रशसनम् ।
तत्सस्तवश्च पचापि सम्यक्त्व दूषयन्त्यमी ॥१॥

અર્થ—૧ શ્રી જિનવચનમા કોઈ પ્રકારની શકા કરવી નહિ, ૨ અન્ય-દર્શનિઓના કષ્ટ, મત્ર, ચમત્કાર, માનપાન, ઐશ્વર્ય દેખીને તે મતનો અભિલાષ સેવવો નહિ, ૩ પોતે આચરેલા ધર્મનુ ફલ મળશે કે કેમ ? આવો સદેહ લાવવો નહિ, ૩ મિથ્યાદૃષ્ટિઓના ગુણના વખાણ પોતે કરવા નહિ, અને બીજા પાસે સાભળવા નહિ, ૫ જેમ બને તેમ અન્ય-દર્શનિઓની, એટલે જૈનધર્મના વિરોધીઓ, નિન્દકો અને ઉત્થાપકોની, સોબત કરવી નહિ, અને તેવાઓના પડોસમા, પોતાના ઘર કે દુકાન પણ રાખવા નહિ

આ પાચ દોષો સમકિતના ભયકર દુશ્મનો છે આ પાચ દૂષણો જ્યા સુધી આત્મામા હોય, ત્યાસુધી સમકિત ગુણ આવેલો ટકી શકતો નથી, માટે આત્માના અભ્યુદયના ઈચ્છક

બુદ્ધિમાન મનુષ્યે ઉપરના પાચ મહાદોષોનો ચોક્કસ ત્યાગ કરવો જોઈએ

પ્ર૦—'ગુણાનુરાગ એ જ સમકિત-સમ્યગદર્શન કહેવાય.' એમ આપણે પ્રારભમા જ નક્કી કર્યું છે,તો પછી અહીં 'મિથ્યા દષ્ટિના ગુણના વખાણ કરવાથી સમકિત મલીન થાય છે એમ કેમ કહ્યું? ગુણ ગમે તેના હોય તેના (ગુણના) વખાણ કરવામા વાધો શુ ?

ઉ૦—પહેલી વાત તો એ જ છે કે, ગુણ કોને કહેવા? જેમ વસ્ત્રમા શ્વેતતા-ધોળાશ, પાણીમા શીતતા-ઠડક, અગ્નિમા ઉષ્ણતા-ગરમી, આ બધા જેમ તે તે વસ્તુના સ્વભાવસિદ્ધ ગુણો છે, તેમ આત્મામા પણ સ્વભાવસિદ્ધ ગુણો છે તેજ વાસ્તવિક ગુણો કહેવાય છે જે ગુણો પોતાના ઉપાદાનકારણને નુકસાન કરનાર ન બને, તે ગુણો જ વાસ્તવિક ગુણો કહેવાય છે તેમ જે આત્મામા સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર વગેરે ગુણો પ્રકટ થયા હોય, તે આત્માના આલોક કે પરલોક બગડે નહિ તેના બીજા ગુણોના નાશનુ કારણ બને નહિ કારણ કે ગુણો ગુણોને વધારવામા મદદગાર થાય, આવા ગુણો મિથ્યાદષ્ટિ આત્માઓમા પ્રાય આવી શકતા નથી, પરતુ તેઓમા ગુણ જેવા દેખાતા ગુણાભાસો જ હોય છે મિથ્યાદષ્ટિ જીવોમા, પ્રકટેલા ગુણાભાસો, તેમને કુગતિમા લઈ જનાર બને છે માટે જ **મિથ્યાદષ્ટિ જીવોના ગુણોની અનુમોદના** (મનમા પ્રશસા) **કરવી પણ વખાણ કરવા નહિ** ઉપાધ્યાયજી ફરમાવે છે કે,

'મિથ્યામતિ ગુણ વર્ણનો, ટાળો ચોથો દોષ,
ઉન્માગી' થુણતા હોવે ઉન્મારગ પોષ

જગતની વસ્તુમાત્રનો એવો જ સ્વભાવ છે કે, એક પદાર્થ બીજા પદાર્થને આકર્ષે છે અને પોતાના સમાનધર્મી પદાર્થનુ, પોતાના તરફથી બને તેટલો ટેકો આપી, તેનુ પોષણ કરે છે, અને તેને મજબુત બનાવે છે તે જ પ્રમાણે ગુણો ગુણોને આકર્ષનારા અને પોષણ આપનારા હોય, તો જ તે વાસ્તવિક ગુણ કહેવાય છે

પ્ર૦—ત્યારે શુ મિથ્યાદૃષ્ટિજીવમા આવેલા ગુણો, ગુણોનો નાશ કરનારા હોય એમ બને ખરૂ ?

ઉ૦—ઘણું કરીને એમ જ હોય છે ઘણા મિથ્યાદૃષ્ટિજીવો સત્યવાદી હોય છે, ચોરી પણ પ્રાય કરતા નથી, દગા-પ્રપચ કરતા નથી પરસ્ત્રીને માતા-બેન-પુત્રી તુલ્ય માને છે, પ્રમાણિક-પણે વર્તે છે, અને હજારો માણસોના વિશ્વાસનુ પાત્ર બને છે, છતા તેઓમા જૈનશાસનનો અભાવ હોવાથી, માસાહાર કરે છે, મદિરા પીવે છે ઇંડા ખાય છે, કતલખાના ચલાવે છે, મચ્છીના વેપાર કરે છે અને મચ્છી ખાય છે, પોતાના સ્વાદને પોષવા માટે, પોતાને ઘેર બકરા, ઘેટા, કુકડા પાળે છે અને મારીને ખાય છે, પારાવાર જીવહિંસા થાય તેવા વેપાન્ધધા, કારખાના ચલાવે છે, પ્રસગ આવે ત્યારે, આવા બધા પાપોનુ સમર્થન પણ ખુબ કરે છે, એટલે આવા પ્રમાણિક મનુષ્યોના સત્ય, અચૌર્ય અને બ્રહ્મચર્ય જેવા ગુણો પણ તેના આત્માને લાભ કરતા નથી પણ પ્રાય દુર્ગતિનુ કારણ બને છે

પ્ર૦—શુ સત્ય, અચૌર્ય અને બ્રહ્મચર્ય જેવા ગુણોથી જીવને લાભ ન થાય ?

ઉ૦—સાચી અહિંસા આવી હોય તો, એ ગુણો, સોનામા

જડેલા હીરા જેવા છે પણ જો અહિંસાનો સર્વથા અભાવ હોય તો, એકડા વગરના મીંડા જેવા છે જેમ સાચી જીવદયારૂપ સુવર્ણની વીંટીમા, સત્યતા વિગેરે હીરાઓ જડાય તો. અથવા ભાવદયા કે સાચીદયારૂપ એકડો આવ્યા પછી, સત્ય, અસ્તેય, અને બ્રહ્મચર્ય રુપ મીંડાઓ આવે તો, તે વીંટીની શોભા વધે છે અને એકડાને, અનેક ગુણો મોટો બનાવે છે એટલે જે આત્મામા, જીવોની દયા હોય જ નહિ, જેને જગતના પ્રાણીમાત્રને, અભયદાન આપવાની ઇચ્છા થાય નહિ, જે તેનું-જગતના પ્રાણીમાત્રનુ, ભલુ ચિંતવે નહિ, જેને પ્રાણીમાત્ર સાથે મૈત્રીભાવ પ્રગટે નહિ, ત્યાસુધી તેના બધા ગુણો, એકડા વગરના મોટા મીંડા જેવા જાણવા

જેમ કોઈ માણુને દુધ જેવી જાડી છાશમા, કેસર, જાયફળ અને સાકર નાખ્યા આ ત્રણે વસ્તુથી છાશને કશો લાભ થયો નહિ, પરંતુ કેસર જાયફળ અને સાકર નકામા ગયા જો એ ત્રણે ચીજો, ગાયના કે ભેસના દુધમા, નાખવામા આવી હોત તો, બધાની કીંમત વધી જાત દુધ પોતે જ ઊંચો પદાથ છે, તેમા સાકર, કેસર અને જાયફળ પડે, એટલે દુધનો સ્વાદ વધે, એ નિર્વિવાદ વાત છે, એજ પ્રમાણે અહિંસા પોતે ઊંચો ગુણ છે, તેમા સત્ય, અસ્તેય અને બ્રહ્મચર્યનો સાથ મળે તો, તેનુ અગણિત મુલ્ય થાય. પરંતુ દુધનો ભ્રમ કરાવતી છાશમા, નાખેલા જાયફળ, કેસર અને સાકર બીલકુલ નકામા ગયા, તેમ અહિંસા-જીવદયાના અભાવમા, સત્ય-અસ્તેય અને બ્રહ્મચર્ય વિગ રૂપણ, આત્માને ઉચ્ચ બનાવી

પાચ દોષથી મુક્ત સમકિતને, પામેલો કે પામવાની તૈયારીવાલો જીવ, પોતાની શક્તિઅનુસાર શ્રીવીતરાગશાસનની પ્રભાવના પણ કરે છે, એટલે જ્યારે જે જે વસ્તુદ્વારા શ્રીજૈન શાસનની પ્રભાવના-ઉન્નતિ થઈ શકે તેમ હોય, તે તે જરૂર કરે જે શાસનપ્રભાવનાદ્વારા પોતાને, કે અન્યને જરાપણ નુકસાન ન થાય, અને જૈન-જૈનેતરોને શ્રીવીતરાગશાસન ઉપર બહુમાન પ્રગટ થાય, જે શાસનપ્રભાવનાદ્વારા, ઘણા નવીન આત્માઓ જૈનધર્મમા જોડાય, અને જુના, ધર્મના મજબુત થાય, ધર્મથી ખસી જતા સ્થિર થાય, ધર્મના વિરોધી પાછા પડે, આવા શ્રીજૈનશાસનની પ્રભાવનાના કામો સ્વય કરે, અને અન્યને મદદ કરી શાસનપ્રભાવના કરાવે, તે આત્મા પોતે પોતાના સમકિતને નિમળ બનાવે, ઉપરાન્ત સેકડો, હજારો લાખો આત્માઓને સમકિતધારી બનાવી શકે છે આ શાસનમા તેવા પ્રભાવકો ઘણા થઈ ગયા છે, જેમના, થોડા માગલિક નામો, આપણે આચાર્યપદના વર્ણનમા જોઈ આવ્યા છીએ

આવા સમકિતયોગ્ય આત્માઓમા, પાચ ભૂષણ પ્રકટ થાય છે

૧ શ્રીવીતરાગશાસનની વિહિત ક્રિયાઓ ઉપર, ઘણો રાગ હોય, દાન, શીલ, તપ, સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ વિગેરે અનુષ્ઠાનો, ઘણીલાગણીપૂર્વક, રસપૂર્વક, સમજીને, આદર-બહુમાનથી અને અન્યચિત્ત નિરાદરપણાનો ત્યાગ કરીને કરે એ પહેલુ ભૂષણ

૨ તીર્થની સેવા કરે (આત્માને સ સારસમુદ્રથી તારે, તે તીર્થ કહેવાય) તે તીર્થ સ્થાવર અને જ ગમ એ પ્રકારે હોય

છે શત્રુંજયાદિ સ્થાવર તીર્થો કહેવાય છે અને ગીતાર્થ મુનિરાજો જગમ તીર્થ કહેવાય છે એટલે આવા ગીતાર્થ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુની સેવા કરવી અને શત્રુંજયાદિતીર્થોની વિધિપૂર્વક યાત્રા કરવી તે બીજુ ભૂષણ

૩ ગુરુદેવની ભક્તિ કરવી શ્રીવીતરાગશાસનના આચાર્યાદિ મુનિરાજોને, શાસનની વિધિ-બંધારણ અનુસાર, ઉપાશ્રયમા ઉતારવા તથા તેમને દોષરહિત વસ્ત્રો, અશન-પાન-ખાદિમ સ્વાદિમ આહાર વિગેરે આપવુ, તે પણ કેવલ પોતાના આત્માના કલ્યાણ માટે આપવુ તથા ગ્લાનાદિની ભક્તિ-સેવા કરવી એ ત્રીજુ ભૂષણ

૪ ધર્મ કરતા કે સેવાભક્તિ કરતા, કોઈ ફેરવનાર મલે છતા ફરે નહિ-બદલાય નહિ, એ ચોથુ ભૂષણ

૫ શ્રીજૈનશાસનની અનુમોદના, પ્રશંસા કરે 'જૈનધર્મ જેવો ધર્મ જગતમા છે જ નહિ, આવી લોકોના હૃદયમા છાપ બેસી જાય, તેવી રીતે પ્રભાવના કરવી તે પાચમુ ભૂષણ



'હુ સમકિતી છુ કે કેમ ?' આનો નિર્ણય જાણવા માટે, પોતે પોતાને તપાસી શકે તેવા, સમકિતના પાચ લક્ષણ જ્ઞાની મહાપુરુષોએ બતાવ્યા છે

૧ ગમે તેવા શત્રુનુ પણ ખરાબ ન ચિંતવે અને ભાવના ભાવે કે,

"મુજને દુખ આપે ભલા, તો પણ હુ નહિ તાસ,
શુભ પીરસના સર્વને છે મારો અભિલાષ ॥૧॥

ભવભવ એ મુજ ભાવના, એ મારો અભિલાષ,
ચાર ગતિના જીવને, લેશ ન આપુ ત્રાસ ॥૪॥
દરેક ભવમા સર્વને, માનુ મિત્ર સમાન,
આવે દુખ ક્રોડો ભલે, પણ ભૂલુ નહિ ભાન ॥૩॥
ભવભવ એ મુજ ભાવના, જો મુજ ધાર્યુ થાય
જગના જીવો સર્વને, થાપુ મહા-સુખમાય ॥૪॥'

૨ દેવતાઈ સુખો કે, રાજા-મહારાજાના સુખો મળે, તેમા મુઝાય નહી, ગર્વ લાવે નહિ, પરંતુ એ જ વિચારે કે, જેમ સુખ ભોગવવાથી, પૈસા ઓછા થાય છે, તેમ પુણ્ય પણ ચોક્કસ ઓછુ થાય છે નવી આવક વિના, બેઠાબેઠા ખાઈ જનારને, મનમા દુખ થયા જ કરે છે, તેમ તેને સુખ ભોગવતા આનંદ ન થાય **"સુરનર સુખ પણ દુખ કરી લેખવે, વાછે શીવ સુખ એક"** એટલે કે, દેવના કે મનુષ્યના સુખો, છેવટમા દુખ આપવાજ સર્જાયા છે, તો પછી વર્તમાન સુખો, પણ, દુખના કારણ હોવાથી, તે સુખો બુદ્ધિમાનોને, દુખમય લાગે તેમા નવાઈ શુ ?

**પ્ર૦**—જો સુખો દુખમય મનાયા હોય તો, આખુ જગત સુખની અભિલાષા કેમ કરે ?

**ઉ૦**—આ જગતમા બુદ્ધિમાન અને મૂર્ખ, એમ બે પ્રકારના મનુષ્યો હોય છે તેમા બુદ્ધિમાન મનુષ્યો, સુખને સદા કાળ ટકાવી રાખવા, નવી આવક કાયમ ચાલુ રાખે છે આવક કરતા ખર્ચ હંમેશ ઓછો જ રાખે છે કદાચ આવકના માર્ગ ઘટે તો, ખર્ચ પણ ઘટાડતા જાય છે જ્યારે મૂર્ખમનુષ્યો માત્ર વર્તમાનની વિચારણા વાળા હોયછે કાલેગમેતે

ચાય, તેની ચિંતા જ ન કરે "કાલ કોણે દીઠી છે?" એવી મનઘડત કલ્પનાઓ દ્વારા, ભવિષ્યના ભલાનો વિચાર જ કરતા નથી અને બીચારા સદાકાળ દુખી અને પરાધીન દશા જ ભોગવે છે તેજ પ્રમાણે જેમને આત્મા નિત્ય-સનાતન મમજાયો હોય, તેવા આત્માઓ માત્ર ચાલુ ભવના જ, સુખના ઇચ્છક હોતા નથી પરતુ હવે પછી કોઇ ભવમા દુખ ન આવે તેવુ ઇચ્છે અને આચરે છે તેમને પુણ્યનાશ કરનારા, ચાલુ ભવના સુખો, દુખ જેવા લાગે, તેમા નવાઈ નથીજ તે સિવાય જેમને તેવુ જ્ઞાન નથી, તેવા આત્માઓ જ પરિણામે દુખદ એવા સુખોની ઇચ્છા કરે છે

## ખરો સુખી કોણ? એ વિષે બે ભાઇની કથા

કોઇક સગા બે ભાઇ દશ-દશ હજાર રૂપીયા લઇને એક શહેરમા ગયા દરવાજામા પેસતા જ બે માર્ગ આવ્યા બંને ભાઇ પરસ્પર સલાહ કરીને, જુદા જુદા માર્ગે નગરની મધ્યમા ગયા એક ભાઇને રસ્તે જતા એક મુસાફર મળ્યો તેણે તેને નગરની માહિતી પૂછી પરદેશીએ જણાવ્યુ કે, આતો દેવપુરી છે અહીં સાક્ષાત્ દેવતાઓ પણ, સુખ ભોગવવા મળે છે જુઓ આ દરવાજે દેખાય છે ત્યા જશો એટલે તમને તેનો પૂરો અનુભવ થશે ભાઈ પણ દેવતાઈ સુખના જ ઇચ્છક હતા એટલે સીધા ત્યા ગયા પેઠા ત્યા તો, પધારો! પધારો!! પધારો!!! કહેતા ભાવભર્યું આમત્રણ આપવા માણસો દોડી આવ્યા શેઠને ઊંચે અદરના મહેલમા લઈ ગયા ત્યા પરી જેવી એક સુંદરી બેઠી હતી તેણીએ ઉભા થઇ, હસતા મુખે શેઠને, આવકાર આપ્યો અને સેવકોને હુકમ કર્યો કે, પધારેલા મહેમાનને,

के लिये डरो मत। सयम धारण किये बिना सातवां गुणस्थान नहीं होता है। सातवें गुणस्थान के बिना आत्मानुभव नहीं होता है। आत्मानुभव के बिना कर्मों की निर्जरा नहीं होती। कर्मों की निर्जरा के बिना केवलज्ञान नहीं होता। ओं सिद्धाय नमः।

निर्विकल्प समाधि, सविकल्प समाधि, इस प्रकार समाधि के दो भेद कहे गये हैं। गृहस्थजन–कपडो में रहने वाले–सविकल्प समाधि करेंगे। मुनियों के सिवाय निर्विकल्प समाधि होती नहीं है। वस्त्र छोडे बिना मुनिपद नहीं होता। भाईयो, डरो मत, मुनिपद धारण करो, यथार्थ सयम हुए बिना निर्विकल्प समाधि होने पर ही सम्यक्त्व होता है। इस प्रकार समयसारमें कुदकुद स्वामीने कहा है। आत्मानुभवके बिना सम्यक्त्व नहीं होता है। व्यवहारसम्यक्त्वको उपचार कहा है। यह यथार्थ सम्यक्त्व नहीं है, वह साधन है। जिस प्रकार फल आने के लिये फूल कारण है, उसी प्रकार व्यवहार सम्यक्त्व कहा है। वह यथार्थ सम्यक्त्व नहीं। यथार्थ सम्यक्त्व कब होता है? आत्मानुभव होने के बाद होता है। आत्मानुभव कब होता है? निर्विकल्प समाधि होने पर होता है। निर्विकल्प समाधि कब होती है? मुनिपद धारण करनेपर ही होती है। निर्विकल्प समाधि का प्रारम्भ कब होता है? सातवें गुणस्थानसे प्रारम्भ होता है और बारहवें गुणस्थान में पूर्ण होता है, तेरहवें गुणस्थान में केवलज्ञान होता है, इस प्रकार नियम है। शास्त्रोंमें ऐसा लिखा है। इसलिये आप डरो मत। डरो मत। सयम धारण करो, सम्यक्त्व धारण करो, ये आपके कल्याण

પહેરાવ્યા પછી ભોજનગૃહમા લાવી, જમવા બેસાડ્યા બાઈ-સાહેબ વ્યવસ્થા સાચવવા પાસે બેઠા અનેક નવી નવી વાનગી-ઓથી, શેઠને ધરવી નાખ્યા જમી લીધુ કે તુરત જ શેઠને પુષ્પ પાથરેલી શય્યામા સુવાડ્યા બે-ત્રણ કલાક નિદ્રા લઈ ને જાગ્યા, ત્યા તો બપોરના પીણા તયારજ હતા એ ગધુ પતાવીને દાસીઓ સાથે વિકટોરીયામા ફરવા ગયા નગરની શોભા જોનામા બેએક કલાક વીતાવી ઘેર આવ્યા જમી પરવારી શયનભુવનમા પધાર્યા આ રીતે શેઠજી, સાક્ષાત્ દૈવી સુખોનો અનુભવ માણવા લાગ્યા બીજા દિવસનુ બીલ માત્ર રૂપીઆ બસોનુંજ હતુ આમ થોડા દિવસ દેવતાઈ સુખ અનુભવતા, શેઠ પાસે માત્ર એક-બે દહાડાનુ જ મૂલ્ય બાકી રહ્યુ શેઠજી ઘોડાગાડીમા ફરવા નીકળ્યા છે ચાર પડખે ચાર દાસીઓ બેઠી છે ગાડી મધ્યબજારમા ચાલી જાય છે ત્યા પોતાના નાનાભાઈ ને, પુરાણા લુગડા પહેરીને, બજારમા ચાલ્યો જતો જોયો ઘોડાગાડીમા બેઠેલા શેઠે, નાનાભાઈ ને પાસે બોલાવી ખુબ ઠપકો આપ્યો 'મૂર્ખા! આવા દેવ જેવા નગરમા આવ્યો તો ય હજી, ચીંથરા વીંટાળે છે? આવા તારા એનાએ ફાટેલા લુગડા જોઇ, મને પણ શરમ આવે છે જરા ડાહ્યો થા અને મારી જેમ, સુખ ભોગવતા શીખ?' મોટા ભાઈના આવા વચનો સાભળી નાના-ભાઈએ કહ્યુ, 'ભાઈ! મારા ચીંથરા જોઈ આપને ક્ષણભર દુ ખ ભલે થયુ પણ બે દિવસ પછી આપના ચીંથરા દેખીને, તમારા સ્નેહીઓને, વર્ષો સુધી ભયકર દુ ખ થશે, અને તમારી બંને આખોમા, ચોધારા આસુ ચાલ્યા કરશે, તે તો વિચારો? નાના ભાઈના અર્થથી ભરેલા વચનો, મોટાભાઈને સાભળવા ગમ્યા

આપણા સ્થાનને યોગ્ય, સર્વ પ્રકારની વ્યવસ્થા આપો પોતાની સ્વામિનીનો હુકમ થતાની સાથે તુરત સેવકો તેમને ન્હાવાના સ્થાનમા લઈ ગયા શેઠને નવરાવી વેશ અને આભૂષણોવડે શણગાર્યા, શેઠ હવે શેઠ મટી રાજકુમાર બની ગયા પછી લાવીને પલગ ઉપર બેસાર્યા સારા ખાન-પાન જમાડ્યા યુવતી પણ તેની સેવા કરવા લાગી જાણે પોતાની પરણેતર પત્ની હોય, તેવા પ્રકારનો બધો જ વર્તાવ કરીને, ભાઈને ખૂબ જ ખુશ કર્યા જેમ કોઈ રાજપુત્ર, પોતાની નવીન પરણેલી પત્નીના સહ-વાસમા, એકાતમા રહી આનદ ભોગવે, તેવા બધા જ આનદો આ ભાઈશ્રીને મલ્યા મોજશોખના મહાઘેનમા, આખો દિવસ અને રાત્રી, એક કલાક જેવા થઈને જતા રહ્યા ભાઈશ્રીને તો આખી જીદગીમા કયારે પણ નહિ અનુભવેલુ સુખ સાપડયુ દિવસ ઉગ્યો એટલે, બાઈસાહેબની દાસીએ આવીને, શેઠસાહેબ પાસે ખર્ચનુ બીલ રજુ કર્યું આખા દિવસ-રાત્રીના રૂા ૧૦૦) આપી દો અને હવેથી આપને હમેશા, આજ કરતા વધુ ને વધુ આનદ મલ્યા કરશે શેઠ તો આનદમા ગરકાવ થઈ ગયા હતા એટલે તુરત રૂા ૧૦૦) ગણી દીધા બીજો દિવસ શરૂ થયો સવારના પહોરમા શેઠજીને, સ્નાનમડપમા લઈ ગયા ત્યા સોળ સોળ વર્ષની છોકરીઓ, (બાઈસાહેબની દાસીઓ) શેઠસાહેબને નવરાવવા તૈયાર ઊભી હતી શેઠજી તો જોઈ-જોઈ ને મનમા મલકાવા લાગ્યા, અને પોતાને અહોભાગ્ય માનવા લાગ્યા સૌ પ્રથમ શરીર ઉપર સુગધી દ્રવ્યોથી ચોળવાનો વિધિ થયા પછી સ્નાન કરાવ્યુ વચમા-વચમા ચેનચાળા હાવભાવ ચાલુ હતા સ્નાનવિધિ પર્ણ કરી. સદર વસ્ત્રો પહેરાવી. ઉપર દાગીના

આપનાર નથી ક્યા જવુ? કોને કહેવુ? હવે શુ કરવુ? એક ઘડી એક, વિચારની માળાના મણકા શરૂ થયા બાઈસાહેબના માણસો દરવાજા સુધી ધક્કા મારતા પાછળ આવ્યા ઘર બહાર કાઢીને કહ્યુ, હરામખોર ખબરદાર! હવે ક્યારે પણ આ ઘરમા પેસતો નહિ ભાઈ દયામણા ચહેરે, ફુતા લમણે, ઘરની બહાર નીકળી ગયા અને રઝળી–ભટકીને મરી ગયા

બીજા નાનાભાઈ નગરની એક બાજુ ચાલતા હતા તેને કોઈ ઉત્તમ મનુષ્યનો ભેટો થયો તેને નગરમા જવાનો અને રહેવાનો અનુભવ પૂછયો તેણે કહ્યુ કે, ભાઈ આ તો ધૂતારાઓની નગરી છે અહીં તો ધૂર્તોના ટોળામા ધૂર્ત થઈને વસે, તે જ સાજો–તાજો ઘેર જઈ શકે છે અહીં વેશ્યાઓ ઘણી વસે છે, નાટકગૃહોનો પાર નથી, ખાવાપીવાની ચીજો ગણતરી વગરની છે, સ્વાર્થસાધુ અને ધૂર્ત લોકોની સખ્યા જ નથી જો અહીં રહેવુ હોય તો, સહાડાગ લેકેવા ચણા વિગેરે લુખુ અનાજ ખાવુ, જુના–મેલા લુગડા પહેરવા, અને રાત–દિવસ કમાવા માટે કેડ બાધીને, બજારમા ફર્યા કરવુ એક જણ રોજ દશ પણ કમાય છે, સો પણ કમાય છે, હજાર પણ કમાય છે, જેવી આવડત પરતુ ભૂલેચૂકે ઠગ ટોળકીની વાત સાભળવી નહિ, વેશ્યાઓના બારણામા પેસવુ નહિ, મોજશોખના સાધનને અડવુ નહિ, આવુ વર્તન રાખશો તો, લાખો રૂપીયા કમાઈને ઘેર પહોચશો, અને આખી જીદગી લહેર ભોગવશો, અને જો કોઈના ફદામા પડશો, વેશ્યાના ઘરમા પેસશો તો મુડી હશે તેટલી ખાઈ જશો ભીખારી બનશો અને ભટકીને મરણ પામશો

નાનાભાઈને અનુભવી માણસની વાત ગમી ગઈ પોતાના

નહિ, અને ઘોડાગાડીવાળાને, આગળ ચલાવવા હુકમ આપ્યો મુકામે આવ્યા પછી, બે કે ત્રણ દિવસ ગયા, બાઈસાહિબની દાસી ચાલુ દિવસનુ બીલ લઈને આવી શેઠજીએ પોતાના ખીસ્સામા હાથ નાખ્યો, આજે ખીસ્સામા એક પાઇ પણ હતી નહિ પૈસા ચુકવવાની કાઈ પણ અગવડ ન જણાવાથી, બાઈએ દાસીઓને હુકમ આપ્યો કે, આ નાલાયકને આપણા વસ્ત્રા ભૂષણો ઉતારી લઈ, તેના પોતાના, ઘેરથી લાવેલા જુના લુગડા પહેરાવી, ધક્કા મારી હમણા જ દરવાજા બહાર કાઢો

શેઠજી કાલાવાલા કરવા લાગ્યા 'બે દિવસ તો રહેવા દો, મે તમને દશ હજાર ખવડાવ્યા છે, થોડી તો શરમ રાખો, આમારો ને તમારો કેટલો સ્નેહ હતો! તે આમ એક મિનીટમા બદલાઇ જતો જોઇ આશ્ચર્ય થાય છે, પણ આ બધુ કોઇ સાભળવા તૈયાર હતુ જ નહિ, સામેથી જવાબ મળ્યો કે, અમે તો પૈસ દારને જ માન આપીએ છીએ તમારા જેવા હજારો હસતા આવ્યા અને રોતા ગયા, અહીં કોઈની લગ–સીપારસ ચાલતી નથી બસ, જલદી આ સ્થાનથી બહાર નીકળી જાવ તમારી મૂર્ખાઈનુ ફળ તમે પોતે ભોગવો આ વખતે શેઠજીએ રાજકુમાર જેવો પહેરવેશ ઉતાર્યો, અને ભીખારી જેવો પોતાનો પોષાક ધારણ કર્યો દેવાગના જેવી રમણી, દાસીઓ, અબજોપતિના જેવુ સુંદર મુકામ, સાચરચિલુ, સાહ્યબી અને નોકર–ચાકરનો ત્યાગ કરી શેઠજીએ, ઘર બહાર નીકળવા માડયુ આ વખતનો બાઇશ્રીના મુખનો દેખાવ ખુબ જ દયામણો હતો શેઠને ગયા દિવસો વારવાર યાદ આવવા લાગ્યા મન ઉપર ઘણો જ આઘાત થવાથી, આખોમા આસુની ધારા વહેવા લાગી કોઈ દિવસો

સુધી સાથે લાવેલા જીવવિશેષ એક નગર તે મનુષ્યનો ભવ મોટાભાઈને સલાહઆપનાર તે પરલોકનો કે પુણ્ય-પાપનો વિચાર નહી કરનારા, કેવળ આલોકને જ નજરમા રાખી, શરીર, લક્ષ્મી, પત્ની અને પરિવાર માટે પાયમાલ થઈ દુર્ગતિમા જનારા, અને તો સંસાર ભટકનારા, અને પોતાનું અને પરનું બન્નેનું બગાડનારા, એવા આ જગતના પુદ્ગલાનન્દી બધા આત્માઓ બાઈસાહેબ (વેશ્યા) અને તેનો પરિવાર એ આ સંસારના સગાવ્હાલાં ભાઈબંધ, દોસ્તદાર. દશ હજારની મુડી તે પરજન્મમા મેળવેલ પુણ્ય મુડી ખવાઈ ગઈ, એટલે પુણ્ય ખલાસ થયે વસ્ત્રાભૂષણો ઊતારી ધક્કા મારી કાઢયો તે-

"ઊંચા મંદિર માળીયા, નોડ વાળીને સુતો,
કાગા કાગા એને સહુ કરે, જાણે જન્મ્યો જ નો'તો
એક રે દિવસ એવો આવશે "

આરીતે પુણ્ય (લક્ષ્મી) વગરનો ખાલી આત્મા, જેમ અહીં રખડીને મરી ગયો તેમ જગતના સર્વજીવો મહાપુણ્યોદયથી ઊંચા આવે છે, મનુષ્ય જન્મ પામે છે, પરંતુ મહાપાપો કરીને, ભયંકર અશુભકર્મો બાંધીને મરે અને ખાલી હાથે જાય છે તે

જેમ દશ હજારની મુડીવાળા એક ભાઈએ માત્ર બેત્રણ માસ રાજકુમાર જેવા કે દેવ જેવા સુખો ભોગવ્યા, પણ તે સુખો તેને પોતાને, મહાદુખનું કારણ થયા પરંતુ આ ભોગો અને સુખોનું પરિણામ, છેવટે આવું આવવાનું છે આવો વિચાર કર્યો હોત તો, તે ... માટેના ભોગો અને સુખોમા... પોતાની ... ... રત જ નહિ

દશ હજાર રૂપિયા એક ખાનગી જગ્યામા છુપાવી દીધા અને મનમા નિર્ણય કર્યો કે, દરરોજ કમાણીમાથી તદ્દન થોડામા થોડુ ખર્ચ કરવુ, અને વધારો પોતાના ખાનગી સ્થાનમા મૂકી આવવો લુગડા બદલાવવા નહિ, દાગીના પહેરવા નહિ, વેશ્યા વિગેરેના સુખ સામુ જોવુ નહિ, કદોઈની દુકાન પાસે ઉભા રહેવુ નહીં એમ બે ત્રણ માસમાતો નેલે, પોતાની મીલ્કતને બમણી ત્રણગણી કરી નાખી, વચમા તેને પોતાના છેલછબીલા મોટાભાઈનો ભેગો થયો હતો એ બને ભાઇનો, પરસ્પરનો વાર્તાલાપ આપણે જોઈ આવ્યા

તે નગરના પાચ-દશ વર્ષના વસવાટમા નાનોભાઈ, લાખો રૂપીયા કમાયો પરતુ ખાનપાન, વસ્ત્રાભૂષણ, વેશ્યાસમાગમ કે નાટક-ચેટકના સ્વાદ લેવા ગયો નહિ કુશળતા પૂર્વક લક્ષ્મીના ગાડાઓ ભરી રવાના થયો નગરના ઘણા માણસોની સાથે, તેમને માયા બધાણી હોવાથી, હજારો મનુષ્યો શેઠને મુકવા આવ્યા ગામ બહાર લાબે સુધી બધા તેની સાથે ગયા, પાછા વળતા ઘણાને આખમા આસુ આવ્યા, પણ શેઠજી હસતા-હસતા સૌને દિલાસો આપતા હતા છેવટે તે પોતાના દેશ જવા રવાના થયા ઘણીવાર સુધી લોકો શેઠને જોતા જ ઊભા રહ્યા છેવટે શેઠની આવડતના, સાદાઈના, ભલાઈના, સદાચરણના, લોકસેવાના, અને ગુપ્તદાનના વખાણ કરતા, ભીની આખે તેઓ પણ પોતાના ઘર તરફ વળ્યા

"મરે રાક રોતા ઘણા, મનુષ્યજન્મ કરી ફોક,
નરભવ શ્રેષ્ઠ બનાવીને, હસતા મરતા કોક ૧"

ઉપરના કથાનકના ઉપનય

બે ભાઈઓ તે ગયા જન્મના પુણ્યરૂપી દશ-દશ હજારની

ઉ૦—જ્ઞાનીપુરુષોને તો કોઈ જગ્યાએ સુખ દેખાયું નથી, આ વાત તદ્દન શંકા વગરની છે, જો આપણે પૂર્ણ દૃષ્ટિથી વિચારીશું તો જ્ઞાનીઓના વચનો અક્ષરે અક્ષર સાચા છે એમ જરૂર લાગશે

સંસારનું સુખ એનો અર્થ જ વિષયોનું સુખ, હવે ક્ષણવાર માટે માની લઈએ કે, જો આ પાચે ઇન્દ્રિયો તથા મનને ગમતી બધી ચીજો, મળી જાય તો, જીવને સુખ થાય પરંતુ તે વસ્તુ તદ્દન ન જ મળે કે થોડી મલે તો, બીચારા જીવડાઓ મનમા બળ્યા કરે ને ? સુખના સાધનો શબ્દ, રૂપ, ગન્ધ, રસ અને સ્પર્શ છે કાનને પસંદ પડે તેવા શબ્દો, સાભળવા મલે તો આનંદ થાય આંખોને ગમે તેવુ રુપ, જોવા મલે તો હર્ષ થાય. નાકને ગમે તેવી સુગંધ, સાપડે તો સારૂ લાગે જીભને ગમે તેવુ ખાવા મલે અને સાંગોપાગ પાચન થઈ જાય તો જ આનંદ સ્પર્શેન્દ્રિયને મન ગમતા સ્પર્શ સાંપડે તો ઠીક લાગે. આ બધી વસ્તુમાથી, એકાદ ચીજ ઓછી હોય કે એકેય ન હોય તો, જીવ પોતાની જીંદગીને બરબાદ ગણે હમેશા ઉદાસ જ રહ્યા કરે, અને મનમા બળ્યા કરે હવે કોઈને ક્યાંપિ ઉપરના બધા જ મનમાન્યા સાધનો મળી જાય અને શરીરમા રોગો ઉત્પન્ન થાય તો, સાભળવા, જોવા, સુંઘવા, ખાવા કે ભોગવવાનું બધ થાય. પૈસા મળ્યા પણ પત્ની ન મળી, તો પણ ચિત્ત બળ્યા કરે કદાચ મળી તો તે કાળી, કદરૂપી, તાડ્રી, કુલટા કે કુભાષિણી મળી, તોયે હમેશા બળતરા ચાલુ જ રહે પૈસા અને પત્ની બન્ને મળે, પણ (નીજો પાપો) પુત્ર ન થાય, તોય દુખ ઊભુ જ છે છોકરો થયો—પરણ્યો ને મરી ગયો

જ્યારે બીજા નાનાભાઈને, એજ નગરમા જતા સારા સલાહકાર મલ્યા, તેમ આ જીવને પણ, મનુષ્યજન્મ મલ્યા પછી, સસારનો સ્વભાવ સમજેલા સદ્ગુરુદેવ મલી જાય, તો પૈસા, પદ્ગલ અને પત્નીના ભોગોની ભય કરતા સમજાવીને, આત્માને કુગતિમા પડતો બચાવી લે છે જેમ નાનાભાઈએ, સાચા સલાહકારની સલાહ મુજબ વર્તી, પોતાના પૂર્વજન્મના પુણ્યરૂપ દશહજારની મુડીને, વધારીને લાખોની કરી, અને જવાના વખતે અનેકોના મનમા દુખ થયુ અને કેઈકની આખોમા આસુ આવ્યા, તેમ જે આ આત્મા પણ સુગુરુઓના વચન અનુસાર વર્તે અને કુછદમા ન પડે તો, જબૂસ્વામી, ધનાજી, શાલીભદ્ર વિગેરેની પેઠે, ધર્મ ધનને મજબૂત બનાવી, જતા આત્માને 'જાકારો' કહેનાર કોઈ ન મલે, પરતુ આપણા જવાના વખતે સવ રોકનારા અને રોનારા બને કહ્યુ છે કે–

એસી કરણી મત કરો, જગ હસે તુ રોય ।
એસી કરણી કિજીયે તુ હસે જગ રોય ॥

આ પ્રમાણે જેઓને સસારની ભય કરતા સમજાય છે તેવા આત્માઓને, દેવ–મનુષ્યના સુખો દુખ જેવા લાગે તેમા જરાપણ આશ્ચય છે જ નહિ ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે,

' સુરનર સુખ પણ દુઃખ કરી લેખવે,
વાછે શીવસુખ એક ચતુરનર''

સમકિત પામેલા અથવા પામવાની તૈયારીવાલા જીવને સસારમા કશુ સુખ દેખાય જ નહિ, પણ જ્યા દષ્ટિ કે કે ત્યા નરકાગાર કે કેદખાના જેવુ દેખાય છે

પ્ર૦—શુ આ સસારમા એકલુ દુખ જ ભરેલુ છે? સુખ છે જ નહિ?

करने वाले हैं। इनके सिवाय कल्याण होता नहीं। संयम के बिना कल्याण नहीं होता है। आत्मचिंतन के बिना कल्याण नहीं होता है। पुद्गल और जीव अलग २ हैं, यह पक्का समझना। तुमने साधारण समझ रखा है, यथार्थ अभी समझ में आया नहीं। यथार्थ समझ में आया होता तो इस पुद्गल के मोह में तुम क्यों पड़ते ? । संसार में बाल-बच्चे, भाई बन्धु, माता पिता, ये सब पुद्गल के संबंधसे होने वाले हैं। जीव के साथ चलनेवाले कोई नहीं रे भाई। जीव अकेला ही आनेवाला है। मोक्ष को भी अकेला जानेवाला है।

देवपूजा, गुरूपास्ति, स्वाध्याय, संयम तप और दान ये छह क्रिया कही गई हैं। असि मसि कृषि वाणिज्य शिल्प विद्या, ये छह आरंभ कहे गये हैं। इन छह आरम्भजनित कर्मों को क्षय करने के लिये छह क्रियाओं को करने की आवश्यकता है। यह व्यवहार हुआ। उससे यथार्थमें मोक्ष नहीं होता, ऐहिक सुख मिलेगा, पंचेन्द्रिय सुख मिलेगा, परन्तु मोक्ष नहीं मिलेगा। मोक्ष किससे मिलता है ? मोक्ष केवल आत्मचिंतनसे ही मिलता है। बाकी किसी भी कर्म से, क्रिया से कार्य से और किसी कारण से मोक्ष नहीं मिलता।

नय, शास्त्र, अनुभव इन तीनोंके समन्वय से विचार करो कि मोक्ष किससे मिलता है। बाकी सब रहने दो, अपना अनुभव क्या ? भगवानकी वाणी के सामने उसका कोई मूल्य नहीं है, वाणी सत्य है। उस वाणीपर पूर्ण विश्वास रखना चाहिए। उस

અથવા તુરતજ જુદો થયો, એટલે નવિ ઉપાધિ પેસા મળ્યા ને ચાલ્યા ગયા, બૈરી અધવચનાળે મરી ગઈ, તેમ સુનીતિ પરિવાર અને પત્ની હોવા છતા ખાવાના વાધા હોય, ઘરમા અદવાડ હોય, પત્ની કે પતિ અનાચારી હોય, ઘરમા કકાસ હોય, આ દરેકને આટલી બાબતોમાથી કોઈક તો હોયને હોયજ, એટલે સંસારમા સુખ છે એમ તો નજ રહ્યુ

કોઈ બાઈ અને ભાઈ બન્નેનુ જોડુ સારૂ હોય, ઘરમા ધન પણ ઠીકજ હોય સંપ પણ સારો હોય વિલાસો ભોગ વવામા કશી ઓછાશ ન હોય મર્યાદા મૂકી એટલે, પરિણામે આ તો બાઈ બીચારી જીંદગી પૂર્ણ કરી પરલોક સિધાવે, અથવા ભાઈશ્રી પોતે, ક્ષયની બીમારીમા પસા અને આયુષ્ય બન્નેને સમાપ્ત કરીને, પત્નીને ઉભયભ્રષ્ટ બનાવી, પરલોક પધારી જાય

આમ મનુષ્યજન્મની બરબાદી કરીને જીવ, પશુગતિમા કે નરકગતિમા ચાલ્યો જાય છે માટે જ જ્ઞાનીઓની વાતને સમજવા માટે, આપણે આપણા અનુભવરૂપ ઓરડામા પ્રવેશ કરવો જોઈએ, અને તેઓના કથનનુ મંથન કરવુ જોઈએ, તો સંસાર નરકાગાર અથવા કારાગાર જેવોછે તે સમજાય અથવા તો જેમણે સંસારમા, બાલ્યકાળ, જુવાની અને બુઢાપો ત્રણે વય અનુભવી છે, તેઓ પોતાના અનુભવ જાહેર કરેતો સંસારનુ સ્વરૂપ જે છે તે જાણવા મળે જેમને ભાઈઓના, પત્નીઓના અને પુત્રોના, અનુભવો થઈ ગયા હોય, તેઓ પોતાના અનુભવો જગતની સામે ધરે તોપણ, જ્ઞાનીઓની વાત એક દમ ગળે ઉતરી જાય ઘણા મનુષ્યો (સ્ત્રી–પુરુષો) પરણતા

રાજી થાય છે પરતુ પાછળથી ઘણા નતાનો થવાથી, અને પોતાની નિર્વાહ કરવાની શક્તિનો અભાવ હોવાથી, આલોક કે પરલોક કશુ સાધી શકતા નથી અને બીચારા ભ્રષ્ટભ્રષ્ટ થઇને દુઃખમા આવ્યા જાય છે આ ઉપરથી પણ ત્રણે કાળને સાક્ષાત્ દેખનારા જ્ઞાનીઓએ, જે સસારને કેદખાના જેવો કહ્યો છે, તે બરાબર છે

પ્ર૦—આટલા બધા દુઃખ સાધનોથી ભરપૂર સસારના સુખો છોડવા કોને ગમે?

ઉ૦—જે આત્મા પરમાર્થ લક્ષી હોય અને જેઓ વિચારક હોય તેમને, સસારના કારમા સુખોમા સ્વાદ ક્યાથી આવે? જેમ બકરીને ખાવા માટે લીલા જવ મુકયા હોય તે ખાતી હોય તેવામા સામેથી સિંહની ગર્જના સભળાણી કે બીચારી બકરી જવને પડતા મૂકી નાશી છુટવા પ્રયત્ન કરે જેમ મનુષ્યને પાચ જાતના પકવાનથી ભરેલો થાળ પીરસ્યો હોય, ત્યા સામેથી ફુફાડા મારતો કાળો નાગ આવ્યો, એટલે ભરેલો થાળ મૂકીને, તે ભાગવા માડે જેમ કોઈ રાજાની પુત્રીને પરણવા, કોઈ રાજકુમાર, ચોરીમા આવ્યો છે હસ્તમેળાપની તૈયારી છે ત્યા એકદમ ભયકર રાક્ષસ ટપકી પડ્યો એટલે વરરાજા અને જાનૈયા પલાયન થઈ જાય છે, તેમ આ સસારમા, ગર્ભાવાસના, રોગના, વિયોગના અને મરણના, દુઃખો સાક્ષાત્ નજરોનજર દેખાય છે એ દુઃખો, વાઘ, સિંહ, અને રાક્ષસ કરતા પણ ભયકર છે સસાર આવા અનત દુઃખોથી ઠામીઠાસીને ભરેલો છે એવુ જ્ઞાનથી સ્પષ્ટ જોતા તત્ત્વજ્ઞ આત્માઓને, તેમાથી નાશી છુટવાનો વિચાર કેમ ન થાય? અર્થાત્ જરૂર થવો જોઈએ

સમકિત પામેલા કે પામવાની નજીક બનેલા આત્માને, જગતના પ્રાણીમાત્ર ઉપર, દયા પ્રકટ થાય છે કોઈપણ દુખી જીવોને જોતાની સાથે, તેના હૃદયને આઘાત લાગે છે, પોતાથી શકય હોય તો, તેના દુખને નાશ કરવાનો ઉપાય શોધે છે બીજાના દુખો નજરે દેખાતા હોય ત્યા સુધી, પોતાને આનદ થતો નથી જ્ઞાની પુરુષો ફરમાવે છે કે,

' दीन हीन जन दृष्ट्वा कृपा यस्य न जायते।
सर्वज्ञभाषितो धर्मस्तस्य हृदि न विद्यते ॥१॥

અર્થ–કોઈ પણ દુખી માણસને, નજરે દેખીને કે કાને સાભળીને, જેને ચિત્તમા કૃપા પ્રકટ થતી નથી, તેવા માણસના ચિત્તમા શ્રીસર્વજ્ઞપ્રભુજીનો ભાખેલો ધર્મ પરિણામ પામ્યોજ નથી એમ કહેવાય તો વધારે પડતુ નથી

શ્રીસર્વજ્ઞશાસનને પામેલો આત્મા, ધર્મહીન આત્માને ધર્મમા જોડવાના બનતા ઉપાયો કરે ધર્મહીન એવા પોતાના પુત્ર, પુત્રી, પત્ની કે કુટુબીઓને પણ તે ધર્મ પમાડે તે જ પ્રમાણે, પોતાના મિત્રો અને આજુબાજુના લાગતા–વળગતા આત્માઓને ધમમા જોડે તે છતા કદાચ તેઓ ધર્મ ન પામે તો, પોતે ચિત્તમા એ૦ અનુભવે કે, મારા પરિચયમા આવવા છતા, બીચારા ધર્મ વિમુખ રહીને દુર્ગતિમા જશે અરે! આ બીચારો મારો મિત્ર હોવા છતા, મારો પુત્ર હોવા છતા, આનુ પતન થઈ રહ્યુ છે આમ વિચાર કરતો, બનતા પ્રયત્ને તેને ધમનો રાગી બનાવે, છતા ન જ બને તો, તેની અભ્યતર દયા ચિતવે છે

સમકિત પામેલ આત્માને, 'શ્રીવીતરાગ સમાન, જગતમા

દેવ નથી, શ્રીવીતરાગના નિસ્પૃહી સાધુઓ સમાન, કોઈ ગુરુ નથી, દયામય શ્રીવીતરાગના ધર્મ સમાન કોઈ ધર્મ નથી, અને પરસ્પર વિરોધ વગરના શ્રીવીતરાગના વચનો સમાન કોઈ આગમ નથી' આવી મજબુત શ્રદ્ધા પ્રકટે છે અને શ્રીવીત રાગના શાસન ઉપર અસાધારણ રાગ પ્રકટે છે

આ જ પ્રમાણે સમકિત પામેલા આત્મામા, છ જયણા, ૬ આગરા, ૭ ભાવના અને છ સ્થાન સ બ ધી વિચારણા પ્રગટ થાય છે અને તેને યથાયોગ્ય જેવીને, પોતાનુ સમ્યક્ત્વ નિર્મલ બનાવે છે આ ૬૭ બોલને સમજેલો આત્મા, પોતામા સમ્યક્ત્વ આવ્યુ છે કે કેમ? તેનો વિચાર કરી શકે છે, અને વખતે ઘણા અનુભવો પછી, તેનો નિણ ય પણ કરી શકે છે

પ્ર૦—ઘણો અનુભવી આત્મા, પોતાને સમકિત થયુ છે, એમ ચોક્કસ જાણી શકે ખરો?

ઉ૦—વિશિષ્ટ જ્ઞાની સિવાય ચોક્કસ તો કોઈ જાણી શકે જ નહિ, પર તુ આ ૬૭ બોલ જેનામા આવે, તેનામા સમ કિત છે એમ કહી શકાય કારણ કે, આવા ગુણો સમકિતી જીવમા હોય અથવાતો, તેગુણો સમકિતને લાવે

આ સમ્યક્ત્વગુણ શ્રીવીતરાગના મુનિગણોમા, ચોક્કસ પ્રકટ થયો હોય છે અને સમ્યક્ત્વગુણવાળા જીવમા, ઓછામા ઓછુ અષ્ટપ્રવચનમાતાની સમજણ પૂરતુ જ્ઞાન હોય તોપણ તેને સમ્યગ્જ્ઞાન કહેવાય છે કારણ કે સમકિતપૂર્વકનું જ્ઞાન જ આત્માને હિતકારી બને છે જેમ સારી આંખોવાળા માણસને,રસ્તે ચાલતા ગમે તેટલા કાંટા, કાકરા, ખાડા-ટેકરા, વિષ્ટા કે કાદવ આવે, તો પણ તેમા અટવાયા વિના, પોતે સહિસલામતપણે

ઇચ્છિત સ્થાનમા પહોચી જાય છે તે જ પ્રમાણે જે આત્મામા સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન બે આત્મગ્રણુ્ઓ પ્રકટ થયા હોય, તે આત્માને, આ મ સાગ્ના ખાડા-ટેકરા અને કાટા-કાકરા કે કાદવ-વિષ્ટા જેવા, વિષય-કષાયો કશુ વિઘ્ન કરી શકતા નથી

પ્ર૦—જેને સમ્યગ્દર્શન પ્રકટે, તેને સમ્યગ્જ્ઞાન પ્રગટ થાય, એ તો બરાબર છે પરંતુ તેને ચારિત્ર પણ પ્રગટ થાય જ એ બરાબર છે?

ઉ૦—ના, એમ નથી કોઇને સમકિત સાથે ત્રણેય ઉત્પન્ન થાય,અને કોઇને જો બીજા-ત્રીજા કષાયમોહનીયનુ, ખુબ પ્રાબલ્ય હોય તો, ચારિત્ર ઉદયમા ન પણ આવે, પરંતુ આપણો ચાલુ વિષય 'नमो लोए सव्वसाहूण' નો છે અને તેને લગતી રત્નત્રયીની વાત ચાલે છે માટે બેની સાથે ત્રીજા ચારિત્રની વાત ચર્ચી છે

હવે ભગવાન વીતરાગની, રત્નત્રયી પામેલા આત્માઓમા, કયા ગુણોનો સદ્ભાવ અને દોષોનો અભાવ હોય તે જોઇએ.

જેઓ બાહ્ય અને અભ્યંતર બન્ને પ્રકારના પરિગ્રહથી રહિત હોય, એટલે આત્મામા મિથ્યાત્વાદિ ૧૪ અભ્યંતર, અને ધનધાન્યાદિ ૯ બાહ્ય પરિગ્રહથી મુક્ત બનેલો હોય છે

જેમના મિથ્યાત્વ, અવિરતિ, અને અજ્ઞાનતા, આ ત્રણ મહા-ભયંકર દોષો, સર્વથા ક્ષય થયા હોય અથવા નબળા પડી ગયા હોય

જેમના મનદંડ-મનના કુવ્યાપારો, વચનદંડ-સાવદ્યવચન-પાપભાષણ, તથા કાયદંડ-અવિવેકપૂર્વક શરીરનો વ્યાપાર, આ

ત્રણે દંડો, શ્રીવીતરાગના મુનિરાજોમાથી, ચાલ્યા ગયા હોય છે.

જેમના ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો, ઘણા નમળા પડેલા હોય આહાર, ભય, મથુન અને પરિગ્રહ આ ચારે સજ્ઞાઓ લગભગ મરેલા જેવી હોય સ્ત્રીકથા, ભોજનકથા, રાજકથા, અને દેશકથા, આ ચારે વિકથાઓ આત્માની કટ્ટર દુશ્મન છે, તે જેમનાથી દેશવટો પામેલી હોય, તથા જેમનામા, સપૂર્ણ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસગતા-નિર્મમત્વભાવ, આ પાચ મહાવ્રતો અતિનિર્મલ હોય, અને રાત્રીભોજનનો ત્યાગ હોય તથા-પાચ અવ્રતો-હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, અને પરિગ્રહનો રુવથા ત્યાગ હોય તથા-પાચ પ્રમાદ-મદ્ય, વિષય, કષાયો, નિદ્રા અને વિકથા આ પાચે, વીતરાગના મુનિઓમા અતિ અલ્પ હોય પાચ ઇંદ્રિયના ૨૩ વિષયોમા અલુબ્ધ હોય તથા-જ્ઞાનાચાર આદિ પાચ આચારોને, હમેશા જાગૃતદશાએ આરાધનારા હોય અને પાચ પ્રકારના વ્યવહારોના જ્ઞાતા હોય, તથા જેઓ પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય આ છએ કાયના રક્ષક હોય તથા બાહ્ય-અભ્યતર છ છ પ્રકારના તપમા તલ્લીન હોય જેઓ આલોકભય, પરલોકભય, અકસ્માદ્ભય, આજીવિકાભય, અપયશભય, આદાનભય અને મરણભય આ સાતે ભયોથી, મુક્ત થયેલા હોય છે

જેઓ પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિરુપ આઠ પ્રવચન માતાને સાવધાનપણે આરાધે છે કારણકે આ આઠ પ્રવચનમાતા આત્મામા જાગતી હોય, તો જ મુનિપણું ટકી રહે આ પ્રવચન-માતાને સમજે નહિ, આદરે નહિ, તે વીતરાગના સાધુ ગણાય

નહિ વળી શ્રીવીતરાગના મુનિરાજો જાતિનો, કુલનો, બલનો, રૂપનો, તપનો, ઐશ્વર્યનો, જ્ઞાનનો અને લાભનો-પ્રાપ્તિનો આ આઠે પ્રકારના મદ-અભિમાનથી રહિત હોય કારણકે આઠ પૈકીનો એક મદ પણ ઉચે ચડેલા આત્માને નીચો પાડે છે તથા પ્રતિક્ષણ આઠે કર્મના બધનોથી ડરતા રહી જાગૃત રહે.

તથા જેઓ નવપ્રકારની બ્રહ્મચર્યની વાડોને બરાબર સાચવનારા હોય, જેમકે-સ્ત્રીઓ, પશુઓ રહે તે મુકામમા રહેતા નથી, સ્ત્રીઓની (કામવિકારપોષક) કથા કરતા નથી સ્ત્રીઓ બેસે તેના જોડે, અથવા તેના બેઠેલા આસન ઉપર બેસતા નથી, સ્ત્રીઓના અગ-ઉપાગ નીરખીને જોતા નથી, સ્ત્રી-પુરુષના રહેવાના મુકામની લગોલગ, ભીંતવાળા મુકામમા વસવાટ પણ કરતા નથી, પહેલી અવસ્થામા અનુભવેલા ભોગોને યાદ કરતા નથી, અતિસ્નિગ્ધ અને માદક આહાર વાપરતા નથી, લુખો આહાર પણ પ્રમાણથી વધારે વાપરતા નથી, પોતાના શરીરની કે વસ્ત્રોની ટાપટીપ કરતા નથી તથા નવનિયાણાના ત્યાગી હોય છે

તથાક્ષમા, મૃદુતા, ઋજુતા-સરલતા, મુક્તિ-વસ્તુમાત્ર ઉપર મૂર્છાનો અભાવ, બાર પ્રકારનો તપ, ૧૭ પ્રકારે સજમ, સત્ય, શૌચ-આત્મપવિત્રતા, અપરિગ્રહદશા, અને બ્રહ્મચર્ય આ ૧૦ પ્રકારના ધર્મમા શ્રીવીતરાગના મહામુનિરાજો પ્રતિક્ષણ જાગતા રહે છે ૧૧ અગ અને ૧૨ ઉપાગ વિગેરે આગમોના અખડ અભ્યાસી હોય અનિત્યાદિ બાર ભાવનાઓ, દરરોજ ભાવનારા હોય આવા જે હોય તેનેજ, શ્રીવીતરાગના મુનિરાજ કહેવાય તેમનામા આ બધા ગુણો હોવા જોઈએ

પ્ર૦—જે વૃદ્ધાવસ્થામા-ઘડપણમા, દીક્ષા ગ્રહણ કરે,

તેવાઓ, અંગ-ઉપાંગ વિગેરે શાસ્ત્રોનો અભ્યાસ કેમ કરી શકે ?

ઉ૦—જેઓ વૃદ્ધાવસ્થામાં સાધુ થયા હોય, તેઓ પણ જો શાસ્ત્રોના પારગામી ગુરુઓની-નીશ્રામાં રહેતા, ગીતાર્થ-પુરુષો પાસે, બારેમાસ સૂત્રની વાચના ચાલતી હોવાથી, ઓછા ભણેલા અથવા નહિ ભણેલા હોવા છતાં, હમેશાં સાંભળવા બેસવાથી લાંબા કાળે બહુશ્રુત બને છે

પ્ર૦—ગીતાર્થ આચાર્ય કોને કહેવાય ?

ઉ૦—"गीअं भण्णइ सुत्तं, अत्थो तस्सेय होइ वक्खाणं ।
उभयेण य संजुत्तो, सो गीअत्थो मुणेयव्वो ॥१॥"

અર્થ—ગીઅ એટલે 'સૂત્ર' તેનું જે 'વ્યાખ્યાન' એટલે અર્થ, સૂત્ર અને અર્થ બન્નેના પૂરા જાણનાર હોય તેને, ગીતાર્થ આચાર્ય કહેવાય

પ્ર૦—આવા ગીતાર્થ ન હોય તેમને, આચાર્યપદવી દેવી કે આપવી તે વ્યાજબી ગણાય કે નહિ ?

ઉ૦—વર્તમાનકાળના સૂત્ર અને અર્થને જાણે, પન્દર્શનના શાસ્ત્રોને જાણે, લોકવ્યવહાર બરાબર જાણે, એવા આત્માઓને ગીતાર્થ કહેવાય છે એવા મહાપુરુષોને જ આચાર્યપદવી અપાતી હતી અને એવા જ મહાપુરુષો હોતા હતા આ બાબત આપણે આચાર્યપદના અને વાચકપદના વર્ણનમાં જોઈ આવ્યા છીએ અને વાચકને સમજાઈ પણ ગઈ હોય. તેથી લખતા નથી

પ્ર૦—દરેક ગામમાં ગીતાર્થની નીશ્રાએ જ વિહાર કરવો અને રહેવું આવો વિધિ બરાબર છે ?

ઉ૦—બરાબર છે કહ્યું છે કે,

"ગીતાર્થ વિણ જે ઉગ્રવિહારી,
તપીયા પણ મુનિ બહુલ સંસારી,
અલ્પાગમ તપ કલેશ તે જાણો,
ધર્મદાસગણી વચન પ્રમાણો ૧"

અર્થ—ગીતાર્થ વિના એકલા કે એવા પાચ-દસ ભેગા થયા હોય, તે બધા કદાપિ છઠ્ઠને પારણે છઠ્ઠ વિગેરે આકરી તપસ્યા કરતા હોય, અને ઉગ્રવિહાર કરતા હોય તો પણ, તેઓને જ્ઞાનીઓએ, બહુલસંસારી—અનંતોસંસાર રખડનારા જણાવ્યા છે ઉપદેશમાલાની ગાથા ૩૯૮મા પણ કહ્યુ છે કે,

"जं जयई अगीअत्थो, जं च अगीअत्थनिस्सिओ जयई।
वट्टावेई गच्छं, अणंतससारिओ होइ ॥१॥"

અર્થ—અગીતાર્થ એટલે સિદ્ધાન્તના રહસ્યના અજાણ, આચાર્ય, તપક્રિયાદિકનો ઉદ્યમ કરે, તથા અગીતાર્થ ગુરુઓની નિશ્રામા રહીને, જે તપક્રિયાદિકમા ઉદ્યમ કરે, અને પોતે અગીતાર્થ હોવા છતા, ગચ્છના આગેવાન બની, ગચ્છને ચલાવે એટલે અનેક સાધુ-સાધ્વીના વડીલ થઈને વિહાર કરે ધર્મ ક્રિયામા પ્રેરણા કરે, તે બધા જ અનંતસંસારી થાય છે

પ્ર૦—પોતે સારૂ ચારિત્ર પાળે, અને બીજાને પણ સારૂ ચારિત્ર પળાવવાની કોશીશ કરે, તેવા સંયમના પાલનાર-પલાવનાર અગીતાર્થ હોય તેથી, તેમને અનંતસંસારી કહેવાનુ કારણ શુ?

ઉ૦—ઉપદેશમાલાની ૪૦૦ અને ૪૦૧ મી ગાથામા, ગુરુ મહારાજ તેનો ખૂલાસો કરતા કહે છે કે, અગીતાર્થ સાધુ, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવને સમજતો નથી, પુરુષની યોગ્યતા—અયોગ્યતા

નમસ્કાર) બક્ષીસ મલી ઘણા આદરથી અમોએ, પ ચપરમેષ્ઠિ-મહામ ત્રનો અભ્યાસ કર્યો, અને રાતદિવસ બારેમાસ સમજણ અને આદર પૂર્વક, નમસ્કાર મહામ ત્રનો જાપ ચાલુ રાખ્યો ચોમાસુ પૂર્ણ થતા મુનિમહારાજતો, અમોને મહામૂલ્ય મહામ ત્રનુ દાન કરીને, વિહાર કરી ગયા પર તુ પ ચપરમેષ્ઠિ-નમસ્કારમહામ ત્ર, અમને છોડીને, ક્ષણવાર પણ ગયો નહી, બસ એ નમસ્કાર મહામ ત્રની એકાગ્રતામા જ, મારૂ આયુષ પૂર્ણ થયુ અને આવા મહાભાગ્યશાળી માતાપિતાના ઘેર, મારો જન્મ થયો, અને આજે આ ભિલ્લ-ભિલ્લડીનો વેશ જોવાથી મને જાતિસ્મરણજ્ઞાન થયુ છે તેથી, સામે રહેલી વસ્તુની પેઠે, મને મારો ગયો જન્મ સાક્ષાત્ અનુભવાયો છે

મારા કરતા પણ ગયા જન્મના મારા પતિને, નમસ્કાર-મહામ ત્રજાપની ઘણી તલાવેલી અને તન્મયતા હતી તેથી તેઓ પણ જરૂર, આપના જેવા જ કોઈ મોટા રાજકુળમા, જન્મ્યા હોવા સભવે છે અને તેથી હવે હુ આપ સર્વ પૂજ્યવર્ગની સન્મુખ, એજ નિર્ણય ઉપર આવુ છુ કે, મારે મારા પૂર્વજન્મના પતિ સાથે જ પરણવુ છે તેઓ ન જ મલે તો, આ જન્મ બાલબ્રહ્મચારિણીદશામા રહીશ, અને ધમ ધ્યાન નમસ્કારમહામ ત્રનો જાપ કરીશ આપ પૂજ્યો! હવે મારે માટે કશી મહેનત કરસો નહી જે નમ સ્કાર મહામ ત્રના જાપથી, આવુ મનુષ્યપણુ, આવા સમૃદ્ધ રાજ્યકુલમા જન્મ, આવા વાત્સલ્યનિધાન માતાપિતા, અને બધા ઉપર શિખર સમાન જાતિસ્મરણ જ્ઞાન અને તેના પ્રતા પથી, શ્રીજિનધર્મ પ્રત્યે તથા નમસ્કારમહામ ત્ર પ્રત્યે પ્રક

સાભળ્યુ તેના પ્રત્યેક વાક્યોમા કુમારને ઘણો જ રસ પડયો અને આખી વાત પૂર્ણ થતા, કુમારને એકદમ મૂર્ચ્છા આવવાથી, તે જ વૃક્ષની છાયામા, પથારી ઉપર પડી ગયા. મિત્ર અને મુસાફરના પવન વિગેરે ઉપચારોથી, કુમારની મૂર્ચ્છા વળી ગઇ, બેઠા થયા, ગયા જન્મનો ભિલ્લ-ભિલ્લડીનો ભવદર્પણમા પ્રતિબિબની પેઠે સાક્ષાત્ દેખાયો તેથી મુસાફરને ખૂબ ઈનામ આપી વિદાય કર્યો અને પોતાના ગયા જન્મની આખી વાત મિત્ર સુમતિને સ ભળાવી

હવે આ બાજુ રત્નવતીની હકીક્ત સાભળી તેના આગલા દિવસે, રાજસિંહકુમારના પિતા રાજમૃગાક રાજાની સભામા, નગરવાસી આગેવાન પુરુષોનો એક સમુદાય, રાજાને મળવા આવ્યો હતો ભેટણું મૂકીને નૃપતિએ બતાવેલા ઉચિત સ્થાન ઉપર બધા બેસી ગયા પછી, બહુમાન પૂર્વક રાજાએ પ્રશ્નો પૂછવા માડયા

રાજા-કેમભાગ્યશાલિઓ ? બધી કોમના આગેવાનો ભેગા મળીને, આવ્યા છો તો, શુ કાઈ આશ્ચર્ય જણાવવાનુ છે ? મારી પ્રજાને શુ કોઇ રાજકીય માણસનો કે ચોર-લુટારૂ-અનાચારી અધમમાણસ તરફથી ત્રાસ વર્તાવાય છે ? અથવા બીજુ કોઈ પણ મહત્ત્વનુ કારણ છે ? જે હોય તે ભય કે સ કોચ લાવ્યા સીવાય તુરત જણાવો

**પ્રજાના આગેવાન નગરશેઠ**—બાપુ ! મહારાજા રામ ચ દ્રના જેવુ, આપનુ પણ ન્યાયી રાજ્ય છે આપ પૂછો છો તેવુ કોઈ પણ દુખ પ્રજાને આવ્યુ નથી અને આપરાજાજીની હયાતીમા, આવવાનો ભય પણ નથી પરન્તુ ખૂબજ હર્ષ

થવો જોઇએ, તેની જગ્યાએ, દુખનુ કારણ એછેકે, રાજર્ષિ કુમાર, ભવાન્તરમા કોઈ અજબ પુણ્ય કરીને જન્મ્યા છે તેમનુ રૂપ-લાવણ્ય સૌભાગ્ય અને ગતિ વિગેરે બધુ આખા જગતને આકર્ષક છે તેથી જોકેકુમારપોતે જિતેન્દ્રિય હોવાથી, કોઈની પણ સામુ જોતા નથી પરંતુ નગરવાસી સ્ત્રીઓ અને બાળાઓ, કુમારના રૂપમા પતંગની માફક, કુમારની સામુ જ જોયા કરે છે અને કેટલીક સ્ત્રીઓ ઘરના કાર્ય બગાડીને, કુમારના ચાલવાના રસ્તા ઉપર આવીને ઊભી રહે-છે વળી કુળની મર્યાદા અને પોતાની આબરુની અવગણના કરીને, કુમારની પાછળ ફર્યા કરે છે ઘણું શુ કહેવુ ? નગરવાસી ખાનદાનકુટુબની, આબરુ અને ઘરના કાય બગડી રહ્યા છે, માટે હે સ્વામિન્ ! કુમાર પોતે ગુનેગાર નથી તો પણ, કુમારનું સ્વેચ્છા નગર ભ્રમણ બંધ થાય તોજ, નગરવાસી મનુષ્યોના ઉચા થયેલા અને ઉકળી ઉઠેલાં, ચિત્તને શાન્તિ મળશે

નગરવાસીલોકોના ચિત્તની વેદના સાભળી, રાજાને કુમારના આવા અદ્ભુત પુણ્ય માટે ઘણુ જ માન થવા સાથે, વર્તતિના આવા દુખ માટે પણ, અતિપ્રમાણ ઉદ્વેગ-દ્વિધગિરિ થઈ, અને બીજા દિવસે કુમારને પાસે બોલવી, અતિવાત્સલ્ય-પૂર્વક, મસ્તક ઉપર હાથ ફેરવીને, મુખ ઉપર થોડો બ્લાનિનો દેખાવ લાવીને કહ્યુ, વ્હાલાપુત્ર ! હમણા હમણા તારા શરીરમા ઘણીજ દુર્બળતા આવી છે, તારા શરીરના ચહેરામા ઘણીજ ફીમસ દેખાય છે માટે હમણા તારે ફરવાનું બધકરીને, થોડીવાર પણ અંતપુરની બહાર જવું નહી. નાગરિકોની ફરીયાદની વાતોમા અજ્ઞા[illegible]તકુમારે, પિતાની આજ્ઞા મસ્તકે

ચડાવી લીધી,

થોડા દિવસોમા જ નાગરિકોની ફરીયાદની વાત, પોતાના મિત્ર સુમતિદ્વારા, રાજકુમારને સંપૂર્ણ જાણવા મળી ગઈ અને વિચાર આવ્યો કે એક પક્ષિક નાગરિકોના વચને, આવી રીતે કેદમા પુરાઈને રહેવું તે પણ, મારા જેવા મહામાની માણસ માટે અસહ્ય ગણાય તથાવળી રાજપુત્રી રત્નવતીના જાતિસ્મરણની અને પુરુષદ્વેષની પણ પરીક્ષા કરવા જવા ઈચ્છા છે અને દેશાન્તર ફરવાથી મોટા લાભ છે

पुण्यवत्त्व गुणस्फूर्ति न भाषाद्री च कौशल।
देशान्तर विना मित्र! वियामुस्तदह तत ॥

અર્થ— ગમેતેવા મનુષ્યને પણ, બીજા બીજા દેશોમા પર્યટન કર્યા સિવાય, પોતાના પુણ્યની પરીક્ષા થતી નથી, તથા અનેક ગુણિપુરુષોના પરિચયો પણ મલતા નથી, વળી જુદીજુદી ભાષાઓમા કુશલતા આવતી નથી, માટે ઉપરના અનેક કારણોથી હે મિત્ર! દેશાન્તર જવા મારો વિચાર છે

કુમારના અભિપ્રાયોમા મંત્રિપુત્ર સુમતિ સંમત થવાથી, રાત્રિમા, માતાપિતાદિ સ્વજન કે પરિજનને જણાવ્યા વિના, જરૂરી સાધનો સાથે લઇ, સુંદર શસ્ત્રોથી સજ્જ થઈ, બન્ને મિત્રો રવાના થયા કેટલીક ભૂમિને ઉલ્લંઘન કરીને, એક દિવસ કોઈ મોટા વનમા એક યક્ષના મંદિરમા આવી બન્ને મિત્રો સુતા હતા, તેટલામા કોઈ નજીકના પ્રદેશમા, બહુ દુખી ભયભીત માણસનો શબ્દ સંભળાયો અને કુમાર હાથમા ખડ્ગ લઇને, અવાજની દીશામા પહોચી ગયો ત્યા એક મહાભયકર રાક્ષસને, બગલમા એક પુરુષને લઈને

જતો જોયો અને કુમારે ખૂબ જ વિનયવાળી અને મધુર ભાષાથી કહ્યું, હે મહાનુભાવ! ઉભા રહો અને આ સાધર્મને છોડી મુકો? આ માણસે આપનો શુ ગુનો કર્યો છે? રોષનો ત્યાગ કરીને ઉત્તર આપો

રાક્ષસ બોલ્યો કે ભાઈ મુસાફર! આ માણસે પોતાની વિદ્યાવડે મને વશ કરવા ઉદ્યમ કરેલો હતો હું પોતે સાત દિવસનો ક્ષુધાતુર હોવાથી, તેની પાસે મહામાસની પ્રાર્થના કરી પરંતુ આ માણસ આપી શક્યો નહી અને હુ ક્ષુધા સહન કરી શક્યો નહી, માટે તેને પોતાનુ પેટ પૂરવા હુ લેઈ જાઉં છુ બોલ ભાઈ હવે એને કેમ છોડી શકુ? રાજસિંહકુમાર કહે છે હે મહાનુભાવ! આ માણસને છુટો મુકી દે હું તને મહામાસ તારી ઇચ્છા પ્રમાણે આપીશ

રાક્ષસે પ્રસ્તુત માણસને છુટો મુકી દીધો અને કુમાર સામે આવી ઉભો રહ્યો ... સ ભાઈ મારે તો મહામાસથી જ પ્રયોજન છે અને કુમારે પણ રાક્ષસના વચનો સાભળી, પોતાના ખડ્ગવડે પોતાની જ ઘામાથી કાપી કાપીને, માસના ટુકડા આપવા શરૂ કર્યા, ત્યા તો પોતાના બે હાથ ઊંચા કરી રાક્ષસ ઘણો ખુશ થઈ, કુમારને માસનો નિષેધ કરીને કહેવા લાગ્યો પોતાના પ્રાણો વડે, બીજાના પ્રાણ રક્ષણ કરનાર હે સત્ત્વશાલિ! તને હજારોવાર ધન્યવાદ હો હું આવા તારા સાહસિકપણાથી ખૂબ જ પ્રસન્ન થયો છુ એમ કહીને દિવ્ય શક્તિથી કુમારનુ શરીર અક્ષત બનાવીને, ઘણી પ્રસન્નતા પૂર્વક કુમારને વર માગવા પ્રાર્થના કરી

કુમાર કહે છે હે રાક્ષસરાજ! જો આપ પ્રસન્ન થયા

હોતો, સાધકની ઇચ્છા પૂર્ણ કરો ? રાક્ષસ કહે છે કે, તારા વચનથી હુ તેનુ જરૂર ઇચ્છિત પૂર્ણ કરીશ, પરંતુ તારા જેવા ઉત્તમપાત્રને, મારે જરૂર કાંઇક આપવુ જોઇએ આવુ કહી કુમારને, ચિંતામણિ રત્ન આપીને, રાક્ષસ ચાલ્યો ગયો નમસ્કાર મહામંત્ર જાપના અંકુરા શરૂ થયા

ભાગ્યશાળી વાચકો ! આપ સમજી શકો છોકે નમસ્કાર મહામંત્રની એકાગ્રચિત્તથી કરેલી આરાધનાનો, અજબ પ્રભાવ કેવો છે ? કયા પાપમય ચિંથરેહાલ વનેચર ભિલ્લદશા ? અને ક્યા વળતા ભવમા તેજ નમસ્કાર મહામંત્ર જાપના પ્રભાવથી, મહાસમૃદ્ધ રાજાધિરાજના ઘેર અવતાર ? વળી પથિક મુખથી ગયા જન્મનો ચિતાર સાંભળવાથી, જાતિસ્મરણજ્ઞાનની પ્રાપ્તિ, દેશાટનની ઇચ્છા અને મુસાફરી, રસ્તામાં મહાભયકર રાક્ષસના મુખમાથી, મનુષ્યને બચાવવા સુધીનો મહા સાત્ત્વિક ભાવ નમસ્કાર મહામંત્ર મલ્યા પહેલા, ભિલ્લનાભવમા પોતાના પાપીપિંડને પોષવા, હજારો નિરપરાધ જીવોના પ્રાણોનોઘાત અને તેજ નમસ્કારમંત્રની પ્રાપ્તિ પછી, પોતાના પ્રાણો આપીને પણ રાક્ષસ પાસેથી, મનુષ્યને છોડાવવાની ગજબભાવના અને પરિણામે પોતાનુ શરીર અક્ષત થવા સાથે, અલક્ષ્ય ચિન્તામણિ મહારત્નની પ્રાપ્તિ ? આ બધુ નમસ્કારમંત્રના આરાધનનુ ફ્લ સમજવુ

રાક્ષસના ગયા પછી કુમાર પણ પાછા વળી મિત્ર પાસે આવ્યા, અને મિત્રને જગાડીને, પોતનો રાક્ષસ સાથેનો સમાગમનો બધો વૃતાન્ત સંભળાવીને બંને મિત્રો રવાના થયા અને ઠામઠામ ચિન્તામણિ મહારત્નના પ્રભાવથી દૈવીસુખોને

અનુભવ કરતા, રત્નપુરગામના પરિસરમા આવ્યા

નગરની શોભા બહારથી પણ સ્વર્ગપુરીના જેવી હતી. બનવા યોગ્ય છે કે ચોથા આરામા, **ધર્મ–ન્યાય–લજ્જા–દક્ષિણ્ય–શ્રદ્ધા–તપ–સયમાદિ** ઉત્તમગુણોનો વાસ હતો, જ્ઞાની, અને ધર્મી મનુષ્યોના, સમાગમો મળ્યા કરતા હતા, **ગુણક્રીતપુણ્ય અને પુણ્યક્રીતલક્ષ્મી** ઉભરાતી હોય તેમા આશ્ચર્ય શા માટે?

રત્નપુર નગરની બહાર જાણે નગરની લક્ષ્મીનો મુગટ હોયની? તેવુ તદ્દન સુવર્ણનુ અતિમનોહર જનમદિર હતું તે જિનાલયના ગર્ભાગારમા, મહાકિંમતી રત્નોની બનાવેલી, શ્રીજિનેશ્વરદેવની પ્રતિમા બિરાજેલી હતી ખૂબજ ભાવથી દર્શન કરી સ્તવના કરી

नेत्रे साम्यसुधारसैकसुभगे, आस्य प्रसन्न सदा,
यत्ते चाहित-हेतिसहतिलसत्, ससर्गशून्यौ करौ, ।
अङ्कश्च प्रतिय यत्र धूरवधूसम्ब घयन्ध्योऽधिक,
तद्देवो भुवने त्वमेव भवसि, श्रीवीतरागो ध्रुव ॥१॥

અર્થ—હે શ્રીજિનેશ્વરદેવ! આપના બે ચક્ષુ સમતારસ રૂપી જે સુધા=અમૃતની જાણે બે કૂપિકા હોયની એવા સુંદર છે અને આસ્ય=મુખ તો આપનુ સદાકાળ એક સરખુ પ્રસન્ન છે (ક્યારે પણ વિકાર, ઉદાસીનતા, વિકરાળતા, જણાતી જ નથી) અને આપના બન્ને કર=હાથ (પ્રાણી માત્રને ભય આપનાર) હથિયારના સમુદાયથી રહિત છે અને આપના ખોળામા કે (આપના બન્ને પડખે) સ્વર્ગ અને અપવર્ગના સુખને અટકાવનાર અને સમગ્ર જગતને ફસાવનાર, એવી જે સ્ત્રી

તેપણ, બીલ્કુલ દેખાતી નથી, તેથી ખરેખર વીતરાગ અને આજ કારણથી સત્યદેવ આપજ છે

ઉપર મુજબ સ્તવના કરીને, ચૈત્યની શોભા નિહાળી, બને મિત્રો ખૂબજ ખુશી થયા તેટલામા કોઈ પૂજા કરનાર ભાઈ આવ્યા તેમને જિનાલય બનવાનો અને બનાવનારનો ઇતિહાસ પૂછયો તે ભાઈ કહે છે કે જો સાભળવા ઈચ્છા હોય તો આ નજીકની પીઠિકા ઉપર બેસો હું તમને બનેલી સત્યઘટના કહી સાભળાવુ છુ

## શિવકુમારની કથા નમસ્કાર મહામ ત્રનો સાક્ષાત્પ્રભાવ

આ રત્નપુરનામના નગરમા, થોડા વર્ષો પહેલા, મહાધનવાન, બુદ્ધિમાન, સુશ્રાવક યશોભદ્રનામનો એક વણિક હતો તે શેઠને "અગ્નિનો દીકરો જેમ ધૂમ થયો" તેવો ઘુતાદિ અનેક કુવ્યસનોનુ મ દિર, શિવનામનો પુત્ર હતો તે કયારે પણ, પિતા વગેરે હિતકારીઓની શિખામણ સાભળતો નહી. સારામાણસોની પાસે બેસતો નહી સારા માર્ગે ચાલતો નહીં તેણે આખી જી દગી પિતાની શિખામણ સાભળી નહી પર તુ પિતાની લક્ષ્મી અને કીર્તિનો થાય તેટલો દુર્વ્યય કર્યો પિતાએ પણ ક ટાળીને તેને કહેવાનુ બ ધ કર્યું, અને શકય બધી આરાધના કરી, છેલા ટાઇમે, પિતાએ, તેને શિખામણમા ફક્ત, એટલુ જ કહ્યુ કે હે પુત્ર! જો તું પુષ્કળ દુ ખોમા ઘેરાઈ ગયેલો પોતાને સમજે, ત્યારે શ્રદ્ધા અને એકાગ્રતાથી, પ ચપરમેષ્ઠિમહામ ત્રનમસ્કારમહામ ત્રનુ, જરૂર સ્મરણ કરજે પિતાના અતિ આગ્રહથી તેણે, તે વાકય સ્વીકાર્યું પિતાપણ આરાધના પૂર્વક મરીને, સ્વર્ગગામી થયા

શિવકુમારે પણ પિતાની બધી મીલ્કત, પૈસાટકા-ઝવેરાત-સુવર્ણ-રૂપ્ય-વાસણ-વસ્ત્ર-રાચ-રચિલુ ઘર-દુકાન વખારો-ખેતર-વાડી બધુ જુગારમા અને વિચારવેરયાઓના જલમા વિગેરેમા, સાફ કરી નાખ્યું એક દિવસ ખાવાના પણ ફાફા શરૂ થયા, કહેવત છે કે—

"વસુવિના નરપશુ" લક્ષ્મી ગઈ તેથી સગા સબધી ઓનો સાથ છુટી ગયો, હવે કોઈ ઘેર આવો ? એમ કહેવા પણ ખુશી નથી દુકાનદાર દુકાન ઉપર ચડવા પણ ના કહે છે જુગાર પણ પૈસાના અભાવે બધ થઈ ગયો છે પાઈ પૈસાના ચણા મમરા લેવાની સગવડ નથી પહેરવાના વસ્ત્ર નથી, પાથરવા પથારી નથી રહેવા, સુવા, બેસવા જગ્યા નથી, દુખની વાત કોઈ સાભળનાર નથી જ્યા જાય ત્યા અનાદર, અપમાન, અવહેલના, સીવાય બીજુ કશું મલતું નથી, આવી દશામા દિવસો સુધી લાઘણો પણ થઈ જાય છે, ભીમુકો થવી ભયકર દિવસો શરૂ થયા છે એવામા એક નિકટીજ્ઞાવો ધૂર્ત, શિવકુમાર પાસે આવ્યો અને પુચ્છયુ દેવસ ! આવો હતાશ કેમ જણાય છે શિવે પણ આપવિતિ બધી જ કહી સભળાવી

યોગી કહે છે આમા શું છે હુ કહું તે પ્રમાણે જો તું કરીશ તો, લક્ષ્મી તારી પગ ચપી કરનારી બની જશે, વશીકરણ કરાએવી ઘરનીદાસી જેવી થઇને રહેશે, શિવકુમાર કહે છે હે મહાત્મન્ ! તમે જેમ કહેશો તેમ કરવા હુ, હમણા જ તૈયાર છુ

યોગીના છળકપટ પૂર્ણ વચનોમાં, ભરમાએલો શિવ, યોગી સાથે વનમા ગયો અને યોગીએ પણ સાધના ક...

બધી સામગ્રી મેળવી, અને કૃષ્ણચતુર્દશીની રાત્રિએ, એક ઘોરવનમા, નિર્જનસ્થાનમા, એક કુડ બનાવીને, શિવકુમાર પાસે એક અક્ષત મડદુ મગાવીને, મત્ર સાધન ચોગ્ય પુષ્પાદિ સામગ્રી પણ એકઠીકરીને, શવ=મડદાના હાથમા એક તિક્ષ્ણ ખડ્ગ આપ્યું, અને શિવકુમારને મડદાના પગ મશળવા બેસા ડ્યો અને દુષ્ટબુદ્ધિ યોગી, મત્રજાપ કરવા લાગ્યો આ વખતે થોડા ક્ષણો જો શિવકુમાર, સાવધાન થયો નહોત તો, યોગીના હસ્તે મત્રપૂત તેલના કટાહમા, તળાઇને, મરણપામવાનો હતો પરતુ ભાવિભાવના યોગથી, શિવકુમારની બુદ્ધિ ઠેકાણે આવી, અને વિચાર કરવા લાગ્યો રાત્રિ અધારી છે, શ્મશાન જેવુ ભયકર સ્થાન છે અને અનેક કપટની ખાણસમાન, આ યોગી છે મરવાના ક્ષણો નજીક આવી ગયા છે તેથી હવે અવસાન વખતે પિતાએ આપેલ, નમસ્કારમહામત્ર ભણુ, કારણ કે આ યોગીની બધી જ, મને મારી નાખીને, પોતાનુ કામ સાધી લેવાની તૈયારીઓ છે હવે નાશવાનો સમય નથી બીજુ કોઇ સહાયક પણ નથી, માટે મહાઉપકારી નમસ્કાર મહામત્રનુ શરણથાઓ

આ પ્રમાણે પાકોનિર્ણય કરી વિહ્વળતા ત્યાગ કરી, મનને પણ ખૂબ મજબૂત બનાવીને શિવકુમાર નમસ્કારમહામત્રનો જાપ કરવા લાગ્યો આ બાજુ ત્રિદડીના તીવ્રમત્ર જાપથી શવ એકદમ ઉભુ થયુ, પરતુ શિવકુમારના પચપરમેષ્ઠિ મહામત્ર જાપથી, પાછુ ભૂમિ ઉપર પટકાઈ ગયું

પરતુ મડદાના પડિજવાથી, યોગીને વ્હેમ જરૂર પડ્યો, છતા, શિવકુમારના જાપતરફ તેનુ લક્ષ ગયું નહી,

અને ફરીથી સાવધાન પણે મત્ર જાપ કરવા લાગ્યો વારવાર મત્રપ્રભાવે મદદ ઉભુ જરૂર થાય છે પરતુ શિવનો અનથ કરી શક્તુ નથી તેથી યોગી શિવમારને પુછવા લાગ્યો શુ તું કોઈ મત્રને જાણે છે

શિવકુમારે મસ્તક ધુણાવીને, પોતાને મત્રની અનાવડત જણાવી પરતુ પોતાને નમસ્કાર મહામત્રનો પ્રભાવ સમજાયો, શ્રદ્ધા મજબૂત થઈ, જાપ ચાલુ રાખ્યો યોગી પણ સાવધાન પણે મત્ર જપવા લાગ્યો યોગી સ્વસ્વાર્થ સાધવા માટે, અને શિવકુમાર પોતાના રક્ષણુ માટે આ રીતે બન્ને જણા પોતપોતાના મત્રોના જાપમા તલ્લીન થયા હતા

આ બાજુ યોગીના મત્રનો અધિષ્ઠાતા દેવ, નમસ્કારમહામત્રના જાપથી શિવકુમારનુ અનર્થ કરવા સમર્થ થયો નહી, તેથી અને શિવકુમારના નમસ્કાર જાપના મહાપ્રભાવથી પરવશ થયેલો દેવ યોગી ઉપર ખૂબ ક્રોધાયમાન થઈને, મડદાના હાથમા આપેલા ખડ્ગ વડે યોગીનુ મસ્તક કાપી નાખ્યુ અને ધડ ઉછળીને, કટાહમા પડીને, સ્વર્ણપુરૂષ થઈ ગયો

શિવકુમારે નમસ્કાર મહામત્રનો પ્રભાવ સપૂર્ણ જોયો પોતાની આપત્તિ દૂર થઈ સ્વર્ણ-પુરુષ સિદ્ધ થયો તેને જમીનમા દાટીને, દિવસના ઉગવાના વખતે ગામમા જઈ, પોતાના નગરના અને દેશના માલિક, દમિતારિરાજાને, પોતાનો, યોગિનો, રાત્રિનો અને નમસ્કારમહામત્રનો, બધા બનાવો સત્યરીત્યા કહી સભળાવ્યા રાજાએ શિવકુમારની વાત સાભળી શિવકુમારની સત્યતા અને પચપરમેષ્ઠિ મહામત્રનો પ્રભાવ સાભળવાથી ઘણું આશ્ચર્ય થવા સાથે બહુમાન પણ થયુ

સુવર્ણપુરુષો શિવકુમારને આપી દીધો સુવર્ણ પુરુષ આવવાથી, શિવકુમારની ગયેલી બધી લક્ષ્મી, સુખસામગ્રી અને આબરૂ, પાછા આવી ઘરમા ભરાઈ ગયા અને પિતાની માફક શહેરમા મોટો ધનવાન થઇ મહામાનવ તો બન્યો

નમસ્કારમહામત્ર અને શ્રીવીતરાગપ્રણીત ધર્મ ઉપર, ઘણી શ્રદ્ધાવૃદ્ધિ થઈ, દેવ-ગુરુ-ધર્મ-ઉપર બહુમાન જાગ્યુ તેથી તે શિવકુમારે પોતે જ, આ તદ્દન સુવર્ણનું, જિનાલય કરાવ્યુ છે આ જિનાલયમા રત્નમયી જિનપ્રતિમા પણ તેમણે બેસારી છે તેથી ગામ અને દેશમા પણ નમસ્કારમત્રનો પ્રભાવ વિસ્તારને પામ્યો છે

## રાજસિંહકુમારે સાભળેલી શિવકુમાર કથા સપૂર્ણ

—— * ——

કુમાર અને મિત્ર સુમતિ બને જણાએ, શિવકુમારનુ કથાનક સાભળી, ચાલુ ભવમા જ નમસ્કારમહામત્રના ફળનો સાક્ષાત્કાર જોઈ, ઘણા ખુશી થવા સાથે નમસ્કાર મહામત્ર પ્રત્યે ઘણી જ શ્રદ્ધા ધરાવતા આગળ ચાલ્યા

રાજસિંહકુમાર તથા મત્રીપુત્ર સુમતિ બને જણા ચિંતામણિ મહારત્નના પ્રભાવથી, પોતાની ઇચ્છાનુસાર, ગમન, ભોજન, વસન, શયન, મદનાદિ, સામગ્રી મેળવતા, દેવકુમાર જેવા સુખમય સાધનો વડે કેટલાક દિવસો પછી, **પોતનપુર** નામના નગરે પહોચ્યા, નગરની બહારની અને અદરની શોભા જોઈ, તથા નગરવાસી નરનારીના રૂપ સૌભાગ્ય અને અભ્યુદય નીરખી ઘણા જ ખુશી થયા અને નગરની મનોહરતામા આકર્ષાયેલા રાજપુત્ર અને મત્રીપુત્ર બન્ને મિત્રો, નગરમા

જિનચૈત્યો જુહારવાની ઇચ્છાવાળા થવાથી, કેટલાક સ્થાનિક શ્રાવકને સાથે લઈ, દરેક પોળોમા રહેલાં ચૈત્યો જુહાર્યા, જિનાલયોનુ આકર્ષણ ખૂબ થયુ

વળી પ્રત્યેક દેરાસરોમા મહોત્સવો ચાલતા જોઈ, ઘણું જ આશ્ચર્ય થયુ અને સાથેઆવેલા શ્રાવકને પૂછ્યુ, કે આ મહોત્સવો શા કારણથી થઈ રહ્યા છે ત્યારે તે નગરવાસી શ્રાવકે જણાવ્યુ કે

## શ્રી નમસ્કાર મહામંત્રનો ચાલુ ભવમા જ સાક્ષાત્કાર બતાવનારી શ્રીમતી શ્રાવિકાની કથા

આ પોતનપુરનગરમા, ધનવાન, જિતેન્દ્રિય, ત શ્રાવકના આચાર-વિચારમા ચતુર, સુગતનામના શેઠ છે તે શેઠના ઘેર સાક્ષાત્ શ્રી (લક્ષ્મી) પોતે જ બીજુ રૂ લઇને અવતરી હોય તેવી, કલા, રુપ, વિદ્યા, લાવણ્ય, યૌવ ઓનુ ધામ, શ્રીદેવી નામની પુત્રી છે તે જીવાજીવાદિ તત્ત્વો સમજેલી હોવા સાથે હંમેશ સુગુરુના પ્રવચનો સાંભ ળવાથી અને નિરંતર સાધ્વીગણના સમાગમથી, શ્રીવીતરા શાસનના રહસ્યને પામેલી છે

ક્રમેકરીને શ્રીદેવી યૌવનવયને પામી હોવાથી જિનાલય અને પૌષધશાળામા હંમેશ જતી આવતીને, ઘણા યુવાનો, તેણીના રુપમા ભ્રમરની પેઠે આકર્ષાયા અને તેમના માતા પિતા દ્વારા, શ્રીમતી માટે માગણીઓ આવવા લાગી પરંતુ કોઇની માગણીનો સ્વીકાર થયો નહિ, કારણ કે સુગત ચુસ્ત જૈન અને વ્રતધારી શ્રાવક છે તેથી અન્યને પોતાની વ્હાલી પુત્રી કેમ આપે? તથા વળી કુમારી શ્રી

અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, બધ, નિર્જરા અને મોક્ષ તત્ત્વોની, રહસ્યપૂર્ણ જ્ઞાત્રી હતી, સમકિત ધારિણી શ્રાવિકા હતી, તેણી અજૈનને મળવા પણ નારાજ હતી, તો પછી લગ્ન વિધિથી જોડાવા ખુશી હોય જ કેમ?

કન્યાના રૂપલાવણ્યની, જ્ઞાનગુણની અને ધર્મદક્ષતાની, વાતો આખા નગરમા ફેલાણી હતી એક દિવસ તેજ નગરમા રહેનાર ખૂબસૂરત, શુભગાત્રણી, તથા મોટા ધનવાનના પુત્રે જિનાલય જુહુરગી ઘર તરફ જતી શ્રીમતીને જોઈ, સાથોસાથ સાભળ્યુ પણ હ કે અજૈનને સુગતશેઠ પોતાની પુત્રી આપવા ખુશી નથી અને શ્રીમતી પરણવા પણ ખુશી નથી તેથી પ્રસ્તુત વણિકપુત્રે, શ્રીદેવીને પરણવાની લાલસાથી, જૈન મુનિઓ અને શ્રાવકોનો સપર્ક સાધીને, સાચા શ્રાવકથી પણ વધી જાય તેવો, કપટ શ્રાવક થઈ, સુગત શ્રાવક પાસે પરીક્ષામા પાસ થઈ, શ્રીમતીને પરણ્યો

સાસરે ગયા પછી થોડા જ દિવસોમા શ્રીમતીને સમજાઈ ગયુ કે, આખુ કુટુબ મહામિથ્યાદષ્ટિ છે તેથી તેમને જૈનધર્મ પ્રત્યે અપ્રમાણ શૂગ અને દ્વેષ છે **ધર્માન્તર મહા ભયકર વસ્તુ છે** જગત્ આખુ ગતાનુગતિકતાથી ધર્મને સમજ્યા વગર, વિચાર કે પરીક્ષા કર્યા વગર, વશ-વારસાગત આવેલા ધર્મને, પોતાનુ સમજે છે અને મજીઠના રગની પેઠે, સર્વસ્વ અસ્થિ મજ્જા રગાઈ જાય છે, અને સાથોસાથ બીજા ધર્મોને હલકા અને ખરાબ સમજે છે ચિતરે છે અને ઘણી ઘણી નિંદા પણ કરે છે, હજારો શાસ્ત્રો અને લાખો કે ક્રોડો શ્લોકોના અભ્યાસી પણ, ઇન્દ્રભૂતિ, કુમુદચદ્ર અને હરિભદ્ર

જેવા બ્રાહ્મણો, ચૌદ વિદ્યાના પાર પામી ચુકવા છતા પણ, મહા-મિથ્યાભરપૂર પેતાના ધર્મને વખાણતા હતા અને સર્વજ્ઞોની દયામય, સ્વર્ગાપવર્ગદાયક એકાન્ત ઉપકારી, શ્રીવીતરાગના ધર્મની નિન્દા જ કરતા હતા ઉપરથી બીજા લોકોને પોતાના પન્થમાં રાખવા કે ફસાવવા, શ્રીવીતરાગદેવોના ધર્મની પણ નિંદા, અવહેલના ઠેકડી કરવા ચુકતા નહી

'हस्तिना ताड्यमानोपि न गच्छेज्जैनमंदिरम्"

અર્થ—ગાંડો થયેલો હાથી સામેથી આવતો હોય તો પણ, જૈનધર્મસ્થાનમા પેસવુ નહી આવાઓને લક્ષમા રાખીને કલિકાલસર્વજ્ઞશ્રીહેમચન્દ્રસૂરીશ્વરજીમહારાજ ફરમાવે છે કે

कामरागस्नेहरागा-वीपत्करनिवारणौ ।
दृष्टिरागस्तु पापीयान्, दुरुच्छेद् सतामपि ॥१॥

અર્થ—કામરાગ-પત્ની ઉપરનો રાગ,સ્નેહરાગ માતા-પિતા-પુત્ર-પુત્રી-ભગિની-ભાઈ-મિત્રો ઉપરનો રાગ આ બન્ને રાગ હળદરના રાગ જેવા છે એને મટાડતા વાર લાગતી નથી. પરન્તુ ત્રીજો દૃષ્ટિરાગ-પોતપોતાના માનિત્રીધેલા, વ શપર પરાથી ચાલી આવેલા ધર્મ ઉપરનો રાગ, દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેની શ્રદ્ધા, તે ગળીના રાગ જેવો હોવાથી ભલભલા, વિદ્વાનો પણ છોડી શકતા નથી અર્થાત્ દૃષ્ટિરાગ જતો નથી

અને તેથી ઈશ્વરને જગતનો કર્તા માને છે ઈશ્વરજ સુખ દુખનો આપનાર છે માટે ઈશ્વરનું ભજન કરવાથી, ગમે તેવા હિંસા-જુઠ-ચોરી-પર । સેવા-વેશ્યાભોગ જેવાં ભયકર પાપ કરતા પણ ડરવાની જરૂર નથી

કોઈ વળી દેવી-દેવના બલિદાનમાં, જીવોને મારી નાખી

વામા, ધર્મમાને છે વળી કોઈ આખુ જગત ક્ષણુવિનશ્વર હોવાથી, કોઈ કોઈને મારતું જ નથી તેથી માસ ખાવામા પણ પાપ માનતા નથી કેટલાક માનવ સેવા, તે જ પ્રભુ સેવા માનીને, માણસોના ભલાની ખાતર, માણસોની મગવડ પુરી પાડવા, હજારો, લાખો, ક્રોડો જીવોના, દિવસ ઊગે નાશ થાય તેવા, કતલખાના વિગેરે ચલાવવામા પણ પાપ સમજતા નથી

આનુ નામ જ દષ્ટિરાગ છે આવા કુદેવ-કુગુરુ-કુધર્મમા રગાયેલુ, શ્રીમતીનુ શ્વસુરકુટુબ, શ્રીમતીની પ્રત્યેક આરાધના ઉપર દ્વેષ કરે છે નિંદા કરે છે ગાળો પણ દઈ નાખે છે

આવુ બધું શ્રીમતીશ્રાવિકા હમેશ દેખે છે સાભળે છે પરંતુ તેમને કોઈને કસો જ ઉત્તર આપતી નથી અને ઉત્તર આપવાથી લાભ પણ શુ થવાનો હતો? કારણ કે તેઓ ઘણા-આખુ કુટુબ, આડોસી પાડોશી, બધા એક જ વિચારના હતા એટલે મહાસતી **શ્રીમતી** મૌનાવલબન કરીને જ, પોતાની આરાધના સવિશેષ કરતી હતી

કારણ કે કાગડાઓના કાગારવ થતા હોય, ત્યા કોયલ બીલ્કુલ મૌન સેવે છે વળી કાસીઓ અને નગારા કુટાવા શરૂ થાય, ત્યારે હારમોનીયમ મૌન ધારે છે આ દાખલાથી, મહાસતી શ્રીમતી, ક્ષોભ પામ્યા સીવાય, પોતાની આરાધનામા મક્કમતા વધારતી હતી મહાપુરુષો ફરમાવે છે કે—

**सामग्गि अभावेवि वसणेवि, सुहेवि, दुहेवि, तह कुसगेवि।**
**जस्स न हायइ धम्मो, निच्छयओ जाण तं सड्ढम् ॥१॥**

મોટી આપત્તિ આવી હોય, ઘણુ સુખ હોય અથવા

દુખ પણ રોગાદિ-કારાગાર આદિ ભાન ભુલા કરી નાખે તેવુ હોય ખરાજ સોગત હોય અથવા સામગ્રીઓનો અભાવ હોય આવા સ યોગોમા પણ, જેની ધમમા હીવાસ ન આવે સિથિરતા ન આવે, અનાદરકે ઉપેક્ષા ન થાય, તોજ તે મહા ભાગ્યશાળી આત્મા, શ્રીવીતરા દેવોના શ્રાવકપણાની લાયકાત વાળો ગણાય છે

આવા આવા પૂર્વપુરુપોના વાક્યો ધ્યાનમા લાવી, મહાસતી શ્રીમતી, પોતાના નિત્યનિયમોને આચાર-વિચારોને, જરા પણ આચ લાગવા દેતી નથી

મહાસતી પોતાનો ધર્મ સામાયિક, પ્રતિક્રમણ, પૂજા આદિ સાચવવા છતા પણ, કુટુબના પોતાને કરવાના બધા જ કામ, સમયસર આદર પૂવક બુદ્ધિપરોવીને કરે છે, તો પણ, સાસુ-સસરો અને નણુદો મહાસતીને બાળવામા કચાસ-ઓછાશ રાખતા નથી

મહાસતી એકમજુરણની માફક, ઘરનુ કામ કરે છે, ક્ષણવાર વિસામો લેતી નથી આખો દિવસ ઘરકામ કરીને થાકીને લોથપોથ થઇ જાય છે તેનો કોઇને વિચાર આવતો નથી પરતુ આઠેપ્રહર સાઠે ઘડી, શ્રીમતીના ધર્માચરણનો દેવ હુતાશનીના અગ્નિની પેઠે કુટુબના ચિત્તમા, વચનમા અને શરીરમા સળગેલો રહે છે

મહાસતી શ્રીમતી, કુટુ બના આવા જોર જુલમ હોવા છતા જરા પણ, ગભરામણ લાવ્યા સીવાય, પ ચપરમેષ્ઠિમહામ ત્ર નમસ્કારનો જાપ, ક્ષણવારપણ ભુલતી નથી હાલતા, ચાલતા, ઊંઘતા, બેસતા, ભોજન કરતા, કે ઘરના કામકાજ કરતાં, પણ

મનમા નમસ્કાર મ ત્રનો જાપ ચાલુ જ હોય છે

કોઈવાર ગુરુદેવોના પ્રવચનોમા સાભળેલી, શ્રીવીતરાગ–દેવોની વાણી, પણ યાદ આવી જાય છે એથી મનમા થોડો ઘણો ઉદ્વેગ આવ્યો હોય, તે પણ શમી જાય છે શ્રીજિનેશ્વરદેવો ફરમાવી ગયા છે કે, નારી જાતિ એટલે પરાધીનતાની પુતળી છે અને પુરુષ જાતિની અપેક્ષા, અન તગુણી પાપ રાશિનો ભોગવટો લેવા જન્મેલી છે આગમોમા ફરમાવ્યુ છે કે

अणता पावरासीओ, जया उदयमागया
तया इत्थीतण पत्त, सम जाणाहि गोयमा ॥१॥

પ્રાય પુરુષોનો નારી પ્રત્યે સદ્ભાવ જ હોવો જરૂરી છે 'वाचाल स्त्रीषु मार्दवम्' આવુ મોટા ભાગના મનુષ્યોમા હોતું નથી પરતુ કૃતઘ્નતા પુષ્કળ દેખાય છે જુઓ, ભોગના ભીખારી–મનુષ્યો વેશ્યાઓમા લાખોની ક્રોડોની કે સમગ્ર લક્ષ્મીની બરબાદી મરજાવે છે દાખલા તરીકે, શકડાલમત્રિ પુત્ર સ્થૂલભદ્ર, રાજગૃહીના કૃતપુણ્યશેઠ, વણિકપુત્ર ધમ્મિલ-કુમાર, અન ગકુમાર, વિગેરે સેકડો દાખલાઓ સાહિત્યમા દેખવામા આવે છે **પરસ્ત્રીમા પૈસા પ્રાણ અને આબરૂ ત્રણે બરબાદ થાય છે**

ઘર સાચવનાર મુનિમ, નોકર, પગાર લેછે રસોઈ કરનાર રસોઈઓ પગાર લે છે ઘરકામ કરનાર ઘાટી નોકર પગાર લેછે, આનાથી ઊલટુ ઘરનીપત્ની ભોગ આપે છે અને પરિવાર વધારે છે, ધર્મ અને આબરુ વધારે છે, ઘર સાચવે છે, રસોઈ કરે છે ઘરના બધા જ કામ સમયસર, રાતદિવસ કર્યા જ કરે છે આ બધી ફરજો બીચારી મફત

બજાવે છે વપેલુ ઘટેલુ ખાય છે લુગડા પણ મન પસદ પહેરવા મલતા નથી વિશ્વાસપૂર્વક મિલ્કત, રાચરચિલુ, આબરૂ અને પરિવારનું રક્ષણ કરે છે કોઇકવિરાજ નારી જાતનુ કાર્ય ગણાવે છે

> शयोत्पाटन-गेहमार्जन-पय पावित्र्य-चुल्लीक्रिया,
> स्थालीक्षालण-धान्यपेषणकला गोदोहन म थने ः ।
> डिम्भाना परिवेषणादि च तथा पात्रादिशौचक्रिया,
> श्वश्रू-भर्तृ ननान्दृ-देवृविनयै कष्ट वधूर्जीवति ॥१॥

અર્થ—સ્ત્રીએ નિદ્રામાથી જાગતી થાય, ત્યાથી રાત્રિમા સુઈ જાય ત્યા સુધીનો કાર્યક્રમ નીચે મુજબ હોય છે સૌ પ્રથમ ઊઘમાથી જાગેલાઓના, ખાટલા–ગાદલા પથારી ઉપાડી ઠેકાણે મુકવી પછી આખા મુકામમાથી કચરો=ઝાડુ કાઢવો, ચાપાણી તૈયાર કરવા, પાણી ગળવુ, વાસી કામ કરવુ, ગાયો, ભેસો દોહવી, વલોણું કરવુ, (જુના જમાનામા હતુ હમણા કયાક કયાક ગામડાઓમા છે) ઘરના માણુસો પૂરતુ દળણું દળવુ, ઘરમા હોય તેટલા માણસોને ચા, દુધ, નાસ્તા આપવા, તથા રાધણ જમણના ભાજનો સાફ કરવા, રસોઈ–દાળ–ભાત શાક–રોટલી વિગેરે તૈયાર કરવા, ઘરના માણુસો બધા જમ્યા પછી જમવુ, પાછા બધા ભાજનો ધોવા, ઉટકવા, સુકવવા, બાળકોને નવડાવવા, તેમના વસ્ત્રો શુદ્ધ કરવા, ઘઊ, ચોખા વિગેરે સાફ કરવા, વળી સાજની રસોઈ કરવી, જમાડવા, વાસણો ચોખ્ખાં કરવા, પથારી કરવી, વધારામા સગા–વ્હાલા મેમાન–પરોણા ઓની સારવાર કરવી ઉપરાત સાસુ–સસરા–સ્વામી–નણદ–જેઠ–જેઠાણી–દિયર વિગેરેના વિનય કરવા, મનસાચવવા, આવાં,

અને આટલા બધા કામ કરવા વડે, બીચારી વહુ, કષ્ટ પૂર્વક દિવસો વિતાવે છે તો પણ પતિ વિગેરે, બીચારીને હેરાન કરવામા કમીના રાખતા નથી

આપણી કથાનુ પાત્ર શ્રીમતી, મહાસતી છે ઘણી જ બુદ્ધિમતી છે, વિનયવતી છે, અવસરની જાણ છે, ઉચિતને સમજનારી છે તો પણ સાસુ–સસરા–નણદ તેણીને વારવાર ધર્મદ્વેષથી હેરાન કર્યા કરે છે ધર્મનો દ્વેષ, ધર્મ આરાધનારી વહુ ઉપર ઉતર્યો હોવાથી, ઘરના લોકો કહે છે કે

અમારા ઘરમા રાગદ્વેષ વગરના, શાપ–અનુગ્રહ ન કરે તેવા, દેવનુ નામ પણ ન જોઈએ વળી મેલા વસ્ત્રો પહેરનારા, દતધાવન અને સ્નાન કયારે પણ નહી કરનારા, ગુરુઓ અમને ન જોઈએ તથા વળી આ ન ખવાય, આ નપીવાય, આમ ન કરાય, આહી જવાય, આહી ન જવાય, આવો ઝીણી જીવદયાવાળો ધર્મ અમારે ન જોઈએ

આવી રાત–દિવસ કુટુબની શિખવણીથી, શ્રીમતીના સ્વામીનેપણ, શ્રીમતી ઉપર ઘણો જ દ્વેષ થયો, અને કુટુબની શિખવણીથી, શ્રીમતીને મારી નાખી બીજી સ્ત્રીને પરણવાના વિચારો કરવા લાગ્યો એના પરિણામ રૂપે, કોઈક ગારૂડીક મારફતે, દ્રવ્ય આપીને, અરણ્યમાથી, એક સર્પ મગાવી, મોટા ઘટ=ઘડામા મુકાવી, ઉપર ઢાકણુ વસાવ્યુ, અને શ્રીમતીને આજ્ઞાકરી કે, અમુક ઓરડામા, અમુક ખુણામા, ઢાકણુ ઢાકેલો ઘડો પડ્યો છે, તેમા તાજા લાવેલા ફુલોની માળા છે, તે તુ લઈ આવ અને મને આપ

શ્રીમતી મહાસતીનો સર્વકાળ, માનસિક વ્યાપાર, પચ

પરમેષ્ઠિમહામ ત્ર નમસ્કાર જાપનો જ હતો,તેથી છીંક આવે, ખાસી-બગાસુ આવે, તોપણ 'नमोअरिहंताण' પદનો ઉચ્ચાર થઈ જાય બીજા પણ પ્રત્યેક કામોમા, પ્રત્યેક ક્ષણોમા, અ ધારામા, ચાલતા કે અજાણી-અદેખાતી વસ્તુમા પગ મુકતા, કે હાથ ઘાલતા, નમસ્કાર મહામ ત્ર જાપ ચાલુ જ હોય

સ્વામીની આજ્ઞા પામીને, મહાસતી શ્રીમતી ફુલોની માળા લેવા ગઈ નમસ્કાર મ ત્રના જાપ પૂર્વક ઢાકણુ ઉપાડી, અ દર હાથ ઘાલ્યો, અને નમસ્કારમહામ ત્રના જાપથી તુષ્ટ થએલી શાસનદેવીના સાનિધ્યથી પોતાના આચારણ જેવી, મહાસુગ ધવાળી, દિવ્ય ફુલોની માળા હાથમા આવી, લાવીને પોતાના સ્વામીના કરકમલમા મુકી

સ્વામીનાથ તો કાન માંડીને બેઠા હતા કે, હમણા જ શ્રીમતીને સર્પ કરડશે તેણી મોટી ચીસ પાડશે, અમે બધા કૃત્ મ દેખાવ કરી, દિલગિરી દેખાડીશુ, તેણી મરણ પામશે, અને "બ દા" બીજી બાયડી પરણશે

અનન્તાકાળથી અત્યાર સુધી અને અત્યારે પણ, આવા ભય કર પાપો ઘણા થયા છે અત્યારે પણ ઘાસલેટ છ ટકાવ, ગળેફાસ્રો, વિષભક્ષણ, કુવામા પડણુ, બીજા પણ અનેક પ્રકારે મારી નાખવાના અને મરી જવાના, સે કડો, હજારો, લાખો બનાવો બન્યા છે, અને ચાલુ પણ છે

શ્રીમતીના પતિને ઘણી જ નવાઈ લાગી. ઘડામા હમણાજ સર્પ પૂરાવ્યો છે અને આખા મુકામમા કોઈપણ સ્થાને ફુલની પાખડી પણ હતી નહી, વળી જીદગીમા નહી જોયેલા, નહી સુઘેલા, આવા કર્માયા વગરના, તદ્દન તાજા ફૂલોની આવી

સુંદરમાળા, અહો આશ્ચર્ય, અહો આશ્ચર્ય ?

શ્રીમતીના પતિના આવા હર્ષવિશમય શબ્દની ગર્જનાઓ સાભળીને, માતા-પિતા-બ્હેન અને આજુબાજુના સબંધીઓ અને પાડોશીઓ ભેગા થઈ ગયા અને આહી શ્રીમતીના પતિદેવ શ્રીમતીનો આવો ધર્મ, આવુ શીલ જોઈ વિચારીને, પોતે અત્યાર સુધી કરેલી અધમતા અને ધર્મદ્વેષ માટે, શ્રીમતીના પગમા પડી ક્ષમા માગે છે, અને પોતાના દુષ્ટ વિચારો તથા સપ મગાવ્યા સુધીના ખરાબ આચરણોની, શુદ્ધઅંત - કરણથી ક્ષમા યાચના કરે છે

પુત્રના મુખથી પુત્રવધૂનો આવો ચમત્કાર જોઈ સાભળી, માતા પિતા અને બહેન પણ, શ્રીમતીનુ આશ્ચર્યકારિ ચારિત્ર જોઈ વિચારી, શ્રીમતીના પગમા પડીને, ક્ષમા યાચના કરવા લાગ્યા અને આજથી મહાસતી શ્રીમતી પ્રત્યેનો તિરસ્કાર અનાદર દૂર કરીને, શ્રીમતીના વચને શ્રીવીતરાગશાસનનો સ્વીકાર કરીને, આખુ કુટુબ, શુદ્ધશ્રાવકકુટુંબ બની ગયુ

આ બનાવ ક્ષણવારમા, આખા નગરમા ફેલાઈ ગયો ઉભય પક્ષના કુટુબીઓ અને બીજા પણ અનેક કુટુબો શ્રીવીતરાગશાસન પ્રત્યે ઘણા જ આદરવાળા થયા

અને પચપરમેષ્ઠિ મહામત્ર નમસ્કારનો આવો સાક્ષાત્ પ્રભાવ જોઈ આખુ નગર નમસ્કારમહામત્રના જાપમા ખૂબ જ આદર બહુમાનવાળુ થયુ આવા જૈનશાસનના નમસ્કાર મહામત્ર ચમત્કારના, સાક્ષાત્કારના ફલ સ્વરૂપ, આખા નગરમા મહોત્સવ પ્રવર્ત્યો છે એમ નગરવાસી શ્રાવકના મુખથી બન્ને કુમારોએ ઉપર મુજબ, નમસ્કાર મહામત્ર પ્રભાવની હકીકત

સાંભળી, નમસ્કાર મંત્રના જાપ પ્રત્યે ખૂબ જ પ્રભાવિત થવાથી, રાજસિંહકુમારનો નમસ્કાર મહામંત્રના જાપ પ્રત્યે, આદર સત્કાર ખૂબ જ વૃદ્ધિને પામ્યો, અને બન્ને મિત્રોએ આગળ વધવા માટે, પોતનપુરથી વિદાય લીધી

## નમસ્કારમહામંત્રપ્રભાવસૂચિકા મહાસતી શ્રીમતીની કથા સંપૂર્ણ

—*—

અથ લગભગ તેવી જ મહાસતી શ્રીદેવીની કથા પણ વાચક વર્ગને લાભકારી જણાવાથી લખાય છે

## મહાસતી શ્રીદેવીની કથા

આ જમ્બુદ્વીપના ભરતક્ષેત્રમા, મધ્યખંડના પશ્ચિમ ભાગમા, વિદ્યા અને લક્ષ્મીના કેન્દ્ર જેવુ, સિંહપુર નામનુ નગર હતુ તે નગરમા (શ્રી જૈનશાસનમા ઘણી પ્રસિદ્ધિને પામેલા, આચામ્લવર્ધમાન મહાતપની આરાધના કરનાર, મહાભાગ્યવાન આત્માઓમા અગ્રસ્થાન પામેલા, ચરમ શરીરી શ્રીચંદ્રરાજાની મહા પટ્ટરાણી ચંદ્રકલા પદ્મિનીના પિતા–) શુભગાંગ રાજા રાજ્ય કરતા હતા

ન્યાયનીતિ અને ધર્મપ્રવીણ, તે શુભગાંગ રાજાના સમગ્ર રાજ્યમા, મોટા ભાગના મનુષ્યો જૈનશાસન આરાધનારા હોવાથી, અવારનવાર નિર્ગન્થસાધુઓ અને સાધ્વીઓ પણ આવતા હતા અને તેથી લોકોમા ધર્મજાગૃતી ખૂબ જ રહેતી હતી.

તે નગરમા જાતિએ બ્રાહ્મણ, વિદ્યાએ ગણક, (જોષી) અને ધર્મે જૈન, પ્રિયંકરનામા વિપ્ર રહેતો હતો તેને શીલાલંકાર ધારિણી, શીલવતી નામા પત્ની હતી અને સંતાનમા

ફક્ત **શ્રીદેવી** નામા પુત્રી હતી આઠ વર્ષની થવાથી માતા પિતાએ ભણવા બેસારી

શ્રીદેવી વ્યવહારમા જરૂરી બધુ જ્ઞાન મેળવવા સાથે, ધર્મનુ પણ યથાશક્ય ઘણું જ્ઞાન પામી હતી તેથી તેણીમા જીવાજીવાદિ નવતત્ત્વો અને કર્મનુ સ્વરૂપ, ખૂબ જ પરિણામ પામ્યાહોવાથી અને વારવાર ધર્મગુરુઓના વ્યાખ્યાનો સાભળ-વાથી, તેના જીવનમાં વ્યવહાર અને ધર્મ બન્ને બાબતો વણાઈ ગઈ હતી

શ્રીદેવીમા રૂપ હતુ, સમજણ હતી, ધર્મ હતો, ક્રિયા રૂચિ હતી, સાથોસાથ મહાસતીમા શોભે તેવા ઘણા સદ્‌ગુણો પણ હતા "પરતુ દીકરી એટલે પારકુ ધન" હોવાથી માતા પિતા દીકરીને દેખીને, હર્ષ અને દુ ખ બન્ને અનુભવતા હતા કોઈક કવિ કહે છે કે—

जातेति चिन्ता, महतीति शोक कस्य प्रदेयेति, महान् विकल्प ।
दत्ता सुख स्थास्यति वा नवेति, कन्यापितृत्व किल हन्त कष्टम् ॥

**અર્થ**—દીકરી જન્મી એટલે ચિંતા શરુ થઈ (ગમે તેવા ફાકાવાળાને પણ સાસરે થાવુ પડશે) દીકરીમોટી થતી જાય તેમ ચિંતા પણ મોટી થતી જાય છે કોને આપવી? કુલ સારૂ, ઘર સારૂ, કુટુબ સારૂ, સુર્તિઓ સારો, ધનની આવક, જાવક, બધા વિચારો કરવાના હોવાથી, કયા પરણાવવીના વિકલ્પો ચાલ્યા જ કરે છે પરણાવ્યા પછી પણ, સાસુ અને પતિ વિગેરે તરફથી સુખ મળશે કે કેમ? આવા આવા કારણે ખરેખર કન્યાના પિતાપણું પણ એક મહાદુર્ભાગ્ય ગણાય છે નીતિકારોએ સસારના છ **નરક ગણાવ્યા છે,** તેમા **કન્યા**

બહુત્વને પણ નરક તરીકે ગણાવ્યુ છે ગુજરાતીમા પણ કહ્યું છે કે "સુખે ન સુવે દીકરીનો બાપ" શ્રીદેવીમા ધર્મ અને સદ્‌ગુણો જોઈ, માતાપિતા આનદને પામતા હતા, પરતુ યોગ્ય વર અને ઘર ન મલે તો, આવુ નારીરત્ન ઉકરડામા કે કાય તેની ચિંતા પણ વારવાર થયા કરતી હતી

**પ્રશ્ન**—કવિઓએ કે જ્ઞાનિઓએ, દીકરીના માબાપને, દુખીયા જ ગણાવ્યા હોય તો, આ સસારમા પ્રાય દીકરી વિનાનું ઘર હોતું જ નથી, અને દીકરીનો બાપ દુખિઓ જ ગણાય તો, આખુ જગત દુખી જ ગણાવુ જોઈએ, પરતુ આવો અનુભવ જણાતો નથી

**ઉત્તર**—તમારી દલિલ બરાબર છે માણસો અનેક પ્રકારના હોય છે તેમા જેઓ સારાસારનો વિચાર કરનારા હોય, પોતાના સતાનોના સુખદુખના લક્ષવાળા હોય, અપત્ય વાત્સલ્ય હોય, ઉપરની પુત્રી પિતાની વાત તેવાઓને જ લાગુ પડે છે જેને વિચાર ન હોય, દુનીયાનુ જ્ઞાન ન હોય, ખાવુ પીવુ અને ખુશીમા રહેવુના જ આચાર વિચારવાળા હોય, તેવાઓને માટે મહાપુરુષોના વાકયો લખાયા છે એમ સમજવા જરૂર નથી અસ્તુ

આજ નગરમા, પોતાની નાતનો, **શ્રીધર** નામા જોષી રહે છે તેને **નાગિલા** નામા ભાર્યાથી **ધરણ** નામા પુત્ર થયો છે ધરણ પોતે ડાહ્યો અને વિચારક હતો સાથોસાથ રૂપ અને કળાઓ પણ પામેલો હોવાથી, શ્રીદેવીના માતાપિતાને શ્રીધર-જોષીનુ કુટુબ અને ધરણ મૂરતિઓ ગમી જવાથી, શ્રીદેવીનુ ધરણ સાથે પાણીગ્રહણ કરાવ્યું, અને એકજ પુત્રી હોવાથી,

ઘણો મારો વિવાહ કરીને, દીકરીને આપવા યોગ્ય ઘણી જ વસ્તુઓ આપી

ધરણની માતા નાગિલા, તુચ્છ સ્વભાવની, કટુભાષિણી, અને છિદ્રાન્વેષિણી હોવાથી, પ્રારંભના થોડા માસ ગયા પછી, શ્રીદેવીને, વારવાર ધમકાવ્યા કરતી હતી, પરંતુ શ્રીદેવી નાગિલાને, પોતાની માતા સમાન સમજીને, જરાપણ સામુ બોલતી નહી સાસુ કાંઈપણ કહે તોપણ કમીને ઉત્તર આપતી, ગામમા જ પીયર હોવાથી પીયર જાય, માતાપિતા પુછે ત્યારે પણ, સાસુ સસરા અને પતિના વખાણ જ કરતી હતી

તેણી સવારમા જાગે ત્યાથી સુવે ત્યાસુધી, મનમા અવિચ્છિન્ન નમસ્કાર મહામંત્રનો જાપ કરતી હતી અને સાસુ સસરા અને પતિની પ્રસન્નતા મેળવવા, એકવિનીત શિષ્યની પેઠે, ઘરના બધા જ કામ સંભાળતી હોવા છતા, વઢકણી સાસુ તેણીને હેરાન કરવામા કમીના રાખતી નહી આ બધુ શ્રીદેવી ગળી જતી હતી ભણેલુ અને સાભળેલુ વારવાર મનમા યાદ લાવીને, આત્માને જાગતો રાખતી હતી

કેવલ જ્ઞાની જ્ઞાનથી, દેખેલુ તે થાય ।
તે કયારે પલટે નહી, કરતાં સર્વ ઉપાય ॥૧॥
કર્યાં કર્મવિણ ભોગવ્યા, ક્ષય ક્યારે નવ થાય ।
આર્તધ્યાન કરવાથકી, વળી બમણા બધાય ॥૨॥
લક્ષ્મીધરકે રાયના, વેર જન્મ પણ થાય ।
પણ નારી પરવશ દશા, સુખ સંશય લેખાય ॥૩॥

નારી ભવ દુખમય કહ્યો, શ્રીજિનવર ગણધાર ।
પણ જિનશાસન શરણથી, ઉત્તરીયે ભવપાર ॥૪॥
ચેતન ! સમજી કર્મનો, મર્મ બધા દુખદાય ।
સમભાવે સહેવાય તો, નવો બંધ નહી થાય ॥૫॥
જે નરવર ચિત્તવગે વિશે, મહામંત્રનવકાર ।
તેવા ઉત્તમ જીવને, નાવે દુખ લગાર ॥૬॥

મહાસતી શ્રીદેવી, ઉત્તરોઉત્તર, પંચપરમેષ્ઠિમહામંત્રના જાપમા, તલ્લીનતા વધારતી હોવાથી, સાસુના અવાજો ચિત્તમંદિરમા, પેશવા પામતા જ નહી કયારેક સાસુના જોરદાર ધડાકા થવા લાગે ત્યારે પણ, શ્રીદેવી પોતાના આત્માનેજ શિખામણ આપ્યા કરે, ચેતન! સંસાર અસાર છે, નારીજીવન પરતંત્રતાની ખાણ છે, વિષયો વિષનાવેલા સમાન છે, વિષયના કીડાઓને સુખ ક્યાંથી હોય? નારી જાતને સાસુનું દુખ, નાલાયક પતિનું દુખ, સુવાવડનું દુખ, તે નિમિત્તક રોગનું દુખ બાળકોની ઉછેરનું દુખ, આખા કુટુમ્બની ગુલામીનું દુખ, દિયર, જેઠ, સસરા અને પડોશી નાલાયક મલ્યા હોય તો શીલ સાચવવાનું દુખ, મહાનુભાવ આત્મા હોયતેજ ઉપરના દુખોને પચાવીને, સમભાવમા સ્થિર બનીને, શ્રીજિનવચનામૃતનું પાનકરીને, જન્મ-જરા-રોગ-શોક-વિયોગ-મરણના બંધનો કાપીને, આત્માને અમર બનાવે છે

સાસુના વિજળીના જેવા કડાકા અને બંદૂકના જેવા ધડાકા, પ્રાય આઠેપહુર, જાગે તેટલો કાળ, ચાલુ રહેતા હોવા છતા, મહાસતી શ્રીદેવી સામુ બોલતી નથી, મોઢું ચડાવ્યું નથી માતા પિતા બેનપણી કે સખીઓ પાસે દુખ ગાયું

નથી પરંતુ સમભાવ, મૌનાવલંબન અને સ્મિત અને મહામંત્રનમસ્કારનો સર્વકાળ સર્વસ્થાનમાં જાપ ચાલુ રાખ્યો હતો.

નાગણી જેવી નાગિલાસાસુને મહાસતી શ્રીદેવીની, આવીગીત ગમતી ન હતી, કારણ શ્વાનને પણ સાસુ ભમનાર નમલેતો, અફસોસ પૂર્વક મૌનનો આશ્રય ન છુટકે લેવો પડે છે નાગિલાએ શ્રીદેવીને ચિડાવવાના, બધા જ શસ્ત્રો અજમાવી જોયા, પરંતુ વ્યર્થ ગયા.

એક દિવસ ધરણના પિતા અને શ્રીદેવીના સાસરા, શ્રીધરજોષીની, આંગળીની વીંટી, રાતના વખતમા આંગળીથી સરકીને ઘરમા કયાક પડી ગયેલી, રાતમા શોધવા છતા જડી નહી સવારમા વહેલા ઉઠીને શોધી પણ ન જડી, અને કાર્યવશાત્ કયાક જવાનુ થયું ત્યારે, નાગિલાને કહેલુ કે, વીંટી જડેતો મને આપજો.

આ બાજુ મજુરણની માફક પન્નર, કલાક ઘરનું કામ કરનારી, શ્રીદેવી વહેલી ઉઠીને, આખા ઘરનો કચરો-પુંજો-ઝાડુ કાઢવા લાગી. કચરો વાળતા, સસરાજીની મુદ્રિકા શ્રીદેવીએ દેખી અને લઈ લીધી, આ વખતે સાસુ-સસરા કે પતિદેવની ઘરમા હાજરી નહોવાથી, શ્રીદેવીએ વીંટી ઘરમા સારા સ્થાનમા મુકી, આવશે ત્યારે આપીશ, એમ વિચારી કચરાનો ટોપલો ભરી ગામ બહાર ફેંકવા ગઈ.

આ બાજુ ઘરના ત્રણે માણસો ઘેર આવ્યા. અને શ્રીધર-જોષીએ વીંટી શોધવી શરૂ કરી એપ્રમાણે નાગિલા પણ શોધવા લાગી એટલામા શ્રીદેવી ઘેર આવી, અને પોતાને

જડેલી વીંટી, લાવીને સસરાજીના હાથમા મુકી

આ બનાવથી આખી જીંદગીમા નાગિલાના પોબાર પડયા જ ન હોતા, તે આજે પડયા, કુદાકુદ કરવા લાગી અરેરે! આવી ચોટ્ટી વહુથી મારૂં ઘર શી રીતે ચાલશે?

લાડ ખચ્ચર પગી, જ્યારથી અમારા ઘરમા આવી છે, ત્યારથી ચોરી ચોરીને, બાપનુ ઘર ભરવામાજ સમજી છે બાઈ! હું તો રોજ કેતી આવી છું કે, આ વહુ મારા ઘરમા ન જોઈએ, પણ મારૂ સાભળે છે કોણ? ઘરના માણસને પણ, મારા ઉપર વિશ્વાસ નથી અને છોકરો તો સાવ વહુવરોલો જ થઈ ગયો છે

આ પ્રમાણે નાગિલાના મનપસદ ફુગાવા ચાલતા હતા. મહાસતી શ્રીદેવી કાનના દરવાજા બધ રાખી, ઘરનુ કામ કર્યે જતી હતી, તેટલામા ધરણ ઘેર આવ્યો અને નાગિલાએ સવિશેષ ઉશ્કેરાઈને, વીંટી ખોવાયાથી પ્રારભી, શોધાશોધ, અપ્રાપ્તિ અને શ્રીદેવીએ ચોરીને છુપાવ્યા સુધીના સમાચાર, ધરણને સભળાવ્યા અને વધારામા શ્રીદેવી ઉપર, ચોરીનું આળ ચડાવવા માટે, અને ધરણને સાચુ ન લાગે તો પણ સાચુ ઠસાવવા માટે, જેટલા મલ્યા તેટલા શબ્દો અને દલીલો વાપરીને, શ્રીદેવી પ્રત્યે ધરણને ખુબ જ ઉશ્કેર્યો ભાવિભાવની બળવત્તાએ, પોતાની પત્ની મહાસતી શ્રીદેવી ઉપર, (તેણીના વિનયાદિ ગુણો વડે) અતિ પ્રમાણ રાગ હોવા છતા પણ, માતાની ઉશ્કેરણીને વશબનીને, જોરદાર લાકડી હાથમા લઈને, શ્રીદેવીના મસ્તક ઉપર નિર્દયપણે પ્રહાર કરવા લાગ્યો, ઘણુ માણસો એકઠા થઈ ગયા, અને જાણે ભૂતવળગ્યુ હોય તેવા

કે ધાવિષ્ટ ધન્નુને, લોકોએ પકડી લીધો, હાથમાંથી લાકડી છીનવી લીધી. પરંતુ મર્મસ્થાનમાં લાગેલા પ્રહારોથી, શ્રી દેવી બેભાન બની ધરની ઉપર ઢળી પડી માથામાંથી પુષ્કળ લોહી નીકળી ગયું આ વાત વાયુવેગે ગામમાં ફેલાવાથી, લોકોના ટોળે ટોળા શ્રીધરજોષીના ઘેર ભેગા થવા લાગ્યા. શ્રીદેવી મડાની માફક બેભાન મૂર્છિત થયેલી પડી છે, હજુ પણ મસ્તકમાંથી લોહી ચાલુ જ હતું, એકઠા થયેલા માણસો પૈકી અનુભવી વૃદ્ધપુરુષો લાગેલા ઘાવને શમાવવાના ઉપચારો કરતા હતા, પરંતુ પરિણામ જણાયું નહીં તે દરમ્યાન ગામમાં જ રહેતા હોવાથી, શ્રીદેવીના માતા પિતાને સમાચાર મળી ગયા, અને બધાં કાર્યં પડતા મુકી, પુત્રીની ખબર લેવા આવ્યા અને શ્રીદેવીની મૂચ્છિતદશા જોઈ, વળી મસ્તક લોહી લોહાણ જોઈને, બંને માણસ પોકે પોક રડવા લાગ્યા સગાવહાલાઓએ દિલાસો આપી છાના રાખ્યા. અને વેવાઈ વેવાણની રજા લઈ, મ્યાનો મંગાવી, શ્રીદેવીને પોતાને ઘેર લઈ ગયા

અને શહેરના સારામાં સારા નિષ્ણાત વૈદ્યોને બોલાવી, ચિકિત્સા કરાવી, બેચાર કલાકે શ્રીદેવીની મૂર્છાવળી, આંખ ઉઘાડી, થોડું ભાન આવ્યું માતા પિતા પાસે ધર્મ સાંભળવા માટે માગણી કરી, અને તત્કાલ સદ્‌ગુરુનો યોગ પણ મળી ગયો મુનિમહારાજાએ આરાધના કરાવી તે આ પ્રમાણે

આખા મંસારચક્રમાં લાગેલા અતિચારાની આલોચના કરાવી, વળી શક્તિ અનુસાર વ્રતો ઉચ્ચરાવ્યા, ચોરાશીલાખ-યોનિગત સર્વજીવો સાથે ક્ષમાપના કરાવી, તથા હિંસાદિ અઢાર

પાપસ્થાનોને સમજણ પૂર્વક વોસિરાવ્યા, અને અરિહંતાદિ ચારનું શરણ સ્વીકાર્યું

પોતાના સમગ્રસ સાર પરિભ્રમણમા, આચરેલા અનાચારોની ખૂબ જ નિન્દા કરી તથા વળી કોઈપણ ભૂતકાળના ભવોમા, શ્રીવીતરાગ આજ્ઞાનુસાર નાનામોટા કોઈપણ વ્રત–પચ્ચખ્ખાણુ થયા હોય એકને, અનેકને, હજારોને, લાખોને, ક્રોડોને, અભયદાન આપ્યા અપાવ્યા હોય તથા છઠ્ઠાથી ૧૪ મા ગુણઠાણાસુધીના પચમહાપરમેષ્ઠિભગવ તોને, અશન–પાન–ખાદીમ–સ્વાદીમ–વસ્ત્ર–પાત્ર–વસતિ–ઔષધ આદિથી અનેકોને શુભભાવથી, આદરપૂર્વક, સુપાત્રદાનો આપ્યા હોય દીન–દુ:ખી, ગરીબ, નિરાધાર, રોગી–રાક, પરવશ પડેલા જીવોને, અનુકમ્પાદાનો આપીને, દુ:ખમુક્ત બનાવ્યા હોય તથા દેશથી કે સર્વથી, નિરતિચાર શીલવ્રત આરાધ્યું હોય–

તથા ઉપવાસાદિ છપ્રકાર બાહ્ય અને પ્રાયશ્ચિત્તાદિ છ પ્રકાર અભ્યતર તપ, શ્રીવીતરાગ–વચનાનુસાર આરાધ્યું હોય ચાર પ્રકારના શ્રીસ ઘની, ભક્તિ–વેયાવચ્ચ ... બહુણ્ણા સાચવી હોય શ્રીજૈનપ્રાસાદો અને જિનબિંબો ભરાવ્યા હોય ઇત્યાદિ કોઈપણ શ્રીવીતરાગના વચનાનુસારી સુકૃત થયુ હોય તે સર્વની અનુમોદના કરૂ છુ તથા અનિત્યાદિ અને મૈત્ર્યાદિ ભાવના ભાવતી, પચપરમેષ્ઠિમહામત્રનુ, સ્મરણ અને શ્રવણ કરતી, ગુરુમુખે અનશન ઉચ્ચરીને, શ્રીદેવી અવસાન પામી

લોકોએ નાગિલા ઉપર ખૂબ જ ફિટકારો વર્ષાવ્યા, તથા ધરણુને પણ પોતાની ભૂલ સમજાઈ પોતાના આવા ઓઘાતક અધમકૃત્યમાટે ખૂબ જ બળાપો થયો, મહાસતીના સ્વભાવ

તથા ધર્મ-શીલ-વિનયાદિ ગુણો મનમા લાવી, ખૂબ જ રડી પડ્યો અને રડતો રડતો સાસુ સસરાને ઘેર ગયો

આ વખતે મહાસતી શ્રીદેવીને ઔષધ સેવનથી, મૂર્છા વળવાથી, સાવધાનતા આવી હતી ધરણે પોતાના આવા રભસવૃત્તિથી કરેલા, અપકૃત્ય માટે ગળગળા થઈને, વારવાર ક્ષમા માગી, તથા શ્રીદેવીએ પણ થોડાપણ આવેશ વગર, અને પ્રસન્નતાપૂર્વક પરસ્પર ક્ષમાપના કરી, અને સાથોસાથ સાસુ-સસરાને પણ ખમાવ્યા

શ્રીદેવી નમસ્કારમત્રાદિ ધર્મધ્યાન વડે, સમાધિપૂર્વક અવસાન પામીને, **આનન્દપુર** નામના નગરમા, **જિનદત્ત** નામાશ્રેષ્ઠિના ઘેર, પુત્રીપણે ઉત્પન્ન થઈ, **જિનદત્તા** નામ થયુ, ગયા જન્મના સસ્કારથી, શ્રીવીતરાગ શાસનની જ્ઞાનક્રિયામા, ખૂબ આદરપૂર્વક આરાધના કરતી યૌવન પામી, બ્રહ્મચારિણી જિનદત્તા, પિતા સાથે, **શ્રીશત્રુજય** તીર્થની યાત્રા કરવા ગઈ

આહી ધરણને જૈન મુનિ મલ્યા તેમની પાસે (એક શ્રીદેવી અને બીજી બીજીપત્ની ઉમાનો જાર **રણધીર** એમ,) બે હત્યાનુ પ્રાયશ્ચિત્ત માગ્યુ, ગુરુએ **શ્રીશત્રુજય** જઈ તપસ્યા કરવા ફરમાવવાથી, ધરણ પણ કુટુબ પરિવારનો ત્યાગ કરી, શ્રીશત્રુજય તીર્થમા આવેલ હતો

**જિનદત્તાને** ધરણને દેખવા માત્રથી, જાતિસ્મરણ જ્ઞાન થયુ પરસ્પર ઓળખાણ થઈ, અને બને જણે પરસ્પર ફરીનાર ક્ષમાપના કરી, અને ધરણ તથા જિનદત્તા બને જણે, શ્રીશત્રુજય મહાતીર્થમા અનશન કર્યું, ધરણ મરી, મહારાજા શ્રીચદ્રનો મિત્ર અને મહામાત્ય થયો તથા શ્રીદેવીનો આત્મા

આર બ્રહ્મચારિણી જિનદત્તા પણ, ગિરિરાજની નિશ્રામા અન શનપૂર્વક અવસાન પામીને, અવાન્તર=બીજા ભવમા મહારાજા શ્રીચદ્રના મહામાત્ય (ધરણુજીવની) ગુણચદ્રની કમલશ્રી નામની પત્ની થઈ ખૂબ પુણ્યોદય ભોગવી, શ્રીચન્દ્રકેવલી પાસે દીક્ષા લઈ, ઉભયદ પની, સાદિઅનત ભાગે મુક્તિ પુરીના વાસ્તવ્ય બન્યા ઇતિ

આ કથા શ્રીચદ્રકેવલી ચરિત્રમાથી લીધી છે

**નમસ્કાર મહામત્ર આરાધિકા શ્રીદેવીકથા સપૂર્ણ**

---

પોતનપુર નગરથી રવાના થયેલો રાજકુમાર ગજસિંહ, મિત્ર સહિત આગલ ચાલતો, રસ્તામા આવતા અનેક ગામ, નગર, વન, પર્વતાદિની શોભા જોતો છતો, **ક્ષિતિપ્રતિષ્ઠિત** નામા નગરના પરિસરમા આવ્યો

અહી સમસ્ત નગરમા, અને નગરની બહાર, જતા આવતા લોકોના ચિત્તમા, કેવલ પ્રસન્નતાજ જણાતી હતી, તેનુ કારણ જાણવા ઇચ્છા થવાથી, નગરમાથી નીકળતા હુશી યાર જણાતા, એક માણસને પૂછયુ તેણેપણ સાભલનાર મનુષ્યને હર્ષ અને આશ્ચર્ય થાય તેવી, વાત કહેવી શરૂ કરી

અથ બીજોરાકારણિક પ્રતિદિવસ વ્યતરને, બલિદાન અપાતા મનુષ્યસમુદાયને, બચાવનાર અને પચપરમેષ્ઠિમહામત્ર નમસ્કાર—આરાધક સુશ્રાવક —

**શ્રીજિનદાસશેઠની કથા.**

આ ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરમા, યથાથ નામવાળો મહાબલ નામા રાજા રાજ્ય કરે છે એકવાર ચોમાસાના

કાળમા, ઘણું જોરદાર નદીનુ પુર આવ્યુ હતુ રાજા અને નગરવાસી લોકો હજારોની સખ્યામા, જોવા એકઠા થયા હતા તેવામા નદીના પુરમા, એક ઘણુંજ મોટુ, પાકેલુ, સુરમ્ય, સુગધવાળુ, બીજોરૂ તરતું આવતુ જોઈ, રાજાના નિપુણ તારૂ માણસોએ, નદીના પુરમા પડીને બીજોરૂ લાવીને રાજાને આપ્યુ

वर्णतोगन्धतश्चापि, दृष्टोत्कृष्ट सुपुष्टिकृत् ।

सुस्वादु च तदास्वाद्य, सुमोदे मेदिनीपति ॥१॥

અર્થ -બીજોરાનો વર્ણ સુદર હતો, ગન્ધ પણ નાસિકાને તૃપ્તિ જ ન થાય તેવી હતી, પ્રમાણથી ખૂબ મોટુ હતું જીહ્વાને ઉત્તમ સ્વાદ આપનાર અને શરીરને પુષ્ટિ કરનાર તે ફલને જોઇને રાજા ઘણો જ ખુશી થયો

અને ઘણું જ ગમી જવાથી રાજાએ કોટવાળને પૂછયુ, આ બીજોરૂ કયાથી લાવ્યા? કોટવાળે જવાબ આપ્યો, નદીના પુરમા તરતુ આવેલુ મેળવીને, સ્વામી એવા આપને ભેટ ધર્યું છે જે સાભળી રાજાએ કોટવાળને આજ્ઞા કરી કે, બીજોરાનુ ઉત્પત્તિસ્થાન શોધી કાઢો! કોટવાળ પણ નદીના કાઠે કાઠે કેટલેક દૂર સુધી ગયો, અને એક ઘણું સુન્દર વન જોયુ,

વનમા પ્રવેશ કરતા, નજીકમા ગાયો ચરાવતા ગોવાળ લોકોએ ભેગા થઇને, કોટવાળને વનમા જવા નિષેધ કર્યો, અને જણાવ્યુ કે, આ વનમા એક યક્ષનુ મદિર છે તેનો માલિક યક્ષ બીજોરાના વૃક્ષનુ રક્ષણ કરે છે, અને આ વૃક્ષનું ફળ કોઈ લે, તેના પ્રાણ નાશ પામે છે તેથી વનમા પ્રવેશ કરવો તે પણ, પ્રાણોને જોખમમા મુકવા સમાન છે આ પ્રમાણે ગોવાળોના વચનો સાભળી કોટવાળ પાછો આવી,

બીજોરાની ઉત્પત્તિ, તથા મેળવવામા પ્રાણહાનિની વાત, નૃપતિને કહી સભળાવી

કોટવાળ દ્વારા બીજોરાની ઉત્પત્તિની વાત સાભળી, **અધમરાજાએ** કોટવાળને આજ્ઞા કરી કે, ગમે તે ભોગે, હમેશ એક બીજોરૂ મગાવીને મને આપવુ પડશે, નહીતર તારો પોતાનો પ્રાણાન્ત દડ થશે પોતાની **લક્ષ્મી પત્ની** અને **અપ્રાપ્તવ્ય** વસ્તુ, ત્રણ વાતો અધમરાજાઓને દેખાડવાથી મહાન્ અનર્થ થાય છે

**"લક્ષ્મી-નારીરૂપને, અલભ્ય વસ્તુ જાત,**
**રાજાને દેખાડતા, થાય આપણો ઘાત"**

કોટવાળે રાજાની આવી આકરી આજ્ઞા, નગરવાસી મનુષ્યોને, કહી સભળાવી અને નગરના મુખ્ય માણસોને બીજો માર્ગ નમવવાથી, સમગ્ર નગરવાસી પુરુષોના નામવાળી, ચીઠીઓ બનાવીને એક મોટા ભાજનમા ભરાવી, એક કુમારિકા બાળા પાસે કઢાવી, ચીઠીમા જેનુ નામ લખેલુ હોય, તે માણસ બીજોરાના વનમા જાય, અને બીજોરૂ લાવી રાજાને આપે, લાવનાર મનુષ્ય તે જ દિવસે મરણ પામે

આ ઘટનાથી આખુ નગર ભયમા મુઝાયુ અનેકવાર નગરવાસી આગેવાનોનો સમુદાય એકઠો થઈ, મહાબળરાજાને વિનતિ કરવા ગયો પરન્તુ જીહ્વા ઇન્દ્રિયના સ્વાદમા લોલુપ થયેલા અધમાધમ રાજાએ, નગરવાસી માણસોનો વળી રહેલો કચરઘાણ, નજરે જોવા છતા, કાને સાભળવા છતા, મહાજનો દ્વારા સાક્ષાત્ ચિત [illegible] છતા, પ્રતિ દિવસ નગરમા નરનારી [illegible] રૂદનો અને વિલાપો સભળાવા

છતા, પોતાની લાલસા બન્ધ કરી નહી, અને વર્ષો સુધી હજારો માણસોના પ્રાણોના બલિદાનો અપાયા

તેથી કેટલીક સ્ત્રીઓ પતિ વિનાની થઈ, કેટલીક માતાઓ પુત્ર વિનાની થઈ, કેટલાક કુટુબો માલિક વિનાના થયા, કેટલાય નાના બાળકો નિરાધાર થયા, હજારો કુટુબોના આધાર તુટીગયા, આખુ નગર અકાળ મરણના મહાભયમા મુકાઈ જવાથી, લોકોની ચિત્ત પ્રસન્નતા હણાઈ જવાથી, ખેતી અને વેપાર વિગેરે બધા પ્રકારના ધ ધારોજગાર પડ્યુ, ખૂબ જ ખોર વાઈ ગયા

આસ્થિતિમા એક દિવસ, બાર વ્રતધારી મહાશ્રાવક, જિનદાસશેઠના નામની પત્રિકાનીકળી શેઠજી જરાપણ ગભરાયા નહી કારણ કે તેમના મનમન્દિરમા શ્રીવીતરાગ દેવોના વચનો વસેલા હોવાથી, જરાપણ અકળામણ લાવ્યા સીવાય, ઘણી જ બહાદુરી પૂર્વક, બીડોરૂ લેવા જવા તૈયારી કરી

"જિનવચનો શ્રવણે પડ્યા, તેની ઓળખ એક ।
કદી ન આવે દીનતા, આવે કષ્ટ અનેક ॥૧॥
જિનશાસન પામ્યા તણી, ઓળખ એક સદાય ।
આપત્તિ-ભય-રોગમા, અકળામણ નવ થાય ।૨॥
જિનશાસન ચિન્તામણિ, પામ્યા તે કહેવાય ।
સુખ-દુ ખના કારણ બધા, સમભાવે સેવાય ॥૩॥
જિનશાસન ચિન્તામણિ, પામ્યા એહ નિશાન ।
દુ ખમા ગભરાને નહી, સુખમા નહી અભિમાન ॥૪॥

મહાપ્રભુ મહાવીરનાં, વચનો જો સમજાય।
પતન અને ઉત્થાનમા, રાગદ્વેષ નવ થાય ॥૫॥
વિષમ દશામા વીરતા, સહાયક જો નવ થાય।
તો તે વીરપણાતણી, કિમત કયા અકાય ॥૬॥"

આ પ્રમાણે શ્રીવીતરાગના વચનો વિચારીને, પોતાના ઘરમા રહેલ ચૈત્યમા, વિધિ અને પ્રણિધાનથી, અગ-અગ્ર ભાવ પૂજા કરીને, પોતાના ઘરના, કુટુબના અને સબધિમાણુસો સાથે ક્ષમાપના કરીને, સાગારી પ્રત્યાખ્યાન કરીને, એકદમ નિશ્ચય ચિત્ત બનાવીને, નમસ્કાર મહામત્રનો મનમા જાપ કરતા છતા, યક્ષાધિષ્ઠિત બીજોરાના વનમા પહોચ્યા, અને પછી તો જોરથી પચપરમેષ્ઠિ નમસ્કાર મહામત્રનો ઉચ્ચાર કરતા કરતા, બીજોરાના વૃક્ષ પાસે પહોચી ગયા

શ્રીજિનદાસ મહાશ્રાવકના, નમસ્કાર મહામત્રના, જોરદાર ઉચ્ચારો, વ્યતરદેવે સાભળ્યા અને પોતાની ગયા જન્મની વ્રતવિરાધનાનો સાક્ષાત્કાર થયો અત્યાર સુધી પોતાના, મહા મિથ્યા, આચાર-વિચારનો પશ્ચાતાપ થયો, અને પ્રત્યક્ષ થઈને, બે હાથ જોડીને, શેઠને પોતાના ધર્મદાયક ગુરુ માનીને, વિનય પૂર્વક બોલવા લાગ્યો

હે મહાભાગ્યશાળી ઉત્તમ શ્રાવક! તમે મને બોધિ દાયક થવાથી, મારે હમેશા આરાધન કરવા યોગ્ય, મારા ગુરુ છો, મારી પાસે કાઈ પણ માગણી કરો. શેઠજીએ વ્યતરદેવને હિંસાનો ત્યાગ કરાવ્યો નગરવાસી લોકોને સદાને માટે અભય દાન અપાવ્યું અને ઉપરથી વ્યતરદેવે કહ્યુ કે, હુ આપને ઘેર બેઠા હમેશા બીજોરૂ અર્પણ કરીશ

જિનદાસ શેઠે વ્યંતર પાસેથી સમગ્ર નગરને અભયદાન અપાવ્યુ તેથી, સમગ્ર નગરમા નમસ્કાર મહામંત્રનો પ્રભાવ સાક્ષાત્કાર થયો રાજાએ પણ શ્રી જૈનધર્મની-નમસ્કારમહામંત્રની, અને શ્રીજિનદાસ શ્રાવકની, ઘણી ઘણી સ્તુતી કરી, અને આખા નગરમા મહોત્સવ કરવા ઉદ્‌ઘોષણા કરાવી

ગામવાસી માણસ કહે છે હે રાજકુમાર! આ પ્રમાણે નમસ્કાર મહામંત્રના પ્રભાવથી, નગરના લોકોનો મરણનો મહાભય દૂર થવાથી, રાજા અને પ્રજામા પ્રકટ થયેલો આનંદ, આ પ્રમાણે મહોત્સવના બાને પણ સાક્ષાત્ જણાય છે તેથી આબાલ-વૃદ્ધ, આબાલ-ગોપાલ તથા રાજા અને પ્રજા બધાને નમસ્કાર મહામંત્રના જાપમા આદર-બહુમાન પ્રકટ થયો છે

ઉપર પ્રમાણે નગરજનના મુખથી, નમસ્કાર મહામંત્રનો અતિ આશ્ચર્ય થાય તેવો મહિમા સાભળીને, પોતાના વ્હાલા મિત્રસુમતિ સહિત રાજસિંહકુમારે, ક્ષિતિપ્રતિષ્ઠિત નગરથી હવે આગળ પ્રસ્થાન શરૂ કર્યું

ઇતિ બીજોરા કારણ નાશ પામતા નગરવાસી લોકોને બચાવનાર નમસ્કાર મહામંત્ર પ્રભાવ સૂચિકા—

**શ્રીજિનદાસ શ્રાવકની કથા સંપૂર્ણા**

—*—

**અથ—નમસ્કાર પ્રભાવથી રાજાની રાણીના હારનો ચોર તે જ રાજા અને રાણીનો પાટવી કુમાર થઇ મહાપ્રભાવક નરપતિ થનાર ચંડપિંગલચોરની કથા**

હવે આપણી વાર્તાના મુખ્યપુરુષ રાજસિંહકુમાર, પોતાના વ્હાલા મિત્ર સુમતિ સાથે, બીજોરાના સ્વાદમા પોતાનુ

અને પ્રજાનુ જીવન બર્બાદ કરનાર, મહાબલ રાજા, અને મહા-મિથ્યાદ્દષ્ટિ યક્ષને, નમસ્કાર પ્રભાવે ધર્મ પમાડનાર, તથા નગરની પ્રજાને અભયદાન અપાવનાર, શ્રીજિનદાસ શેઠની, આશ્ચર્યપૂર્ણ નમસ્કારમહામત્રપ્રભાવસૂચિકા કથા સાભળીને, નમસ્કારમહામત્રના જાપમા સવિશેષ શ્રદ્ધાવાળા થઈ આગળ ચાલ્યા અને—

મા ામા અનેક આશ્ચર્યોનુ અવલોકન કરતા, વસતપુર નામના ન ારમા પહોચ્યા

અહીં પણ નગરની બહાર સેકડો માણસો જોવામા આવ્યા, અને લગભગ બધા જ નગરવાસી લોકો નમસ્કાર મહામત્રનો જ ઉચ્ચાર અને જાપ કરતા જોવાયા તેથી રાજ સિંહકુમારે પોતાના મિત્રદ્વારા નમસ્કારમહામત્રની આટલી મોટી ઉદ્દઘોષણા કેમ ચાલી રહેલ છે ? એનું કારણ જાણવાની ઇચ્છા જણાવી સુમતિ પ્રધાને રસ્તે જતા મનુષ્ય મારફત જાણેલી હકીકત કુમાર પાસે આવીને રજુ કરી, કહ્યુ કે—

આ વસતપુર નામના નગરમા જિતશત્રુ રાજા રાજ્ય કરે છે, તેની ભદ્રા નામની પટ્ટરાણી છે વળી આજ નગરમા અનેક કલારહસ્યનીખાણ અને રૂપ-લાવણ્યથી સાક્ષાત્ ઇન્દ્રાણી જેવી, રાજા અને રાજ્યાધિકારી વર્ગ તથા ધન-કુબેરોની કૃપાનું પાત્ર, કલાવતી નામની વારવધૂ વસે છે તેણી વેશ્યા હોવા છતા, કોઈકવાર જૈનાચાર્યના પ્રવચનો સાભળીને, જૈન-દેવ-ગુરુ-ધર્મમા ખૂબ જ શ્રદ્ધાવાળી થઈ, તેથી બીજા અનુષ્ઠાનો કરવા અશક્ય હોવાથી, માત્ર પચ-પરમેષ્ઠિ મહામત્રનો જાપ ખૂબ કરે છે અને તે મત્ર જાપનેજ

જિંદગીનુ સર્વસ્વ સમજે છે

તે કલાવતી વેશ્યાને કોઈ કોઈવાર મોટા મોટા જલસાઓ કે મહેફીલોમા જવાનુ હોય કે, મોટા ઘરાકોની આવજા હોય તો પણ, તે નમસ્કારમહામત્ર જાપનો, પોતાનો નિયમ, થોડો પણ બગાડતી નથી, તેમ તેનો સમય ક્યારે પણ ફેરફાર પણ થવા દેતી નથી

તથા વળી આ વસતપુર નગરમા, માયાનુ મદિર અને શક્તિઓનુ સર્વસ્વ, રૂપનો અબાર અને જુવાનીનો ઓપ, ચડપિગલ નામનો ચોર વસે છે તે દિવસે એક પરદેશી સાર્થવાહના સ્વાગમા નગરચર્યા જોવા નીકળે છે અને બે ચાર દિવસોમા મોટા ક્રોડપતિ કે, મહાધનવાન મનુષ્યના ઘરમા ચોરી કરવા, ક્યાથી પેસવુ, ક્યારે પેસવુ, આવુ બધુ ચોક્કસ કરી રાખે છે અને પછી શકુન જોઈ, પોતાની ધારણા અનુસાર ચોરી કરે છે વિદ્યાશક્તિથી તાળા ઉઘાડી શકે છે લોકોને અવસ્વાપિની નિદ્રાથી ઊઘાડી શકે છે અને અદશ્યકાર નયનાજનથી અદશ્ય રહી શકે છે બનતા સુધી તેની ચોરીમા ઝવેરાતની જ મુખ્યતા હોય છે

આવી અઢળક ચોરી દ્વારા મેળવેલા ધનવડે, ખાન-પાન અમનચેન અને સ્વેચ્છાચાર ખૂબ દીમાગથી પોષાય છે એક મહર્દ્ધિક ધનવાન કે રાજકુમારની અદાએ, શહેરમા ફરવા નીકળે છે પ્રસગ પામી ગરીબોને ખૂબ જ દાન આપે છે પાથશાળાના મુસાફરોને પણ કોઈવાર જમાડે છે તેની પ્રત્યેક યોજનાઓમા, લોકોને જરા પણ શકા થાય નહી, તેવી આવડગત હોય છે

બીજી બાજુ નગરમા ચોરીના બનાવોથી ચકચાર ફેલાય છે કોટવાળ અને અધિકારી વર્ગ, ઘણા પ્રયાસો કરવા છતા ચોરી પકડી શકતા નથી કારણ કે ચડપિંગલની-વિદ્યાઓ અને ચાલાકી તથા અદ્રશ્યનોજન આદિ સાધનો, વળી ચોરી કરવાની અજબ યોજના, લોકોને થકવી નાખે તેવી હોવાથી, અત્યાર સુધીના ગર્જદીય અમલદારોના પ્રયાસો બધા જ નિષ્ફળ નિવડ્યા છે

એક વખત ચડપિંગલને પણ, કલાવતીના રૂપ-લાવણ્ય અને કલાગુણોના વર્ણન સાંભળવા મળ્યા હતા, તેથી આકર્ષાઈ કલાવતીને મળવાનો સંકલ્પ નક્કી કરી, એકવાર રાત્રિના સમયમા, તેણીના મહેલમા ગયો કલાવતીનો મહેલ પણ, એક રાજાધિરાજની રાણીના મહેલની સરખામણી કરે તેવો હતો દાસ-દાસીઓ પણ ઘણી હતી દાસીઓને જોનારને પણ પ્રથમ ક્ષણે એવુ ભાન થઈ જાય કે, આ પોતે ઘણારૂપો ધારણ કરનારી કલાવતી જ હશે

કલાવતી એક માલદાર વેશ્યા હતી એની ભોગ સામગ્રી દેવાંગનાને પણ શરમાવે તેવી હતી ચડપિંગલ આ બધુ જોઈને અત્યારસુધીના પોતાના ગયેલા દિવસો માટે, ખૂબ જ અફસોસ કરવાપૂર્વક, કલાવતીના મુખ્ય ઓરડામા પહોચ્યો

કલાવતી પણ આવા યુવાન, રૂપ-સૌભાગ્ય-વસ્ત્રાભરણોથી ભૂષિત, દેવકુમાર જેવા, ચડપિંગલને જોઈ ઘણી જ ખુશી થવા સાથે, આસન ઉપરથી ઉઠીને, બારણા સુધી સામી જઈને, ઘણા આદરપૂર્વક ભેટીને, હાથપકડીને લાવીને, પોતાના રત્નજડિત કનકાસન ઉપર બેસાડ્યો પહેલી મુલાકાત અને પહેલી જ

રાત્રિમા, કલાવતીએ, ચંડપિંગલને પોતાનો બનાવી લીધો, અને પછિતો, યોગીના નિર્ણય માટે, શહેરમા ફરવા જવુ પડે, અને નિર્ણિત ચોરી કરવા જવુ પડે, આ સિવાયનો ચંડ-પિંગલનો, રાત્રિ દિવસનો બધો જ વખત, કલાવતીની કલાઓ જોવામા, અને તેણીના રૂપ-સૌન્દર્યનો ભોગવટો કરવામા જ વપરાતો હતો

એકવાર ચંડપિંગલ મહાચોરને, રાજ્યભંડાર લુંટ વાની ઇચ્છા થઈ તેથી એક રાત્રિમા જિતશત્રુ રાજાના રાજમહાલયમા, વિદ્યાશક્તિ અને નેત્રાજનની સહાયથી, પોતાની માલિકીના સ્થાનની માફક પેઠો તેને આજે મહાકિંમતી રત્નની એક પેટી ચોરવાની ઈચ્છા હતી

પરંતુ પ્રથમ પ્રવેશમા જિતશત્રુ રાજાની મહારાણી ભદ્રા દેવીનો, સુવાનો આવાસ આવ્યો અહીં રાણી મહાકિંમતી શય્યામા સુતેલા હતા તેણીના આભૂષણો, એક બાજુના ટેબલ ઉપર પડ્યા હતા તે ચંડપિંગલના જોવામા આવ્યા અને એક મહાકિંમતી હાર ઉપર દૃષ્ટિ થોભાઈ ગઈ, હારને વાર વાર જોયો, હાર ઘણો જ કિંમતી હતો રાજ્યનુ સર્વસ્વ કહીયે તોપણ કહી શકાય તેવો હતો તેમા ઘણા વર્ષોથી અનેક ઝવેરી વેપારીઓ પાસેથી મેળવેલા, મહાકિંમતી નંગ જડેલા હોવાથી, જાણે ગ્રહો નક્ષત્રો અને તારા મંડલનો સમુદાય હોય, તેવો આકર્ષક લાગતો હતો ચંડપિંગલને આગળ વધવા જરૂર જણાઈ નહી, બસ આ એક જ હાર ઉપાડી લીધો, અને અતિકુશળતાપૂર્વક નીચે ઉતરી ગયો, અને રાજમહેલ તથા બજારો પણ વટાવીને, કલાવતીના કામમંદિરમા નિર્ભય

પણે આવીને સુઈ ગયો

આહી રાજભવનમા મહારાણી ભદ્રાદેવી જાગ્યા, અને આ ભૂષણો ઉપર દષ્ટિ ગઈ, પણ હાર દેખાયો નહીં અને એકદમ ચીશ પાડી, રાજાએ રાણીની ચીશ સાભળી દોડતા રાણી પાસે આવ્યા, અને હાર ઉપડી ગયાની હકીકત જાણી થોડીવારમા જ હારચોરાયાની વાત આખા રાજભવનમા, અધિકારી વર્ગમા અને ઉત્તરોઉત્તરઆખા શહેરમા અને દેશના ખુણે ખુણે ફેલાઈ ગઈ

રાજાને હાર ચોરાયાથી હારની મહત્તા માટે, આઘાત થવા કરતા પણ, પોતાની આબરૂ હણાયા માટે, ઘણો જ અફ્સોસ થયો પ્રધાનો સેનાપતિઓ અને કોટવાળોએ પણ, પોતાની બુદ્ધિઓ અને શક્તિઓનો, બધો જ ઉપયોગ અજમાવી જોયો, પરંતુ હારનો પતો લાગ્યો નહી લાગે પણ શી રીતે? જેમા માણસની શક્તિ માત્ર મહાત્ થઈ જાય એની, વિદ્યાશક્તિની જ્યા અજબ સહાય હોય એથી જ અત્યારસુધીના ચોરાયેલા ધનવાનો પણ, મહારાણીના હારની ચોરી સાભળીને આશ્ચર્ય સાથે થોડા આશ્વાસનને પણ પામ્યા અને શાતિને, અનુભવવા માટે, બધા પોતપોતાના ચિત્તમા વિચાર કરવા લાગ્યા કે, જે આવા દેવતાઈ હારને પણ મહુ સહેલાઈથી ચોરી શકે છે, અને આવા મહાન્ શક્તિધારી રાજાના માલને પચાવી શકે છે, તો આપણે કોણ વાતમા ? હવે શા માટે અફ્સોસ કરવો જોઈએ આમ "गत न शोचामि' ઇતિ નીતિ વાક્યનો આસરો મલવાથી દિવસો પસાર થઈ ગયા

એકવાર નગરભરમા વસનારી વેશ્યાઓની પર્વ-દિવસમા, ઉદ્યાનિકા (ઉજાણી) હોવાથી બધી વેશ્યાઓ સુદર

વસ્ત્રાભરણ, ભૂષણોથી ભૂષિત બનીને, પોતપોતાની દાસીઓથી વિંટળાઈને, ફરવા નીકળી અને ઉદ્યાનમા આવી હતી આમા વેશ્યામડળની મુખ્યનાયિકાસમાન તથા નગરની નારી-વર્ગમા દેવાગના જેવી કનાવતી પણ, સાગ સુવાયમ વસ્ત્રો અને કેવળ હીરા-માણેક-મોતી-પના આદિ ઝવેરાતના દાગીના પહેરીને, જેમા મહારાણી ભદ્રાદેવીનો ચોરાએલો, અને ચડ પિંગલ મહાચોરે લાવીને, પોતાના પ્રેમનુ સર્વસ્વ, પોતાની વ્હાલી પ્રિયતમા કલાવતીનેજ, બક્ષીસ તરીકે આપી દીધેલો હાર પણ, કલાવતીએ પોતાના કઠમા પરિધાન કરી લીધો હતો

આજની આ વેશ્યાઓની આ ઉદ્યાનિકા, નગરનારી નર નારીઓનુ પણ આકર્ષણ હોવાથી, ઘણા વિલાસી યુવાનો અને યુવતીઓ પણ જોવા માટે આવ્યા હતા આવા નારી વર્ગમા, મહારાણી ભદ્રાદેવીની દાસીઓ પણ આવી હતી તે વખતે દાસીઓએ કલાવતીના આભૂષણોમા, ચમકતો મહારાણીનો ચોરાએલો હાર જોયો અને વાયુવેગે રાજદરબારમા દોડતી આવી, મહારાજા અને રાણીસાહેબને, કલાવતીના કઠમા ઝળુકતા વિજળીના સમુહ જેવા હારની ખબર આપી દીધી કલાવતી પણ ઘણી હુશીયાર યુવતી હતી, દાસીઓના મુખ વિલાસોથી, હારની હકીકત સમજાઈ ગઈ અને એકદમ પોતાના આવાસે આવી, આભૂષણો સાથે હારને પણ ઉતારીને ન પકડાય તેવા સ્થાનમા મુકી દીધો પરતુ કહેવત છે કે

"બુદ્ધિબળથી પાપ પણ, ઢાકયુ નવ ઢકાય ।
મહા વાસ સમુદાયમા, અગ્નિ કેમ છુપાય ? ॥

મદિરાપાનને જાર ચોર, જુગારના રમનાર ।
રાખ્યા ગુપ્ત રહે નહી, સઘળા પાપ પ્રકાર" ॥

અને થોડી જ વારમા, કલાવતીના મહેલની ચારે બાજુ, રાજાના સિપાઈઓનો પહેરો ગોઠવાઈ ગયો, અને અલ્પ પ્રયાને થોડી જ ક્ષણોમા હારનો પણ કબજો લીધો તેમજ કલાવતી પાસે આ હાર શી રીતે આવ્યો, તેની પણ ઝીણી તપાસના અતે, ખબર પડી ગઈ, અને કલાવતીના મહેલમા ચડર્પિંગલ પકડાઈ ગયો

અત્યાર સુધી ઘી અનેક ચોરીઓના મહેલ ઉપર હારચોરીનું શિખર ચડવાથી, રાજા અને પ્રધાનવર્ગ તથા નાગરિકો, બધા જ ચડર્પિંગલ ઉપર ખૂબ ઉશ્કેરાઈ ગયા હોવાથી, રાજાની આજ્ઞાથી ચડર્પિંગલને શૂળી ઉપર ચડાવવામા આ યો

આ બનાવથી આખા નગરના લોકોને, ભલે આનદ થયો હોય, પરતુ કલાવતીને પારાવાર આઘાત થયો અને મનમા વિચારો આવ્યા, આવા મારા પ્રમાદમય વિલાસોને ધિક્કાર થાઓ, મે પોતે જ આભૂષણની સજાવટમા વિચારજ ન કર્યો કે, આ હાર, રાજાની રાણીનો છે, હારને કોઈ પણ જોસે તો, ચોરીની જાહેરાત થઈ જશે, અને ચોરી પ્રકટ થવાથી, ચોરનાર અને આશ્રય આપનાર બન્ને ગુનેગાર ગણાસે ભલે મારા ગયા જન્મોના પુણ્યથી, રૂપ કઠમાધુર્ય અને નૃત્યકલાથી, મારી ઉપર હમેશ કૃપાનજરથી દેખનાર રાજાએ, મને ચોરની શિક્ષા કરી નથી પરતુ મારી ઉપર એકાન્ત વિશ્વાસમા રહેનાર, ચડર્પિંગલના આવા ભયકર મરણમા, મારી બેદરકારી

પણ જેવી તેવી ગુનેગાર ગણાય નહી

વળી અત્યારે જે હુ આવી માલદાર બની છુ, તે પ્રતાપ ચડપિંગલનો જ છે, તેણે પોતાની જીદગીભરની ચોરીઓનુ, મોટાભાગનુ ધન મને જ બક્ષીસ આપ્યુ છે મરણના ભયનો પણ વિચાર કર્યા સીવાય, આવો મહાકિંમતી હાર પણ તેણે મને બક્ષીસ આપ્યો છે આવા આવા તેના ઉપકારોનો, અલ્પાંશ પણ બદલો હુ આપી શકી નથી, માટે હજી પણ હુ તેનો પરલોક સુધરાવુતો, અલ્પાશેપણ તેના ઉપકારનો બદલો વળે, એવા વિચારો લાવીને, જ્યા ચડપિંગલને, શૂલી ઉપર બેસાર્યો છે ત્યા આવી, અને ઘણાબળથી પોતાને, જેના સ્મરણ–શ્રવણ–ધ્યાન–જાપમા અપ્રતિમ શ્રદ્ધા છે, એવો પચ **પરમેષ્ઠિ નમસ્કારમહામત્ર** સભળાવવા લાગી, અને નમસ્કારમહાત્મ્યની પરીક્ષા પામવા માટે, ચડપિંગલને નિયાણું કરાવ્યુ કે, "नमस्कारवशादस्य, सुत स्या भूपतेरिति"॥

**અર્થ**—"આ નમસ્કારમહામત્રના સ્મરણ અને ધ્યાનના પ્રભાવથી, હુ આ નગરના રાજવીનો પુત્ર થાઊ," તેણે મનમા નિયાણું કર્યુ કલાવતીપોતે રાજા અને નાગરિકોની કૃપાનુ પાત્ર હોવાથી, છુટથી ચોર પાસે જઈ શકાયુ અને નમસ્કારો ખૂબ જોર શોરથી સભળાવી શકાયા અને ભાવિભાવથી ચડપિંગલ ચોર પણ, નમસ્કાર સાભળવાની ધૂનમા તન્મય બનીને, મનુષ્યનુ આયુષ્ય બાધવાપૂર્વક મરીને, તે જ **રાજા જિતશત્રુ**ની રાણી, **ભદ્રાદેવી**ની કુક્ષિમા પુત્ર પણે અવતર્યો

રાણી પણ આ દિવસોમા ઋતુસ્નાતા હતી કલાવતીએ એ પણ ધ્યાન રાખ્યુ હતુ અને પૂર્ણમાસે કુમારનો જન્મ

થયો પહેલો જ પુત્ર હોવાથી, રાજાએ મહોત્સવ કરાવ્યો, કેદખાનામાથી તમામ કેદીઓને છોડી મુકાવ્યા, દીન-અનાથ-રોગી-રાક-નિધારોને સુખીયા બનાવ્યા

નમસ્કારમહામત્રનો અજબ પ્રભાવ જુઓ, પાપ પણ પુણ્યમા ફરવાઈ ગયુ, પુત્ર જન્મથી ઠામ ઠામ નિધાનો પ્રકટ થયા, આજુબાજુના ઉદ્ધતરાજાઓ પણ આણાધરી થયા આવું બધુ જોઈને રાજાને પુત્ર પ્રભાવશાળી જણાવાથી પુરન્દર નામ પાડયું

વારવધૂ કલાવતીએ, ચડપિંગલનુ મરણ અને રાણીનો ગર્ભકાલ બરાબર ધ્યાનમા રાખ્યો હોવાથી, અનુમાનથી વિચાર્યું કે નમસ્કારમહામત્રનો પ્રભાવ અજોડ છે સાથોસાથ ચડપિંગલની-નમસ્કારસ્મરણમા એકાગ્રતા ખૂબ હતી નિયાણુ કરાવ્યુ છે, માટે જરૂર ચડપિંગલ જ મહારાણીની કુક્ષિસરોવરનો હસ બન્યો હશે ?

આમ નક્કી વિચાર કરી, દરરોજ રાજમદિરમા જવા લાગી, અને કુમારને પોતાના અકમા લઈને રમાડતી હતી, વળી આજુબાજુ તપાસ કરીને, કોઈ ન હોય તો, હે ચડપિંગલ રડીશ નહી, એમ વારવાર કાન પાસે મુખ રાખીને બોલાવા લાગી

रमयन्ती ततो भूप-नन्दन सा मुहुर्मुहु ।
कुर्वन्त रोदन प्राह, मा रुदश्चण्डपिंगल ! ॥ १ ॥

તેથી કુમાર પણ પોતાની અત્યત પરિચિત બે વસ્તુઓ, કલાવતીનુ પૂર્ણિમાના ચદ્ર જેવુ, તેજસ્વી અને ગૌરમુખ, અને ગયા જન્મનુ પોતાનુ નામ, જોવાથી અને સાભલવાથી,

વારવાર ધ્યાન ખેચાવાથી જાતિસ્મરણ પામ્યો.

नाम स्व प्राच्यमुत्कर्णो, नित्यमाकर्णयन्नसौ ।
पद्यत्रास्य तथतस्या सस्मार प्राग्भव निज ॥ १ ॥

ક્રમેકરી પુરદરકુમાર યૌવનવય પામ્યો, અને પિતાના અવસાન પછી મોટા સમારોહથી રાજ્યાસન ઉપર બેઠો કલાવતી પણ ચડપિંગલના મરણ પછી, અને પુરદરના જન્મ પછી, અધિકતર ધર્મશ્રદ્ધા વાલી થવાથી, સતી નારીની માફક વેશ્યાવૃત્તિને તિલાજલી આપીને પ્રેમિતભર્તૃકા પતિવ્રતાનુ જીવન જીવતી હતી

તેથી પુરદરરાજા વિચારે છે કે હુ, ગયા જન્મમા ચોર હતો શૂલી ઉપર મર્યો હુ નરકગતિમા લઇ જનાર પાપો કરનાર એવા મને, કલાવતીના સભળાવેલા નમસ્કારમહામત્રનુ, આ પરિણામ છે તેથી જ રાજ્યપ્રાપ્તિ, અને ધર્મશ્રદ્ધા, પ્રકટી છે આવુ બધુ જ વિચારુ તો, હજારો ભવો સુધી પણ કલાવતીનુ ઋણ ચુકાવી શકુ નહી

માટે મારે કલાવતીનો સપૂર્ણ આદર કરવો જોઈએ, આવા વિચારો કરીને, રાજા પુરદરે, ખૂબ જ રાગિણી એવી કલાવતીને, પોતાની મહા માનવતી પટ્ટરાણી બનાવી, અને રાજા-રાણી ઉભય દપતી નમસ્કારમહામત્રનો જાપ અને શ્રીવીતરાગશાસનનુ સવિશેષ આરાધન કરી, સુગતિ ગામી થયા "यथा राजा तथा प्रजा" એન્યાયથી આખુ નગર નમસ્કારમહામત્રનો જાપ કરે છે

રાજસિંહકુમારે પોતાના વ્હાલા મિત્ર સુમતિ મારફત નગરવાસી લોકો પાસેથી, વમતપુર નગરમા બનેલી, નમસ્કાર-

મહાત્મ્ય સૂચિકા ઘટના સાભળી તેથી અત્યારસુધીની શ્રદ્ધામા ખૂબ જ વધારો થયો અને આગળ ચાલતા થયા

**ઇતિ ચડપિગલ ચોરના પ્રમ ગવાલી નમસ્કાર-મહાત્મ્ય કથા સ પૂર્ણા**

—*—

**અથ—નમસ્કારમહામ ત્રના પ્રભાવને બતાવનારી જિનદત્ત શેઠ અને હુ ડિકચોરની કથા**

શ્રીવસ તપુર નગરથી રવાના થયેલા સુમતિ મિત્રસહિત રાજસિંહ કુમાર, પૃથ્વીના અનેક આશ્ચર્યોને જોતા જોતા શ્રી વીતરાગ શાસનનુ કેન્દ્ર, મથુરાનગરીના પરિસરમા પહોચ્યા આહીં વિશાલકાય યક્ષમ દિર જોઈ, જગ આશ્ચર્ય જણાયુ, અને થોડા નજીક જઈને જોયુ

આ મ દિરમા, એક શ્રાવકની ઘણી જ સુ દર ઊભી **પ્રતિમા** અને તેની નજીકમા શૂળાનો દેખાવ છે અને તે શૂળી ઉપર એક ચોરને બેસાર્યો છે શેઠજી ચોરને પ ચપર મેષ્ઠિ નમસ્કારમહામ ત્ર સ ભળાવે છે આવી–આજસુધી ક્યારે પણ નહી જોયેલી, નહી સાભળેલી, નમસ્કારમહા-મ ત્રના પ્રભાવને સૂચવનારી, એ મૂર્તિને જોવાથી, રાજસિંહ કુમારને ઘણુ જ આશ્ચર્ય થયુ અને પૂજારીને પાસે બોલાવી વૃતાન્ત પૂછ્યો

પૂજારી ઉત્તર આપે છે હે મહાભાગ્યશાલી પુરુષ ! આ પુરુષરત્નોનિ ખાણ, મથુરા નામની નગરીમા, શત્રુદમન નામનો રાજા રાજ્ય કરે છે અને પોતાની પ્રજાને પુત્ર-પુત્રીની માફક પાળે છે આ રાજાના રાજ્યમાં, ઈ તિ-ઉપદ્રવ-મારી

ક્યારે પણ આવતુ નથી રાજ્ય-ચૌર અને અગ્નિનો ભય વિગેરે આ રાજાના રાજ્યકાળમા લગભગ નામશેષ જ થઈ ગયા છે

આવો, યુગલિકકાળ જેવો, એકદમ સુખમય કાળ ચાલતો હતો, તેવામા ભાવિભાવવશાત્, જનતાને ક્યારે પણ કલ્પનામા નહી આવેલો, નગરમા ચોરનો ઉપદ્રવ શરૂ થયો અને દરરોજ અથવા બે ત્રણ દિવસે, મોટી મોટી ચોરીઓ થવા લાગી, એક માસ જેટલા વખતમા તો નગર આખામા ભયની લાગણી ફેલાઈ ગઈ, હાહાકાર વર્તાઈ ગયો ચોરાએલા અને વગર ચોરાએલા, બધા લોકોનો આનદ લુટાઈ ગયો આપણી આબાદી કેમ જાળવી રાખવી ? બધા લોકો આ જ વિચાર કરવા લાગ્યા અને તેથી એક દિવસ નાગરિકલોકોનો સમુદાય એકઠો થઈ, બધા રાજસભામા ફરીયાદ કરવા ગયા રાજાએ પણ બધાને બરાબર સાભળી, લોકોને દિલાસો આપ્યો આપ લોકો શાન્તિથી રહો, ચિંતા મુકી દો, હુ એવી યોજના કરૂ છુ કે, એક જ અઠવાડિયામા, આપ બધા મહાનુભાવો ભયને નિર્મૂળ થયેલો જોઈ શકશો

રાજાના આવા દિલાસાપૂર્ણ વચનો સાભળી, લોકોના ચિત્તમાથી, ઘણોખરો ભય ઓછો થયો અને નગરના રક્ષપાલકોને ( કોટવાળોને ) બોલાવીને, નગરવાસીલોકોને થયેલી ચોરની હેરાનગતિ જણાવવા પૂર્વક, એવી સુદર વ્યવસ્થા ગોઠવી કે જેથી ચોર જલદી પકડાઈ જાય ચોર ન જાણે, એટલુ જ નહી, પરતુ નાગરિકો પણ ન જાણી શકે તેવા ગુપ્તચરો આખા નગરમા ગોઠવી દીધા

આહીં છેલ્લા કેટલાક સમયથી હુડિકનામા મહાશક્તિ શાલી ચોરે, નગરમા અડ્ડા જમાવ્યા હતા તેની ચોરી કરવાની હુશીયારી અજબ હતી, તે દિવસે કોઈવાર વેપારીના વેશમા તો, કોઈવાર ભિખારીના વેશમા, ફરવા નીકળતો હતો, અને ચોરી કરવાના સ્થાનો જોઈ લેતો ક્યારે, કેવી રીતે અને કઈ દિશાથી પેસવું એવુ બધુ નક્કી કરી લેતો તથા ઘરના માલિકો કે, રાજકીય મનુષ્યોને, પણ ખબર ન પડી શકે, તેવી બધી યોજના ઘડી રાખતો હતો

જ્ઞાનિઓ ફરમાવે છે કે,

"જબ લગ તેરે પુણ્યકા, પહોચ્યા નહી કરાર ।
તબ લગ તુજકો માફ હે, અવગુણ કર હજાર ॥"

પુણ્યનો ઉદય ચાલુ હોય ત્યાસુધી હિંસા, જુઠ, ચોરી, અનાચાર વિગેરે ભયકર પાપો પણ દબાઈ રહે છે અવળુ કે દેલુ પણ સવળુ થઈ જાય છે એક માણસ પણ હજારોને હફાવે છે પરતુ પાપ ગમે ત્યારે પણ ખુલ્લુ થયા વિના રહેતુ નથી જ

"પુણ્ય પુર્ણ થયા પછી, ઉદય થાય છે પાપ, ।
વ્હાલા પણ વયરી બને, ભાઈ બેનને બાપ ॥"

હુડિકચોરને પાપાનુબધિપુણ્યનો ઉદય હતો, ત્યા સુધી પોબારજ પડતા ગયા, પરતુ હવે તેનો અત આવી ગયો હોવાથી, અને નાગરિકોના અશુભનો ઉદય સમાપ્ત થવાથી, એક રાત્રિમા એક ધનવાનના ઘરમાથી, લાખોની ઝવેરાતની પેટી ઉપાડીને, નીકળતો હતો, તેવામા કોટવાળના માણસોનો ભેટો થઈ ગયો અને ચોર પકડાઈ ગયો અને બે હાથ અને પગમા

જોરદાર બેડીઓ પહેરાવીને, દિવસ ઉગવાની સાથે, રાજાની પાસે લાવીને હાજર કર્યો

ફરીયાદો તો પહેલેથી જ આવેલી હતી આખુ નગર વિરોધી હતુ પક્ષ કરનાર કોઈ હતુ જ નહી, તેથી ન્યાયની અદાલતમા તેને, શૂળી ઉપર ચઢાવવાની શિક્ષા ફરમાવવામા આવી, અને વધારામા એ પણ જણાવવામા આવ્યુ કે, ભવિષ્યમા હવે પછી આવા ગુના કોઇ ન કરે, તેને સારૂ આ ચોરને એવી વિટબનાઓ થવી જોઈએ કે, જેથી સામાન્ય ચોરી પણ કોઇને કરવાની ઈચ્છા થાય નહીં

રાજાના ન્યાયની સાથે આખુ નગર સમત હતુ, એટલે ચોરને દુખ દેવાની જેટલી યોજનાઓ કહેવાય, તેટલી બધી થોડા જ વખતમા અનાયાસે તૈયાર થઈ ગઈ આવા પ્રસગોમા, કુતુહલ પ્રિય અપારમાર્થિક મનુષ્યોનો સાથ વધુ પડતો હોય છે તેથી ગણ્યા ગાઠ્યા ધાર્મિક વિચારવાળા દયાળુ માણસો હોય તો પણ તેમનુ કોણ સાભળે, બસ નિર્દય માણસોએ ભેગા મળી, ચોરના આખા શરીરે, અપવિત્ર વસ્તુઓનો લેપ કરી, ઉપર કાળીમસી ભરભરાવી, ગધેડા ઉપર બેસારી, અપ માન સૂચક વાજિંત્રો વગડાવા સાથે બિભત્સ પોકારો પાડવા પૂર્વક, આખા નગરમા ફેરવી, નગર બહાર લાવી, શૂળી ઉપર બેસારી દીધો

અને રાજા તરફથી ઢઢેરો (ઉદ્‌ઘોષણા) પીટાવવામા આવ્યો કે, આ ચોરને કોઈ સહાય કરશે, તેને પણ ચોર જેવો જ ગુનેગાર ગણવામા આવશે, તેથી તેની સામુ જોતા પણ દરેક ડરતા હતા, પછી સહાય કરવાની વાત જ શી?

- હવે શૂળી ઉપર ચડાવેલા ચોરને અતિ જોરદાર તૃષા લાગી, કર્મને પણ હજારે વાર ધિક્કાર છે, આવા મહા ભયંકર મરવાના સ્થાન ઉપર, અને મરવાની છેલ્લામા છેલ્લી ઘડીઓમાં પણ, મહા વિકરાળ તૃષા આવીને હાજર થઇ ગઈ, કર્મરાજાની શું આ જેવીતેવી નિર્દયતા ગણાય? શૂળી ઉપર ચટેલા આત્મા ઉપર પણ આવી અધમ કોટીની ટેશન ગતી? બજવણી? સતવણી?

તીવ્રતૃષા લાગવાથી શૂળીથી વિંધાઈ રહેલો બીચારો પામર ચોર, રસ્તે ચાલતા પ્રત્યેક માણસને, પોકાર પાડીને, મુખપાસે હાથ લગાડીને, પાણી પીવડાવો એવી નિશાની બતાવીને, કાલાવાલા-કગરવગર કરતો હતો, બધા માણસો સાભળતા પણ હતા, છતા કેટલાક તો તેની ચોરીઓની યાદ આપીને, તિરસ્કાર કરી, ગાળો સભળાવી ચાલ્યા જતા હતા, વખતે કોઈને દયા આવે તો પણ, રાજાના અધિકારીઓના ભયથી, સાભળ્યુ પણ ન સાભળ્યા તુલ્ય કરીને, ચલતિ પકડતા હતા

તે જ ક્ષણોમા હુડિકચોરના જાણે પુણ્યોની પ્રેરણા થઈ ન હોય? એવા, બારવ્રતધારી, સાક્ષાત્ ધર્મનીમૂર્તિસમાન, મહા ભાગ્યશાળી જિનદત્ત નામના શેઠ, તે જ રસ્તે નીકળ્યા અને હુંડિક ચોરે જોયા, અને પહેલાની માફક પાણી પીવડાવવા ઈશારા દ્વારા માગણી જાહેર કરી

શેઠજી ખરેખરા દયાલુ હતા, અકૃત્ય સીવાય ત્રણ જગતમા કોઇની પણ તેમને ડર હતી નહી, એટલે રાજાની કે રાજાના અધિકારીઓની, જરાપણ બીક મનમા લાવ્યા સીવાય, ચોરની નજીકમા આવ્યા અને કહ્યુ કે, ભાઈ?

હુ તારા માટે પાણી લેવા જાઉં છુ, પરંતુ તું પોતે હું નને આપુ છુ તે પદોનું, એકાગ્રચિત્તે મનમા સ્મરણ ચાલુ રાખજે. હું હમણા જ વેલામા વેલી તકે, પાણી લેઈ ને પાછો આવીશ, એમ કહી, **પંચપરમેષ્ઠિ નમસ્કારમહામંત્ર શુદ્ધભાષામા ઉચ્ચ સ્વરે ત્રણવાર સંભળાવ્યો.**

ચોરની ગ્રાહિણી બુદ્ધિએ અક્ષરશ નમસ્કાર મહામંત્રને પકડી લીધો અને મનમા વિચાર આવ્યો કે, જગતમા મંત્રોના પ્રભાવથી, સર્પાદિના ઝેર પણ શમી જાય છે મંત્ર શક્તિથી અગ્નિ–પાણી–રાક્ષસ-ચોર વિગેરેને થંભાવી શકાય છે, ત્યારે આ તો મહામંત્ર છે ધર્મી અને અકારણ ઉપકારી મહાપુરુષે આપ્યો છે, મટે મારે તેને એકાગ્ર ચિત્તે જપવો હિતાવહ છે

આવા સમજણ પૂર્વકના વિચારો વડે નમસ્કારમહામંત્ર પ્રત્યે, શ્રદ્ધા અને આદર વધવાથી, ચિત્તમા ખૂબ જ ધીરતા આવવા પૂર્વક, નમસ્કાર મહામંત્રનો જાપ ચાલુ રહ્યો શૂલીની મહાવેદના વિસરાઈ ગઈ, પાણીની પિપાશાપણ પલાયન થઈ ગઈ શેઠજી પાણી લઈને આવ્યા, અને ભરેલ ભાજન ચોરના મુખ સામે ધર્યું, પરંતુ ચોરનો અવિનશ્વર આત્મા, ભયંકર પાપો કરાવનાર, દુષ્ટ શરીરને છોડીને, દેવલોકની દેવાગનાઓનો અતિથિ બની ચૂકયો હતો

પૂર્વના એકાન્ત ઉપકારિ મહર્ષિ મહાપુરુષો ફરમાવી ગયા છે કે, મણિ–મંત્ર અને ઔષધિઓનો મહિમા અચિન્ત્ય છે તે ક્ષણવારમા ગમે તેવા રોગને દેશવટો અપાવે છે મૂર્ખને પંડિત બનાવે છે નિર્ધનને ધનવાન બનાવે છે ભૂચરને આકાશગામી બનાવે છે રાકને રાજા બનાવે છે

પરંતુ આ બધા મંત્રો, માત્ર આ લોકના જ સાધનો આપી શકે છે જ્યારે આ પંચપરમેષ્ઠિ નમસ્કારમહામંત્રતો આલોકના સર્વ વિઘ્નોનો નાશ કરે છે ઉપરાંત અવગુણની ખાણને ગુણનો સમુદ્ર બનાવેછે પાપ પુણ્યની, ધર્મ અધર્મની, ગુણ–અવગુણની ઓલખાણ કરાવી અહિતકર બધા સ્થાનો છોડાવી, બધા જ હિતકર સાધનોને ઓળખાવીને, સદ્ભાવને પ્રગટ કરાવે છે તથા પંચમહાપરમેષ્ઠિ ભગવંતોની ઓળખાણ કરાવી, તે મહાપુરુષોના માર્ગમા પ્રવેશ કરાવીને, સ્થિર બનાવે છે સાત્વિકભાવને અર્પણ કરે છે જગતના પ્રાણિમાત્રનુ ભલુ કરવાની ભાવનાની ભૂખ–પ્રગટાવે છે

બીજા બધા મંત્રો અને વિદ્યાઓની, સાધનાઓ કરવી પડે છે હવન, હોમ, બલિદાન વિગેરે મહાપાપમય ક્રિયાઓ પણ કરવી પડે છે દિવસો, મહિનાઓ અને વર્ષોના સમયનો ભોગપણ આપવો પડે છે, શ્મશાનો જેવા અતિબિભત્સ અને ભયાનક સ્થાનોના આશ્રય લેવા પડે છે, વ્યંતરાદિદેવ–દેવી ઓના તોફાનો ઉપદ્રવો સહન કરવા પડે છે, છતા નાસીપાસ પણ થવાય છે

જ્યારે પંચમહાપરમેષ્ઠિ નમસ્કારના સ્મરણ, જાપ, ધ્યાન કરનારને, ઉપરના કોઈપણ વિધાનો કરવા પડતાજ નથી કોઈપણ પાપમય કે પાપવાળી ક્રિયાઓ કે સાધનાઓ કરવાની જરૂર નથી, કોઈપણ શ્મશાનાદિ સ્થાનનો નિર્ણય નથી, વ્યંતરાદિ દેવ–દેવીના ઉપદ્રવો કે તોફાનો પણ આવતા નથી

કોઈપણ વયમા, કોઈપણ સમયમા, કોઈપણ સ્થાનમા, કોઈપણ અવસ્થામા, સુખમા, દુખમા, રોગમા, વિયોગમા,

ભયમા, આપત્તિમા, મુઝવણમા, પ ચપરમેષ્ઠિમહામ ત્ર નમ સ્કારનો જાપ કરી શકાય છે તત્કાલ સર્વવિઘ્નોનો નાશ થાય છે બધી ઇચ્છાઓ પૂરી થાય છે નાના બાળકને, વૃદ્ધને, યુવાનને, સ્ત્રીને, પુરુષને દરેકને ગણવાથી લાભ થાય છે

**પ્રશ્ન**—કોઈ ઋતુધર્મ પામેલી સ્ત્રી, કે પ્રસૂતિવાળી સ્ત્રી અથવા બીજા કોઈ અપવિત્ર સ્થાનોમા રહેલ મનુષ્ય પણ નમસ્કારમહામ ત્રનો જાપ, ધ્યાન, કરી શકે ?

**ઉત્તર**—જાપ કરવામા, કાયા, વચન, અને મન ત્રણે વપરાય છે કોઈકને વચન અને મન બે વડે પણ જાપ થાય છે જ્યારે સ્મરણ અને ધ્યાન ફક્ત મનથી જ થાય છે સ્મરણ અને ધ્યાન કરવામા કોઈને ક્યારે પણ વાધો નથી **માત્ર આત્મા સમજણવાળો અને વિવેક પામેલો હોવો જોઈએ** સમજણ અને વિવેક ન હોય તો વખતે, વાનરના **હાથમા મ્યાનવગરની તલવાર** આપવા જેવુ પણ થઈ જાય

ક ઠ, તાલુ, દાત, મુર્ધા, અને ઓષ્ઠ આ પાચ સ્થાનોના વપરાશ વગર, અર્થાત્ ઝીણો કે મોટો, વ્યક્ત કે અવ્યક્ત, ઉચ્ચાર કર્યા વિના જાપ કરી શકાય છે અર્થાદ્ મનમા નમસ્કારમહામ ત્રનું સ્મરણ કરવાનો કશો જ વાધો નથી

આહી જિનદત્તશેઠનુ ચોર પ્રત્યેનુ વાત્સલ્ય, રાજા અને રાજાના અધિકારીઓ સુધી પહોચી ગયુ અને રાજાની આજ્ઞાના ભ ગનો ટોપલો, શેઠજી ઉપર ઠલવાઈ ગયો અને હુકમ છૂટ્યો કે, હમણાને હમણા શેઠને પકડી કેદ કરો ચોરને સહાય કરનાર પણ ચોર જ ગણાય, માટે શેઠને પણ ચોરની વિટ બના આપી શૂળી ઉપર લઈ જઈ ચડાવી દો

રાજાના સિપાઈઓએ શેઠને પકડી, અવળી ભુજાએ, બાંધીને, નગરમા ફેરવવા લીધા શેઠજી મૌન ધારણ કરી, પંચપરમેષ્ઠિ મહામંત્રનો એકાગ્રચિત્તે અવિચ્છિન્ન જાપ કરતા ચાલે છે આખા નગરમા ફેરવી શૂળી પાસે લાવ્યા નગરમા ઘણો જ હાહાકાર થયો આખી જીંદગીમા કયારે પણ કોઈના ગુનામા નહિ આવેલા, ન્યાય નીતિથી વ્યાપાર કરનારા, ગરીબ–નિરાધાર–દીન–દુખી–રોગી–પરાધીનના અન્ન જેવા આધાર–આપનાર, ધર્મી શેઠની આવી દશા કેમ? એમણે શૂળી ઉપર મરતા ચોરને પાણી પાવા પ્રયાસ કર્યો, તેનો પણ આવડો મોટો ગુનો? આવા રાજાઓના રાજ્યોમા નીતિ મરી પરવારી છે આવી હજારો વાતો ચોરેને ચૌટે થતી રહી, પણ બહેરા કાનના રાજાને સાભળવાની કયા ફુરસદ છે!

શ્રીવીતરાગ શાસનમા આરાધનાની ચઉભંગી બતાવી છે ધનાજી–શાલિભદ્રજી–ધન્નાકાકન્દી જેવા કેટલાક આત્માઓમા આરાધના અને આરાધક ભાવ, બંને પરસ્પર ચડતા–અધિકાધિક હોય છે એટલે ધર્મની આરાધના સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર-તપ, અને તદ્રુપ આત્મભાવ પણ ઓતપ્રોત હોય છે

વિનયરત્ન જેવા "મન મેલા તન ઉજળા, બગલા જેવુ ધ્યાન" અધમજીવોની, દેખાવની બધી ક્રિયાઓ, ભલભલાના શિર ડોલાવે તેવી, અતરાત્માનજો શાહી જેવો, આવાઓની આરાધનામા વિરાધકભાવ જાણવો દેશરીચોર, રોહિણીયોચોર પ્રભવોચોર, વંકચૂલચોર, ચાતુર્માસમા આગળ લખાઈ ગયેલો ચંદપિંગલચોર, ચિલાતીદાસીપુત્રચોર, દૃઢપ્રહારીચોર, આવા અનેક જીવો વિરાધનામય જીવન જીવતા હતા, તેમાં પ્રાન્ત

'ભાગ, એકદમ આરાધના મય થઈ જાય છે તેવા જીવોનો, વિરાધનામા આરાધકભાવ જાણવો છેલ્લો વિરાધના અને 'વિરાધકભાવ તો જગતના પ્રાણિમાત્રમા રહેલો છે જ

બીજી વાત ભૂતકાળમા બધાએલા કર્મોની પણ સમજવા જેવી છે, જો ભૂતકાળની સારી કે ખરાબ આચરણાઓના આધારે, આયુષ્ય વિગેરે કર્મો નિકાચિત થઈગયા હોયતો, છેલા વખતે થતી આરાધનાઓ કે વિરાધનાઓ, ભૂતકાળના બધનોને ફેરવી શકે નહી, પરતુ જો, ભૂતકાલના બધનો નિકાચિત થયા ન હોય, અને પાછળથી આરાધનાઓ કે વિરાધનાઓ જોરદાર થઈ જાય તો, ભૂતકાળના શિથિલ બધનો પલટાઈ જાય, આહીં-પહેલી આરાધના અને છેલી વિરાધનામા કડરિકરાજર્ષિ, સાવદ્યાચાર્ય, વિગેરે જાણવા અને પ્રથમ મહા વિરાધનાઓ કરનારાઓ પણ છેલી વયમા આરાધના પામેલા, દૃઢપ્રહારી વિગેરે ઉપર બતાવ્યા છે તે જાણવા

આજ ન્યાયે, આપણી પ્રસ્તુતવાર્તાનુ પાત્ર, હુડિકચોર, પણ, આખી જીદગી ચોરી કરનારો હોવા છતા પણ, ભાવિભદ્ર થવાનુ હોવાથી, શૂળી ઉપર પણ, મહાભાગ્યશાલી જિનદત્ત શેઠનો સમાગમ થયો, અને પચપરમેષ્ઠિ ભગવતોના નમસ્કા મત્રનુ દાન મળ્યુ, આત્મા પણ નમસ્કાર મહામત્રમા તન્મય બની ગયો, દેવના આયુષ્યનો બધકરી દેવલોકમા દેવપણે ઉત્પન્ન થયો

અને ઉત્તમતા પ્રગટથવાથી, તત્કાળ ઉપયોગ મુકયો, મે શુ સુકૃત કર્યું હશે? મને આવા-દુખના અશ વગરના, દેવતાઈ સુખો પ્રાપ્ત થયા એનુ શુ કારણ? આવા વિચારો સાથે જ

અવધિજ્ઞાનનો ઉપયોગ મુક્યો, કારણ કે ચારે નિકાયના દેવોમાં ભવપ્રત્યયિક અવધિજ્ઞાન હોય છે અવધિજ્ઞાનથી પોતાનો= હુંડિકચોરનો ભવ સાક્ષાત્ દેખાયો, ત્યાં પણ નમસ્કારમહામંત્રની પ્રાપ્તિ અને મહા ઉપકારી જિનદત્ત શેઠ પણ દેખાયા

શેઠજી ઉપર વર્તી રહેલો ભયંકર ત્રાસ=ઉપદ્રવોનો વધારો જોઈ, હુંડિકદેવના ચિત્તને અપ્રમાણ=ખૂબ જ દુઃખ થયું, મારા અકારણ ઉપકારી, સ્વાર્થવિના પરમાર્થ કરનાર શેઠજી ઉપર આવો ત્રાસ ? અને તે પણ મારા જ નિમિત્તે ? બસ વિચારો ની સાથેજ–ચપળા, ચંડા, જયણા અને વેગા ગતિના વેગથી, મથુરાનગરી પાસે આવી, એક મહાભયંકર અને આખા નગરને ઢાંકી નાખે, કચડી નાખે, તેવી શીલા વિકુર્વીને ઉલ્કાપાત જેવા, કલ્પાન્તકાળના મેઘના ગર્જારવ જેવા અવાજો કરીને, રાજાને, અધિકારીઓને અને નાગરિકોને, ચેતવણી આપી જુઓ આ શિલા વડે તમને અને આખાનગરને ચૂરી નાખીશ.

આ પ્રમાણે ઉદ્ઘોષણા કરીને રાજાને સિંહાસન ઉપરથી નીચે નાખી દીધો "ભોભો લોકા ? શૃણુત શૃણુત, અયં મહાશ્રાવક મમ અકારણોપકારી વર્તતે, તસ્ય પરમકૃપયા તેન શ્રાવિતનમસ્કારમહામંત્રશ્રવણેન મમ ચૈવ પ્રકારા દેવર્દ્ધિપ્રાપ્તા, તસ્ય મહાત્મન પ્રણામ કુરુધ્વ નોચેદ્ મરિષ્યથ,

આ પ્રમાણે ઉદ્ઘોષણા કરવા પૂર્વક, શેઠની [illegible] કરી, સિંહાસન [illegible] સિંહાસન ઉપર [illegible], ફૂલની વૃષ્ટિ કરી, [illegible] સુવર્ણ-રત્ન-[illegible]ની વર્ષા કરી, [illegible] કરી દીધા, [illegible]

ઉપદ્રવો ચાલુ કર્યા

આવો આકસ્મિક દેવતાઈ ઉપદ્રવ જોઈને સાભળીને, રાજા વિગેરે બધા ગભરાઈ ગયા, અને તત્કાળ હાથ જોડીને, વિનવવા લાગ્યા, અમારો અપરાધ ક્ષમા કરો, ક્ષમા કરો, અમે અજ્ઞાની આત્માઓએ આવા ગુણી શેઠને, ઓળખ્યા નહી ઇત્યાદિ પ્રકારની નાગરિક સહિત રાજાની વિનતિથી, દેવે શિલા સહરી લીધી, લોકોના બધનો તોડી નાખ્યા અને સ્વસ્થાનમાં ચાલ્યો ગયો

રાજા અને નગરવાસી લોકોએ, શેઠ પાસે જઈને, ક્ષમાપના કરી, પ્રણામ કર્યા વળી શેઠ પાસેથી, નમસ્કાર મહામત્રનો પ્રભાવ અને શ્રીવીતરાગદેવ-ગુરુ-ધર્મનુ મહાત્મ્ય સાભળી, રાજા અને નગરવાસી લોકોનો ઘણો ભાગ, જૈનધર્મનો સ્વીકાર કરીને પચપરમેષ્ઠિ નમસ્કારમહામત્રના જાપ, ધ્યાન અને સ્મરણમા વધારે વધારે ઉદ્યમવાળો થયો

ત્યારપછી થોડા જ વખતમા હુડિક-યક્ષના આદેશથી, રાજા તથા નગરવાસી લોકોએ, પ્રત્યેકે સાક્ષાત્ અનુભવેલા નમસ્કારમહામત્રના મહાત્મ્ય પૂર્ણ ચમત્કારને, જગતના આત્માઓને લાભકારક વિચારીને, તથા નગરવાસિલોકોને કાયમી સ્મરણ રાખવા માટે **"શૂળી ઉપર બેઠેલા હુડક ચોરની અને નમસ્કાર શ્રવણ કરાવતા જિનદત્ત શ્રાવકની"** આરસની પ્રતિમાઓ કરાવીને, તથા તેને અનુરૂપ ચૈત્ય બનાવ્યુ છે અને હુડિક-યક્ષના નામથી પ્રસિદ્ધિને પામ્યુ છે

**નમસ્કારમહામત્રપ્રભાવસૂચિકા હુડિકયક્ષ કથા સપૂર્ણ**

—*—

આ પ્રમાણેના પંચમહાપરમેષ્ઠિ નમસ્કારમહાત્મ્યને-સૂચવનારા, વર્ણનો પૂજારી પાસેથી સાંભળી હર્ષ પામી મથુરા મહાનગરીની શોભા જોઈને, બન્ને મિત્રો આગળ ચાલ્યા

અને ગજસિંહકુમાર સુમતિને કહે છે હે મિત્ર ! જે પ્રમાણે આપણે બન્ને મિત્રો, રસ્તામાં શિવકુમારનું, શ્રીમતીનું, ચોરનું, ચંડપિંગલનું, અને હુંડિકયક્ષનું નમસ્કાર મહામંત્રના પ્રભાવને પ્રકાશનારૂં વર્ણન જોયું, તે જ પ્રમાણે હું પણ ગયા જન્મમાં, શકલોકોનો અગ્રેસર, વનેચર, અસંસ્કારી, હિંસામય જીવન જીવનારો, ભિલ્લ હતો એક મહાઉપકારી, ચારે માસના ચઉવીહાર ઉપવાસ કરીને રહેલા, મહામુનિ-રાજના સમાગમને પામ્યો, અને તે મહાપુરુષે આપેલા પંચ પરમેષ્ઠિ મહામંત્રની શક્ય આરાધના કરીને, આવા અનુમોદ-નીય સ્થાનને પામ્યો છું

ગયા જન્મની મારી ધણિયાણી ભિલ્લડી પણ, મારી પેઠે જ નમસ્કાર મહામંત્રના ધ્યાનમાં એકાગ્ર બની આરાધના કરતી હતી તેથી મને સમજાય છે કે, તે ભિલ્લડી પણ, નમસ્કારમહામંત્રના ધ્યાનથી મરીને, જાતિસ્મરણ પામેલી કુમારી રત્નવતી પોતે જ હોય, કારણ કે તેની ગયા જન્મના પતિને જ પરણવાની પ્રતિજ્ઞા પણ અક્ષોભ્ય છે હજારો રાજ કુમારોના કળાઓ ઐશ્વર્ય અને રૂપ આદિ ગુણોને પણ તિરસ્કાર્યા છે આ જ કારણે, તેણીએ ગમે તે ફસાવી ન જાય માટે જ હવે કોઈપણ પુરુષને, મુલાકાત ન આપવા સખત આણુગમો જાહેર કર્યો છે અને તેણીના ચિત્તના ભાવની અજાણ જનતાએ તેણીને પુરુષદ્વેષિણી જાહેર કરી છે કારણ

કે આ મહાનત્રનો પ્રભાવ ગજબનાક છે જુઓ–

> हिंसावाननृतप्रिय परधनाहर्ता परस्त्रीरत,
> किंचा येष्वपि लोकगर्हितमहापापेषु गाढोद्यत।
> मन्त्रेशं स यदि स्मरेदविरत प्राणात्यये सर्वदा,
> दुष्कर्माजितदुर्गदुर्गतिरपि स्वर्गाभवेमानव ॥
> ( शार्दूलविक्रीडित )

અર્થ—કોઈપણ આત્મા હિ સા કરનારો હોય, અસત્ય ભાષી હોય, અદત્તગ્રાહી હોય, પરસ્ત્રીલ પટ હોય, બીજા પણ આવા જ, લોકમા પણ મહાનિ દનીય ગણાય એવા પાપો કર નારો હોય, પરતુ તે આત્મા પણ, આખી જી દગી, અથવા મરવાના ક્ષણે, નમસ્કારમહામ ત્રનુ સ્મરણ, વા શ્રવણ, એકાગ્ર ચિત્તે પામી જાય તો, જરૂર તે આત્મા દેવ અથવા મહર્દ્ધિક મનુષ્ય થાય છે

સુમતિ કહે છે આજે મને આ તમારા વર્ણનથી સમજાય છે કે, આપ આપની ગયા જન્મની પત્નિને પરણવા જઈ રહ્યા છો તેથી મને પણ વિચાર આવે છે કે, આ પુરુષ દ્વેષિણી રાજકુમારીને મળવુ પણ અશક્ય છે, તો પછી વાર્તાલાપાદિની તો વાત જ શું ? કુમાર કહે છે કે જેને "જગતના સર્વસમીહિત પૂરનારો મ ત્રાધિરાજ" સહાય કરનારો હોય, તેને ચિન્તા કરવાની જરૂર જ શા માટે ?

અને નમસ્કારમહામ ત્રનુ સ્મરણ કરતો મિત્ર સહિત આગળ ચાલ્યો, ત્યા તો માર્ગમા સુગ ધિત પુષ્પો અને સુસ્વાદુ ફળોથી લચી ગયેલા, વૃક્ષો અને લતાઓના માડવાઓથી, ખીચો ખીચ ભરેલી, એક મોટી અટવી આવી ફળફુલ અને લતાઓ

વૃક્ષોથી સુરમણીય હોવા છતા, અટવી બીહામણી પણ હતી. પરંતુ પુણ્યવાન મહાપુરુષોને ભય હોય જ કેમ? એટલે બન્ને મિત્રો નિર્ભય પસાર થતા, રસ્તામા ફલ જલને યથા યોગ્ય ઈન્સાફ આપતા, લગભગ અટવીના મધ્યમા આવ્યા.

પરિશ્રમ ઘણો લાગવાથી, એક શીતલ છાયાવાલા મહા વૃક્ષની નીચે, વિસામો લેવા બેસી ગયા આજુબાજુનુ સુંદર વાતાવરણ અને પરિશ્રમની પ્રેરણાથી, રાજસિંહકુમારની ચક્ષુઓ ઘેરાવા લાગી, તેથી ત્યાજ પત્ર અને પુષ્પની શય્યા બનાવી સુઈ ગયા અને મિત્ર સુમતિ નજીકના ઝુંડોમાથી, સુગંધિ પુષ્પો અને સ્વાદુ ફળો લાવી, મિત્ર પાસે મુકવા લાગ્યો.

આ બાજુ આકાશમાર્ગે ચાલતા એક વિદ્યાધરયુગલની દૃષ્ટિ રાજસિંહકુમાર ઉપર પડી દેવકુમાર જેવું કુમારનુ રૂપ જોઈ, તેના પુણ્યથી આકર્ષાઈ, સ્ત્રી-પુરુષનુ રૂપ કરવાની જુદી જુદી બે ઔષધિઓ આપી ચાલતા થયા

કુમારના મિત્ર સુમતિએ રૂપની બને સુપ્રભાવ ઔષધિઓની વાત કુમારને જણાવી, અને ઔષધિ યુગ્મ લેઈને, બન્ને મિત્રો રવાના થયા, અને પંચપરમેષ્ઠિ નમસ્કારમહામંત્રના જાપથી, પ્રકટ થએલા પુણ્ય પ્રાગ્ભારની અપૂર્વ સહાયથી, થોડા જ દિવસોમા, પદ્મપુરનગરના ઉદ્યાનમા શ્રીજિનમંદિરની નાતિદૂર-સમીપમા, ચિન્તામણિમહારત્નની સહાયથી, તદ્દન સુવર્ણનો પ્રસાદ બનાવીને, રહેવા લાગ્યા અને વસ્ત્રો આભૂષણો તથા અભીષ્ટ ખાન-પાનના સાધનો પણ, દેવમણિના પ્રભાવથી મેળવીને, સુખ પૂર્વક દિવસો વ્યતીત કરતા હતા

કુમારીરત્નવતી ક્યારેક ક્યારેક સખી વૃન્દથી વિંટળા

એલી, અને મોટાપણેથી આવૃત્ત થઈને, રાજભવનથી નગર-બહાર જિનમંદિર જુહારવા આવતી હતી. અને કુમારીના આગમન અગાઊ, રસ્તા ઉપર અને જિનમંદિરમા રહેલા પુરુષોને, ત્યાથી હટાવી દેવામા આવતા હતા

આબનાવજોઈ બને મિત્રકુમારો પણ વિદ્યાધર પાસેથી મળેલી, ઔષધિના પ્રયોગથી, રૂપવતી કુમારિકાના રૂપ બનાવીને, તથા ચિન્તામણિરત્નના પ્રભાવથી વસ્ત્રાભૂષણોથી અલંકૃત બનીને, જિનાલય જુહારવાના સાધનો સહિત જિન જુહારવા ગયા અને ચંદન-પુષ્પાદિવડે જિનપ્રતિમાની પૂજા કરી, અગ્રપૂજા અને ચૈત્યવંદન પણ મધુરધ્વનિએ કરીને બહાર નીકળતા રાજકુમારીનો ભેટો થયો.

પ્રાવિમાનને ગયા જન્મના પૂણ્યથી અથવા સ્નેહથી, એકની બીજા પ્રત્યે લાગણી પ્રકટ થાય છે, તે જ પ્રમાણે પાપોદયથી કે દ્વષથી, એકને દેખી બીજાને દ્વેષ પણ પ્રકટે છે, જેમ પાર્શ્વનાથસ્વામીના આત્માને જોઈ, ભવોભવ કમઠના જીવને દ્વષ જ થયો છે, ગુણસેનરાજાના આત્માને જોઈ અગ્નિશર્માના જીવને દ્વેષ થતો હતો, શંખ-કલાવતીના આત્માઓ, પરસ્પર મળતા વેંત આનંદ પામતા હતા તેમ રાજકુમારી રત્નવતીએ પણ, પ્રસ્તુત કર્તૃમ બે કુમારિકાઓને જોતા વેંત, કમળમા ભ્રમરપેઠે તેમ, રત્નવતીના નેત્રો રાજ-સિંહકુમારીના અંગ ઉપર સ્થિર થઇ ગયા

પછી તો જોવાથી તૃપ્તિ ન થવાથી, વચનો વડે વધાવવાનુ શરૂ કર્યુ ક્યાથી પધાર્યા છો ? આપનુ વતન કયા છે ? કયા ઉતર્યા છો ? આપનુ શુભ અભિધાન શુ છે ? અનેક

વિના, સુવર્ણ વગરના હીરાની જેમ, જરાપણ શોભા, પામે નહી, કુમારીરત્નવતી—અને યોગ્ય પતી ન મલે તો, હીરા કલાઈમા જડેલો શોભા પામે ખરો ? કુમારશ્રી—રાજપુત્રીઓને અનુરૂપ વર મેળવવા સ્વયવર પણ થઈ શકે છે, દેશોદેશના રાજકુમારોની પ્રતિકૃતિઓ (ફોટાઓ) મગાવીને પણ પસદગી મેળવી શકાય છે પરતુ આમને આમ પુરુષદ્વેષિ સ્વભાવની પ્રસિદ્ધિમા રહેવુ તે, કુલાગનાને કેમ શોભે ? રત્નવતી—

ततो रत्नवतीत्यूचे, मुक्त्वा त प्राग्भव पतिं ।
अवश्य नो करिष्येह-मपि स्वर्गपतिं पतिं ॥

અર્થ—મને જ્યા સુધી મારો ગયા જન્મનો પતિ નહી મળે, ત્યા સુધી દેવેન્દ્રને પણ પતિ કરવાની નથીજ. કુમારશ્રી—આવો હઠાગ્રહ રાખવાથી, અરણ્યમા ખીલેલા માલતીના મનોહર પુષ્પની પેઠે તમારૂ રૂપ-યૌવન-કલા-બુદ્ધિ બધુજ કર્માઈ જશે નારીના માર્ગ એ જ છે, કાતો ચન્દનબાળાની પેઠે વીતરાગની સાધ્વીપણુ, અથવા તો કલાવતી-દમયતી-સીતાની પેઠે સ્વામીની સેવા,

રત્નવતી—અત્યારે હમણાને હમણા સાધ્વીથવાની યોગ્યતા હુ મારામા જોઈ શકિત નથી કુમારશ્રી—તો પછી કુમારીપણામા જ જીદગી પુરી કરશો એમજને ? રત્નવતી—ના એમ નહીં, પરતુ મારૂ એમ માનવું છે કે, પતિ-પત્નીભાવ એટલે, આખી જીદગી માટે ચિત્તની પ્રસન્નતાનો વિસામો, એ અત્યાર સુધીના મને મળેલા રાજકુમારોમા, કયારે પણ કયાય અશથી પણ જણાયો નથી, અને તમે જ્યારથી મારા સમાગમમા આવ્યા છો, ત્યારથી તમારા માત્ર દર્શનથી પણ હું અતિ

આનંદ અનુભવી રહી છુ જેના વર્ણન માટે મારી પાસે શબ્દ જ નથી—

કુમારસ્રી—તમે જે ગયા જન્મના પતિની વાતકરોછો, તેને ઓલખવા માટે તમારી પાસે કઈ કઈ નિશાનીઓ વિદ્યમાન છે

રત્નવતી—અમે બે ગયા જન્મમા કયા રહેતા હતા? જ્ઞાતિએ કોણ હતા? અમારો જીદગી વ્યવસાય શુ હતો? અમારી તેવી અવસ્થામા પલટો થવાનુ કારણ શુ? એવા આત્માઓને કેવી ગતિમલવી જોઇએ અને કેવી મલી? આ વું અપૂર્વસ્થાન મલવામા ઉપકારી કોણ? એવી કઈ સામગ્રીના પ્રભાવથી તેમને અને મને આવુ ઉત્તમ સ્થાન મલ્યું? આ બધુ તેજ કહી શકે કે જે ગયા જન્મનો મારો સ્વામી હોય, અથવા વિશિષ્ટજ્ઞાની કહી શકે, પરંતુ એતો વીતરાગ જ હોય

કુમારસ્રી—મારી વાત ઉપર તમને વિશ્વાસ બેસે તો હુ તમારા ગયા જન્મની વાત કહું છું સાભળો—જુઓ પુષ્કરવરદ્વીપાર્ધમા સિદ્ધવટ ગામમા સુવ્રતાચાર્ય નામના ગીતાર્થ—આચાર્ય જૈનાચાર્ય પધાર્યા હતા તે ગુરુદેવની આજ્ઞા મેળવી દમસાર નામના મહામુનિ, ચાર્માસના ચઉવીહારઉપવાસ પચ્ચખ્ખીને, નજીકના એક પર્વત ઉપર ચોમાસુ રહ્યા હતા

તે પહાડની બધી બાજુ વનેચર, શિકારી, ચૌર્યકરનાર, માસાહારી, મદિરાપાની, લગભગ—ભિલ્લ લોકોની વસતિ હતી તેવાઓમાથી, ભવિષ્યમા જેનુ અવસ્ય કલ્યાણ થવાનુ હશે તેવુ એક ભિલ્લનુ જોડલુ, મુનિ મહારાજ પાસે આવવા લાગ્યું કેટલાક દિવસો પછી, મુનિરાજે તેમને યોગ્ય વિચારી ધર્મ સભળાવવો શરૂ કર્યો ભિલ્લદંપતીને

રાજના વચનો દ્રાક્ષા જેવા રૂચવા લાગ્યા

અને ભિલ્લદ પતીની યોગ્યતા જણાવાથી, દમસાર મુનિએ, પચપરમેષ્ઠિનમસ્કારમહામ ત્ર મ ભલાવ્યો, સમ જાવ્યો, અને મુખપાઠ કરાવ્યો મુનિશ્રીમહાતપસ્વી હતા અકારણઉપકારી હતા, કોઈ પણ વસ્તુનો બદલો લેતા કે લેવાના ન હતા તેથી ભિલ્લદ પતીઉપર તે મહાપુરુષનો પ્રભાવ ખૂબ પડયો

અને તેથી તે દ પતીએ તેમના ઉપદેશથી, જેટલા શકય, તેટલા બધા પાપાચારોનો ત્યાગ કર્યો વલી દરરોજ વચનામૃતો સાભળવાથી, મિથ્યાત્વ વિષનુ પ્રાબલ્ય નબળુ પડ્યુ, અને નમસ્કારમહામ ત્રના જાપમા, અપૂર્વ શ્રદ્ધા પ્રગટ થઇ, તેથી નમસ્કાર મ ત્રનુ ચિંતન–મનન–જાપ–ધ્યાન બધા તારોતાર થઈ ગયા અને શકય એટલી નિષ્પાપ જીદગીજીની સરણ પામી. નમસ્કારમહામ ત્રના ધ્યાનથી, તમે આવુ ઉત્તમ કુલ, જાતિ સ્મરણજ્ઞાન, નમસ્કારમહામ ત્રનુ ધ્યાન, રાજકુમારીપણું વિગેરે પામ્યા છો

આપ્રકારનુ કુમારસ્રીનુ ભાષણ સાભળી, રત્નવતી વિચારવા લાગી મારા સ્વામી અને હુ અમારા બે જણ સિવાય, આ ઘટના કોઈ જાણતું નથી અને તેઓ વત માન જન્મમા પુરુષ જ હોવા જોઇએ વલી મારી માફક તેઓ જરૂર કોઈ રાજાધિરાજ નાજ કુલમા જન્મ્યા હોવા જોઇએ રત્નવતી પોતાની સખી ચ દ્રલેખાને કહે છે કે મારા ગયા જન્મની વાત અક્ષરશ આ સ્રી કહે છે તે પ્રમાણે જ છે વળી જ્ઞાની અને અનુભવી વિના આવી અક્ષરશ બનેલી વાત બીજો કહી શકે પણ કેમ?

ત્યારે શું ? આ સ્ત્રી પોતે જ મારો ગયા જન્મનો પતિ હશે ? વળી આ સ્ત્રીની ભાષા પુરુષના જેવી જ લાગે છે તથાવળી સતી સ્ત્રીને પતિના સિવાય, અન્યને—દેવેન્દ્ર હોય તો પણ, જોવાથી કે સ્પર્શથી જરા પણ કામવિકાર થાય નહીં

ત્યારે આ સ્ત્રી જ્યારથી આપણને મળેલ છે, ત્યારથી મારા ચિત્તમાં, પતિસમાગમ જેટલી જ પ્રેરણાઓ પ્રગટ્યા કરે છે તેથી મને એમ સમજાય છે કે, મારી પુરુષદ્વેષત્વની થયેલી પ્રસિદ્ધિના કારણે, ઉપાયાન્તરને અભાવે, આવું સ્ત્રૂંમનારીનું રૂપ બનાવીને, આ મારા ગયા જન્મના સ્વામી પોતે જ અહિં આવ્યા હોય એમ લાગે છે

આવીરીતે બ નેસખીઓએ વિચારોની આપલેકરીને, છેવટે અધીરતાથી, રત્નવતી, કુમારસ્ત્રીના પગમા પડીને વિન વવા લાગી, હે સ્વામિનિ! આપે મારી અને મારા સ્વામીની ગયા જન્મની વાત સભળાવી આનદ આપ્યો છે, હવે આપનું સ્વાભાવિક રૂપ બતાવીને પણ, અમારી અધીરતાને દૂર હટાવો

રાજકુમારી રત્નવતીની આન્તર લાગણીને સમજેલા-રાજ- સિંહકુમારે, એક ક્ષણનો પણ વિલબ ર્યા સીવાય, વિદ્યાધર દ પતીની આપેલી બીજી ઔષધીના પ્રયોગથી, [illegible] રૂપ બનાવી લીધા જેને જોઈ ને, કુમારીને જે આનદ [illegible] તે વચનાતીત જ ગણાય

कुमाररूपमालोक्य, राजकन्दे[illegible]
प्रमोद प्राप त यस्य, सकीर्णा [illegible]

કુમારનું રૂપ જોઈ કુમારીની [illegible]
હે સ્વામિન્ જેમ રૂપ બતાવ્યું, [illegible]

કૃપા લાવીને, આપનુ સ્થાન, કુલાદિ, પણ જણાવો અને ચ દ્રલેખાની માગણીથી, રાજસિ હકુમારે ઈશારો કરવાથી મ ત્રિપુત્ર સુમતિચ દ્રે સવિસ્તર દેશ, નગર, ઐશ્વર્ય, માતા, પિતા, અભિધાનાદિ કહી સ ભળાવ્યુ અને મુસાફરના મુખથી તમારૂ વર્ણન સાભળીને અમે રસ્તાના કૌતુકો અને પ ચમહા પરમેષ્ઠિ નમસ્કારમ ત્રની સપ્રભાવ ઘટનાઓ, સાભળતા સાભળતા આહી આવ્યા આ બધી વાતો સવિસ્તર કહી બતાવી

આ પ્રમાણેની રાજસિ હકુમાર અને રત્નવતીના સમાગમની ઘટના સખીમુખથી સાભળી, રત્નવતીના માતા-પિતા **પદ્મરાજા અને હ સીદેવીએ**, ઘણા જ ઉમળકાપૂર્વક બ નેના લગ્ન લીધા અને રાજવર્ગીય નરનારી ગણ અને નાગરીકોના અમેય ઉત્સાહથી, વિષ્ણુ-લક્ષ્મી જેવો વિવાહ થયો રાજપદ્મસિંહે કરમોચન અવસરે રત્ન-મણિ-હીરા-મોતી-સુવર્ણ-ગજ-અશ્વ-રથ-પાયદળ-વસ્ત્ર-દાસ-દાસી આદિ દાયજામા ઘણું-ઘણું આપ્યુ

રાચરચિલાથી ભરેલો સાત માળનો મહેલ રહેવા આપ્યો રાજસિંહકુમાર પણ રત્નવતી સાથે, પોતાના મિત્ર સુમતિચ દ્ર સહિત કેટલોક સમય ત્યા રહ્યો એક દિવસ ઝરૂખામા બેસી નગર ચર્ચા જુવે છે, તેટલામા, પિતાનો મોકલેલ, ખાસ મનુષ્ય, કુમાર પાસે આવીને, લેખ આપી ઊભો રહ્યો

કુમારે પિતાના બેપીઆને ઓળખ્યો, પિતાનો લેખ હાથમા લઈ હૃદય સાથે ચાપી, માણુસ પાસેથી માતાપિતાના સુખ સમાચાર સાભળી, લેખને વાચવો શરૂ કર્યો

લક્ષ્મી અને કલ્યાણની ખાણ અને સ્વર્ગના એક વિલાસ

જેવા, મણિમંદિર નગરથી, શ્રી [illegible]
શુભનગરે, કુમારતિલક વ્હાલાપુત્ર [illegible]
કરીને, જણાવે છે કે પુત્ર! [illegible]
સુપસાયથી અતિઆનંદ હોવા છતા, [illegible]
ચિત્તને વિષાદપણુ આવી જાય છે

પુત્ર! જનમુખથી તા। [illegible]
આનંદ પામ્યા છીએ, પરંતુ હવે [illegible]
મૃતની પિપાસાપણુ ખૂબ જ પીધ [illegible]
પહેલી, બીજી વય સંપૂર્ણ થઈ [illegible]
પ્રકાશ થઈ ચુકયો છે તેથી હવે [illegible]
નેથી વરેલા મૂખ્ય થવા તમારી [illegible]

માટે વહેલામા વહેલી તકે, [illegible]
પર્વત જેવડો મોટો રાજ્યનો [illegible]
ઉતરાવી, પ્રજા પાલનના બંધનોમ [illegible]
રાગદ્વેષે પ્રકાશેલી પ્રવ્રજ્યાના [illegible]
સાવ ડાહ્યા દિકરા પાસે [illegible]
ગણાય નહી

પિતાનો પત્ર વાચીને, [illegible]
સસરા પાસે જઈ, પિતાના પત્ર [illegible]
અને રાજપદ્મસિંહ પાસે, સ્વનગર [illegible]
જવાની ઇચ્છા પણ [illegible]
જમાઈ અને પુત્રીનો વિયોગ [illegible] છતા [illegible]
પારકી થાપણ" પરણેલી પુત્રી [illegible] જમાઈ [illegible]
ગણાય ઈચ્છા હોય કે ન [illegible]

રાજા-રાણી અને બીજો કેટલોક પરિવાર, કેટલોક સુધી વળાવા આવ્યો માતા-પિતા અને સખીઓએ, કુલબાલિકાને ઉચિત રત્નવતીને, શિખામણ આપી, બધા પરસ્પર ભિન્ની આંખે ભેટીને, જુદા પડ્યા રાજસિંહકુમાર પણ મિત્ર અને પત્ની સહિત, અશ્વરથમા બેસી શિઘ્ર પ્રયાણથી, પોતાના નગરમા આવી ગયા પિતાએ પુત્રનો ઘણા દબદબાથી પ્રવેશ કરાવ્યો નગરવાસી લોકોએ પણ, પોતાના યુવરાજના પ્રવેશને ખૂબ જ શોભાવ્યો

રત્નવતીએ પણ સખીઓ સહિત સાસુ સાસરાને પગમા પડી નમસ્કાર કર્યો, આશીર્વાદ મેળવ્યા અને રાજાએ તુરત જ, રાજજ્યોતિષી પાસે, કુમારને રાજ્યાભિષેક કરવાનુ મુહૂર્ત જોવડાવ્યું, અને પુત્રનો મોટા સમારોહથી રાજ્યાભિષેક કરાવ્યો એટલામા ઉદ્યાનપાલકે, આપણા ઉદ્યાનમા ગુણસાગર નામના આચાર્ય ભગવાન પધાર્યા છે એવી વધામણી આપી

ગુરુની પધરામણી સાભળી મેઘાગમને મયૂરની માફક રાજવી ઘણા ખુશી થયા ઉદ્યાનપાલકને, ઘણુ દાન આપી, જિનચૈત્યોમા મહોત્સવ કરાવી, બીજા ક્ષેત્રોમા પણ ખૂબ જ દાન આપી, પુત્રને સાથે લઈ, ગુરુ પાસે આવ્યા, દેશના સાભળી પહેલાથી દીક્ષા લેવાની તૈયારી જ હતી, તેથી રાજાએ બે હાથ જોડી ગુરુ પાસે દીક્ષા આપવા પ્રાર્થના કરી

ગુરુ મહારાજતો જ્ઞાની હતાજ તેથી, રાજાના બાહ્ય-અભ્યતર વિચારોનુ તાદાત્મ્ય, ગુરુ મહારાજના જ્ઞાન આદર્શ મા પ્રતિબિબ થયેલુ હોવાથી, અને રાજમૃગાક નૃપતિમા સર્વ સયમની યોગ્યતા સમજવાથી, પુત્ર-પ્રધાનવર્ગ અને પ્રજા-

જરૂર જણાય તે સ્થાનમા તે તે કરાવી, પોતાનો અને આરાધક આત્માઓનો માર્ગ સુદૃઢ બનાવતા હતા પ્રસગો પામી અમારિપડહ-વગડાવતા હતા

એમ, અભયદાન, સુપાત્રદાન, અનુકપાદાન, ઉચિતદાન, કીર્તિદાન આદિમા અપ્રમેય દ્રવ્ય આપીને, શ્રીવીતરાગશાસનની ઘણી ઘણી પ્રભાવનાઓ વડે, એકછત્ર જૈનશાસન બનાવ્યું, વળી, નમસ્કારમહામત્રના પ્રભાવથી, દુર્ધર રાજવીઓને પણ પોતાની આજ્ઞા મનવરાવી, તે તે દેશોમા પણ શ્રીજિન શાસન અને જીવદયાનો, વિજય વાવટો ફરકાવી, જૈનચૈત્યો અને ધર્મસ્થાનોવડે, પૃથ્વીને વિભૂષિત બનાવીને, મહાપુણ્યોદય પ્રાપ્ત બુદ્ધિ-શક્તિ રાજ્ય અને લક્ષ્મીને સફળ બનાવતા હતા

આવી રીતે ધર્મ અને સુખમય દિવસો વ્યતીત થતા હતા, તેમા આયુષ્યનો ઘણો ભાગ ચાલ્યો ગયો હતો, તેવામા એક દિવસ શરીરમા રોગનો દેખાવ થયો, અશક્તિ જણાવા લાગી, મહાપુરુષ હોવાથી, વિષાદ કે ગ્લાનિ ન થઈ, પરતુ હર્ષથયો એટલા જ માટે કે, આ, રોગપણ કર્મગજનો ખેપીઓ છે, તેણે આપણને પ્રમાદનિદ્રામા સુતેલાને જાગૃત કર્યા છે હવે ક્ષણવાર પણ બેદરકાર રહેવુ જોખમ ભરેલુ છે છેલ્લો અવસર સાધી લેવા સાવધાન થઈ જવુ જોઈએ

આવા આરાધના કરવાના મજબૂત વિચારો કરીને, પ્રતાપસિંહ નામના પુત્રને, રાજ્યાસન ઉપર સ્થાપન કરીને, રત્નવતી સહિત, સિંહ જેવા નિર્ભય, પણ સસારથી ભયપામેલા, અને લાખો મનુષ્યોને શરણ આપનાર, પણ સસારના પાપોથી

મહારાણી રત્નવતી પણ, સ્વામીની સાથે જ આરાધના પામીને તે પણ પાચમા દેવલોકમા ઈન્દ્રનો સામાનિક દેવ થયો ત્યાથી મનુષ્યભવ પામી મોક્ષ જશે

આ પ્રમાણે ભિલ્લના ભવમા પામેલા, નમસ્કારમહામંત્રના પ્રભાવથી, બીજા ભવમા રાજસિંહ–રત્નવતી રાજા રાણી થયા. ત્રીજા ભવે ઇન્દ્ર અને સામાનિક દેવ થયા ચોથાભવે મનુષ્ય ભવપામી મોક્ષ પામશે ઇતિ

રાજસિંહરાજા અને રત્નવતી રાણી (ગયા જન્મના ભિલ્લ–ભિલ્લડી) કથા સમાપ્તા

ઈતિ સુરિપુરંદર દેવેન્દ્રસૂરિમહારાજ વિરચિત–વૃન્દારુ વૃત્તિ અન્તર્ગત નમસ્કારમહામંત્રમહાત્મ્યસૂચિકા કથા સમાપ્ત.

## ગ્રન્થકાર પ્રશસ્તિ

ભગવાન શ્રીમહાવીરસ્વામીની પરપરામા ૫૮મી પાટ ઉપર આચાર્યભગવાન **શ્રીવિજયહિરસૂરીશ્વરજી** મહારાજ થયા જેઓ સાહેબની રત્નત્રયી અતિ ઉજ્વળ હતી જેમના આદેયનામકર્મના ઉદયથી આખી દુનિયાનો સમ્રાટ્, **અકબર** બાદશાહ આંશિક જૈનધર્મ પામ્યો હતો પોતાના રાજ્યભરમા સાડાછમાસ જીવહિંસા બંધ કરાવી હતી

તેમના શિષ્ય **વિજયસેનસૂરિમહારાજ** થયા જેઓની વિદ્વતા અને પુણ્યબલથી બાદશાહ **જહાંગીર** ઉપર ઘણો પ્રભાવ પડતો હતો જહાંગીરના દરબારમા આચાર્યભગવાનનુ બહુમાન પૂર્ણ હતુ તેઓ વ્યાકરણ–કાવ્ય–કોષ–સાહિત્ય–ન્યાય–પ્રકરણ–આગમઆદિ સ્વ–પરદર્શનના અનેક વિદ્વાન હતા.

તેમના શિષ્યરત્ન ૬૦ મા પટ્ટધર આચાર્યભગવાન વિજયદેવસૂરિમહારાજ થયા તેમના શિષ્યરત્ન આચાર્યભગવાન વિજય સિંહસૂરીશ્વરજી મહારાજ ૬૧મી પાટે થયા

શ્રીવિજયસિંહસૂરીશ્વરમહારાજને શિષ્યો ઘણા હતા વિદ્વાન હતા અને ત્યાગી પણ હતા અને ચતુર્વિધસંઘમાં માનવતા પણ હતા તે બધામા આચાર્ય પદવીમાટે સત્યવિજય પન્યાસ તરફ આખા સંઘનો આદર હતો છતા તેમણે અતિનમ્રતાપૂર્વક જણાવ્યું કે, અમારામા આચાર્યપદવીની લાયકાત નથી આખા ગચ્છના સ્વામિત્વનો ઈ કારકરીને, ક્રિયાદ્ધાર કરી, આખા સંઘમા આવેલી શિથિલતા દુરકરવાના પ્રયત્નો શરૂ કરીને, સાધુસંઘમા પેઠેલી પ્રમાદદશાને દેશવટો આપ્યો

૬૨ સત્યવિજયપન્યાસથી મણિવિજયદાદા [illegible] પછી એક કોઈ આચાર્ય નથી ૬૩મી પાટે [illegible] કપૂરવિજયપન્યાસ થયા ૬૪ પન્યાસજીમ૦ [illegible] ગણિવર થયા ૬૫ પન્યાસજીમ૦ જિનવિજયજી [illegible] ૬૬ પન્યાસજીમ૦ ઉત્તમવિજયજી ગણિવર [illegible] સજીમ૦ પદ્મવિજયજી ગણિવર થયા [illegible] આગમા પણ આ મહાપુરુષ ઘણા [illegible] ચાર્યોના ગ્રંથો ઉપર વૈરાગ્ય ભરપૂર [illegible] સજ્ઝાયો ગુજરભાષામા બનાવ્યા છે [illegible] રૂપવિજયજી ગણિવર થયા. તેમણે [illegible] પૂજાઓ વિગેરે ઘણી રચનાઓ [illegible] કીર્તિવિજયગણી થયા છે ૭૦ [illegible] કસ્તૂરવિજયગણી ૭૧ પન્યાસ[illegible] તેઓ પ્રાયઃ બારેમાસ [illegible]

૭૨ વિજયસિદ્ધિસૂરિમહારાજ થયા જે
૧૯૫૭ ની શાલથી ૧૯૮૩ ની શાલ સુધી
આરાધ્યો અને ૧૯૮૩ થી ૨૦૧૫ ની શાલ
વર્ષ સુધી એકાન્તર ઉપવાસ તપશ્ચર્યાની આ
વિજયસિદ્ધિસૂરીશ્વરજી દાદાના શિષ્ય,
નિસ્પૃહચૂડામણિ મુનિમહારાજ શ્રીવિનયવિજય
તેઓશ્રીના શિષ્યરત્ન નિર્મલચારિત્ર પ્રાય
વિછિન્ન નિત્યભકત (એકાશણું) તપશ્ચર્યા આરા
અને પાચપ્રસ્થાન આરાધક આચાર્યદેવ
સૂરિમહારાજ હાલ વિદ્યમાન છે
તેમના શિષ્યરત્ન સુનિર્મલ રત્નત્રયી
સજી મહારાજ **શ્રીસુન્દરવિજયજીમ૦** સાહે
તેમના શિષ્યલેશ (મુનિવેશધારી) પન્યાસ
એ પંચમેષ્ઠિનમસ્કાર મહામન્ત્રયન્ત્રની સચો
પન્યાસજીમહારાજ શ્રીસુન્દરવિજયજી
ભાઇ અને વિજયસિદ્ધિસૂરિમહારાજના આ
મહારાજ સાહેબ, મેરુવિજયજીગણિવર સાહે
છે તેઓ સાહેબની, પરમકૃપાથી, હિત
વાણીથી લેખકને શ્રીવીતરાગ શાસનમા પ્રવે-

વિ ૨૦૨૦ વીરનિર્વાણ
૨૪૯૦ મહાશુકલા પચમી
કાર્તિક ૧૯૬૪ ૧૯-૧-૬૪
ની પન્યાસ ચરણવિજયગણી

મલાડ (વે
સવરી રે
જૈનદેરા
મુમ્બ

आज्ञाविरुद्ध यत्किंचिद् लिखित पुर
सर्वज्ञशासिक यच्चिम मिथ्यादुष्क

# શુદ્ધિપત્રક

| અશુદ્ધ | શુદ્ધ | પૃ | લી. |
|---|---|---|---|
| શાસનપતિ | શાસનપતિ | ૧ | ૧ |
| ૫ ચપરમેષ્ટિ | ૫ ચપરમેષ્ટિ | ૨૩ | ૨૩ |
| ના | ના | ૩૧ | ૨૫ |
| સમથન | સમર્થન | ૪૮ | ૭ |
| અલૌકક | અલૌકિત | ૭૯ | ૬ |
| શાસ્રીનો | શાસ્રોનો | ૮૩ | ૧ |
| બાની | બાની | ૮૩ | ૭ |
| અતમ | અધમ | ૯૨ | ૧૦ |
| નહિ | નહિ કરવા | ૧૧૯ | ૨૫ |
| ધ નતણુ | ધનતણું | ૧૨૪ | ૨૫ |
| હિસાના | હિંસાના | ૧૨૯ | ૬ |
| રાજાષ | રાજર્ષિ | ૧૩૧ | ૧ |
| સપન | સ પન | ૧૪૯ | ૨૫ |
| ચોરસી | ચોરાસી | ૧૭૭ | ૧૭ |
| કઝાદીક | કબહીક | ૧૭૮ | ૧૬ |
| ધ્યય | ધ્યેય | ૧૮૨ | ૭ |
| સ્યય પ્રભસ્વાની | સ્વય પ્રભસ્વામી | ૧૮૭ | ૧૫ |
| તવા | તેવા | ૨૦૨ | ૧૧ |
| શુરૂપુષોનો | શુરુપુરષોનો | ૨૫૨ | ૨૨ |
| અ કપિત | અકપિત | ૨૫૯ | ૧૫ |
| જનિશ્વર | જિનેશ્વર | ૨૫૯ | ૨૧ |

૭૨ વિજયસિદ્ધિસૂરિમહારાજ થયા જેમણે વિક્રમ સ૰ ૧૯૫૭ ની શાલથી ૧૯૮૩ ની શાલ સુધી કાયમ ચોમાસી તપ આરાધ્યો અને ૧૯૮૩ થી ૨૦૧૫ ની શાલ સુધી પ્રાય ૩૨ વર્ષ સુધી એકાન્તર ઉપવાસ તપશ્ચર્યાની આરાધના કરી હતી

વિજયસિદ્ધિસૂરીશ્વરજી દાદાના શિષ્ય, મહાત્યાગી વૈરાગી નિસ્પૃહચૂડામણિ મુનિમહારાજ શ્રીવિનયવિજયજી મહારાજ થયા તેઓશ્રીના શિષ્યરત્ન નિર્મલચારિત્ર પ્રાય વીશ વર્ષ અવિચ્છિન્ન નિત્યભકત (એકાશણુ) તપશ્ચર્યા આરાધક વર્ધમાનવિદ્યા અને પાગપ્રસ્થાન આરાધક આચાર્યદેવ **શ્રીવિજયભદ્રસૂરિમહારાજ** હાલ વિદ્યમાન છે

તેમના શિષ્યરત્ન સુનિર્મલ રત્નત્રયી આરાધક પન્યાસજી મહારાજ **શ્રીસુન્દરવિજયજીમ૰** સાહેબ બિરાજમાન છે તેમના શિષ્યલેશ (મુનિવેશધારી) **પન્યાસચરણવિજયગણિ** એ પરમેષ્ઠિનમસ્કાર મહામન્ત્રગ્રન્થની સચોજના કરી છે

પન્યાસજીમહારાજ શ્રીસુન્દરવિજયજી ગણિવરના સગા ભાઈ અને વિજયસિદ્ધિસૂરિમહારાજના પ્રશિષ્ય, પન્યાસજી મહારાજ સાહેબ, મેરૂવિજયજીગણિવર સાહેબ, હાલ વિદ્યમાન છે તેઓ સાહેબની, પરમકૃપાથી, હિતકારિણી ઉપદેશ વાણીથી લેખકને શ્રીવીતરાગ શાસનમા પ્રવેશ મળ્યો છે

| | |
|---|---|
| વિ ૨૦૨૦ વીરનિર્વાણ<br>૨૪૮૦ મહાશુક્લા પચમી<br>ક્રાઈષ્ટ ૧૯૬૪ ૧૯-૧-૬૪<br>લી પન્યાસ ચરણવિજયગણી | મલાડ (વેષ્ટ) આનદરોડ<br>સધરી દેવકરણ મુલજી<br>જૈનદેરાસરની ચાલ<br>મુબાઈ ન ૬૪ |

आज्ञाविरुद्ध यत्किंचिद् लिखित पुस्तके मया।
सर्वज्ञशाक्षिक वच्मि मिथ्यादुष्कृतमस्तु मे॥

# શુદ્ધિપત્રક

| અશુદ્ધ | શુદ્ધ | પૃ | લી |
|---|---|---|---|
| શાનનપતિ | શાસનપતિ | ૧ | ૧ |
| પંચરમેષ્ટિ | પંચપરમેષ્ઠિ | ૨૩ | ૨૩ |
| ના | ના | ૩૧ | ૨૫ |
| સમદન | સમર્થન | ૪૮ | ૭ |
| અલૌકક | અલૌકિક | ૭૮ | ૬ |
| શાસ્ત્રીનો | શાસ્ત્રોને | ૮૩ | ૧ |
| બાની | બાની | ૮૩ | ૭ |
| અવમ | અધમ | ૯૨ | ૧૦ |
| નહિ | નહિ કરવા | ૧૧૯ | ૨૫ |
| ધનતણુ | ધનતણું | ૧૨૪ | ૨૫ |
| દુમાના | દિશાના | ૧૨૯ | ૬ |
| સર્જાય | સર્જાયે | ૧૩૧ | ૧ |
| સપન | સપત | ૧૪૯ | ૨૫ |
| ા મી | ઘોડાગી | ૧૭૦ | ૧૭ |
| કમરીઠ | કમદીપ | ૧૭૮ | ૧૬ |
| ધ્યવ | ધ્યેય | ૧૮૨ | ૭ |
| સ્વયંપ્રભસ્વાની | સ્વયંપ્રભસ્વામી | ૧૮૭ | ૧૫ |
| તવા | તેવા | ૨૦૨ | ૧૧ |
| ગુરૂપુપોનો | ગુરુપુરુષોનો | ૨૫૨ | ૨૨ |
| અકપિત | અકંપિત | ૨૫૯ | ૧૫ |
| જનેશ્વર | જિનેશ્વર | ૨૫૮ | ૨૧ |

| અશુદ્ધ | શુદ્ધ | પૃ | લી. |
| --- | --- | --- | --- |
| બપ્પટ્ટી | બપ્પભટ્ટી | ૨૬૩ | ૨૧ |
| ગણુંજ | ઘણુંજ | ૨૬૭ | ૬ |
| વેરાગી | વૈરાગી | ૨૬૭ | ૧૦ |
| વિજયસિંહાસૂરિ | વિજયસિંહસૂરિ | ૨૬૯ | ૩ |
| પરાગામી | પારગામી | ૨૭૦ | ૧૯ |
| સ્થૂલદ્રસ્વામી | સ્થૂલભદ્રસ્વામી | ૨૮૨ | ૫ |
| િયગજ ભગ | તિર્યગજ્રૃ ભગ | ૨૮૬ | ૬ |
| જૈનતર | જૈનેતર | ૨૯૨ | ૨ |
| સગ્રહ | સ ગ્રહ | ૨૯૪ | ૧૩ |
| અથવાળા | અર્થવાળા | ૩૦૩ | ૧૧ |
| ર | રે | ૩૦૩ | ૧૯ |
| કોટકોટી | કોટાકોટી | ૩૧૯ | ૧૮ |
| અશ્વય | ઐશ્વર્ય | ૩૩૯ | ૨૨ |
| થય | થાય | ૩૫૫ | ૧૨ |
| િયમ | નિયમ | ૩૬૬ | ૧૭ |
| માનુ | માનુ | ૩૯૦ | ૩ |
| તયારજ | ચા તૈરજ | ૩૯૩ | ૫ |
| કાતા | કાતો | ૪૦૦ | ૧૦ |
| આગરા | આગાર | ૪૦૩ | ૭ |
| મથુન | મૈથુન | ૪૦૫ | ૩ |
| ગુનીરૂ | ગુરુની | ૪૧૪ | ૧૫ |
| શાકિની | શાકિની | ૪૧૮ | ૩ |
| ભગી | ભ ગી | ૪૨૭ | ૨૦ |

| અશુદ્ધ | શુદ્ધ | પૃ | લી |
|---|---|---|---|
| હ્રણુ | હ્રાણુ | ૪૨૯ | ૫ |
| લુગવાને | લુટાવાનો | ૪૩૩ | ૩ |
| ક્રૃ | ક્રૃત્ત્તો | ૪૩૭ | ૨૪ |
| પઢી | પૈકી | ૪૪૬ | ૧૬ |
| ધૅમ | ધમ | ૪૪૭ | ૧૮ |
| વૅન સાહિત્યમા | જૈન સાહિત્યમા | ૪૫૫ | ૧૭ |
| અપૂકાય | અપ્કાય | ૪૬૨ | ૧૩ |
| મુનવરો | મુનિવરો | ૪૬૫ | ૧૫ |
| અબુધુ | અબધુ | ૪૬૮ | ૨૧ |
| અહિરત | અરિહંત | ૪૮૪ | ૯ |
| નિદક | નિંદક | ૫૦૭ | ૧૪ |
| આચારનારા | આચરનારા | ૫૦૫ | ૧૬ |
| કાતન | કીર્તન | ૫૧૩ | ૪ |
| ચારસીલાખ | ચોરાસીલાખ | ૫૧૩ | ૧૪ |
| અરિ | અરિ | ૫૧૪ | ૫ |
| વૃદારવૃત્તિ | વૃન્દારવૃત્તિ | ૫૧૭ | ૮ |
| રાજાસહ | રાજસિંહ | ૫૨૩ | ૩ |
| નજૈમદિરો | જૈનમંદિરો | ૫૨૩ | ૮ |
| વણુન | વર્ણન | ૫૨૪ | ૧૮ |
| તલાવેતી | તાલાવેતી | ૫૨૬ | ૧૩ |
| શ્રી જનધર્મ | શ્રી જૈનધર્મ | ૫૨૬ | ૨૪ |
| નાજસિંહ | રાજસિંહ | ૫૨૭ | ૨૪ |
| ઓલવી | ઝોલાવી | ૫૨૯ | ૧૮ |

| અશુદ્ધ | શુદ્ધ | પૃ | લી |
|---|---|---|---|
| પોતનો | પોતાનો | ૫૩૨ | ૨૨ |
| જનમ દિર | જૈનમ દિર | ૫૩૩ | ૯ |
| બતા નારી | બતાવનારી | ૫૩૯ | ૯ |
| ધમ | ધર્મ | ૫૪૧ | ૧૭ |
| નખ | નાખ– | ૫૪૧ | ૨૪ |
| યા વગરના | આવાકર્માયા વગરના | ૫૪૭ | ૨૪ |
| ડાહ્યા | ડાહ્યો | ૫૫૧ | ૨૧ |
| સવથી | સર્વથી | ૫૫૭ | ૧૩ |
| ચડ | ચ ઢ | ૫૭૧ | ૭ |
| એકાગાચત્ત | અકાગ્રચિત્ત | ૫૮૩ | ૩ |
| બનરાવ્યુ છે | બનાવરાવ્યુ છે | ૫૮૬ | ૨૧ |
| દ્વવિણી | દ્વવિણી | ૫૮૮ | ૧૭ |
| દ્વષથી | દ્વેષથી | ૫૯૦ | ૧૪ |
| ,, | ,, | ૯૦ | ૧૬ |
| કયુ | કર્યું | ૫૯૦ | ૨૩ |
| નથા | નથી | ૫૯૧ | ૨૧ |